પ્રકાશન નં. ૫૦૦

# આખિરતનો તોહફો



## સવાબ નો સમંદર

(આખિરત બનાવવા માટેનો ટૂંકોટચ અને અણમોલ ખઝાનો)

પુનરવલોકન
(મવલાના) હસન ભડકોદ્રવી (સા.)





પ્રકાશન વિભાગ :
દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ-૩૯૨૦૧૫,
તા. જિ. ભરૂચ (ગુજ.-ઈન્ડિયા).

★ બિસ્મિહી તઆલા ★

પ્રકાશન નં. ૫૦૦

"આ કુર્આન તો સર્વજગત માટે બોધગ્રંથ છે."
(કુર્આન શરીફ)

"નિ:શંક, નેક લોકો જન્નતમાં હશે."
(કુર્આન શરીફ)

"મારી વાતો પહોંચાડો, ભલેને એક જ વાત હોય !"
(હદીસ શરીફ)

# આખિરતનો તોહફો

## સવાબ નો સમંદર

(આખિરત બનાવવા માટેનો દૂંકોટચ અને અણમોલ ખઝાનો)

પુનરવલોકન
(મવલાના) હસન ભડકોદ્રવી (સા.)

• • •



પ્રકાશન વિભાગ :
દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ ભરૂચ,
મહમૂદનગર, મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫,
તા. જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)
Ph. (02642) 257086 Fax (02642) 257480

# આખિરત નો તોહફો

પ્રકાશન નં : ૫૦૦
પ્રત : ૧૧૦૦
આવૃત્તિ : પંદરમી
હિજરી સન : ૧૪૩૭
ઈસ્વી સન : ૨૦૧૬
કિંમત :





પ્રકાશન વિભાગ :
દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદ નગર,
મુ. પો. કંથારીઆ - ૩૯૨૦૧૫
તા. જિ. ભરૂચ (ગુજ. ઈન્ડિયા)
PUBLICATION DEPARTMENT:
DARUL ULOOM BHARUCH, MAHMOOD NAGAR
AT. & PO. KANTHARIA - 392015
TA. & DIST. BHARUCH (GUJ - INDIA)

★ બિસ્મિહી તઆલા ★

(૧) "આ કુર્આન તો સર્વજગત માટે બોધગ્રંથ છે."
(કુર્આન શરીફ)

(૨) "ઈન્નલ અબ્રાર લફી નઈમ" (અલ-કુર્આન)
(નિ:શંક, નેક લોકો જન્નતમાં હશે).

(૩) "મારી વાતો પહોંચાડો, ભલે ને એક જ વાત હોય."
(હદીસ શરીફ)

(૪) "મન અહબ્બ સુન્નતી ફકદ્ અહબ્બની વ મન્ અહબ્બની કા-ન મઈ-ય ફિલ્ જન્નતિ"
[અર્થ : જેણે મારી સુન્નતથી મુહબ્બત કરી (તેના ઉપર અમલ કર્યો) તેણે મારાથી મુહબ્બત કરી અને જે મારાથી મુહબ્બત કરશે તે જન્નતમાં મારી સાથે હશે. (મિશ્કાત શરીફ, પેજ ૩૦)]

(૫) નબીએ રહમત (સ.અ.વ.)ની વસિય્યત :
અલ્લાહનાં રસૂલ (સ.અ.વ.)એ ફરમાવ્યું : "હું તમારામાં એવી બે ચીજ છોડી જાઉં છું કે જો તમે તેને પકડી રાખશો તો ક્યારેય ન ભટકશો."
(૧) અલ્લાહ તઆલાની કિતાબ કુર્આન શરીફ.
(૨) નબી (સલ.)ની સુન્નત અર્થાત્ હદીસ.
(બેહિશ્તી ઝેવર) (મૌ. અશરફઅલી થાનવી રહ.ની કિતાબ)

(૬) "લકદ્ કા-ન લકુમ્ ફી રસૂલિલ્લાહિ ઉસ્વતુન્ હસ-નહ."
રસૂલુલ્લાહ (સ.અ.વ.)ની જિંદગી તમારા માટે બેહતરીન નમૂનો છે.
(સૂરએ અહઝાબ, આયત ૨૧)

(૭) "લા ઈલા-હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ"
[અલ્લાહ સિવાય કોઈ ઈબાદતને લાયક નથી અને હઝરત મુહમ્મદ (સ.અ.વ.) અલ્લાહના રસૂલ છે.]

બલગલ ઉલા બિ-કમાલિહી
કશફદ્દુજા બિ જમાલિહી
હસુનત્ જમીઉ ખિસાલિહી
સલ્લૂ અલયહિ વ આલિહી
સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ
અલ્ફ અલ્ફ મર્રહ
બિ-અદદિ કુલ્લિ ઝર્રહ

# અનુક્રમણિકા

| ક્રમ | વિષય | પેજ નં. |
|---|---|---|

## ✷ પ્રકરણ-૧ ✷

**✱ પ્રકરણ-૨ ✱**

| ક્રમ | વિષય | પેજ નં. |
|---|---|---|
| (૧૫) | દુરૂદ શરીફની મહાન ફઝીલત........................ | 216 |
| (૧૬) | અર્શે અઝીમ બરાબર સવાબ મળશે........................ | 217 |
| (૧૭) | મોટા માપણા વડે સવાબ મળશે........................ | 218 |
| (૧૮) | મોટા ત્રાજવામાં તોલાતું દુરૂદ શરીફ........................ | 218 |
| (૧૯) | જન્નતની ફળફળાદિ........................ | 219 |
| (૨૦) | હૌઝે કવસરનો લબરેઝ જામ પીવા મળશે........................ | 219 |
| (૨૧) | મોટો જામે કવસર મળશે........................ | 220 |
| (૨૨) | જન્નતમાં પોતાનું સ્થાન........................ | 220 |
| (૨૩) | એંસી (૮૦) વરસના ગુનાહ માફ........................ | 221 |
| (૨૪) | દરેક શબ્દ (અક્ષર)ના બદલે જન્નતમાં એક (૧) મહેલ | 221 |
| (૨૫) | ચાંદ સમાન મુખડું થશે........................ | 224 |
| (૨૬) | બેહતરીન હમ્દ અને અતિ અફઝલ દુરૂદ........................ | 224 |
| (૨૭) | બેહતરીન દુરૂદ........................ | 225 |
| (૨૮i) | ઉત્તમ દુરૂદ........................ | 226 |
| (૨૮ii) | અફઝલ દુરૂદ શરીફ........................ | 227 |
| (૨૯) | દુનિયા અને આખિરતની બરકતો પામવાનું દુરૂદ...... | 227 |
| (૩૦) | દુરૂદે ઈમામ શાફિઈ (રહ.)........................ | 228 |
| (૩૧) | દુરૂદની બરકતથી મળ્યું નબવી સન્માન........................ | 228 |
| (૩૨) | દુરૂદ પઢવા બદલ નબવી ઈકરામ........................ | 229 |
| (૩૩) | સાત હજાર (૭,૦૦૦) દુરૂદ પઢવાનો સવાબ.......... | 230 |
| (૩૪) | દસ હજાર (૧૦,૦૦૦) દુરૂદ પઢવાનો સવાબ......... | 231 |
| (૩૫) | બાર હજાર (૧૨,૦૦૦) દુરૂદ પઢવાનો સવાબ........ | 231 |
| (૩૬) | સાઠ હજાર (૬૦,૦૦૦) દુરૂદ પઢવાનો સવાબ........ | 231 |
| (૩૭) | સિત્તેર હજાર (૭૦,૦૦૦) દુરૂદ પઢવાનો સવાબ...... | 232 |
| (૩૮) | દુરૂદે સલાતુલ બીર........................ | 233 |
| (૩૯) | આખી દલાઈલુલ ખયરાત પઢવાનો સવાબ............ | 234 |
| (૪૦) | સૂતી વખતે પઢવાનું દુરૂદ........................ | 234 |

**✷ પ્રકરણ-૪ ✷**



**✷ પ્રકરણ-૫ ✷**

| ક્રમ | વિષય | પેજ નં. |
|---|---|---|

| ક્રમ | વિષય | પેજ નં. |
|---|---|---|

**✷ પ્રકરણ-૧૦ ✷**

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

લા ઈલા-હ ઈલ્લલ્લાહુ
મુહમ્મદુર્રસૂલુલ્લાહ
(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)

# પ્રકરણ-૧

## કુર્આન શરીફની ખાસ-ખાસ સૂરતો અને આયતોની મહાન ફઝીલતો

## ચુનંદા અશ્આર

**અમલસે ઝિંદગી બનતી હે, જન્નત ભી, જહન્નમ ભી,**
**યહ ખાકી અપની ફિતરતમેં ન નૂરી હે, ન નારી હે.**

❑ ❑ ❑

**તૂ કર બેખબર, સારી ખબરોંસે મુઝકો,**
**ઈલાહી રહૂં ઈક ખબરદાર તેરા !**

❑ ❑ ❑

**મેરી ઝિંદગીકા મકસદ તેરે દીનકી સરફરાઝી,**
**મૈં ઈસી લિએ મુસલમાં, મૈં ઈસી લિએ નમાઝી.**

❑ ❑ ❑

**યતીમે કે ના કર્દહ કુર્આન દુરુસ્ત,**
**કુતુબખાનએ ચન્દ મિલ્લત બશુસ્ત.**
(જો યતીમ કે ઉસને પઢના ભી ન સીખા હો, ઉસને કિતને હી મઝહબોંકે કુતુબખાને ધો દીએ, યા'ની મન્સૂખ કર દીએ.)

❑ ❑ ❑

**નિગાહે મન કે બ-મકતબ ન રફ્ત વ ખત ન નવિશ્ત,**
**બ-ગમ્ઝહ મસ્અલા-આમોઝે સદ મુદર્રિસ શુદ.**
(મેરા મહબૂબ જો કભી મકતબમેં નહીં ગયા, લિખના ભી નહીં સીખા, વહ અપને ઈશારોંસે સેંકળોં મુદર્રિસોંકા મુઅલ્લિમ બન ગયા.)

يَارَبِّ صَلِّ وَسَلِّمْ دَائِمًا اَبَدًا
عَلٰى حَبِيْبِكَ خَيْرِ الْخَلْقِ كُلِّهِمِ

**યા રબ્બિ સલ્લિ વ સલ્લિમ્ દાઈમન્ અબદા,**
**અલા હબીબિક ખય્રિલ્ ખલ્કિ કુલ્લિહિમી.**



★ બિસ્મિહી તઆલા ★

# પ્રકરણ-૧

## (૧) કુર્આન શરીફની ખાસ-ખાસ સૂરતો અને આયતોની મહાન ફઝીલતો

(૧)

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ط

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**

(શરૂ અલ્લાહના નામથી જે બેહદ મહેરબાન, મોટો રહમકર્તા છે.)

**મહાન ફઝીલતો : (૧) હદીસ :** હઝરત અતા (રદિ.) હઝરત જાબિર (રદિ.)થી રિવાયત કરે છે કે ''બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ'' નું આકાશમાંથી ઊતરાણ થયું, વાદળો પૂર્વ તરફ ભાગવા માંડયા, વિખેરાવા માંડયા, હવા થંભી ગઇ, દરિયા છલકાવા માંડયા, એટલે કે તેમાં એક પ્રકારનું તોફાન વ્યાપી ગયું. પૃથ્વી પરનાં પ્રાણીઓના કાન સરવા બની ગયા. શયતાન પર આસમાનથી આગના અંગારા વરસ્યા. અલ્લાહ તઆલાઃ પોતાની ઇઝ્ઝતની કસમ ખાઇને કહે છે કે જે વસ્તુ

પર મારું આ નામ પઢવામાં આવશે તેમાં બરકત થશે. ''બિસ્મિલ્લાહ...'' પઢનાર જન્નતમાં જશે.

(દૂર્રે મન્સૂર ભાગ–૧, તફસીરે ઈબ્ને કસીર ભાગ–૧, પેજ–૨૨)

(૨) ઈબ્ને મસઊદ (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે દોઝખ (જહન્નમ)ના ૧૯ જેટલા ફરિશ્તા છે. તેમનાથી નજાત–છૂટકારો મેળવવા માટે ''બિસ્મિલ્લાહ....'' પઢતા રહો, કારણ કે ''બિસ્મિલ્લાહ....''નાં પણ ૧૯ શબ્દો છે. દરેક શબ્દ આ ફરિશ્તાઓના અઝાબથી બચવા માટેની ઢાલ છે.

(દૂર્રે મન્સૂર ભાગ–૧, પેજ–૯)

(૩) અલ્લાહ તઆલા ફરમાવે છે કે, ''બિસ્મિલ્લાહ....'' પઢનારને હું દોઝખની આગથી બચાવીશ.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે ઉસ્તાદે બચ્ચાને કહ્યું કે ''બિસ્મિલ્લાહ....'' પઢો. ઉસ્તાદ તથા બચ્ચા અને માં–બાપ તેઓ દરેક જહન્નમ (દોઝખ)ના અઝાબથી આઝાદ લખવામાં આવે છે. (દૂર્રે મન્સૂર ભાગ–૧, પેજ–૯)

(૪) કેટલીક રિવાયતોમાં આવે છે કે તેનો પઢનાર મૌતની સખતી અને મુન્કર–નકીરનાં ડરથી બચેલો રહેશે. કબરમાંના અઝાબથી બચશે. કબરમાં તેનો વિર્દ નૂર બનીને હાજર થશે. પુલસિરાત ઉપર પસાર થતી વેળા ''બિસ્મિલ્લાહ....'' રોશની બની પાર કરવામાં સહાયભૂત થશે.

(ગુન્યતુત્તાલિબીન, ''દારુલ ઉલૂમ'' માસિક, ડિસેમ્બર ૧૯૯૦, પેજ–૧૪)

(૫) જ્યારે મો'મિન (ઈમાનવાળો) ''બિસ્મિલ્લાહ....'' પઢે છે ત્યારે જન્નત તેને પોતાના તરફ બોલાવે છે. તેને પોતાના તરફ મોકલવા અલ્લાહ તઆલાથી દુઆ માંગે છે.

(ગુન્યતુત્તાલિબીન, શમ્સુલમઆરિફ, ''દારુલ ઉલૂમ'' ડિસેમ્બર, ૧૯૯૦, પેજ–૧૪)

(૬) હઝરત ઈકરમહ (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહ પાકે શાહી તથા કલમ પેદા કર્યા પછી કલમને લખવાનો હુકમ થયો. કિયામત સુધી જે બનનાર છે તે બધું જ લવ્હે મહફૂઝ પર લખાયું, કલમે સૌ પ્રથમ ''બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ'' લખ્યું. લોકોને સલામતીનો પયગામ આપ્યો. એ શરતે કે તેઓ ''બિસ્મિલ્લાહ....'' પઢતા રહે. સાતમા આકાશ પર જે માનવંતા લોકો છે તથા સફ બાંધી અલ્લાહની યાદમાં પરોવાયેલા મુકર્રબ ફરિશ્તા છે તે બધાનો જ મુખ્ય વિર્દ ''બિસ્મિલ્લાહ....'' છે.

(ગુન્યતુત્તાલિબીન, શમ્સુલ્મઆરિફ, "દારુલ ઉલૂમ" માસિક ડિસેમ્બર, ૧૯૯૦, પેજ–૧૪)

(૭) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે મારી ઉમ્મતના માણસો કિયામત સુધી ''બિસ્મિલ્લાહ....'' પઢતા રહેશે. નામ–એ–આ'માલ તોલવામાં આવશે ત્યારે તેની બરકતથી નેકીઓનું વજન અનેકગણું વધી જશે.

(ગુન્યતુત્તાલિબીન, શમ્સુલ્મઆરિફ, "દારુલ ઉલૂમ" માસિક ડિસેમ્બર, ૧૯૯૦, પેજ–૧૪)

(૮) અલ્લાહ તઆલા ફરમાવે છે કે, ''બિસ્મિલ્લાહ'' પઢતા રહો. તેના વડે મારી ઈતાઅત અને મારી બંદગીમાં પરોવાય જાવ.

(ગુન્યતુત્તાલિબીન, શમ્સુલ્મઆરિફ, "દારુલ ઉલૂમ" માસિક ડિસેમ્બર, ૧૯૯૦, પેજ–૧૪)

**(૯) એક હદીસે કુદ્સી :**

હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે હઝરત જિબ્રઈલ (અલૈ.) કસમ ખાઈને આ હદીસ બયાન કરે છે અને એવી જ રીતે તે કસમ ખાઈને હઝરત મિકાઈલ (અલૈ.)થી બયાન કરે છે અને એવી જ રીતે તે કસમ ખાઈને હઝરત ઈસરાફીલ (અલૈ.) ફરમાવે છે કે હે ઈસરાફીલ !

હું મારી ઈઝ્ઝત અને બખ્શિશ, જલાલ અને કરમની કસમ

ખાઈને કહું છે કે જે માણસ ''બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ''ને સૂરએ ફાતિહા (અલ્હમ્દુ શરીફ) સાથે મેળવીને એક વખત પણ પઢશે, તમે ગવાહ (સાક્ષી) રહો કે હું તેની જીભ (ઝબાન)ને બાળીશ નહિ અને તેને દોઝખ (જહન્નમ)ના અને કબરના અઝાબથી પનાહ (બચાવી) આપીશ અને તેને કિયામતના અઝાબથી પનાહમાં રાખીશ. (તફસીરે રૂહલ બયાન)

એ જ અનુસાર અલ્લામહ શૈખ અકબર (રહ.) પોતાની કિતાબ ''ફુતૂહાત''માં ફરમાવે છે કે જ્યારે તમે સૂરએ ફાતિહા (અલ્હમ્દુ શરીફ....) પઢો ત્યારે એક જ શ્વાસમાં ''બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ'' મેળવીને પઢો.

(''ફઝાઈલે બિસ્મિલ્લાહ...'' પેજ–૧૫)

**(૧૦) વુઝૂ કરવા પહેલાં "બિસ્મિલ્લાહ..." પઢવાનો ફાયદો :**

રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું છે કે જેણે વુઝૂ કરતાં પહેલાં ''બિસ્મિલ્લાહ....'' નથી પઢયું તો તેનું વુઝૂ પરિપૂર્ણ (કામિલ) નથી થયું.

(તિરમિઝી શરીફ : ભાગ–૧, પેજ–૬)

**ફાયદો :** હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જે માણસ વુઝૂ કરવા પહેલાં ''બિસ્મિલ્લાહ....'' નથી પઢતો તો તેનાથી ફક્ત તેના વુઝૂ કરવામાં જે ભાગ ધોવાયો છે તેટલા જ ભાગનાં ગુનાહ માફ થાય છે.

પરંતુ જે માણસ ''બિસ્મિલ્લાહ....'' પઢીને વુઝૂ કરે છે તો તે માણસના આખા બદન (શરીર)નાં ગુનાહો માફ થઈ જાય છે.

(મિશ્કાત શરીફ)

**(૧૧) ખાવા પહેલાં ""બિસ્મિલ્લાહ...."" પઢવાનો હુકમ :**

હઝરત ઉમર ઈબ્ને અબી સલમા (રદિ.)થી રિવાયત છે કે

મને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે "બિસ્મિલ્લાહ...." પઢીને જમણા હાથથી પોતાની આગળથી ખાવ. (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ, તિરમિઝી શરીફ : ભાગ–૨, પેજ–૭)

**(૧૨)** હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

"બિસ્મિલ્લાહ...." અલ્લાહ તઆલાનાં મુબારક નામોમાંથી એક ખાસ નામ છે. અલ્લાહ તઆલા અને "બિસ્મિલ્લાહ...."ના દરમિયાન એવી જ નઝદીકીનો તઅલ્લુક (સંબંધ) છે જેવી રીતે આંખની કીકી અને સફેદીનાં દરમિયાન છે.

(હદીસ, "દારુલ ઉલૂમ" માસિક ડિસેમ્બર, ૧૯૯૦, પેજ–૧૩)

**(૧૩)** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે :

જે નેઅમતનાં શરૂઆતમાં "બિસ્મિલ્લાહ...." અને છેવટમાં "અલ્હમ્દુ લિલ્લાહ" પઢશે તો એ નેઅમત વિશે કિયામતમાં સવાલ થશે નહિ. (ઈબ્ને હિબ્બાન)

**(૧૪)** જે માણસે "બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ" પઢી તો તેણે અલ્લાહ તઆલાને ત્રણ હજાર (૩,૦૦૦) નામોથી યાદ કર્યા.

અલ્લામહ આલૂસી (રહ.) ફરમાવે છે કે અલ્લાહ તઆલાનાં ત્રણ હજાર (૩,૦૦૦) નામો છે :

એક હજાર (૧,૦૦૦) નામો ફરિશ્તાઓને જણાવ્યા.

એક હજાર (૧,૦૦૦) નામો અમ્બિયા (અલૈ.)ને જણાવ્યા.

ત્રણ સો (૩૦૦) નામો તૌરેતમાં નાઝિલ થયા.

ત્રણ સો (૩૦૦) નામો ઝબૂરમાં નાઝિલ થયા.

ત્રણ સો (૩૦૦) નામો ઈન્જીલમાં નાઝિલ થયા અને

નવ્વાણું (૯૯) નામો કુર્આન શરીફમાં નાઝિલ થયા.

અને એક નામ પોતાની પાસે રાખ્યું છે, તે કોઈને જણાવ્યું નથી. ફરી આ નામોનો અર્થ "બિસ્મિલ્લાહ...."નાં ત્રણ શબ્દો "અલ્લાહ", "રહમાન" અને "રહીમ"માં સમાવી દીધા. તો જેણે "બિસ્મિલ્લાહ...." પઢી તો તેણે અલ્લાહ તઆલાને ત્રણ હજાર (૩,૦૦૦) નામોથી યાદ કર્યા. (તફસીરે રૂહુલ બયાન)

**(૧૫)** હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે લોકો કલામે પાકની એક આયતથી ગાફિલ અને બેખબર છે. તે મારા અને સુલયમાન ઈબ્ને દાવૂદ (અલૈ.) સિવાય કોઈના પર નાઝિલ નથી થઈ. તે આયત "બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ" છે.

(તફસીરે ઈબ્ને કસીર, ભાગ–૧, પેજ–૧૯, દૂર્રે મન્સૂર : ભાગ–૧, પેજ–૨૦)

**(૧૬) ઘરમાંથી નીકળતી વખતે :**

بِسْمِ اللّٰهِ تَوَكَّلْتُ عَلَى اللّٰهِ لَا حَوْلَ
وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ ـ

જે માણસ ઘરમાંથી બહાર નીકળતી વેળા "બિસ્મિલ્લાહિ તવક્કલતુ અલલ્લાહિ લા હવ્લ વલા કુવ્વ–ત ઈલ્લા બિલ્લાહ" પઢે તો અલ્લાહ તરફથી કહેવામાં આવે છે કે મેં તારી હિફાઝત કરી લીધી અને તને તારા દુશ્મન શયતાનથી બચાવી લીધો. આ પઢવાથી જ શયતાન અલગ થઈ જાય છે.

(તિરમિઝી શરીફ : ભાગ–૨, પેજ–૧૮૦)

(અલ્લાહ તઆલા આપણા બધાને જ અમલ કરવાની તૌફીક અતા ફરમાવે, આમીન !)

(૧૭) જયારે કપડાં ઉતારે તો "બિસ્મિલ્લાહ...." કહીને ઉતારે, જેથી "બિસ્મિલ્લાહ...." પઢવાના કારણે શયતાન એની શર્મગાહ તરફ જોઈ શકશે નહિ. (હિસ્ને હસીન)

## ● ૧૦ વખત બિસ્મિલ્લાહ.... પઢવાની મહાન ફઝીલત :

**હદીસ :** (૧) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, અગર કોઈ કાગળ પર બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ લખ્યું હોય અને તે કાગળ જમીન પર પડી જાય અને એને તા'ઝીમની ખાતર મારા નામવાળા કાગળને કોઈ ઉઠાવી લે તો એનું નામ સિદીકીનમાં લખવામાં આવે છે અને અગર એનાં મા–બાપને અઝાબ થતો હોય તો અઝાબમાં તખફીફ (હળવાશ) કરવામાં આવે છે. [બયાને મુસ્તફા (સલ.) માસિક, ઓગષ્ટ–૨૦૦૪]

(૨) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, જે માણસ પોતાની તમામ ઉંમરમાં એક લાખ (૧,૦૦,૦૦૦) વખત બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ પઢશે, તો અલ્લાહ તઆલા તેના ઉપર દોઝખની આગ હરામ કરી નાખશે. [બયાને મુસ્તફા (સલ.) માસિક, ઓગષ્ટ–૨૦૦૪]

એક રિવાયતમાં છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એક દિવસ કબ્રસ્તાનમાં તશરીફ લઈ ગયા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ખબર પડી કે કબરમાં એક મય્યિતને અઝાબ થઈ રહ્યો છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને એની હાલત પર રહમ આવ્યો. એટલામાં હઝરત જિબ્રઈલ (અલૈ.) તશરીફ લાવ્યા અને કહ્યું કે, યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! દસ (૧૦) વખત બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ પઢીને આ મય્યિતને બખ્શી આપો.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દસ (૧૦) વખત પઢીને બખ્શી આપ્યું તો તરત જ મય્યિત પરથી અઝાબ હટાવી

લેવામાં આવ્યો અને જન્નતની હૂરો એની ખિદમતમાં હાજર થઈ.

હૂરોને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે તમે ક્યાં સુધી રહેશો ? હૂરોએ કહ્યું કે, સૂર ફૂંકવા અને જન્નતમાં દાખલ થવા સુધી.

## ● જન્નતના મહેલની ચાવી :

અલ્લાહના પ્યારા નબી હુઝૂર મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મેઅરાજમાં છે. હઝરત જિબ્રઈલ (અલૈ.) સાથે છે. જન્નતમાં ચાર સુંદર નહેરો વહેતી દેખાય છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પૂછે છે : 'ભાઈ જિબ્રઈલ (અલૈ.) ! આ નહેરો ક્યાંથી નીકળે છે ? ક્યાં જાય છે ?' હઝરત જિબ્રઈલ (અલૈ.) અરજ કરે છે; 'હે મારા આકા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આ નહેરો હૌઝે કવસર તરફ જાય છે, પણ એ ક્યાંથી નીકળે છે એની મને જાણ નથી. અલ્લાહના દરબારમાં આપ યાચના કરો. આશા છે કે અલ્લાહ તઆલા જરૂર આપને એનાથી માહિતગાર ફરમાવશે.' હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દુઆ યાચી તો તરત એક ફરિશ્તા હાજર થયા ને સરદારે અમ્બિયા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં સલામ પેશ કરીને અરજ કરી, 'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આપ આંખો મીંચી દો.'

ફરી ફરિશ્તાએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં આંખો ખોલવા અરજ કરી. અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આંખો ખોલી. જોયું તો સામે એક મોટું ઝાડ છે, ને નજીકમાં સફેદ મોતીઓનો બનેલો એક અતિ વિશાળ એવો બહુ ખૂબસૂરત મહેલ. મહેલનાં દ્વાર સોનાનાં છે ને દ્વારે તાળું છે.

અલ્લાહના હબીબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવતા; 'એ મહેલ એટલો તો વિશાળ હતો કે દુનિયાના સઘળા ઈન્સાનો તથા જિન્નાત એ મહેલમાં જાય તોય એવું લાગે જાણે પહાડની ખોએ કોઈ પક્ષી બેઠું છે !' આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે; 'મેં જોયું કે પેલી ચારે સુંદર નહેરો એ મહેલની નીચેથી વહી રહી છે.' અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એ વિશાળ મહેલમાં જવાનો ઈરાદો કર્યો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવવા લાગ્યા; 'દરવાજે તાળું છે. મહેલમાં કેમ જવાય ?' ફરિશ્તાએ અરજ કરી, 'હે મારા આકા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! એની ચાવી બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ છે.'

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દરવાજા પાસે ગયા ને બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ પઢયા. તાળું તરત ખુલી ગયું. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે, હું એ સુંદર મહેલમાં પ્રવેશ્યો. અંદર જઈને જોયું તો મહેલના ચાર થાંભલામાંથી એ મધુરી નહેરો વહી રહી છે ને એ થાંભલાઓ પર બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ લખેલ છે. બિસ્મિ....ની મીમના વર્તુળમાંથી પાણીની, અલ્લાહના 'હા'ના વર્તુળમાંથી દૂધની, રહમાનની મીમના વર્તુળમાંથી સ્વર્ગીય શરાબની ને રહીમની મીમમાંથી મધની નહેર વહી રહી છે. હું પામી ગયો કે આ નહેરોનું મૂળ બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ છે. એ વખતે અલ્લાહપાક તરફથી અવાજ આવ્યો; 'હે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આપની ઉમ્મતમાંથી મને જે કોઈ ડોળ દંભ વિના, નિર્મળ હૃદયે યાદ કરશે–બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ પઢશે, તેને આ નહેરો વડે હું તૃપ્ત કરીશ.' (બિસ્મિલ્લાહનો મહિમા)

## ● બિસ્મિલ્લાહ વિશે વિશેષ :

(૧) નમાઝની દરેક રકાતની શરૂઆતમાં સૂરએ ફાતિહા

પઢતાં પહેલાં બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ પઢવી ઈમામ અબૂ હનીફા (રહ.)ના મતે સુન્નત છે. જયારે ઈમામ અબૂ યૂસુફ (રહ.) અને ઈમામ મુહમ્મદ (રહ.) સહિત ઘણા ઈમામોના મંતવ્ય મુજબ વાજિબ છે. આથી દરેક રકાતમાં સૂરએ ફાતિહા પઢતાં પહેલાં બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ જરૂર પઢવી જોઈએ. ઘણા લોકો આ બાબતથી ગાફેલ કે અજાણ છે.

(૨) ઈમામ અબૂ હનીફા (રહ.)ના મત મુજબ નમાઝમાં સૂરએ ફાતિહા પછી કોઇ સૂરત પઢતાં પહેલાં બિસ્મિલ્લા-હિર્રહમાનિર્રહીમ ધીમેથી પઢવી બેહતર છે. (બિસ્મિલ્લાહનો મહિમા)

(૩) જો કોઇ વ્યક્તિ વુઝૂ કરતાં પહેલાં નીચે દર્શાવેલી આયત પઢશે તો તે જયાં સુધી વુઝૂ સાથે રહેશે ત્યાં સુધી ફરિશ્તા નેકીઓ લખતા રહેશે. (મકબૂલ અને મખ્સૂસ વઝાઈફ દા.ઉ. કંથારીઆ, પ્રકાશન નં. ૪૪૯)

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

بِسْمِ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ ط (અબૂદાવૂદ શરીફ)

## (૨) સૂરએ ફાતિહા (અલ્હમ્દુ શરીફ)ની મહાન ફઝીલતો

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ۝ الرَّحْمٰنِ الرَّحِيْمِ ۝ مٰلِكِ يَوْمِ الدِّيْنِ ۝ اِيَّاكَ نَعْبُدُ وَاِيَّاكَ نَسْتَعِيْنُ ۝

اِهْدِنَا الصِّرَاطَ الْمُسْتَقِيْمَ ۝ صِرَاطَ الَّذِيْنَ اَنْعَمْتَ عَلَيْهِمْ ۙ غَيْرِ الْمَغْضُوْبِ عَلَيْهِمْ وَلَا الضَّآلِّيْنَ ۝ (سورۃ الفاتحہ)

( آمين )

(૧) એક વખત સૂરએ ફાતિહા (અલ્હમ્દુ શરીફ) પઢવાનો સવાબ બે તૃતીયાંશ કુર્આન શરીફ પઢવા બરાબર (સવાબ મળે) છે. (હદીસ)

(૨) ત્રણ વખત સૂરએ ફાતિહા (અલ્હમ્દુ શરીફ...) પઢવાનો સવાબ બે વખત કુર્આન શરીફ પઢવા બરાબર (સવાબ મળે) છે. (તફસીરે મઝહરી : ભાગ–૨, પેજ–૧૫)

(૩) હઝરત અબૂ સઈદ બિન મુઅલ્લા (રદિ.) બયાન કરે છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક સહાબીને ફરમાવ્યું, "હું તમને એક સૂરત શિખવાડું છું, જે સવાબમાં કુર્આનની બધી સૂરતોથી મોટી છે. ત્યાર પછી તેમણે સૂરએ ફાતિહાની તાલીમ આપી." (બુખારી શરીફ)

(૪) હઝરત ઉબય બિન કઅબ (રદિ.)ને જનાબ સરકારે દો આલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : "અલ્લાહની કસમ ! સૂરએ ફાતિહા જેવી સૂરત ન તો તવરૈતમાં નાઝિલ થઈ, ન તો ઝબૂરમાં નાઝિલ થઈ, ન તો ઈન્જીલમાં નાઝિલ થઈ અને ન તો કુર્આનમાં બીજી કોઈ સૂરત એના જેવી નાઝિલ થઈ." (તિરમિઝી શરીફ)

(૫) હઝરત અનસ (રદિ.) બયાન કરે છે કે જનાબ રસૂલે

અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું,

"સૂરએ ફાતિહા આખા કુર્આનમાં સવાબ અને અજરની રૂએ અફઝલ છે." (ઈબ્ને હિબ્બાન)

(૬) નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે શયતાન ત્રણ મોકાઓ પર જેટલું રડયો એટલું ક્યારેય રડયો નથી :

૧. જ્યારે મલ્ઊન ઠરાવી આકાશમાંથી કાઢી મૂકવામાં આવ્યો ત્યારે.

૨. જ્યારે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પેદાઈશ થઈ ત્યારે અને

૩. સૂરએ ફાતિહા (અલ્હમ્દુ શરીફ.....)નું ઊતરાણ થયું ત્યારે.

(ગુન્યતુત્તાલિબીન, શમ્સુલમઆરિફ, "દારુલ ઉલૂમ" ડિસેમ્બર, ૧૯૯૦, પેજ–૧૩)

(૭) હઝરત હસન બસરી (રહ.) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી નકલ કરે છે કે જેણે સૂરએ ફાતિહા પઢી તેણે જાણે તવરાત, ઈન્જીલ, ઝબૂર અને કુર્આન શરીફને પઢયું.

(ફઝાઈલે કુર્આન–ફઝાઈલે આ'માલ)

(૮) એક વેળા હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે અલ્લાહપાકે મને ૮૦ જેટલી ફઝીલતો તથા મરતબા આપ્યા છે. આટલી બધી ઈઝ્ઝત મારા સિવાય બીજા કોઈ પયગમ્બરને આપવામાં આવી નથી. હું બેઠો હતો એવામાં હઝરત જિબ્રઈલ (અલૈ.) પધાર્યા. ફરમાવવા લાગ્યા કે હે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! અલ્લાહપાક ફરમાવે છે કે મેં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર અમારી મુકદસ કિતાબ 'કુર્આને પાક' ઉતાર્યું. એમાં એક સૂરહ

એવી છે કે જો તે તૌરેતમાં હોત તો હઝરત મૂસા (અલૈ.)ની ઉમ્મતમાં કોઈ પણ કાફિર ન રહેત. બધા જ મુઅમિન બની જાત. જો આ સૂરહ ઈન્જીલમાં હોત તો કોઇ પણ તેનો મુખાલિફ તથા મુનાફિક ન હોત. જો આ સૂરહ ઝબૂરમાં હોત તો હઝરત દાઉદ (અલૈ.)ની ઉમ્મતમાં કોઈ પણ માણસ આતિશ પરસ્ત–અગ્નિપૂજક ન હોત ! તે સૂરહ સૂરએ ફાતિહા છે. સૂરએ ફાતિહા કલામે મજીદમાં એટલા માટે નાઝિલ કરવામાં આવી કે તેની બરકતથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઉમ્મત કિયામત સુધી દોઝખની આગ તથા ભયંકરતા– હોલનાકીઓથી બચેલી રહે અને આ સૂરત પઢી અલ્લાહના બંદા સફળતા મેળવતા રહે !

હે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! અલ્લાહપાકે સચ્ચાઈ તથા દોસ્તી સાથે આપને મબ્ઉસ ફરમાવ્યા. જો બધા જ દરિયાને શાહી બનાવી દેવામાં આવે, બધા જ ઝાડને કલમ બનાવી દેવામાં આવે અને સાતે ય આકાશ તથા જમીનને કાગળ બનાવી દેવામાં આવે. એ પછી દુનિયા નાશ પામે ત્યાં સુધી સૂરએ ફાતિહાની ફઝીલત લખવામાં આવે તો પણ તે પૂરી કરવી અશક્ય છે.

આ મુબારક સૂરતમાં ૭ હર્ફ નથી. "સે" નથી, કારણ કે તે સુબૂરો–હલાકતનો હર્ફ છે. સૂરએ ફાતિહા પઢનારાઓને સુબૂરો–હલાકતથી પાલો પડશે નહીં. 'જીમ' નથી, કારણ કે તે 'જહન્નમ'નો પહેલો હર્ફ છે. સૂરએ ફાતિહા પઢતો રહેનાર જહન્નમમાં જશે નહીં. 'ઝે' પણ નથી. સૂરએ ફાતિહા પઢનાર ઝક્કુમથી બચેલો રહેશે, ઝક્કુમ થોર જેવો ઝેરીલો તથા કડવો ખોરાક જહન્નમી–દોઝખીઓને ખવડાવવામાં આવશે. 'શીન' નથી, કારણ કે સૂરએ ફાતિહા પઢનાર શકાવત–બદબખ્તી–હલાકતમાં સપડાશે નહીં. 'ઝોય' નથી, કારણ કે સૂરએ ફાતિહાનો

વિર્દ કરનારને કબ્રની તારીકી–અંધકાર ઘેરશે નહીં. 'ફે' પણ નથી, કારણ કે સૂરએ ફાતિહા પઢતો રહેનાર અલ્લાહના ફિરાક–વિયોગથી પીડાશે નહીં. સાતમો હર્ફ 'ખે' પણ સૂરએ ફાતિહામાં નથી, કારણ કે તેને પઢનાર દુનિયામાં બેઆબરૂ–જલીલ થશે નહીં.

પીરો–મુર્શિદ હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી અજમેરી (રહ.)એ ફરમાવ્યું કે સૂરએ ફાતિહામાં સાત આયતો છે. હઝરત ઈમામ નાસિર બસ્તી (રહ.)એ લખ્યું છે કે આ સૂરતમાં સાત આયતો છે. માણસના શરીરના ય સાત જેટલા ભાગ છે. જે કોઈ બંદો આ આયત પઢતો રહેશે તેના શરીરના સાતે ય ભાગને અલ્લાહ તઆલા સાત દોઝખની આગ તથા અઝાબથી મહફુઝ–સુરક્ષિત રાખશે.

મશાઈખે તબકાત અને અહલે સુલૂકવાળાઓ લખે છે કે અલ્લાહ તઆલાએ આ સૂરતમાં ૧૨૪ જેટલા હુરૂફ મૂક્યા છે. પયગમ્બરોની સંખ્યા ૧,૨૪,૦૦૦ (એક લાખ ચોવીસ હજાર) જેટલી છે. આ સૂરતમાં ૧,૨૪,૦૦૦ જેટલા અંબિયાઓના સવાબ જેટલો સવાબ સમાયલો છે. તેના દરેક હર્ફનો સવાબ ૧,૦૦૦ જેટલો, એ હિસાબે ૧૨૪ હર્ફનો સવાબ ૧,૨૪,૦૦૦ જેટલો છે !

اَلْحَمْدُ માં પાંચ હર્ફ છે. નમાઝ પણ પાંચ વખતની ફર્ઝ કરવામાં આવી છે. જે બંદો આ પાંચ હર્ફ પઢતો રહેશે તે પાંચ વખતની નમાઝમાં રહી ગયેલી કમી–ખોટ તથા નુકસાનથી બચેલો રહેશે. તેની બરકતથી અલ્લાહ તઆલા આવી નમાઝ પણ કબૂલ કરી લેશે.

لِلّٰہِ માં ૩ હુરૂફ છે. અલ્હમ્દુના પાંચ હુરૂફોમાં આ ૩ હુરૂફ ઉમેરતાં તેની સંખ્યા ૮ની થાય છે. અલ્હમ્દુલિલ્લાહ

પઢવાથી જન્નતના આઠ દરવાજા ઉઘડી જાય છે.

رَبِّ الْعٰلَمِيْنَ ۙ﴿۱﴾ માં ૧૦ હુરૂફ છે. અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીનના કુલ ૧૮ જેટલા હુરૂફ થાય છે. અલ્લાહ પાકે ૧,૮૦,૦૦ જેટલા આલમ પેદા કર્યા છે. તેને પઢનાર એ આલમ જેટલો સવાબ મેળવશે.

الرَّحْمٰنِ માં ૬ હુરૂફ છે. આગલા ૧૮ હુરૂફ સાથે તે મેળવતાં ૨૪ જેટલા હુરૂફ થાય છે. અલ્લાહ તઆલાએ રાત–દિવસના ૨૪ કલાક બનાવ્યા છે. અલ્હમ્દુ થી અર્રહમાન સુધી પઢતાં ૨૪ કલાકોના ગુનાહ માફ થાય છે.

الرَّحِيْمِ ۙ﴿۲﴾ માં ૬ હુરૂફ છે. ત્યાં સુધી બધા મળીને ૩૦ હુરૂફ થાય છે. આ પઢનાર પુલસિરાતની ૩૦ હજાર જેટલા વરસોની મુસાફરી સરળતાથી પાર કરી જશે.

مٰلِكِ يَوْمِ الدِّيْنِ ؕ﴿۳﴾ ના ૧૨ હુરૂફ મેળવતાં ૪૨ હુરૂફ થાય છે. તેનો અર્થ એ છે કે ૧૨ મહિનાઓ સુધી ખુદાની યાદમાં મશગૂલ રહ્યા. ૧૨ મહિનાના ગુનાહ અલ્લાહ માફ કરશે.

اِيَّاكَ نَعْبُدُ ના આઠ જેટલા હુરૂફ છે. અહીં સુધી કુલ ૫૦ હુરૂફ થાય છે. કયામતનો દિવસ ૫૦,૦૦૦ જેટલા વરસોની બરાબર હશે. આ સૂરએ પાક પઢનાર માટે ૫૦ હજાર વરસની મુશ્કેલીઓ આસાન બની જશે.

وَاِيَّاكَ نَسْتَعِيْنُ ؕ﴿۴﴾ માં ૧૧ હુરૂફ છે. પાછલા ૫૦ હુરૂફ મેળવતાં ૬૧ હુરૂફ થયા. અલ્લાહ પાકે આકાશ તથા જમીનમાં કુલ ૬૧ દરિયા પેદા કર્યા છે. આ સૂરહ પઢનારના નામ–એ આ'માલમાં ૬૧ દરિયાના પાણીના ટીપાં જેટલી નેકીઓ લખાશે અને એટલા જ ગુનાહ માફ કરાશે.

اِهۡدِنَا الصِّرَاطَ الۡمُسۡتَقِيۡمَ ۙ﴿۵﴾ ના ૧૬ હુરૂફ મેળવતાં ૮૦ હુરૂફ થયા. આ સૂરત પઢનારના નામ–એ આ'માલમાંથી ૮૦ જેટલા કોરડાની શિક્ષા રદ કરાશે. (શરાબ પીનાર માટે ૮૦ કોરડાની શિક્ષા વાજીબ છે.)

صِرَاطَ الَّذِيۡنَ اَنۡعَمۡتَ عَلَيۡهِمۡ ۙ۬ غَيۡرِ الۡمَغۡضُوۡبِ عَلَيۡهِمۡ وَلَا الضَّآلِّيۡنَ ﴿۷﴾

આમીન. આ ૪૪ જેટલા હુરૂફ છે. પાછલા ૮૦ હુરૂફ સાથે તે મેળવતાં કુલ ૧૨૪ હુરૂફ થયા. દરેક હર્ફ માટે ૧,૦૦૦ જેટલો સવાબ છે. તે હિસાબે ૧,૨૪,૦૦૦ના જોડના કુલ સવાબ ગણતાં તમામ પયગમ્બરોની કુલ સંખ્યા જેટલો થાય છે. આ સૂરતનો વિર્દ કરનાર આ બધા પયગમ્બરોની સંખ્યા જેટલો સવાબ મેળવશે !

પીરો મુર્શિદ હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી અજમેરી (રહ.)એ ફરમાવ્યું છે,

એક વેળા હું અને હઝરત શેખ ઉસ્માન હારૂની (રહ.) સાથે મુસાફરી કરી રહ્યા હતા. દજલા નદીના કિનારે પહોંચ્યા ત્યારે અમને ત્યાં કોઈ હોડી–નાવ મળી નહીં. નદી પાર કરવી જરૂરી હતું. હઝરત ઉસ્માન હારૂની (રહ.)એ મને ફરમાવ્યું કે આંખો બંધ કરી લો, આંખો બંધ કરી પાણીમાં પગ મૂકતાં જ અમો સામેના કિનારે પહોંચી ગયા. મેં આંખો ઉઘાડી હઝરતને આટલી સરળતાથી નદી પાર કરી જવાનું કારણ પૂછયું. હઝરતે મને ફરમાવ્યું કે મેં પાંચ વખત સૂરએ ફાતિહા પઢી, જેના કારણે આ મુશ્કેલ કામ આસાન બની ગયું, જે કોઈ બંદો આ સૂરત પઢતો રહેશે તો તેના મુશ્કેલ કામ અલ્લાહ પાક આસાન ફરમાવશે, આમીન.

(દલીલુલ આરિફીન)

(સૌજન્ય : "દારુલ ઉલૂમ" માસિક, એપ્રિલ ૧૯૯૧)

## (૩) સૂરએ બકરહની ફઝીલતો

(૧) સૂરએ બકરહ પઢનારને જન્નતમાં તાજ પહેરાવવામાં આવશે. (બયહકી)

(૨) હઝરત અબૂ હુરયરહ (રદિ.) જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે દરેક વસ્તુની એક ટોચ હોય છે. કુર્આન શરીફની ટોચ સૂરએ બકરહ છે. જાણે કે એ કુર્આન શરીફની "ખૂંધ" છે. (તિર્મિઝી શરીફ, ઈબ્ને હિબ્બાન)

(૩) હઝરત અબૂ ઉમામહ (રદિ.) જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે, "સૂરએ બકરહ અને સૂરએ આલિ ઈમરાન" પઢયા કરો. એ બંને સૂરતો કિયામતના દિવસે પઢનારા તરફથી ઝઘડો કરશે. એ સૂરતોને પઢવું અને યાદ કરવું બરકત છે. એને છોડી દેવું પસ્તાવો છે. જાદૂગરોની અસર એ બંને સૂરતો પઢનાર પર થઈ શકતી નથી. ખરેખર, એ બંને સૂરતો બે ચળકતી વસ્તુઓ છે. એમનાં પઢનારાઓ પર કિયામતનાં દિવસે છાયા કરશે. જાણે કે વાદળોનાં બે ટોળાં અથવા પક્ષીઓનાં બે ટોળાં. (મુસ્લિમ શરીફ, અહમદ)

## (૪) આયતુલ કુર્સીની ફઝીલતો

(૧) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો :

"દરેક ચીઝની કોઈ બુલંદી (ટોચ) હોય છે. કુર્આનની ટોચ (શિખર) સૂરએ "બકરહ" છે અને એમાં એક આયત કુર્આની આયતોની જાણે સરદાર છે. તે આયત "આયતુલ કુર્સી" છે."

(તિરમિઝી શરીફ)

(૨) હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, "જે માણસ દરેક ફર્ઝ નમાઝ પછી "આયતુલ કુર્સી" પઢશે તો એને જન્નતમાં દાખલ થવાથી મૌત સિવાય કોઈ ચીઝ રોકી શકતી નથી. અર્થાત્ તેના અને જન્નતનાં દરમિયાન માત્ર મૌત જ આડરૂપ હશે. (મરતાવેંત તે જન્નતમાં દાખલ થઈ જશે.)

(નસાઈ, ઈબ્ને હિબ્બાન, અલ અહાદીસુસ્સહીહા–૯૬૮)

(૩) જે માણસ રાતે સૂતી વખતે આયતુલ કુર્સી પઢશે તો રાતભર શયતાન તેની પાસે આવશે નહિ. (મુસ્લિમ શરીફ)

(૪) રાતે સૂતી વખતે આયતુલ કુર્સી પઢનાર માટે અલ્લાહ તઆલા તરફથી એક મુહાફિઝ યા સુરક્ષક ફરિશ્તો નિયુક્ત રહેશે અને તેની પાસે શયતાન આવશે નહિ. (બુખારી શરીફ)

(૫) હઝરત ઉબય ઈબ્ને કઅબ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું,

"ખુદાની કસમ ! આયતુલ કુર્સીની એક જીભ છે અને બે હોઠ છે."

એ અર્શની પાસે અલ્લાહ તઆલાની પાકી બયાન કરી રહી છે. એ સર્વે આયતોની સરદાર છે. (અહમદ, ઈબ્ને અબી શયબહ)

(૬) હઝરત અબ્દુલ્લાહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલે ખુદા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, "આયતુલ કુર્સી જે ઘરમાં પઢવામાં આવે છે તે ઘરમાંથી શયતાન નાસી જાય છે." (હાકિમ)

(૭) હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ સૂતી વખતે આયતુલ કુર્સી પઢે છે તો અલ્લાહ તઆલા તરફથી એક ફરિશ્તાને નિયુક્ત ફરમાવવામાં આવે છે અને સવાર સુધી એની પાસે શયતાન આવતો નથી અને જે માણસ બિછાણા પર સૂઈને આયતુલ કુર્સી

પઢે છે તો અલ્લાહ તઆલા એના ઘરને અને એના પડોશીના ઘરને તથા એના આસપાસના ઘરોને મહફૂઝ રાખે છે.

(બુખારી–નસાઈ–ઈબ્ને અબી શયબહ)

(૮) ચાર વખત આયતુલ કુર્સી પઢવાનો સવાબ એક કુર્આન શરીફ પઢવા બરાબર(સવાબ મળે) છે.

(તફસીરે મવાહિબુર્રહમાન, ભાગ–૧, પેજ–૧૧)

## આયતુલ કુર્સી




اَللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۚ اَلْحَيُّ الْقَيُّوْمُ ۚ لَا تَاْخُذُهٗ سِنَةٌ وَّلَا نَوْمٌ ؕ لَهٗ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ؕ مَنْ ذَا الَّذِيْ يَشْفَعُ عِنْدَهٗٓ اِلَّا بِاِذْنِهٖ ؕ يَعْلَمُ مَا بَيْنَ اَيْدِيْهِمْ وَمَا خَلْفَهُمْ ۚ وَلَا يُحِيْطُوْنَ بِشَيْءٍ مِّنْ عِلْمِهٖٓ اِلَّا بِمَا شَآءَ ۚ وَسِعَ كُرْسِيُّهُ السَّمٰوٰتِ وَالْاَرْضَ ۚ وَلَا يَئُوْدُهٗ حِفْظُهُمَا ۚ وَهُوَ الْعَلِيُّ الْعَظِيْمُ ﴿٢٥٥﴾

(البقرہ۲:۲۵۵)

## (૫) સૂરએ બકરહની છેલ્લી બે આયતોની મહાન ફઝીલતો

(૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે એક દિવસ હઝરત જિબ્રઈલ (અલૈ.) હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાસે તશરીફ રાખતા હતા. એ જ સમય દરમિયાનમાં ઉપરથી એક ભારે અવાજ સાંભળ્યો. આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આકાશ તરફ માથું ઉઠાવ્યું અને ફરમાવ્યું કે આ આસમાનનો દરવાજો ખુલ્યો છે, જે આજથી પહેલાં કદી ખોલવામાં નથી આવ્યો. એમાંથી એક ફરિશ્તો ઊતર્યો. પછી ફરમાવ્યું કે આ ફરિશ્તો જમીન પર ઊતર્યો છે, જે આજથી પહેલાં કદી નથી ઊતર્યો. તે ફરિશ્તાએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને સલામ કરી અને કહ્યું કે આપ ખૂશ થઈ જાઓ, એવાં બે (૨) નૂરને કારણે જે આપને અર્પણ કરવામાં આવ્યાં છે અને આપથી પહેલાં કદી કોઈ નબીને આપવામાં આવ્યાં નથી. એક, સૂરએ ફાતિહા અને બીજું, સૂરએ બકરહની અંતિમ બે (૨) આયતો (અર્થાત્ આમનર્રસૂલુ....થી સૂરહના અંત સુધી, જે ઉપર લખવામાં આવી છે). ફરિશ્તાએ કહ્યું કે આ બંને નૂરમાંથી જે પણ ભાગ આપ પઢશો (જે દુઆ પર શામેલ છે) તો આપે માંગેલી અને આપે ઈચ્છેલી ચીઝ આપને જરૂર આપવામાં આવશે. (મુસ્લિમ શરીફ)

(૨) એક હદીસમાં ઈરશાદ છે કે જે કોઈ માણસ રાતે સૂરએ બકરહની અંતિમ બે આયતો (આમનર્રસૂલુ...થી સૂરહના અંત સુધી) પઢી લે તો આ આયતો એના માટે કાફી થઈ જશે.

(બુખારી શરીફ—મુસ્લિમ શરીફ)

મતલબ કે દરેક પ્રકારની બુરાઈ, નુકસાન અને કષ્ટદાયક ચીઝથી એને પઢવાને કારણે હિફાઝત થઈ જશે.

(૩) એક હદીસમાં ઈરશાદ છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : સૂરએ બકરહનો અંતિમ ભાગ અલ્લાહ તઆલાની રહમતના ખઝાનામાંથી છે અને તેના અર્શની નીચે જે ખઝાનાઓ છે, તેમાંથી છે. આ તે ઉમ્મતને અર્પણ કરાયો છે, જેણે દુનિયા અને આખિરતની કોઈ ખૈર એવી છોડી નથી, જેના પર એ શામેલ ન હોય. (એમાં દરેક ખૈર– ખૂબી, ભલાઈ, મદદ, રહમત અને મગફિરતનો સવાલ કરી લેવામાં આવ્યો છે.)

(મિશ્કાતુલ મસાબીહ, દારમી)

(૪) એક અન્ય હદીસમાં ઈરશાદ છે કે બેશક, અલ્લાહ તઆલાએ સૂરએ બકરહને એવી બે આયતો પર ખતમ ફરમાવી છે, જે મને તે મખ્સૂસ ખઝાનામાંથી આપવામાં આવી છે, જે અર્શની નીચે છે, જેથી તમે પોતે પણ એમને શીખો અને પોતાની અવરતોને પણ શિખવાડો, કારણ કે આ સાંગોપાંગ રહમત છે અને અલ્લાહ તઆલાની નઝદીકીનો સબબ છે અને દુઆ છે.

(દારમી, મિશ્કાત શરીફ : ૧૮૯)

(૫) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.) બયાન કરે છે કે જનાબ રસૂલે ખુદા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જેણે સૂરએ બકરહની છેલ્લી બે આયતો રાતે પઢી લીધી તે સર્વે બાબતોથી ફારિગ થઈ ગયો.'' (બુખારી, મુસ્લિમ શરીફ)

(એટલે કે રાતની ઈબાદતો, આફતો અને શયતાન વગેરેથી.)

(૬) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''સૂરએ ફાતિહા અને સૂરએ બકરહની છેલ્લી બે આયતો (''આમનર્રસૂલુ....''થી લઈ છેવટ સુધી) બે નૂર છે, જે મારા અગાઉ કોઈ પયગમ્બરને આપવામાં આવ્યાં નથી. જો કોઈ એક અક્ષર પણ એ બંનેમાંથી પઢશે તો તેને એ નૂર મળશે. (સહીહ મુસ્લિમ શરીફ)

(૭) એક રિવાયતમાં આવ્યું છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે અર્શના ખાસ ખઝાનાઓમાંથી મને ચાર વસ્તુઓ મળી છે અને તે વસ્તુઓ તે ખઝાનાઓમાંથી બીજા કોઈને પણ મળી નથી :

(૧) સૂરએ ફાતિહા (અલ્હમ્દુ શરીફ)
(૨) આયતુલ કુર્સી
(૩) સૂરએ બકરહની છેલ્લી બે આયતો અને
(૪) સૂરએ કવૂષર (ફઝાઈલે કુર્આન–ફઝાઈલે આ'માલ)

## સૂરએ બકરહની છેલ્લી બે આયતો




اٰمَنَ الرَّسُوْلُ بِمَآ اُنْزِلَ اِلَيْهِ مِنْ رَّبِّهٖ وَالْمُؤْمِنُوْنَ ؕ كُلٌّ اٰمَنَ بِاللّٰهِ وَمَلٰٓئِكَتِهٖ وَكُتُبِهٖ وَرُسُلِهٖ ۟ لَا نُفَرِّقُ بَيْنَ اَحَدٍ مِّنْ رُّسُلِهٖ ۟ وَقَالُوْا سَمِعْنَا وَاَطَعْنَا ۗ غُفْرَانَكَ رَبَّنَا وَاِلَيْكَ الْمَصِيْرُ ﴿٢٨٥﴾ لَا يُكَلِّفُ اللّٰهُ نَفْسًا اِلَّا وُسْعَهَا ؕ لَهَا مَا كَسَبَتْ وَعَلَيْهَا مَا اكْتَسَبَتْ ؕ رَبَّنَا لَا تُؤَاخِذْنَآ

إِنْ نَّسِينَآ أَوْ أَخْطَأْنَا ۚ رَبَّنَا وَلَا تَحْمِلْ عَلَيْنَآ إِصْرًا كَمَا حَمَلْتَهُۥ عَلَى ٱلَّذِينَ مِن قَبْلِنَا ۚ رَبَّنَا وَلَا تُحَمِّلْنَا مَا لَا طَاقَةَ لَنَا بِهِۦ ۖ وَٱعْفُ عَنَّا وقفة وَٱغْفِرْ لَنَا وقفة وَٱرْحَمْنَآ وقفة أَنتَ مَوْلَىٰنَا فَٱنصُرْنَا عَلَى ٱلْقَوْمِ ٱلْكَٰفِرِينَ ﴿٢٨٦﴾ (البقرہ۲:۲۸۶)

## (૬) સૂરએ આલિ ઈમરાનની ફઝીલત

જે માણસ જુમ્આના દિવસે "સૂરએ આલિ ઈમરાન" પઢે છે તેના ઉપર અલ્લાહ તઆલા અને તેના ફરિશ્તાઓ સૂરજ આથમતાં સુધી દુરૂદ મોકલે છે." (તબરાની)

## (૭) સૂરએ આલિ ઈમરાનની એક આયતની મહાન ફઝીલત

**હદીષ :** અબૂ વાઈલ (રહ.)એ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કરીને બયાન કર્યું કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ સૂરએ આલિ ઈમરાનની ઉપરોક્ત આયત "**શહિદલ્લાહુ અન્નહૂ લા ઈલા-હ....**" પઢયા કરતો હોય તો એને કિયામતના દિવસે બારગાહે ઈલાહીમાં લાવવામાં આવશે. પછી અલ્લાહ તઆલા ફરમાવશે : મારા બંદાએ મારાથી અહદ કર્યો હતો–તે વચનબદ્ધ

થયો હતો અને હું વચનપાલનનો સૌથી વધુ હકદાર છું. મારા બંદાને જન્નતમાં દાખલ કરી દો.'' (અલ્લામહ ઇબ્ને અબ્દુલ બર્ર (રહ.) કૃત ''જામિઉ બયાનિલ ઇલ્મિ વ ફદ્‌લિહ્'', ૧/૯૯, સંદર્ભ : મવલાના મુફતી મુહમ્મદ તકી ઉસ્માની સા. કૃત ''તરાશે'', પૃષ્ઠ : ૫૪/૫૫)



شَهِدَ اللّٰهُ اَنَّهٗ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۙ وَالْمَلٰٓئِكَةُ وَاُولُوا الْعِلْمِ قَآئِمًۢا بِالْقِسْطِ ۭ لَآ اِلٰهَ اِلَّا هُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ۝۱۸ (آل عمران ۳:۱۸)

## (૮) સૂરએ આલિ ઈમરાનની અંતિમ ૧૦ આયતોની મહાન ફઝીલત

હઝરત ઉસ્માન (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે માણસ સૂરએ આલિ ઈમરાનની અંતિમ (છેલ્લી) દસ (૧૦) આયતો (**ઈન્ન ફી ખલ્કિસ્સમાવાતિ.....** થી સૂરતના અંત સુધી) રાતે પઢી લેશે તો તેને રાતભર નમાઝ પઢવાનો સવાબ મળશે. (મિશ્કાત શરીફ)

**ખુલાસો :–** દસ આયતની તિલાવત (પઢવામાં) ફક્ત થોડીક જ મિનિટો લાગે છે. આખી રાત નમાઝ પઢવાનો સવાબ મળશે. આનાથી વધીને બીજી કઇ ફઝીલત હશે ! આ દસ આયતો સૂરએ આલિ ઈમરાનનો છેલ્લો રુકૂઅ છે.

અલ્લાહપાક આપણને બધાંને જ દરરોજ એની તિલાવત કરીને રાતભર નમાઝ પઢવાનો સવાબ મેળવવાની તૌફીક અને ખૂશનસીબી નસીબ ફરમાવે, (આમીન).

# સૂરએ આલિ ઈમરાનની અંતિમ દસ આયતો

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

اِنَّ فِيْ خَلْقِ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَاخْتِلَافِ الَّيْلِ وَالنَّهَارِ
لَاٰيٰتٍ لِّاُولِي الْاَلْبَابِ ﴿١٩٠﴾ الَّذِيْنَ يَذْكُرُوْنَ اللّٰهَ قِيٰمًا وَّقُعُوْدًا وَّ
عَلٰى جُنُوْبِهِمْ وَيَتَفَكَّرُوْنَ فِيْ خَلْقِ السَّمٰوٰتِ وَالْاَرْضِ ج رَبَّنَا
مَا خَلَقْتَ هٰذَا بَاطِلًا ج سُبْحٰنَكَ فَقِنَا عَذَابَ النَّارِ ﴿١٩١﴾ رَبَّنَآ
اِنَّكَ مَنْ تُدْخِلِ النَّارَ فَقَدْ اَخْزَيْتَهٗ ط وَمَا لِلظّٰلِمِيْنَ مِنْ
اَنْصَارٍ ﴿١٩٢﴾ رَبَّنَآ اِنَّنَا سَمِعْنَا مُنَادِيًا يُّنَادِيْ لِلْاِيْمَانِ اَنْ اٰمِنُوْا
بِرَبِّكُمْ فَاٰمَنَّا ق رَبَّنَا فَاغْفِرْ لَنَا ذُنُوْبَنَا وَكَفِّرْ عَنَّا سَيِّاٰتِنَا وَتَوَفَّنَا
مَعَ الْاَبْرَارِ ﴿١٩٣﴾ رَبَّنَا وَاٰتِنَا مَا وَعَدْتَّنَا عَلٰى رُسُلِكَ وَلَا تُخْزِنَا
يَوْمَ الْقِيٰمَةِ ط اِنَّكَ لَا تُخْلِفُ الْمِيْعَادَ ﴿١٩٤﴾ فَاسْتَجَابَ لَهُمْ رَبُّهُمْ اَنِّيْ
لَآ اُضِيْعُ عَمَلَ عَامِلٍ مِّنْكُمْ مِّنْ ذَكَرٍ اَوْ اُنْثٰى ج بَعْضُكُمْ مِّنْ
بَعْضٍ ج فَالَّذِيْنَ هَاجَرُوْا وَاُخْرِجُوْا مِنْ دِيَارِهِمْ وَاُوْذُوْا فِيْ
سَبِيْلِيْ وَقٰتَلُوْا وَقُتِلُوْا لَاُكَفِّرَنَّ عَنْهُمْ سَيِّاٰتِهِمْ وَلَاُدْخِلَنَّهُمْ

جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ ۚ ثَوَابًا مِّنْ عِنْدِ اللّٰهِ ؕ وَاللّٰهُ
عِنْدَهٗ حُسْنُ الثَّوَابِ ﴿۱۹۵﴾ لَا يَغُرَّنَّكَ تَقَلُّبُ الَّذِيْنَ كَفَرُوْا فِي
الْبِلَادِ ؕ﴿۱۹۶﴾ مَتَاعٌ قَلِيْلٌ ۠ ثُمَّ مَاْوٰىهُمْ جَهَنَّمُ ؕ وَبِئْسَ الْمِهَادُ ﴿۱۹۷﴾ لٰكِنِ
الَّذِيْنَ اتَّقَوْا رَبَّهُمْ لَهُمْ جَنّٰتٌ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ
خٰلِدِيْنَ فِيْهَا نُزُلًا مِّنْ عِنْدِ اللّٰهِ ؕ وَمَا عِنْدَ اللّٰهِ خَيْرٌ لِّلْاَبْرَارِ ﴿۱۹۸﴾
وَاِنَّ مِنْ اَهْلِ الْكِتٰبِ لَمَنْ يُّؤْمِنُ بِاللّٰهِ وَمَآ اُنْزِلَ اِلَيْكُمْ وَمَآ
اُنْزِلَ اِلَيْهِمْ خٰشِعِيْنَ لِلّٰهِ ۙ لَا يَشْتَرُوْنَ بِاٰيٰتِ اللّٰهِ ثَمَنًا قَلِيْلًا ؕ
اُولٰٓئِكَ لَهُمْ اَجْرُهُمْ عِنْدَ رَبِّهِمْ ؕ اِنَّ اللّٰهَ سَرِيْعُ الْحِسَابِ ﴿۱۹۹﴾
يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اصْبِرُوْا وَصَابِرُوْا وَرَابِطُوْا ۠ وَاتَّقُوا اللّٰهَ
لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ﴿۲۰۰﴾ ع (آل عمران ۳:۱۹۰-۲۰۰، پارہ ۴)

## (૯) સૂરએ અન્આમની પ્રથમ ત્રણ આયતો પઢવાની મહાન ફઝીલતો

- **ચાળીસ હજાર (૪૦,૦૦૦) ફરિશ્તાઓ કયામત સુધી....**

(૧) **હદીષ :** હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, જે માણસ સૂરએ અન્આમની શરૂઆતની ત્રણ આયતો પઢશે તો એના માટે ચાળીસ હજાર ફરિશ્તાઓ કિયામત સુધી ઇબાદત કરશે. એમની એ ઇબાદતનો બધો સવાબ આ આયતો પઢનારના

નામ–એ–આ'માલ (કર્મપત્ર)માં લખવામાં આવશે. ઉપરાંત, એક ફરિશ્તો સાતમા આકાશમાંથી લોખંડની ગદા લઈને ઊતરે છે. જ્યારે શયતાન પઢનાર વ્યક્તિના દિલમાં વસવસા નાખે છે તો એ ફરિશ્તો એ ગદાથી શયતાનને બરાબર ફટકારે છે, જેથી એ પઢનાર અને શયતાનની વચ્ચે સિત્તેર (૭૦) પડદા આડવાડ બની જાય છે. અલ્લાહ તઆલા કિયામતના દિવસે એને ફરમાવશે : "તું મારા છાંયડા તળે ચાલ, મારા છાંયડા સિવાય બીજો કોઈ છાંયડો નથી. જન્નતનાં ફળ ખા, મારી હોઝે કવષરનું પાણી પી, સલસબીલની નહેરમાં ગુસલ કર. તું મારો બંદો છે અને હું તારો રબ." (હાશિયતુસ્સાવી અલા તફસીરિલ જલાલૈન : ૨/૧૬૪)

(૨) આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે જે કોઈ ઉપરની ત્રણ આયતો સવારના સમયે પઢશે તો અલ્લાહ તઆલા સિત્તેર હજાર ફરિશ્તા તેની હિફાઝત માટે મુકર્રર કરી આપશે અને સાતમા આસમાનથી એક ફરિશ્તો પોતાની સાથે લોખંડનો હથોડો લઈને ઊતરશે. જ્યારે પણ શયતાન તેના દિલમાં કોઈ બુરાઈ પેદા કરવા ઈચ્છશે તો તે હથોડાથી તેને મારશે, તેમજ પઢનાર અને શયતાન વચ્ચે સિત્તેર હજાર (૭૦,૦૦૦) પડદા થઈ જશે. ઉપરાંત, કિયામતના દિવસે આ પઢનારને કોઈ હિસાબ કે અઝાબ થશે નહીં. (રૂહુલ બયાન, ભાગ–૩)

**સૂરએ અન્આમની શરૂઆતની ત્રણ આયતો આ પ્રમાણે છે :**

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ خَلَقَ السَّمٰوٰتِ وَ الْاَرْضَ وَجَعَلَ الظُّلُمٰتِ وَالنُّوْرَ ۬ ثُمَّ الَّذِيْنَ كَفَرُوْا بِرَبِّهِمْ يَعْدِلُوْنَ ۝١ هُوَ الَّذِىْ خَلَقَكُمْ مِّنْ طِيْنٍ ثُمَّ قَضٰٓى اَجَلًا ؕ وَاَجَلٌ مُّسَمًّى عِنْدَهٗ ثُمَّ اَنْتُمْ تَمْتَرُوْنَ ۝٢ وَهُوَ اللّٰهُ فِى السَّمٰوٰتِ وَفِى الْاَرْضِ ؕ يَعْلَمُ سِرَّكُمْ وَجَهْرَكُمْ وَيَعْلَمُ مَا تَكْسِبُوْنَ ۝٣

(الانعام ٦: ٣، پارہ ٧)

## (૧૦) જુમ્આના દિવસે સૂરએ કહફ પઢવાની મહાન ફઝીલત

(૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) બયાન કરે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું,

"જે માણસ જુમ્આના દિવસે સૂરએ કહફ (૧૫મા પારહમાં) પઢશે તો પઢનારનાં પગથી લઈને આસમાન (આકાશ) સુધી કિયામતના દિવસે નૂર ચમકતા હશે અને બંને જુમ્અહના દરમિયાન જે ગુનાહો થયાં હશે તે માફ થઈ જશે."

(ઈબ્ને મર્દવૈહ)

(૨) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) રિવાયત કરે છે કે જનાબ હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું, "જુમ્અહના દિવસે જે માણસ સૂરએ કહફ પઢશે તેના માટે બે જુમ્અહ દરમ્યાન એક નૂર ચમકતું રહેશે." (નસાઇ)

## સૂરએ કહફ

ایاتها ۱۱۰ | ۱۸ سُوْرَةُ الْكَهْفِ مَكِّيَّةٌ ۶۹ | رکوعاتها ۱۲

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِيْٓ اَنْزَلَ عَلٰى عَبْدِهِ الْكِتٰبَ وَلَمْ يَجْعَلْ لَّهٗ عِوَجًا ۜ ﴿۱﴾ قَيِّمًا لِّيُنْذِرَ بَاْسًا شَدِيْدًا مِّنْ لَّدُنْهُ وَيُبَشِّرَ الْمُؤْمِنِيْنَ الَّذِيْنَ يَعْمَلُوْنَ الصّٰلِحٰتِ اَنَّ لَهُمْ اَجْرًا حَسَنًا ۙ ﴿۲﴾

مَّاكِثِينَ فِيهِ أَبَدًا ۝٣ وَيُنذِرَ الَّذِينَ قَالُوا اتَّخَذَ اللَّهُ وَلَدًا ۝٤
مَّا لَهُم بِهِ مِنْ عِلْمٍ وَلَا لِآبَائِهِمْ ۚ كَبُرَتْ كَلِمَةً تَخْرُجُ مِنْ
أَفْوَاهِهِمْ ۚ إِن يَقُولُونَ إِلَّا كَذِبًا ۝٥ فَلَعَلَّكَ بَاخِعٌ نَّفْسَكَ عَلَىٰ
آثَارِهِمْ إِن لَّمْ يُؤْمِنُوا بِهَٰذَا الْحَدِيثِ أَسَفًا ۝٦ إِنَّا جَعَلْنَا مَا عَلَى
الْأَرْضِ زِينَةً لَّهَا لِنَبْلُوَهُمْ أَيُّهُمْ أَحْسَنُ عَمَلًا ۝٧ وَإِنَّا
لَجَاعِلُونَ مَا عَلَيْهَا صَعِيدًا جُرُزًا ۝٨ أَمْ حَسِبْتَ أَنَّ أَصْحَابَ
الْكَهْفِ وَالرَّقِيمِ كَانُوا مِنْ آيَاتِنَا عَجَبًا ۝٩ إِذْ أَوَى الْفِتْيَةُ إِلَى
الْكَهْفِ فَقَالُوا رَبَّنَا آتِنَا مِن لَّدُنكَ رَحْمَةً وَهَيِّئْ لَنَا مِنْ أَمْرِنَا
رَشَدًا ۝١٠ فَضَرَبْنَا عَلَىٰ آذَانِهِمْ فِي الْكَهْفِ سِنِينَ عَدَدًا ۝١١ ثُمَّ
بَعَثْنَاهُمْ لِنَعْلَمَ أَيُّ الْحِزْبَيْنِ أَحْصَىٰ لِمَا لَبِثُوا أَمَدًا ۝١٢ نَّحْنُ
نَقُصُّ عَلَيْكَ نَبَأَهُم بِالْحَقِّ ۚ إِنَّهُمْ فِتْيَةٌ آمَنُوا بِرَبِّهِمْ وَزِدْنَاهُمْ
هُدًى ۝١٣ وَرَبَطْنَا عَلَىٰ قُلُوبِهِمْ إِذْ قَامُوا فَقَالُوا رَبُّنَا رَبُّ
السَّمَاوَاتِ وَالْأَرْضِ لَن نَّدْعُوَ مِن دُونِهِ إِلَٰهًا ۖ لَّقَدْ قُلْنَا إِذًا
شَطَطًا ۝١٤ هَٰؤُلَاءِ قَوْمُنَا اتَّخَذُوا مِن دُونِهِ آلِهَةً ۖ لَّوْلَا يَأْتُونَ
عَلَيْهِم بِسُلْطَانٍ بَيِّنٍ ۖ فَمَنْ أَظْلَمُ مِمَّنِ افْتَرَىٰ عَلَى اللَّهِ كَذِبًا ۝١٥
وَإِذِ اعْتَزَلْتُمُوهُمْ وَمَا يَعْبُدُونَ إِلَّا اللَّهَ فَأْوُوا إِلَى الْكَهْفِ

يَنْشُرْ لَكُمْ رَبُّكُمْ مِّنْ رَّحْمَتِهٖ وَيُهَيِّئْ لَكُمْ مِّنْ اَمْرِكُمْ مِّرْفَقًا ﴿١٦﴾ وَ
تَرَى الشَّمْسَ اِذَا طَلَعَتْ تَّزٰوَرُ عَنْ كَهْفِهِمْ ذَاتَ الْيَمِيْنِ وَاِذَا
غَرَبَتْ تَّقْرِضُهُمْ ذَاتَ الشِّمَالِ وَهُمْ فِيْ فَجْوَةٍ مِّنْهُ ؕ ذٰلِكَ مِنْ
اٰيٰتِ اللّٰهِ ؕ مَنْ يَّهْدِ اللّٰهُ فَهُوَ الْمُهْتَدِ ۚ وَمَنْ يُّضْلِلْ فَلَنْ
تَجِدَ لَهٗ وَلِيًّا مُّرْشِدًا ﴿١٧﴾ وَتَحْسَبُهُمْ اَيْقَاظًا وَّهُمْ رُقُوْدٌ ۖۗ وَّ
نُقَلِّبُهُمْ ذَاتَ الْيَمِيْنِ وَذَاتَ الشِّمَالِ ۖۗ وَكَلْبُهُمْ بَاسِطٌ ذِرَاعَيْهِ
بِالْوَصِيْدِ ؕ لَوِ اطَّلَعْتَ عَلَيْهِمْ لَوَلَّيْتَ مِنْهُمْ فِرَارًا وَّلَمُلِئْتَ
مِنْهُمْ رُعْبًا ﴿١٨﴾ وَكَذٰلِكَ بَعَثْنٰهُمْ لِيَتَسَآءَلُوْا بَيْنَهُمْ ؕ قَالَ قَآئِلٌ
مِّنْهُمْ كَمْ لَبِثْتُمْ ؕ قَالُوْا لَبِثْنَا يَوْمًا اَوْ بَعْضَ يَوْمٍ ؕ قَالُوْا رَبُّكُمْ
اَعْلَمُ بِمَا لَبِثْتُمْ ؕ فَابْعَثُوْٓا اَحَدَكُمْ بِوَرِقِكُمْ هٰذِهٖٓ اِلَى الْمَدِيْنَةِ
فَلْيَنْظُرْ اَيُّهَآ اَزْكٰى طَعَامًا فَلْيَاْتِكُمْ بِرِزْقٍ مِّنْهُ وَلْيَتَلَطَّفْ وَلَا
يُشْعِرَنَّ بِكُمْ اَحَدًا ﴿١٩﴾ اِنَّهُمْ اِنْ يَّظْهَرُوْا عَلَيْكُمْ يَرْجُمُوْكُمْ اَوْ
يُعِيْدُوْكُمْ فِيْ مِلَّتِهِمْ وَلَنْ تُفْلِحُوْٓا اِذًا اَبَدًا ﴿٢٠﴾ وَكَذٰلِكَ اَعْثَرْنَا
عَلَيْهِمْ لِيَعْلَمُوْٓا اَنَّ وَعْدَ اللّٰهِ حَقٌّ وَّاَنَّ السَّاعَةَ لَا رَيْبَ
فِيْهَا ۚۛ اِذْ يَتَنَازَعُوْنَ بَيْنَهُمْ اَمْرَهُمْ فَقَالُوا ابْنُوْا عَلَيْهِمْ بُنْيَانًا ؕ
رَبُّهُمْ اَعْلَمُ بِهِمْ ؕ قَالَ الَّذِيْنَ غَلَبُوْا عَلٰٓى اَمْرِهِمْ لَنَتَّخِذَنَّ

عَلَيْهِمْ مَّسْجِدًا ﴿٢١﴾ سَيَقُوْلُوْنَ ثَلٰثَةٌ رَّابِعُهُمْ كَلْبُهُمْ ۚ وَيَقُوْلُوْنَ
خَمْسَةٌ سَادِسُهُمْ كَلْبُهُمْ رَجْمًا بِالْغَيْبِ ۚ وَيَقُوْلُوْنَ سَبْعَةٌ وَّ
ثَامِنُهُمْ كَلْبُهُمْ ۗ قُلْ رَّبِّيْٓ اَعْلَمُ بِعِدَّتِهِمْ مَّا يَعْلَمُهُمْ اِلَّا قَلِيْلٌ ۬ قف
فَلَا تُمَارِ فِيْهِمْ اِلَّا مِرَآءً ظَاهِرًا ص وَّلَا تَسْتَفْتِ فِيْهِمْ مِّنْهُمْ
اَحَدًا ﴿٢٢﴾ وَلَا تَقُوْلَنَّ لِشَايْءٍ اِنِّيْ فَاعِلٌ ذٰلِكَ غَدًا ﴿٢٣﴾ اِلَّآ اَنْ
يَّشَآءَ اللّٰهُ ز وَاذْكُرْ رَّبَّكَ اِذَا نَسِيْتَ وَقُلْ عَسٰٓى اَنْ يَّهْدِيَنِ
رَبِّيْ لِاَقْرَبَ مِنْ هٰذَا رَشَدًا ﴿٢٤﴾ وَلَبِثُوْا فِيْ كَهْفِهِمْ ثَلٰثَ مِائَةٍ
سِنِيْنَ وَازْدَادُوْا تِسْعًا ﴿٢٥﴾ قُلِ اللّٰهُ اَعْلَمُ بِمَا لَبِثُوْا ۚ لَهٗ غَيْبُ
السَّمٰوٰتِ وَالْاَرْضِ ۗ اَبْصِرْ بِهٖ وَاَسْمِعْ ۗ مَا لَهُمْ مِّنْ دُوْنِهٖ مِنْ
وَّلِيٍّ ز وَّلَا يُشْرِكُ فِيْ حُكْمِهٖٓ اَحَدًا ﴿٢٦﴾ وَاتْلُ مَآ اُوْحِيَ اِلَيْكَ مِنْ
كِتَابِ رَبِّكَ ۚ لَا مُبَدِّلَ لِكَلِمٰتِهٖ قف وَلَنْ تَجِدَ مِنْ دُوْنِهٖ
مُلْتَحَدًا ﴿٢٧﴾ وَاصْبِرْ نَفْسَكَ مَعَ الَّذِيْنَ يَدْعُوْنَ رَبَّهُمْ بِالْغَدٰوةِ
وَالْعَشِيِّ يُرِيْدُوْنَ وَجْهَهٗ وَلَا تَعْدُ عَيْنٰكَ عَنْهُمْ ۚ تُرِيْدُ زِيْنَةَ
الْحَيٰوةِ الدُّنْيَا ۚ وَلَا تُطِعْ مَنْ اَغْفَلْنَا قَلْبَهٗ عَنْ ذِكْرِنَا وَاتَّبَعَ
هَوٰىهُ وَكَانَ اَمْرُهٗ فُرُطًا ﴿٢٨﴾ وَقُلِ الْحَقُّ مِنْ رَّبِّكُمْ قف فَمَنْ شَآءَ
فَلْيُؤْمِنْ وَّمَنْ شَآءَ فَلْيَكْفُرْ ۙ اِنَّآ اَعْتَدْنَا لِلظّٰلِمِيْنَ نَارًا ۙ اَحَاطَ

بِهِمْ سُرَادِقُهَا ؕ وَاِنْ يَّسْتَغِيْثُوْا يُغَاثُوْا بِمَآءٍ كَالْمُهْلِ يَشْوِی
الْوُجُوْهَ ؕ بِئْسَ الشَّرَابُ ؕ وَسَآءَتْ مُرْتَفَقًا ﴿۲۹﴾ اِنَّ الَّذِيْنَ
اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ اِنَّا لَا نُضِيْعُ اَجْرَ مَنْ اَحْسَنَ عَمَلًا ۚ ﴿۳۰﴾
اُولٰٓئِكَ لَهُمْ جَنّٰتُ عَدْنٍ تَجْرِیْ مِنْ تَحْتِهِمُ الْاَنْهٰرُ يُحَلَّوْنَ فِيْهَا
مِنْ اَسَاوِرَ مِنْ ذَهَبٍ وَّيَلْبَسُوْنَ ثِيَابًا خُضْرًا مِّنْ سُنْدُسٍ وَّ
اِسْتَبْرَقٍ مُّتَّكِئِيْنَ فِيْهَا عَلَى الْاَرَآئِكِ ؕ نِعْمَ الثَّوَابُ ؕ وَ
حَسُنَتْ مُرْتَفَقًا ﴿۳۱﴾ ع وَاضْرِبْ لَهُمْ مَّثَلًا رَّجُلَيْنِ جَعَلْنَا
لِاَحَدِهِمَا جَنَّتَيْنِ مِنْ اَعْنَابٍ وَّحَفَفْنٰهُمَا بِنَخْلٍ وَّجَعَلْنَا
بَيْنَهُمَا زَرْعًا ؕ ﴿۳۲﴾ كِلْتَا الْجَنَّتَيْنِ اٰتَتْ اُكُلَهَا وَلَمْ تَظْلِمْ مِّنْهُ شَيْـًٔا ۙ
وَّفَجَّرْنَا خِلٰلَهُمَا نَهَرًا ۙ ﴿۳۳﴾ وَّكَانَ لَهٗ ثَمَرٌ ۚ فَقَالَ لِصَاحِبِهٖ وَهُوَ
يُحَاوِرُهٗٓ اَنَا اَكْثَرُ مِنْكَ مَالًا وَّاَعَزُّ نَفَرًا ﴿۳۴﴾ وَدَخَلَ جَنَّتَهٗ وَهُوَ
ظَالِمٌ لِّنَفْسِهٖ ۚ قَالَ مَآ اَظُنُّ اَنْ تَبِيْدَ هٰذِهٖٓ اَبَدًا ۙ ﴿۳۵﴾ وَّمَآ اَظُنُّ
السَّاعَةَ قَآئِمَةً ۙ وَّلَئِنْ رُّدِدْتُّ اِلٰى رَبِّیْ لَاَجِدَنَّ خَيْرًا مِّنْهَا
مُنْقَلَبًا ﴿۳۶﴾ قَالَ لَهٗ صَاحِبُهٗ وَهُوَ يُحَاوِرُهٗٓ اَكَفَرْتَ بِالَّذِیْ
خَلَقَكَ مِنْ تُرَابٍ ثُمَّ مِنْ نُّطْفَةٍ ثُمَّ سَوّٰىكَ رَجُلًا ؕ ﴿۳۷﴾ لٰكِنَّا۠ هُوَ اللّٰهُ
رَبِّیْ وَلَآ اُشْرِكُ بِرَبِّیْٓ اَحَدًا ﴿۳۸﴾ وَلَوْلَآ اِذْ دَخَلْتَ جَنَّتَكَ قُلْتَ

مَاشَآءَ اللّٰهُ ۙ لَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ ۚ اِنْ تَرَنِ اَنَا اَقَلَّ مِنْكَ مَالًا وَّ

وَلَدًا ۚ﴿۳۹﴾ فَعَسٰى رَبِّیْٓ اَنْ یُّؤْتِیَنِ خَیْرًا مِّنْ جَنَّتِكَ وَیُرْسِلَ عَلَیْهَا

حُسْبَانًا مِّنَ السَّمَآءِ فَتُصْبِحَ صَعِیْدًا زَلَقًا ۙ﴿۴۰﴾ اَوْ یُصْبِحَ مَآؤُهَا

غَوْرًا فَلَنْ تَسْتَطِیْعَ لَهٗ طَلَبًا ﴿۴۱﴾ وَاُحِیْطَ بِثَمَرِهٖ فَاَصْبَحَ یُقَلِّبُ

كَفَّیْهِ عَلٰى مَآ اَنْفَقَ فِیْهَا وَهِیَ خَاوِیَةٌ عَلٰى عُرُوْشِهَا وَیَقُوْلُ

یٰلَیْتَنِیْ لَمْ اُشْرِكْ بِرَبِّیْٓ اَحَدًا ﴿۴۲﴾ وَلَمْ تَكُنْ لَّهٗ فِئَةٌ یَّنْصُرُوْنَهٗ

مِنْ دُوْنِ اللّٰهِ وَمَا كَانَ مُنْتَصِرًا ؕ﴿۴۳﴾ هُنَالِكَ الْوَلَایَةُ لِلّٰهِ الْحَقِّ ؕ هُوَ

خَیْرٌ ثَوَابًا وَّخَیْرٌ عُقْبًا ۧ﴿۴۴﴾ وَاضْرِبْ لَهُمْ مَّثَلَ الْحَیٰوةِ الدُّنْیَا كَمَآءٍ

اَنْزَلْنٰهُ مِنَ السَّمَآءِ فَاخْتَلَطَ بِهٖ نَبَاتُ الْاَرْضِ فَاَصْبَحَ هَشِیْمًا

تَذْرُوْهُ الرِّیٰحُ ؕ وَكَانَ اللّٰهُ عَلٰى كُلِّ شَیْءٍ مُّقْتَدِرًا ﴿۴۵﴾ اَلْمَالُ

وَالْبَنُوْنَ زِیْنَةُ الْحَیٰوةِ الدُّنْیَا ۚ وَالْبٰقِیٰتُ الصّٰلِحٰتُ خَیْرٌ عِنْدَ

رَبِّكَ ثَوَابًا وَّخَیْرٌ اَمَلًا ﴿۴۶﴾ وَیَوْمَ نُسَیِّرُ الْجِبَالَ وَتَرَى الْاَرْضَ

بَارِزَةً ۙ وَّحَشَرْنٰهُمْ فَلَمْ نُغَادِرْ مِنْهُمْ اَحَدًا ۚ﴿۴۷﴾ وَعُرِضُوْا عَلٰى

رَبِّكَ صَفًّا ؕ لَقَدْ جِئْتُمُوْنَا كَمَا خَلَقْنٰكُمْ اَوَّلَ مَرَّةٍۭ بَلْ زَعَمْتُمْ

اَلَّنْ نَّجْعَلَ لَكُمْ مَّوْعِدًا ﴿۴۸﴾ وَوُضِعَ الْكِتٰبُ فَتَرَى الْمُجْرِمِیْنَ

مُشْفِقِیْنَ مِمَّا فِیْهِ وَیَقُوْلُوْنَ یٰوَیْلَتَنَا مَالِ هٰذَا الْكِتٰبِ لَا

يُغَادِرُ صَغِيْرَةً وَّلَا كَبِيْرَةً اِلَّآ اَحْصٰىهَا ۚ وَوَجَدُوْا مَا عَمِلُوْا
حَاضِرًا ؕ وَلَا يَظْلِمُ رَبُّكَ اَحَدًا ﴿۴۹﴾ وَاِذْ قُلْنَا لِلْمَلٰٓئِكَةِ اسْجُدُوْا
لِاٰدَمَ فَسَجَدُوْٓا اِلَّآ اِبْلِيْسَ ؕ كَانَ مِنَ الْجِنِّ فَفَسَقَ عَنْ اَمْرِ
رَبِّهٖ ؕ اَفَتَتَّخِذُوْنَهٗ وَذُرِّيَّتَهٗٓ اَوْلِيَآءَ مِنْ دُوْنِيْ وَهُمْ لَكُمْ عَدُوٌّ ؕ
بِئْسَ لِلظّٰلِمِيْنَ بَدَلًا ﴿۵۰﴾ مَآ اَشْهَدْتُّهُمْ خَلْقَ السَّمٰوٰتِ
وَالْاَرْضِ وَلَا خَلْقَ اَنْفُسِهِمْ ۪ وَمَا كُنْتُ مُتَّخِذَ الْمُضِلِّيْنَ
عَضُدًا ﴿۵۱﴾ وَيَوْمَ يَقُوْلُ نَادُوْا شُرَكَآءِيَ الَّذِيْنَ زَعَمْتُمْ
فَدَعَوْهُمْ فَلَمْ يَسْتَجِيْبُوْا لَهُمْ وَجَعَلْنَا بَيْنَهُمْ مَّوْبِقًا ﴿۵۲﴾ وَرَاَ
الْمُجْرِمُوْنَ النَّارَ فَظَنُّوْٓا اَنَّهُمْ مُّوَاقِعُوْهَا وَلَمْ يَجِدُوْا عَنْهَا
مَصْرِفًا ﴿۵۳﴾ وَلَقَدْ صَرَّفْنَا فِيْ هٰذَا الْقُرْاٰنِ لِلنَّاسِ مِنْ كُلِّ مَثَلٍ ؕ
وَكَانَ الْاِنْسَانُ اَكْثَرَ شَيْءٍ جَدَلًا ﴿۵۴﴾ وَمَا مَنَعَ النَّاسَ اَنْ يُّؤْمِنُوْٓا
اِذْ جَآءَهُمُ الْهُدٰى وَيَسْتَغْفِرُوْا رَبَّهُمْ اِلَّآ اَنْ تَاْتِيَهُمْ سُنَّةُ
الْاَوَّلِيْنَ اَوْ يَاْتِيَهُمُ الْعَذَابُ قُبُلًا ﴿۵۵﴾ وَمَا نُرْسِلُ الْمُرْسَلِيْنَ
اِلَّا مُبَشِّرِيْنَ وَمُنْذِرِيْنَ ۚ وَيُجَادِلُ الَّذِيْنَ كَفَرُوْا بِالْبَاطِلِ
لِيُدْحِضُوْا بِهِ الْحَقَّ وَاتَّخَذُوْٓا اٰيٰتِيْ وَمَآ اُنْذِرُوْا هُزُوًا ﴿۵۶﴾ وَمَنْ
اَظْلَمُ مِمَّنْ ذُكِّرَ بِاٰيٰتِ رَبِّهٖ فَاَعْرَضَ عَنْهَا وَنَسِيَ مَا قَدَّمَتْ

يَدٰهُ ؕ اِنَّا جَعَلْنَا عَلٰى قُلُوْبِهِمْ اَكِنَّةً اَنْ يَّفْقَهُوْهُ وَفِىْۤ اٰذَانِهِمْ
وَقْرًا ؕ وَاِنْ تَدْعُهُمْ اِلَى الْهُدٰى فَلَنْ يَّهْتَدُوْۤا اِذًا اَبَدًا ﴿۵۷﴾
وَرَبُّكَ الْغَفُوْرُ ذُو الرَّحْمَةِ ؕ لَوْ يُؤَاخِذُهُمْ بِمَا كَسَبُوْا لَعَجَّلَ لَهُمُ
الْعَذَابَ ؕ بَلْ لَّهُمْ مَّوْعِدٌ لَّنْ يَّجِدُوْا مِنْ دُوْنِهٖ مَوْئِلًا ﴿۵۸﴾ وَتِلْكَ
الْقُرٰۤى اَهْلَكْنٰهُمْ لَمَّا ظَلَمُوْا وَجَعَلْنَا لِمَهْلِكِهِمْ مَّوْعِدًا ﴿۵۹﴾ ع وَاِذْ
قَالَ مُوْسٰى لِفَتٰىهُ لَاۤ اَبْرَحُ حَتّٰۤى اَبْلُغَ مَجْمَعَ الْبَحْرَيْنِ اَوْ اَمْضِىَ
حُقُبًا ﴿۶۰﴾ فَلَمَّا بَلَغَا مَجْمَعَ بَيْنِهِمَا نَسِيَا حُوْتَهُمَا فَاتَّخَذَ سَبِيْلَهٗ فِى
الْبَحْرِ سَرَبًا ﴿۶۱﴾ فَلَمَّا جَاوَزَا قَالَ لِفَتٰىهُ اٰتِنَا غَدَآءَنَا ؗ لَقَدْ لَقِيْنَا
مِنْ سَفَرِنَا هٰذَا نَصَبًا ﴿۶۲﴾ قَالَ اَرَءَيْتَ اِذْ اَوَيْنَاۤ اِلَى الصَّخْرَةِ
فَاِنِّىْ نَسِيْتُ الْحُوْتَ ؗ وَمَاۤ اَنْسٰنِيْهُ اِلَّا الشَّيْطٰنُ اَنْ اَذْكُرَهٗ ۚ
وَاتَّخَذَ سَبِيْلَهٗ فِى الْبَحْرِ ۖۗ عَجَبًا ﴿۶۳﴾ قَالَ ذٰلِكَ مَا كُنَّا نَبْغِ ۖۗ
فَارْتَدَّا عَلٰۤى اٰثَارِهِمَا قَصَصًا ﴿۶۴﴾ لا فَوَجَدَا عَبْدًا مِّنْ عِبَادِنَاۤ اٰتَيْنٰهُ
رَحْمَةً مِّنْ عِنْدِنَا وَعَلَّمْنٰهُ مِنْ لَّدُنَّا عِلْمًا ﴿۶۵﴾ قَالَ لَهٗ مُوْسٰى هَلْ
اَتَّبِعُكَ عَلٰۤى اَنْ تُعَلِّمَنِ مِمَّا عُلِّمْتَ رُشْدًا ﴿۶۶﴾ قَالَ اِنَّكَ لَنْ
تَسْتَطِيْعَ مَعِىَ صَبْرًا ﴿۶۷﴾ وَكَيْفَ تَصْبِرُ عَلٰى مَا لَمْ تُحِطْ بِهٖ خُبْرًا ﴿۶۸﴾
قَالَ سَتَجِدُنِىْۤ اِنْ شَآءَ اللّٰهُ صَابِرًا وَّلَاۤ اَعْصِىْ لَكَ اَمْرًا ﴿۶۹﴾ قَالَ

فَاِنِ اتَّبَعۡتَنِیۡ فَلَا تَسۡـَٔلۡنِیۡ عَنۡ شَیۡءٍ حَتّٰۤی اُحۡدِثَ لَکَ مِنۡہُ
ذِکۡرًا ﴿۷۰﴾ فَانۡطَلَقَا ٚ وقفة حَتّٰۤی اِذَا رَکِبَا فِی السَّفِیۡنَۃِ خَرَقَہَا ؕ قَالَ
اَخَرَقۡتَہَا لِتُغۡرِقَ اَہۡلَہَا ۚ لَقَدۡ جِئۡتَ شَیۡـًٔا اِمۡرًا ﴿۷۱﴾ قَالَ اَلَمۡ اَقُلۡ
اِنَّکَ لَنۡ تَسۡتَطِیۡعَ مَعِیَ صَبۡرًا ﴿۷۲﴾ قَالَ لَا تُؤَاخِذۡنِیۡ بِمَا نَسِیۡتُ وَلَا
تُرۡہِقۡنِیۡ مِنۡ اَمۡرِیۡ عُسۡرًا ﴿۷۳﴾ فَانۡطَلَقَا ٚ وقفة حَتّٰۤی اِذَا لَقِیَا غُلٰمًا فَقَتَلَہٗ ۙ
قَالَ اَقَتَلۡتَ نَفۡسًا زَکِیَّۃًۢ بِغَیۡرِ نَفۡسٍ ؕ لَقَدۡ جِئۡتَ شَیۡـًٔا نُّکۡرًا ﴿۷۴﴾
قَالَ اَلَمۡ اَقُلۡ لَّکَ اِنَّکَ لَنۡ تَسۡتَطِیۡعَ مَعِیَ صَبۡرًا ﴿۷۵﴾ قَالَ
اِنۡ سَاَلۡتُکَ عَنۡ شَیۡءٍۭ بَعۡدَہَا فَلَا تُصٰحِبۡنِیۡ ۚ قَدۡ بَلَغۡتَ مِنۡ
لَّدُنِّیۡ عُذۡرًا ﴿۷۶﴾ فَانۡطَلَقَا ٚ وقفة حَتّٰۤی اِذَاۤ اَتَیَاۤ اَہۡلَ قَرۡیَۃِ ۣاسۡتَطۡعَمَاۤ
اَہۡلَہَا فَاَبَوۡا اَنۡ یُّضَیِّفُوۡہُمَا فَوَجَدَا فِیۡہَا جِدَارًا یُّرِیۡدُ اَنۡ
یَّنۡقَضَّ فَاَقَامَہٗ ؕ قَالَ لَوۡ شِئۡتَ لَتَّخَذۡتَ عَلَیۡہِ اَجۡرًا ﴿۷۷﴾ قَالَ
ہٰذَا فِرَاقُ بَیۡنِیۡ وَبَیۡنِکَ ۚ سَاُنَبِّئُکَ بِتَاۡوِیۡلِ مَا لَمۡ تَسۡتَطِعۡ
عَّلَیۡہِ صَبۡرًا ﴿۷۸﴾ اَمَّا السَّفِیۡنَۃُ فَکَانَتۡ لِمَسٰکِیۡنَ یَعۡمَلُوۡنَ فِی
الۡبَحۡرِ فَاَرَدۡتُّ اَنۡ اَعِیۡبَہَا وَکَانَ وَرَآءَہُمۡ مَّلِکٌ یَّاۡخُذُ کُلَّ
سَفِیۡنَۃٍ غَصۡبًا ﴿۷۹﴾ وَاَمَّا الۡغُلٰمُ فَکَانَ اَبَوٰہُ مُؤۡمِنَیۡنِ فَخَشِیۡنَاۤ اَنۡ
یُّرۡہِقَہُمَا طُغۡیَانًا وَّکُفۡرًا ﴿۸۰﴾ ۚ فَاَرَدۡنَاۤ اَنۡ یُّبۡدِلَہُمَا رَبُّہُمَا خَیۡرًا

مِّنْهُ زَكٰوةً وَّاَقْرَبَ رُحْمًا ﴿٨١﴾ وَاَمَّا الْجِدَارُ فَكَانَ لِغُلٰمَيْنِ
يَتِيْمَيْنِ فِى الْمَدِيْنَةِ وَكَانَ تَحْتَهٗ كَنْزٌ لَّهُمَا وَكَانَ اَبُوْهُمَا صَالِحًا ۚ
فَاَرَادَ رَبُّكَ اَنْ يَّبْلُغَآ اَشُدَّهُمَا وَيَسْتَخْرِجَا كَنْزَهُمَا ۖ رَحْمَةً
مِّنْ رَّبِّكَ ۚ وَمَا فَعَلْتُهٗ عَنْ اَمْرِىْ ؕ ذٰلِكَ تَاْوِيْلُ مَا لَمْ تَسْطِعْ
عَّلَيْهِ صَبْرًا ﴿٨٢﴾ وَيَسْـَٔلُوْنَكَ عَنْ ذِى الْقَرْنَيْنِ ؕ قُلْ سَاَتْلُوْا
عَلَيْكُمْ مِّنْهُ ذِكْرًا ﴿٨٣﴾ اِنَّا مَكَّنَّا لَهٗ فِى الْاَرْضِ وَاٰتَيْنٰهُ مِنْ كُلِّ
شَىْءٍ سَبَبًا ﴿٨٤﴾ فَاَتْبَعَ سَبَبًا ﴿٨٥﴾ حَتّٰٓى اِذَا بَلَغَ مَغْرِبَ الشَّمْسِ
وَجَدَهَا تَغْرُبُ فِىْ عَيْنٍ حَمِئَةٍ وَّوَجَدَ عِنْدَهَا قَوْمًا ؕ قُلْنَا يٰذَا
الْقَرْنَيْنِ اِمَّآ اَنْ تُعَذِّبَ وَاِمَّآ اَنْ تَتَّخِذَ فِيْهِمْ حُسْنًا ﴿٨٦﴾ قَالَ
اَمَّا مَنْ ظَلَمَ فَسَوْفَ نُعَذِّبُهٗ ثُمَّ يُرَدُّ اِلٰى رَبِّهٖ فَيُعَذِّبُهٗ عَذَابًا
نُّكْرًا ﴿٨٧﴾ وَاَمَّا مَنْ اٰمَنَ وَعَمِلَ صَالِحًا فَلَهٗ جَزَآءَ ۨالْحُسْنٰى ۚ وَ
سَنَقُوْلُ لَهٗ مِنْ اَمْرِنَا يُسْرًا ﴿٨٨﴾ ثُمَّ اَتْبَعَ سَبَبًا ﴿٨٩﴾ حَتّٰٓى اِذَا بَلَغَ
مَطْلِعَ الشَّمْسِ وَجَدَهَا تَطْلُعُ عَلٰى قَوْمٍ لَّمْ نَجْعَلْ لَّهُمْ مِّنْ دُوْنِهَا
سِتْرًا ﴿٩٠﴾ كَذٰلِكَ ؕ وَقَدْ اَحَطْنَا بِمَا لَدَيْهِ خُبْرًا ﴿٩١﴾ ثُمَّ اَتْبَعَ
سَبَبًا ﴿٩٢﴾ حَتّٰٓى اِذَا بَلَغَ بَيْنَ السَّدَّيْنِ وَجَدَ مِنْ دُوْنِهِمَا قَوْمًا ۙ لَّا
يَكَادُوْنَ يَفْقَهُوْنَ قَوْلًا ﴿٩٣﴾ قَالُوْا يٰذَا الْقَرْنَيْنِ اِنَّ يَاْجُوْجَ

### (૫) ગુનાહોની માફી :

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે વ્યક્તિ (સૂરએ) "કુલ હુવલ્લાહુ અહદ...." (પૂરી સૂરત) પચાસ (૫૦) વખત પઢશે તો અલ્લાહ તઆલા તેના ગુનાહોને માફ ફરમાવી દેશે." (સુનને દારમી : ૨/૪૬૧)

### (૬) જન્નતમાં પ્રવેશ :

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ દરરોજ (સૂરએ) "કુલ હુવલ્લાહુ અહદ....." પચાસ (૫૦) વખત પઢશે તો કિયામતના દિવસે તેને અવાજ આપવામાં આવશે : "હે અલ્લાહની હમ્દ બયાન કરનાર ! પોતાની કબરમાંથી ઊઠ–ઊભો થા અને જન્નતમાં દાખલ થઈ જા."

(મુઅ્જમે તબરાની સગીર : ૨/૧૩૦, મજ્મઉઝ્ ઝવાઈદ : ૭/૧૪૬)

### (૭) પચાસ વરસના ગુનાહો માફ :

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ સો વાર (સૂરએ) "કુલ હુવલ્લાહુ અહદ...." પઢશે તો અલ્લાહ તઆલા એના પચાસ વર્ષના ગુનાહ માફ ફરમાવી દેશે, આ શરતે કે તે ચાર ગુનાહોથી બચતો રહે : (૧) કતલથી, (૨) ચોરીથી, (૩) ઝિનાથી, (૪) શરાબ પીવાથી.

(બયહકી કૃત "શુઅ્બુલ ઈમાન" : ૨૩૧૮)

### (૮) દોઝખ (જહન્નમ)થી છૂટકારો :

હઝરત ફીરૂઝ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસે નમાઝમાં અથવા નમાઝની બહાર સો (૧૦૦) વાર (સૂરએ) "કુલ

હુવલ્લાહુ અહદ....'' પઢી તો અલ્લાહ તઆલા તેના માટે દોઝખથી બરી (મુક્ત) હોવાનું લખી આપશે.

(તબરાની કૃત મુઅ્જમે કબીર : ૧૮/૩૩૧, મજમઉઝ્ ઝવાઈદ : ૭/૧૪૫)

**(૯) જુમ્અહની રાતે પઢવાની ફઝીલત :**

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહુ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ જુમ્અહની રાતે (એટલે કે જુમે'રાતે સૂરજ ડૂબવા પછી) સો (૧૦૦) વાર (સૂરએ) "કુલ હુવલ્લાહુ અહદ....'' પઢશે તો તેણે એ જુમ્અહનો એવો હક્ક અદા કરી દીધો, જેમ કે અર્શને ઉઠાવનાર ફરિશ્તાઓએ અર્શે ઈલાહીને ઉઠાવવાનો હક અદા કર્યો.

(અબૂ નુઐમ ફી ફઝાઈલિહા)

**(૧૦) સો મહેલ તા'મીર થશે, ઉપરાંત.... :**

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસે વુઝૂ સાથે સો (૧૦૦) વાર (સૂરએ) "કુલ હુવલ્લાહુ અહદ....'' પઢી, એવી રીતે કે સૂરએ ફાતિહાથી શરૂઆત કરી તો અલ્લાહ તઆલા તેના માટે દરેક હર્ફ (અક્ષર)ના બદલામાં દસ નેકીઓ લખશે અને તેના દસ દરજાત બુલંદ ફરમાવશે અને તેના માટે જન્નતમાં સો (૧૦૦) મહેલ તા'મીર ફરમાવશે.

(બયહકી કૃત "શુઅ્બુલ ઈમાન'', હદીષ નંબર : ૨૩૧૮)

**(૧૧) જન્નત નસીબ થશે :**

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસે પોતાના બિસ્તર પર સૂવા માટે ઈરાદો કર્યો. પછી સો (૧૦૦) વાર (સૂરએ) "કુલ હુવલ્લાહુ અહદ....'' પઢી તો અલ્લાહ તઆલા કિયામતના દિવસે તેને ફરમાવશે : હે મારા બંદા ! પોતાની

જમણી તરફ આવેલી જન્નતમાં દાખલ થઈ જા.

(તિરમિઝી, હદીષ નંબર : ૨૮૯૮, બયહકી, હદીષ નંબર : ૨૩૧૭)

**(૧૨) અરફહના દિવસે પઢવાની ફઝીલત :**

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે મુસલમાન અરફાતના મેદાનમાં ઝવાલ પછી વુકૂફ (રોકાણ) કરે અને પછી કિબ્લારુખ થઈને "લા ઈલા–હ ઈલ્લલ્લાહુ વહ્દહૂ, લા શરી–ક લહૂ, લહુલ્ મુલ્કુ વ લહુલ્ હમ્દુ, વ હુ–વ અલા કુલ્લિ શયૂઈન કદીર" સો (૧૦૦) વાર પઢે. પછી સો (૧૦૦) વાર (સૂરએ) "કુલ હુવલ્લાહુ અહદ....." પઢે. પછી સો (૧૦૦) વાર "અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન્ કમા સલ્લયૂત અલા ઈબ્રાહી–મ વ અલા આલિ ઈબ્રાહી–મ, ઈન્ન–ક હમીદુમ્ મજીદ. વ અલયૂના મ–અહુમ" પઢે તો અલ્લાહ તઆલા પોતાના ફરિશ્તાઓને ફરમાવે છે : હે મારા ફરિશ્તાઓ ! મારા આ બંદાનો શું બદલો છે, જેણે મારી પાકી (પવિત્રતા) બયાન કરી અને લા ઈલા–હ ઈલ્લલ્લાહ કહ્યું અને મારી મોટપ બયાન કરી અને મારી મહાનતા બયાન કરી અને મને ઓળખ્યો અને મારી તારીફ બયાન કરી અને મારા નબી પર દુરૂદ મોકલ્યું ? હે મારા ફરિશ્તાઓ ! તમે ગવાહ રહો કે મેં એની બખશિશ કરી દીધી અને તેની સ્વજાત માટેની સિફારિશ કબૂલ કરી અને જો મારો આ બંદો તમામ અરફાતવાળાઓ માટે દુઆ કરત (અને) સિફારિશ કરત તો એ (સિફારિશ) પણ હું અવશ્ય કબૂલ કરી લેત. (બયહકી કૃત શુઅ્બુલ્ ઈમાન : હદીષ નંબર : ૩૭૮૦)

**(૧૩) પચાસ સિદ્દીકીનના અમલ બરાબર સવાબ મળશે :**

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસે

ફજરની નમાઝ પછી કોઈની સાથે વાત કર્યા વગર સો (૧૦૦) વાર (સૂરએ) "કુલ્ હુવલ્લાહુ અહદ...." પઢી તો એ દિવસે તેના માટે પચાસ સિદ્દીકીનના અમલ બરાબર સવાબ લખવામાં આવશે. (ફિરદૌસે દયલમી, દૂર્રે મન્સૂર : ૬/૪૪)

### (૧૪) જુમ્અહના દિવસે પઢવાની ફઝીલત :

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી મરફૂઅન્ રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ જુમ્અહના દિવસે મસ્જિદમાં આવીને ચાર રકા'ત નમાઝ એવી રીતે પઢે કે દરેક રકા'તમાં સૂરએ ફાતિહા પછી પચાસ વખત (સૂરએ) "કુલ હુવલ્લાહુ અહદ...." પઢે, તો આ પ્રમાણે કુલ બસો વાર થઈ જશે, તો એ માણસને ત્યાં સુધી મૌત આવશે નહિ, જ્યાં સુધી કે તે જન્નતમાં પોતાની મંઝિલ (ઠેકાણું) નિહાળી ન લે અથવા જ્યાં સુધી કે તેને એની મંઝિલ દેખાડવામાં ન આવે. (તફસીરે કુર્તુબી : ૮/૮૩૩૯)

### (૧૫) એક હજાર વખત પઢવાની ફઝીલત :

હઝરત હુઝયફહ ઈબ્ને યમાન (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસે એક હજાર વાર (સૂરએ) "કુલ હુવલ્લાહુ અહદ...." પઢી તો જાણે તેણે પોતાના નફ્સને અલ્લાહ તઆલાથી ખરીદી લીધો. (સુયૂતી કૃત "જમ્ઉલ્ જવામિઅ્")

### (૧૬) અરફહના દિવસે પઢવાની ફઝીલત :

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસે યૌમે અરફહની સાંજે એક હજાર વાર (સૂરએ) "કુલ હુવલ્લાહુ અહદ...." પઢી તો અલ્લાહ તઆલા તેની દરેક દુઆ કબૂલ ફરમાવશે. (અલ્લામહ સુયૂતી રહ. કૃત "જમ્ઉલ્ જવામિઅ્" : ૧/૮૨૨)

### (૧૭) વિવિધ ફઝીલતો :

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ (સૂરએ) "કુલ હુવલ્લાહુ અહદ...." એક વાર પઢશે તો તેના પર બરકત નાઝિલ થશે અને જે વ્યક્તિએ એને બે વાર પઢી તો તેના પર તથા તેના પરિવારજનો પર બરકત નાઝિલ થશે અને જો કોઈ વ્યક્તિ એને ત્રણ વાર પઢશે તો તેના પર, તેના પરિવારજનો પર અને તેના પાડોશીઓ પર પણ બરકત નાઝિલ થશે, અને જો કોઈ માણસ એને બાર (૧૨) વખત પઢશે તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતમાં મહેલ બનાવે છે અને ફરિશ્તાઓ પરસ્પર એક બીજાને કહે છે : ચાલો, પોતાના ભાઈનો મહેલ જોવા જઈએ, અને જો કોઈ માણસ સો વાર આ સૂરહ પઢશે તો કતલ અને ચોરી સિવાયના એના પચ્ચીસ (૨૫) વર્ષના ગુનાહ માફ કરી દેવામાં આવશે અને જો કોઈ વ્યક્તિ એને ત્રણ સો (૩૦૦) વાર પઢશે તો અલ્લાહ તઆલા તેના માટે એવા ચાર સો (૪૦૦) શહીદોનો સવાબ લખશે, જેમના ઘોડાઓની ટાંગો કાપી નાખવામાં આવી હોય અને તેમને હલાક કરી નાખવામાં આવ્યા હોય અને જો કોઈ વ્યક્તિ એને હજાર (૧,૦૦૦) વખત પઢશે, તો એને ત્યાં સુધી મૌત આવશે નહિ, જ્યાં સુધી કે તે જન્નતમાં પોતાનું મકાન નિહાળી ન લે અથવા તેને એ (મકાન) બતાવી દેવામાં ન આવે.

(જમ્ઉલ જવામિઅ્ : ૧/૮૨૧, કુર્તુબી : ૮/૮૩૪૦)

### (૧૮) અલ્લાહ સાથે વિશેષ નિસ્બત ધરાવતી સૂરહ :

હઝરત આમિર ઈબ્ને અબ્દે કૈસ (રદિ.) ફરમાવે છે કે, જે માણસ (સૂરએ) "કુલ હુવલ્લાહુ અહદ...." પઢે તો પછી આ સૂરહને મુસ્તકિલ રાખવાના હેતુસર એની સાથે કુર્આનમાંથી બીજું કાંઈ ન પઢે (એટલે કે સૂરએ ઈખ્લાસની તિલાવતને કાફી સમજે), કારણ કે આ સૂરહ આરંભથી અંત સુધી અલ્લાહ તઆલા

તરફ જ મન્સૂબ છે. (ઈબ્ને માજહ : ફી ફઝાઈલિલ્ કુર્આન : ૨૬૦)

**(૧૯) રાત્રે સૂતી વખતે ત્રીસ (૩૦) વખત પઢવાથી જન્નતમાં એક હજાર (૧,૦૦૦) મહેલ તૈયાર થશે :**

હઝરત ઉસ્માન (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જે માણસ સૂતી વખતે ત્રીસ (૩૦) વખત (સૂરએ) "કુલ હુવલ્લાહુ અહદ...." (સંપૂર્ણ સૂરત) પઢશે, તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતમાં એક હજાર (૧,૦૦૦) મહેલ બનાવશે અને જે વ્યક્તિ આ સૂરત બસો (૨૦૦) વખત પઢશે તો અલ્લાહુ તઆલા તેને એવો દરજ્જો અતા ફરમાવશે, જેના પર તે રાજી થઈ જશે અને જે ઘરમાં (સૂરએ) "કુલ હુવલ્લાહુ અહદ...." પઢવામાં આવશે તો એ ઘરવાળાઓની સાથોસાથ તેના પાડોશીઓને પણ ફાયદો થશે.

(રવાહુ અબ્દુલ મજીદ ફી અમાલીહ્)

**(૨૦) જન્નતમાં બે (૨) મહેલ મળશે :**

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જે માણસ ઈશાની નમાઝ પછી બે (૨) રકા'ત પઢે અને દરેક રકા'તમાં (સૂરએ) "કુલ હુવલ્લાહુ અહદ...." પંદર (૧૫) વખત પઢે તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતમાં બે (૨) મહેલ બનાવશે. (તફસીરે દૂર્રે મન્થૂર : ૬/૪૧૫)

**(૨૧) ઘરમાં દાખલ થતી વખતે પઢવાની ફઝીલત :**

હઝરત જરીર ઈબ્ને અબ્દુલ્લાહ બજલી (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જે વ્યક્તિ ઘરમાં દાખલ થતી વખતે (સૂરએ) "કુલ હુવલ્લાહુ અહદ...." પઢશે તો એ ઘર અને એના પાડોશીઓથી ફક્ર (નાદારી) દૂર કરી દેવામાં આવશે. (મુઅ્જમે કબીર તબરાની : ૨/૩૪૦)

(૨૨) હઝરત અબૂ હુરયરહ (રદિ.) બયાન કરે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક માણસને "કુલ હુવલ્લાહુ અહદ...." પઢતાં સાંભળી તો ફરમાવ્યું :

"એના પર વાજિબ થઇ ગઇ." કોઇએ પૂછયું, "શું વાજિબ થઇ ગઇ ?" તો જવાબમાં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, "જન્નત વાજિબ થઇ ગઇ."

(મુઅત્તા ઇમામ માલિક)

(૨૩) હઝરત અબૂ હુરયરહ (રદિ.) બયાન કરે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એકવાર ફરમાવ્યું, "લોકો ! એકઠા થઇ જાવ, હું તમારી પાસે કુર્આનનો ત્રીજો ભાગ તિલાવત કરીશ." જયારે લોકો ભેગા થઇ ગયા તો તેમણે સૂરએ "કુલ હુવલ્લાહુ અહદ...." પઢીને સંભળાવી અને ફરમાવ્યું કે એ કુર્આનનો ત્રીજો ભાગ છે. (મુસ્લિમ શરીફ)

(૨૪) હઝરત અબુ દરદાઅ (રદિ.) બયાન કરે છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું; "અલ્લાહ તઆલાએ કુર્આનના ત્રણ ભાગ કર્યા. એક ભાગ તેમાંથી "કુલ હુવલ્લાહુ અહદ...." છે. (મુસ્લિમ શરીફ)

(૨૫) હઝરત અબૂ ઐયૂબ (રદિ.) જનાબ રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે જેણે "કુલ હુવલ્લાહુ અહદ...." પઢી તેણે કુર્આનનો ત્રીજો ભાગ પઢયો. (મુસ્લિમ શરીફ)

(૨૬) હઝરત આઇશા (રદિ.) ફરમાવે છે કે એક સહાબી (રદિ.) નમાઝની દરેક રકાતમાં "કુલ હુવલ્લાહુ અહદ...." પઢયા કરતા હતા. તેમને પૂછયું તો તેમણે કહ્યું, "હું એ સૂરતને ચાહું છું." ફરમાવ્યું, "અલ્લાહ તઆલા પણ તમને ચાહે છે."

(બુખારી, મુસ્લિમ શરીફ)

(૨૭) હઝરત આઈશા (રદિ.) જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે તેમણે ફરમાવ્યું, "કુલ હુવલ્લાહુ અહદ...."ની મુહબ્બત તમને જન્નતમાં દાખલ કરશે. (તિરમિઝી શરીફ)

(૨૮) હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે જનાબ રહમતે આલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, " જેણે બસો (૨૦૦) વાર "કુલ હુવલ્લાહુ અહદ...." પઢવાનો વઝીફો કરી લીધો તો તેના પચાસ (૫૦) વર્ષના ગુનાહો માફ થઈ ગયા, પણ કર્ઝ નહિ. (તિરમિઝી શરીફ)

એક રિવાયતમાં સો (૧૦૦) વાર અને એક રિવાયતમાં પચાસ (૫૦) વારનો પણ સવાબ લખાયો છે.

(૨૯) એ મુબારક સૂરહ એવી છે કે એને એક વખત પઢવાથી આખા કુર્આનના પોણા (૧/૩) ભાગ પઢવા બરાબર સવાબ છે અને ત્રણ (૩) વખત પઢવાથી આખું કુર્આન પઢવા બરાબર સવાબ મળે છે અને દસ (૧૦) વખત પઢવાથી એક મહેલ જન્નતમાં તૈયાર થાય છે. એને હંમેશા પઢનાર ઈમાન ઉપર મરે છે. ટૂંકમાં એનો સવાબ બેહદ છે. (ફત્હુલ બારી : ૫૦૧૩, બુખારી શરીફ : ૨/૭૫૦, હદીસ : ૪૮૨૨, કન્ઝુલ ઉમ્માલ : ૧/૨૯૮, હદીસ નં. ૨૭૨૭–૨૭૨૮)

(૩૦) હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તબૂકમાં હતા કે જિબ્રઈલ (અલૈ.) આવ્યા. એમની સાથે સિત્તેર હજાર (૭૦,૦૦૦) ફરિશ્તાઓ પણ હતા. હઝરત જિબ્રઈલ (અલૈ.) બોલ્યા, "મુઆવિયહ બિન મુઆવિયહ"ના જનાઝા પર હાજર થાઓ. જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બહાર નીકળ્યા. જિબ્રઈલ (અલૈ.)એ પોતાની પાંખ પહાડ પર રાખીને તેઓ ઝૂકી ગયા. જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મદીના જોયું ને ફરિશ્તાઓની સાથે મુઆવિયહ

(રદિ.)ના જનાઝાની નમાઝ પઢી. ફરી પૂછયું હે જિબ્રઈલ (અલૈ.) ! મુઆવિયહ એ મરતબો કઈ રીતે પહોંચ્યા ?

જિબ્રઈલ (અલૈ.)એ ફરમાવ્યું "કુલ હુવલ્લાહુ અહદ...."ને ઊભા કે બેસીને, સવારી પર કે પગપાળા દરેક હાલતમાં પઢવાથી. (મુસ્નદે અબી યઅ્લા : ૪૨૬૭, બયહકી કૃત શુઅ્બુલ ઈમાન : ૨૩૨૦/૨૩૨૧, ઈસ્તિઆબ અલા હામિશિલ ઈસાબહ : ૩/૪૩૬)

**(૩૧)** જો કોઈ ઘરમાં જતી વેળા એ સૂરત પઢશે તો તંગી દૂર થઈ રોઝી બહોળી થશે, ઈન્શા અલ્લાહ. (મુઅ્જમે કબીર તબરાની : ૨/૩૪૦)

**(૩૨)** જે માણસ મૌતની બીમારીમાં સૂરએ ઈખ્લાસ (કુલ હુવલ્લાહુ અહદ...) પઢશે તો કબ્રના હિસાબથી બચી જશે. ફરિશ્તાઓ એને પોતાની પાંખો ઉપર ઉઠાવી પુલસિરાત પાર કરાવી દેશે ને તે જન્નતમાં જઈ પહોંચશે.

(ઈમામ જલાલુદ્દીન સુયૂતી રહ.ની કિતાબ નુરુસ્સુદૂર ફી શર્હિલ કુબૂર)

**(૩૩)** સૂરએ ઈખ્લાસ (કુલ હુવલ્લાહુ અહદ....) સવાર–સાંજ પઢવાથી શક–વહેમ અને યકીન બગડવાથી સલામત રહેશે.

(વઝાઈફે અશરફિયહ)

**(૩૪)** હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, "જે માણસ કબ્રસ્તાને જઈ ૧૧ વખત સૂરએ ઈખ્લાસ (કુલ હુવલ્લાહુ અહદ....) પઢીને તેનો સવાબ મુડદાઓને બખ્શી આપે તો તેને તે મુડદાઓની સંખ્યા બરાબર સવાબ મળશે. (સુનને દારે કુતની)

**(૩૫)** ત્રણ વખત સૂરએ ઈખ્લાસ (કુલ હુવલ્લાહુ શરીફ) પઢવાનો સવાબ એક કુર્આન શરીફ પઢવા બરાબર મળે છે.

(બુખારી શરીફ ભાગ–૨, પેજ–૭૫૦, મુસ્લિમ શરીફ ભાગ–૧, પેજ–૨૭૧)

**(૩૬) જન્નતમાં સોનાના એક હજાર (૧૦૦૦) મહેલ મળશે, ઉપરાંત....**

**હદીસ :** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિયલ્લાહુ

અન્હુમા)થી મવકૂફ રિવાયત છે કે, જે માણસ બે રકા'ત નમાઝ પઢે અને એ બન્ને રકા'તમાં **'કુલ હુવલ્લાહુ અહદ'**ને ત્રીસ વાર પઢે, તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતમાં સોનાના એક હજાર મહેલ બનાવશે અને જે વ્યક્તિ આ સૂરતને નમાઝ બહાર–નમાઝ સિવાય ત્રીસ વાર પઢશે, તો અલ્લાહ તઆલા એના માટે જન્નતમાં સો (૧૦૦) મહેલ બનાવશે અને જે માણસ પોતાના ઘરવાળાઓ પાસે દાખલ થાય ત્યારે જો આ સૂરતને પઢી લે, તો એના પરિવારજનો અને પાડોશીઓને આ સૂરત દ્વારા ખૈર તથા લાભ પહોંચશે.

(બયહકી : ૨/૫૧૦, સંદર્ભ : આપકી મુશ્કિલાતકા હલ કુર્આની સૂરતોંસે : ૧૨૨)

**(૩૭) પાંચ સો (૫૦૦) વર્ષની ઈબાદત જેટલો સવાબ :**

أَخْرَجَ اِبْنُ الضَّرِيْسِ عَنِ الْحَسَنِ قَالَ ''مَنْ قَرَأَ ''قُلْ هُوَاللّٰهُ أَحَدٌ'' مِائَتَىْ مَرَّةٍ كَانَ لَهٗ مِنَ الْاَجْرِ عِبَادَةُ خَمْسِ مِائَةِ سَنَةٍ''

**અર્થ :** હઝરત હસન બસરી (રદિ.)થી રિવાયત છે કે, જો કોઈ માણસ બસો (૨૦૦) વાર **'કુલ હુવલ્લાહુ અહદ....'** પઢશે તો એને પાંચ સો (૫૦૦) વર્ષની ઈબાદતના બરાબર સવાબ મળશે. (ઈબ્નુદ્દ દરીસ યા ઈબ્ને ઝરીસ, ફઝાઈલુસ્સુવર : ૧૨૦)

**(૩૮) મોત સિવાય બીજી કોઈપણ વસ્તુ જન્નતમાં દાખલ.....**

હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું : ''જે કોઈ વ્યક્તિ ફર્ઝ નમાઝ પછી કુલ હુ–વલ્લાહુ અ–હદ પઢશે તો તેને મોત સિવાય બીજી કોઈ પણ વસ્તુ જન્નતમાં દાખલ થવામાંથી અટકાવી નહિ શકે.'' (જમ્ઉલ ફવાઈદ)

## (૨૭) ૧-સૂરએ "ફલક"

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

قُلْ اَعُوْذُ بِرَبِّ الْفَلَقِ ۙ﴿۱﴾ مِنْ شَرِّ مَا خَلَقَ ۙ﴿۲﴾ وَمِنْ شَرِّ غَاسِقٍ اِذَا وَقَبَ ۙ﴿۳﴾ وَمِنْ شَرِّ النَّفّٰثٰتِ فِی الْعُقَدِ ۙ﴿۴﴾ وَمِنْ شَرِّ حَاسِدٍ اِذَا حَسَدَ ﴿۵﴾

(الفلق ۱۱۳:۵)

## ૨-સૂરએ "નાસ"

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

قُلْ اَعُوْذُ بِرَبِّ النَّاسِ ۙ﴿۱﴾ مَلِكِ النَّاسِ ۙ﴿۲﴾ اِلٰهِ النَّاسِ ۙ﴿۳﴾ مِنْ شَرِّ الْوَسْوَاسِ ۬ۙ الْخَنَّاسِ ﴿۴﴾ الَّذِیْ یُوَسْوِسُ فِیْ صُدُوْرِ النَّاسِ ۙ﴿۵﴾ مِنَ الْجِنَّةِ وَالنَّاسِ ﴿۶﴾

(الناس ۱۱۴:۶)

## "કુલ અઊઝુ બિરબ્બિલ ફલક" અને "કુલ અઊઝુ બિરબ્બિન્નાસ"ની ફઝીલતો :

(૧) હઝરત ઉકબહ ઈબ્ને આમિર (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે,

"શું હું તમને એવી બે સૂરતો શીખવું કે જે ઉત્તમ છે ?" ફરી તેમણે "કુલ અઊઝુ બિરબ્બિન્નાસ" તેમને શિખવાડી ફરમાવ્યું કે,

"આજ સુધી કોઈએ એના જેવા શબ્દો સાથે પનાહ લીધી નથી." (અબૂ દાવૂદ શરીફ)

(૨) હઝરત ઉકબહ ઈબ્ને આમિર (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે,

"જો તમારાથી બને તો એ સૂરતોને કોઈ નમાઝમાં છોડી ન દેશો." (ઈબ્ને હિબ્બાન)

(૩) આ બંને મુબારક સૂરતોને અસરની નમાઝ પઢવા પછી તેર (૧૩) વખત પઢવાથી કિયામતનો ખૌફ દિલમાં પેદા કરે છે. (વઝાઈફે અશરફિય્યહ)

ઉમ્મીદ છે કે દરેક મુસલમાન ભાઈ–બહેન દરરોજ તિલાવતે કુર્આને પાકને પઢવાનો મા'મૂલ (આદત) બનાવ્યા પછી સૂરતોના આ સંગ્રહને પણ પઢશે અને પોતાની આખિરત બનાવશે (ઈન્શાઅલ્લાહ).

–ફક્ત અલ્લાહ પાક વધુ જાણનાર છે.

## (૨૮) દસ સૂરતો દસ વસ્તુઓથી બચાવે છે

★ સૂરએ ફાતિહા (અલ્હમ્દુ શરીફ) અલ્લાહના ગઝબથી બચાવે છે.

★ સૂરએ યાસીન શરીફ કિયામતના દિવસે તરસ્યા રહેવાથી બચાવશે.

★ સૂરએ દુખાન કિયામતની ભયંકરતાથી બચાવે છે.

★ સૂરએ વાકિઅહ ફક્ર અને ફાકાથી બચાવે છે.

★ સૂરએ મુલ્ક કબરના અઝાબથી બચાવે છે.
★ સૂરએ કૌષર દુશ્મનોની દુશ્મનીથી બચાવે છે.
★ સૂરએ કાફિરૂન મૌત વખતે કુફ્રથી બચાવે છે.
★ સૂરએ ઈખ્લાસ (કુલ હુવલ્લાહ) મુનાફકતથી બચાવે છે.
★ સૂરએ ફલક ઈર્ષાળુઓની ઈર્ષાથી બચાવે છે.
★ સૂરએ નાસ વસવસાઓથી બચાવે છે.

(રૂહુલ મઆની)

## (૨૯) દસ આયતો રાતે પઢવાની ફઝીલત

**ફઝીલત :** હઝરત અબૂ હુરયરહ (રદિ.) બયાન કરે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે માણસ કુર્આન શરીફની દસ (૧૦) આયતોની તિલાવત રાતના કરશે તો તેનું નામ ગાફિલીનમાં લખાશે નહિ.

(હાકિમ, ફઝાઈલે કુર્આન, ફઝાઈલે આ'માલ)

**ખુલાસો :–** મારા ભાઈઓ ! દસ (૧૦) આયતોની તિલાવતમાં ફક્ત થોડીક જ મિનિટો લાગે છે. તમામ રાતની ગફલતથી નીકળી જાય છે. આનાથી વધીને બીજી શું ફઝીલત હોઈ શકે !

## (૩૦) સો આયતો રાતે પઢવાની ફઝીલત

**ફઝીલત :** હઝરત અબૂ હુરયરહ (રદિ.) જનાબ

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે, "જે માણસ ફર્ઝ નમાઝોની સંભાળ રાખે છે ને તેમને વખત ઉપર પઢે છે તો તે માણસ ગાફિલોમાં લેખાશે નહિ. જેણે એક રાતમાં એક સો (૧૦૦) આયતોની તિલાવત કરી તે 'કાનિતીન'માં લખાશે. એટલે કે ઈબાદત કરનારાઓમાં તેનું નામ દાખલ કરવામાં આવશે."

(અબૂ ખુઝયમહ–હાકિમ–ફઝાઈલે આ'માલ)

**ખુલાસો :–** કેટલો ખૂશનસીબ છે તે માણસ, જેનું નામ ઈબાદત કરનારાઓની લિસ્ટમાં લખવામાં આવે. અલ્લાહ તઆલા આપણને બધાંને જ તેના પર સંપૂર્ણ અમલ કરવાની તૌફીક નસીબ ફરમાવે, આમીન.

## ● ફજરની નમાઝ પછી પઢવાની ફઝીલત :

**ફઝીલત :–** (૧) અમ્ર ઈબ્ને મયમૂન (રહ.)એ "શર્હે ઈહ્યા"માં નકલ કર્યું છે કે જે માણસ સવારની નમાઝ (ફજરની નમાઝ) પઢીને કુર્આન શરીફ ખોલે અને તેમાંથી એક સો (૧૦૦) આયતો જેટલું પઢે તો તે માણસ માટે તમામ અહલે દુન્યા (તમામ દુનિયાવાળાઓ) જેટલો સવાબ લખવામાં આવશે.

(ફઝાઈલે કુર્આન, ફઝાઈલે આ'માલ)

**(૨) નેકીઓ જ નેકીઓ :** ફજરની નમાઝ પછી કુર્આન શરીફમાં જોઈને સો (૧૦૦) આયતો પઢનારને અલ્લાહ તઆલા આકાશના તારલાઓથી માંડીને રેતીની રજકણો સુધી કુલ મખ્લૂકની સંખ્યા જેટલી નેકીઓ અર્પણ કરશે.

(આખિરતનું ભાથું, દારુલ ઉલૂમ પ્રકાશન નં. ૫૪)

## (૩૧) દુઆએ ખત્મુલ કુર્આન

اَللّٰهُمَّ اٰنِسْ وَحْشَتِيْ فِيْ قَبْرِيْ ط اَللّٰهُمَّ ارْحَمْنِيْ بِالْقُرْاٰنِ الْعَظِيْمِ ط وَاجْعَلْهُ لِيْۤ اِمَامًا وَّنُوْرًا وَّهُدًى وَّرَحْمَةً ط اَللّٰهُمَّ ذَكِّرْنِيْ مِنْهُ مَا نَسِيْتُ ط وَعَلِّمْنِيْ مِنْهُ مَا جَهِلْتُ ط وَارْزُقْنِيْ تِلَاوَتَهٗ اٰنَآءَ الَّيْلِ وَاٰنَآءَ النَّهَارِ ط وَاجْعَلْهُ لِيْ حُجَّةً يَّارَبَّ الْعٰلَمِيْنَ ٥

[**અર્થ :** હે અલ્લાહ ! મારી કબરમાં મારી વ્યાકુળતાને દૂર કર. હે અલ્લાહ ! આ ગૌરવશાળી કુર્આનના વસીલાથી મારા પર રહમ કર અને કુર્આનને મારા માટે માર્ગદર્શક, નૂર, હિદાયત અને રહમત બનાવ. હે અલ્લાહ ! કુર્આન માંહે જે કંઈ હું વિસરી ગયો હોઉં તે મને યાદ અપાવ અને જેનાથી હું અજાણ છું તેનાથી સુજાણ કર તેમ જ રાત્રી–દિવસના સઘળા વખતોમાં મને એની તિલાવત નસીબ કર. વળી, કિયામતના દિવસે એને મારા માટે દલીલ બનાવ. હે જગતના પાલનહાર ! મારી આ દુઆ કબૂલ ફરમાવ.]

اَللّٰهُمَّ رَبَّ مُحَمَّدٍ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰۤى اٰلِ مُحَمَّدٍ وَّاجْزِ مُحَمَّدًا صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ مَا هُوَ اَهْلُهٗ ط

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ط

લા ઈલા-હ ઈલ્લલ્લાહુ
મુહમ્મદુર્રસૂલુલ્લાહ
(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)

# પ્રકરણ-૨

## બેહિસાબ સવાબ અને ફઝીલતવાળા કલિમાત અને ખાસ-ખાસ ઝિક્રોની મહાન ફઝીલત

اَلَمْ يَاْنِ لِلَّذِيْنَ اٰمَنُوْٓا اَنْ تَخْشَعَ قُلُوْبُهُمْ لِذِكْرِ اللّٰهِ (الحديد ۵۷:۱۶)

**અર્થ :** શું ઈમાનવાળાઓ માટે એનો સમય નથી આવ્યો કે તેમનાં દિલો અલ્લાહના ઝિક્ર માટે ઝુકી (નમી) જાય.

اَلَا بِذِكْرِ اللّٰهِ تَطْمَئِنُّ الْقُلُوْبُ ﴿۲۸﴾ (الرعد ۱۳:۲۸)

**અર્થ :** ખૂબ જાણી લો કે અલ્લાહ તઆલાના ઝિક્ર (માં એવી ખુસૂસિય્યત છે કે તેનાથી) દિલોને સુકૂન મળી જાય છે. (અલ કુર્આન)



سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ، سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ



اَسْتَغْفِرُ اللّٰهَ الْعَظِيْمَ وَاَتُوْبُ اِلَيْهِ




★ બિસ્મિહી તઆલા ★

# પ્રકરણ-૨

## બેહિસાબ સવાબ અને ફઝીલતવાળા કલિમાત (બુનિયાદ)

### (૧) કલિમ-એ-તરિયબહ

**[પહેલો કલિમહ પાકીનો]**

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ ط

**લા ઈલા-હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ.**

[**અર્થ :** અલ્લાહ તઆલાના સિવાય કોઈ પણ ઈબાદત કરવાને લાયક નથી અને હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્લાહના રસૂલ છે.]

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ

**લા ઈલા-હ ઈલ્લલ્લાહ**



**ફઝીલતો :**

(૧) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે જે માણસ દરરોજ એક સો (૧૦૦) વખત "લા ઈલા–હ ઈલ્લલ્લાહ" પઢશે તો અલ્લાહ તઆલા કિયામતના દિવસે તેને એવી હાલતમાં ઉઠાવશે કે તેનો ચહેરો રોશન, ચમકદાર અને ખૂબસૂરત હશે, જાણે ચૌદમી રાતનો ચાંદ. જે માણસ આ મુબારક કલિમહને દિવસે સો (૧૦૦) વખત પઢશે તો તે દિવસે તેનાથી અફઝલ (અને સારા) અમલવાળો તે જ માણસ હશે, જે એના કરતાં વધારે વખત આ મુબારક કલિમહને પઢયો હશે.

(ફઝાઈલે આ'માલ)

(૨) જે માણસ આ મુબારક કલિમહને દિવસે યા રાતે એક વખત પણ પઢશે તો અલ્લાહ તઆલા તેના તે દિવસના ગુનાહોને માફ ફરમાવી દેશે તથા તે ગુનાહોને અલ્લાહ તઆલા નેકીઓમાં બદલી નાખશે. (ફઝાઈલે આ'માલ)

(૩) નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈર્શાદ છે કે કલિમએ તય્યિબહ અફઝલ ઝિક્ર છે. (તિરમિઝી)

(૪) જયારે કોઈ બંદો "લા ઈલા–હ ઈલ્લલ્લાહ" કહે છે તો તેના માટે જન્નતનાં દરવાજા ઊઘડી જાય છે અને એ કલિમો સીધો અર્શે ઈલાહી સુધી પહોંચી જાય છે; પરંતુ શર્ત એ છે કે એ કલિમહનો પઢનાર કબીરા (મોટા) ગુનાહોથી બચતો રહે.

(તિરમિઝી શરીફ)

(૫) "લા ઈલા–હ ઈલ્લલ્લાહ" સઘળી ઝબાની નેકીઓમાં અફઝલ છે. (અહમદ)

(૬) "લા ઈલા–હ ઈલ્લલ્લાહ" વડે પોતાના ઈમાનને તાજું કરતા રહો. સાતેય આસમાન અને જમીન પણ આ કલિમહના વજનનાં મુકાબલામાં હલકાં છે. (નસાઈ)

(૭) ''લા ઈલા–હ ઈલ્લલ્લાહ''થી વધીને બીજો કોઈ અમલ નથી અને આ કલિમહ કોઈ ગુનાહને બાકી છોડતો નથી.

(ઈબ્ને માજહ)

(૮) જેનું અંતિમ વાકય ''લા ઈલા–હ ઈલ્લલ્લાહ'' હશે તે જન્નતમાં દાખલ થશે. (અબૂ દાવૂદ શરીફ)

(૯) ''લા ઈલા–હ ઈલ્લલ્લાહ''નો ઈકરાર કરવું જન્નતની ચાવીઓ છે. (ફઝાઈલે આ'માલ)

(૧૦) અર્શે ઈલાહીની સામે નૂરનો એક સુતૂન (થાંભલો) છે. જયારે કોઈ માણસ ''લા ઈલા–હ ઈલ્લલ્લાહ'' કહે છે ત્યારે તે સુતૂન (થાંભલો) હાલવા લાગે છે. અલ્લાહ પાકનો ઈર્શાદ થાય છે કે થોભી જા. થાંભલો (સુતૂન) અર્ઝ કરે છે કે કેમ કેમ થોભું ? હાલાં કે કલિમ–એ–તય્યિબહ પઢવાવાળાની હજી મગફિરત નથી થઈ ! અલ્લાહ પાકનો ઈર્શાદ થાય છે કે સારું, મેં એ પઢવાવાળાની મગફિરત કરી દીધી ત્યારે તે સુતૂન (થાંભલો) થોભી જાય છે. (ફઝાઈલે આ'માલ)

(૧૧) ''લા ઈલા–હ ઈલ્લલ્લાહ'' પઢવાવાળાને ન કબ્રમાં વહ્શત (બીક) હશે અને ન મેદાને મેહશરમાં બીક હશે.

(ફઝાઈલે આ'માલ)

(૧૨) જે માણસ એ હાલતમાં મરે કે ''લા ઈલા–હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ''ની સાચા દિલથી ગવાહી આપતો હોય તો તે માણસ જરૂરથી જન્નતમાં દાખલ થશે. બીજી હદીસમાં છે કે જરૂર એ માણસની અલ્લાહ પાક મગફિરત ફરમાવશે. (ફઝાઈલે આ'માલ)

(૧૩) મરનારાઓને ''લા ઈલા–હ ઈલ્લલ્લાહ''ની તલકીન કરતા રહો. (મુસ્લિમ શરીફ)

## (૨) કલિમએ શહાદત
### [બીજો કલિમહ ગવાહીનો]

اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ ط

**અશહદુ અલ્લા ઈલા–હ ઈલ્લલ્લાહુ વ અશહદુ અન્ન મુહમ્મદન્ અબ્દુહૂ વ રસૂલુહ.**

[**અર્થ :** હું ગવાહી આપું છું કે અલ્લાહ તઆલા સિવાય કોઈ બંદગીને લાયક નથી અને હું ગવાહી આપું છું કે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેના બંદા અને રસૂલ છે.]

**ફઝીલતો :**

(૧) જે માણસ સારી રીતે (એટલે કે સુન્નતો અને આદાબનો ખ્યાલ રાખીને) વુઝૂ કરે પછી આ કલિમો પઢે તો તે પઢનારનાં માટે જન્નતનાં આઠે આઠ દરવાજા ખુલી જાય છે. જે દરવાજેથી દિલ ચાહે તે દરવાજાથી જન્નતમાં દાખલ થાય.

**ફાયદો :** જન્નતમાં દાખલ થવા માટે તો ફક્ત એક દરવાજો પણ બસ (કાફી) છે. પછી આઠે આઠ દરવાજાઓનું ખુલી જવું એ માણસના એઝાઝ–ઈકરામના તોર પર છે. (ફઝાઈલે આ'માલ)

(૨) જે માણસ અઝાન સાંભળ્યા પછી આ દુઆ પઢે :

اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ ط رَضِيْتُ

بِاللّٰهِ رَبًّا وَّبِالْاِسْلَامِ دِيْنًا وَّبِمُحَمَّدٍ
(صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ) نَبِيًّا وَّرَسُوْلًا ط

**અર્થ :** (હું ગવાહી આપું છું કે અલ્લાહ તઆલા સિવાય કોઈ બંદગીને લાયક નથી અને હું ગવાહી આપું છું કે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેના બંદા અને રસૂલ છે. હું અલ્લાહના પરવરદિગાર હોવાથી રાજી છું અને ઈસ્લામના દીન (ધર્મ) હોવાથી ખુશ છું. મેં મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને નબી અને રસૂલ હોવાને પસંદ કર્યા.)

–તો એ માણસનાં ગુનાહો માફ કરવામાં આવે છે.

(મુસ્લિમ, તિરમિઝી શરીફ)

## ● બજારમાં કલિમ-એ-શહાદતની ફઝીલત :

હઝરત અલી (રદિ.)થી રિવાયત છે, હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : બજારમાં જતી વખતે અને બજારમાં દાખલ થતી વખતે આ દુઆ પઢયા કરો :

بِسْمِ اللّٰهِ وَبِاللّٰهِ اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ
وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا رَّسُوْلُ اللّٰهِ ط

**ફઝીલત :** (જ્યારે બંદો આ દુઆ પઢી લે છે તો) અલ્લાહ તઆલા ફરમાવે છે કે મારા આ બંદાએ મને એવા સમયે અને એવા સ્થળે યાદ કર્યો છે કે જેમાં બીજા લોકો ગાફિલ છે, (જેથી હે ફરિશ્તાઓ !) હું તમને ગવાહ બનાવું છું કે મેં આ માણસને બખ્શી દીધો છે. (નુઝહહ : ૧/૧૧૯, સંદર્ભ : તરગીબુલ મુસ્લિમીન : ૨૧૪)

## (૩) કલિમએ તમજીદ
[ત્રીજો કલિમહ બુઝુર્ગીનો]

سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَلَآ اِلٰـهَ
اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ وَلَا حَوْلَ
وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ ط

**સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વલા ઈલા-હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર, વલા હવ્લ વલા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહિલ અલિચ્યિલ અઝીમ.**

[**અર્થ :** અલ્લાહ તઆલાની ઝાત પાક છે અને સઘળા વખાણ અલ્લાહ તઆલાને માટે જ છે અને અલ્લાહ તઆલાના સિવાય કોઈ ઈબાદત (બંદગી)ને લાયક નથી અને અલ્લાહ તઆલા ઘણો મોટો છે. નથી કોઈને કશી કુદરત અને નથી કોઈને કશી તાકાત; પરંતુ અલ્લાહ તઆલાને જ અને તે જ ઉચ્ચ અને મહાન છે.]

سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَلَآ اِلٰـهَ
اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ ط

**સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વલા ઈલા-હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર**

[**અર્થ :** અલ્લાહ તઆલાની ઝાત પાક છે અને સઘળાં વખાણ અલ્લાહ તઆલા માટે જ છે અને અલ્લાહ તઆલા સિવાય કોઈ ઈબાદતને લાયક નથી અને અલ્લાહ તઆલા ઘણો મોટો છે.]

ઉપરોક્ત તસ્બીહની ફઝીલત વિવિધ હદીસોમાં નીચે પ્રમાણે આવેલી છે :

**(૧)** આ ચાર કલિમાત (બોલ) અલ્લાહ તઆલાને સૌથી વધુ પ્યારા છે.

**(૨)** આ ચારેય કલિમાતને જે માણસ પઢતો રહેશે, તેના માટે આ કલિમાતના પ્રત્યેક અક્ષરના બદલામાં દસ નેકીઓ લખાય જશે.

**(૩)** હુઝૂર રસૂલે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું; આ ચાર કલિમાતનું પઢવું, દરેક તે વસ્તુથી મને વધુ પસંદ છે, જેના પર સૂરજ ઊગે છે. (એટલે કે, દુનિયા અને દુનિયામાંની બધી જ વસ્તુઓથી મહબૂબ છે.)

**(૪)** કુર્આન મજીદ પછી આ સૌથી અફઝલ કલામ છે અને હકીકતમાં તો આ કુર્આનના જ કલિમાત છે.

**(૫)** જન્નતની માટી ઘણી જ ઉમદા છે અને પાણી ઘણું જ મીઠું. જન્નત એક ખાલી મેદાન છે અને એના છોડવા આ ચાર કલિમાત જ હોય છે. (જે માણસ જેટલા વધુ પ્રમાણમાં એને પઢતો રહે છે, એટલા જ પ્રમાણમાં એની જન્નત હરિયાળી અને લીલીછમ રહે છે.)

**(૬)** એના પ્રત્યેક કલિમહના બદલામાં તમારા માટે એક છોડ રોપી દેવામાં આવે છે.

**(૭)** જહન્નમથી બચવા માટે ઢાલ સંભાળી લો, એટલે કે આ ચારેય કલિમાતને પઢતા રહો, કારણ કે આ કલિમાત (પોતાના પઢનારની) ડાબી અને જમણી બાજુથી, આગળ અને પાછળથી (દરેક બાજુએથી બચાવવા માટે) આવશે અને આ જ બાકી રહેનાર નેકીઓ છે.

**(૮)** દરેક તસ્બીહ (સુબ્હાનલ્લાહ) સદકો (સવાબકારક) છે. દરેક તહમીદ (અલ્હમ્દુ લિલ્લાહ) સદકો છે, દરેક તહલીલ (લા ઈલા–હ ઈલ્લલ્લાહ) સદકો છે અને દરેક તકબીર (અલ્લાહુ અકબર) સદકો છે.

**(૯)** બેશક, અલ્લાહ તઆલાએ પોતાના કલામ (કુર્આન)માંથી આ ચાર કલિમા પસંદ ફરમાવ્યા છે.

**(૧૦)** એક વખતે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : શું તમારામાંથી દરેક માણસ દરરોજ ઉહુદ પહાડ બરાબર અમલ કરવાથી લાચાર અને મજબૂર છે ? સહાબએ કિરામ (રદિ.)એ અરજ ગુઝારી; યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! એટલો અમલ તો વળી કોણ કરી શકે છે ? આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું; સુબ્હાનલ્લાહ ઉહુદથી ઘણો મોટો છે. લા ઈલા–હ ઈલ્લલ્લાહ પણ ઉહુદથી ઘણો મોટો છે. અલ્હમ્દુ લિલ્લાહ ઉહુદથી ઘણો મોટો છે. એ જ પ્રમાણે અલ્લાહુ અકબર પણ ઉહુદથી ઘણો મોટો છે.

**(૧૧)** સો (૧૦૦) વાર **''સુબ્હાનલ્લાહ''** પઢવું હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની અવલાદમાંથી સો ગુલામ આઝાદ કરવા બરાબર છે. સો (૧૦૦) વખત **''અલ્હમ્દુ લિલ્લાહ''** પઢવું સો જીન (પલાણ) કસેલા અને લગામ પહેરાવેલા ઘોડાઓ બરાબર છે, જેમના પર જિહાદ માટે (ગાઝીઓને) સવાર કરવામાં આવે. સો (૧૦૦) વાર **''અલ્લાહુ અકબર''** પઢવું ખુદાને ત્યાં એવા સો મકબૂલ ઊંટોના (સવાબ) બરાબર છે, જેમની ગરદનોમાં કુર્બાનીના હાર પડેલા હોય (અને જેમને મક્કામાં ઝબહ કરવામાં આવે) અને **''લા ઈલા–હ ઈલ્લલ્લાહ''** તો જમીન અને આસમાન વચ્ચેની ફિઝા (અવકાશ)ને ભરી આપે છે. (ફઝાઈલે આ'માલ)

**(૧૨)** હઝરત અનસ બિન માલિક (રદિ.) બયાન કરે છે કે

જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ૧૦૦ વખત "લા ઈલા–હ ઈલ્લલ્લાહ", ૧૦૦ વખત "સુબ્હાનલ્લાહ" અને ૧૦૦ વખત "અલ્લાહુ અકબર" જે માણસ પઢશે તેને દસ (૧૦) ગુલામ આઝાદ કરવાનો અને સાત (૭) ઊંટ કુર્બાની કરવાનો સવાબ મળશે. (ઈબ્ને અબિદુન્યા)

**(૧૩)** હઝરત અબુ દરદાઅ્ (રદિ.) બયાન કરે છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

"સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વલા ઈલા–હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર વલા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ" પઢયા કરો. એ શબ્દો "બાકીયાતુસ્સાલિહાત"માંથી છે. જેમ ઝાડોના સૂકાં પાંદડાં ખરી પડે છે તેમ તેના પઢનારનાં ગુનાહો માફ થઈ જાય છે. એ શબ્દો જન્નતના ખઝાનાઓમાંથી છે. (ઈબ્ને માજહ)

## (૧૪) અપાર અને અમાપ સવાબ :

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે માણસ સવાર–સાંજ સો (૧૦૦) વખત "સુબ્હાનલ્લાહ" પઢશે તો તે એવો છે કે (જાણે) તેણે સો (૧૦૦) હજ પઢી.

અને જે માણસ સવાર–સાંજ સો (૧૦૦) વાર "સુબ્હાનલ્લાહ" પઢશે, તો તે એવો છે કે (જાણે) તેણે સો (૧૦૦) ઘોડાઓ પર અલ્લાહના માર્ગમાં મુજાહિદોને સવાર કર્યા (અર્થાત્ એણે જિહાદ માટે સો ઘોડા અર્પણ કર્યા) અથવા ફરમાવ્યું કે એણે સો વખત જિહાદ કર્યો.

(મિશ્કાત, તિરમિઝી, કન્ઝુલ ઉમ્માલ : ૨/૧૪૦–૧૪૧, હિસ્ન : ૧૬)

## (૧૫) બજારમાં તસ્બીહની ફઝીલત :

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : બજાર ભૂલ અને ગફલતની જગ્યા છે. બસ, જે માણસ બજારમાં

**એક વખત તસ્બીહ سُبۡحَانَ اللّٰہ (સુબ્હાનલ્લાહ) પઢશે તો અલ્લાહ તઆલા એના બદલામાં એ માણસ માટે દસ લાખ નેકીઓ લખી આપશે.**

**(નુઝ્હહ : ૧/૧૧૯, સંદર્ભ : તરગીબુલ મુસ્લિમીન : ૨૧૫)**

**જરા વિચારો, મારા ભાઈઓ ! આ તસ્બીહ બજારમાં એક વખત પઢશે તો અલ્લાહ તઆલા તેના બદલામાં દસ લાખ (૧૦,૦૦,૦૦૦) નેકીઓ લખી આપશે.**

એક વખત "સુબ્હાનલ્લાહ" જે માણસ બજારમાં પઢશે તો ઈન્શાઅલ્લાહ અલ્લાહ તઆલા દસ લાખ ઝાડો તેના હિસ્સાની જન્નતમાં રોપી દેશે. કેમ કે એક વખત "સુબ્હાનલ્લાહ" પઢવાથી અલ્લાહ તઆલા એક ઝાડ તે માણસની જન્નતમાં રોપી દે છે (હદીસ). પરંતુ બજાર એ ગફલતની જગ્યા છે માટે ત્યાં પઢવાનો અજર અને સવાબ પણ ઘણો જ મોટો છે અને એના પઢવા પર બીજો જે સવાબ આપશે તે તો અલગ.

હવે જે માણસ રમઝાનુલ મુબારકમાં આ તસ્બીહ એક વખત બજારમાં પઢશે તો ઈન્શાઅલ્લાહ તે માણસનો સવાબ સિત્તેર (૭૦) ગણો વધી જશે, કારણ કે રમઝાનમાં એક નેકીનો સવાબ સિત્તેર ગણો મળે છે (હદીસ). તો આ હિસાબ પ્રમાણે તે માણસની જન્નતમાં ઈન્શાઅલ્લાહ અલ્લાહની ઝાતથી ઉમ્મીદ અને આશા છે કે એક વખત "સુબ્હાનલ્લાહ" રમઝાનુલ મુબારકમાં બજારમાં પઢવાથી (૧૦,૦૦,૦૦૦ x ૭૦ = ૭,૦૦,૦૦,૦૦૦) સાત કરોડ ઝાડો અલ્લાહ તઆલા તે માણસની જન્નતમાં રોપી દેશે. અલ્લાહ તઆલા અમલની તૌફીક આપે, આમીન. પઢવામાં બહુ જ નાનો અમલ છે, પરંતુ અજર અને સવાબની દષ્ટિએ ઘણો જ મોટો અમલ છે. મારા ભાઈઓ ! આ એક (૧)ના સિત્તેર (૭૦) ફક્ત આ અમલ પૂરતો એ સવાબ નથી, પરંતુ રમઝાનમાં

દરેક અમલનો સવાબ (દા. ત. ૧ નમાઝ = ૭૦ નમાઝોનો સવાબ) સિત્તેર ગણો વધી જાય છે. આ હિસાબ રમઝાનમાં દરેક અમલને લાગુ પડશે, ઈન્શાઅલ્લાહ.

## (૪) ''લા હવ્લ વલા કુવ્વત''ની ફઝીલતો

لَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّابِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ

**લા હવ્લ વલા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહિલ અલિય્યિલ અઝીમ.**

[**અર્થ :** નથી કોઈને કશી કુદરત અને નથી કોઈને કશી તાકાત, પરંતુ અલ્લાહ તઆલાને જ અને તે જ ઉચ્ચ અને મહાન છે.]

**મહાન ફઝીલતો :**

(૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને કૈસ (રદિ.) ફરમાવે છે કે અમે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સાથે એક સફરમાં હતા. આપે મને સંબોધીને ફરમાવ્યું કે હે અબ્દુલ્લાહ ! શું હું તમને જન્નતનાં ખઝાનાઓમાંથી એક ખઝાનો ન બતાવું ? મેં અરજ કરી : જરૂર બતાવો તો આપે ફરમાવ્યું;

لَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّابِاللّٰهِ

[**અર્થ :** નથી કોઈને કશી કુદરત અને નથી કોઈને કશી તાકાત; પરંતુ અલ્લાહ તઆલાને જ.] (બુખારી, મુસ્લિમ શરીફ)

(૨) હઝરત કૈસ ઈબ્ને સઅદ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે ખુદા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે શું તમને જન્નતના દરવાજાઓમાંથી એક દરવાજો બતાવું ? મેં અરજ કરી, જરૂર બતાવો. આપે ફરમાવ્યું કે આપ ઉપરનો કલિમો

પઢતા રહો.

(૩) હઝરત હાઝિમ ઈબ્ને હરમલા અસ્લમી (રદિ.) ફરમાવે છે કે હું નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાસેથી પસાર થયો. આપે ફરમાવ્યું, હે હાઝિમ ! ''લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ'' વિપુલ પ્રમાણમાં પઢતા રહો, કારણ કે આ કલિમા જન્નતનાં ખઝાનાઓમાંથી છે. (તિરમિઝી)

(૪) હઝરત અબૂ હુરૈયરહ (રદિ.) ફરમાવે છે કે મને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ'' વિપુલ (ઘણા) પ્રમાણમાં પઢતા રહો, કારણ કે આ જન્નતના ખઝાનાઓમાંથી છે.

(તિરમિઝી, મિશ્કાત : ૫/૧૨૦)

**આ કલિમહનાં ચાર ફાયદા :**

**ફાયદો -૧ :** આ કલિમહ : લા હવ્લ વલા કુવ્વત... અર્શની નીચેના જન્નતનો ખઝાનો છે અને જન્નતની છત અર્શે ઈલાહી છે. એને પઢવાથી નેક આ'માલ કરવાની અને ગુનાહોથી બચવાની તવફીક થાય છે. આ અર્થમાં એ જન્નતનો ખઝાનો છે.

**ફાયદો-૨ :** આ કલિમહ ૯૯ (નવ્વાણું) બીમારીઓની દવા છે. જે પૈકી સૌથી અદના અને નાની બીમારી ગમ (ફિકર) છે, જેનાથી માનવ શરીર ગળી જાય-ઓગળી જાય. અરબીમાં એને 'હમ' કહે છે.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, ''લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ'' (દુનિયા અને આખિરત)ની ૯૯ (નવ્વાણું) બીમારીઓની દવા છે, જેમાંથી સૌથી અદના બીમારી ગમ (ફિકર) છે. ચાહે તો ગમ (ફિકર) દુનિયાનો હોય અથવા આખિરતનો હોય.) (મિશ્કાત ૫/૧૨૧)

**ફાયદો-૩ :** જ્યારે બંદો આ કલિમહ પઢે છે તો અલ્લાહ તઆલા અર્શ પર ફરિશ્તાઓને ફરમાવે છે કે મારો બંદો ફરમાંબરદાર (આજ્ઞાધિન) બની ગયો અને તેણે સરકશી યા નાફરમાની છોડી દીધી.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, શું હું તમને એવો ખઝાનો ન બતાવું જે અર્શની નીચે જન્નતનો ખઝાનો છે. તે "લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ" છે. જ્યારે બંદો તેને પઢે છે તો અલ્લાહ તઆલા ફરિશ્તાઓને ફરમાવે છે કે "અસ્લ-મ અબ્દી વસ્તસ્લ-મ" અર્થાત્, મારો બંદો સંપૂર્ણ તાબેદાર બની ગયો અને તેણે સરકશી (અવજ્ઞા) છોડી દીધી તથા મારા બંદાએ દુનિયા અને આખિરતના તમામ રંજગમને મને સોંપી દીધા.

(મિશ્કાત-મિરકાત ફૈસલ પેજ નં. ૨૩૦)

આ નેઅમત શું ઓછી છે કે બંદો જમીન પર આ કલિમહ પઢે અને અલ્લાહ તઆલા અર્શ પર ફરિશ્તાઓના સમૂહમાં એનો ઉલ્લેખ ફરમાવે છે. અલ્લામહ તયબી (રહ.) ફરમાવે છે કે હદીસમાં આવેલા શબ્દો ઈસ્લામ અને ઈસ્તિસ્લામનો ભાવાર્થ આ છે કે મારા બંદાએ કાયનાતની તમામ બાબતો મને સુપ્રત કરી દીધી અને ઈખ્લાસ સાથે પોતાના નફસને પણ મારા તાબે કરી દીધો.

**ફાયદો-૪ :** આ કલિમહ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નો પયગામ અને વસિય્યત છે, જે આપે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને મેઅરાજની રાતે ઈર્શાદ ફરમાવ્યો હતો.

મેઅરાજની રાતે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પાસેથી પસાર થયા તો આપે ફરમાવ્યું કે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આપ પોતાની ઉમ્મતને હુકમ ફરમાવી દો કે "લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ" વડે જન્નતના બાગોને વધારી લે. (મિરકાત ૫/૧૧૧)

આ કલિમહને પઢવાથી વસિય્યતે ઈબ્રાહીમી પર અમલ કરવાની સઆદત પણ નસીબ થશે અને એની બરકતથી જન્નતનાં બાગોમાં પણ વધારો થશે.

**આ કલિમહને જન્નતનો ખઝાનો કહેવાનાં કારણો :**

(૧) આ કલિમહ ખઝાનાની માફક લોકોની નજરથી અદશ્ય અને મહફૂઝ હતો અને હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દ્વારા આપવામાં આવ્યો.

(૨) અથવા આ કારણે કે આ કલિમહ જન્નતનાં ભંડારોમાંથી છે.

(૩) અથવા આ કારણે કે જન્નતની ઉમદા–ઉમદા નેઅમતોને હાસિલ કરાવનાર છે.

(૪) અલ્લામહ નવવી (રહ.) ફરમાવે છે કે એ કારણે આ જન્નતનો ખઝાનો છે કે આ કલિમહ પઢનારના માટે જન્નતમાં ઉમદા સવાબનો ખઝાનો જમા કરે છે. (શર્હે મિશ્કાત)

**સઘળા ગુનાહોથી માફી :**

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે પૃથ્વી (જમીન) પર ચાલનારો કોઈ પણ માણસ જ્યારે આ નીચેના કલિમહ પઢે છે તો તેના તમામ સગીરહ (નાના) ગુનાહો માફ થઈ જાય છે. ચાહે તે સમંદરના કાંપ બરાબર કેમ ન હોય :

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ وَلَا حَوْلَ
وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ

[**અર્થ :** અલ્લાહ તઆલાના સિવાય કોઈ બંદગીને લાયક નથી અને અલ્લાહ ઘણો મોટો છે અને નથી કોઈને કશી કુદરત અને નથી કોઈને કશી તાકાત; પરંતુ અલ્લાહ તઆલાને જ.] (તિરમિઝી શરીફ–નસાઈ)

## ● દસ (૧૦) વખત પઢવાથી ગુનાહોથી પાક-સાફ થઈ જશે

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે હઝરત રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે માણસ નીચેની દુઆને દસ (૧૦) વખત પઢશે તો તે માણસ ગુનાહોથી એવો પાક—સાફ થઈ ગયો કે જાણે આજે જ પોતાની માંના પેટથી પેદા થયો ને તે દુનિયાની સિત્તેર (૭૦) બલાઓથી બચેલો રહેશે, જેમાં રક્તપિત્ત, કોઢની બીમારીઓ તથા જિન્નાતની અસરનો સમાવેશ થાય છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સિત્તેર (૭૦)માંથી ફક્ત ત્રણનાં જ નામો જાહેર કર્યા. બાકી ૬૭ ભયંકરમાં ભયંકર રોગો છે, જેથી નીચેની દુઆ પઢનારને અલ્લાહ તઆલા બચાવશે, ઈન્શાઅલ્લાહ. તે દુઆ આ રહી :

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

لَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ ط

(વઝાઈફે અશરફિય્યહ, પેજ—૧૦૫)

## (૫) કલિમએ તવહીદ
### [ચોથો કલિમહ તવહીદનો]

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ

لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ يُحْيِيْ وَيُمِيْتُ

بِيَدِهِ الْخَيْرُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ط

**લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વહ્દહૂ લા શરી-ક લહૂ, લહુલ્ મુલ્કુ વ લહુલ હમ્દુ યુહ્યી વ યુમીતુ બિયદિહિલ્ ખય્રુ વ હુ-વ અલા કુલ્લિ શય્ઈન્ કદીર.**

[**અર્થ :** અલ્લાહ તઆલા સિવાય કોઈ બંદગીને લાયક નથી, તે એક છે; તેનો કોઈ શરીક (ભાગીદાર) નથી, તેની જ બાદશાહી છે અને તમામ પ્રકારની તારીફ તેના જ માટે છે, તે જ જિવાડે છે અને તે જ મારે છે (અને) તેના જ કબજામાં દરેક પ્રકારની ભલાઈ છે અને તે દરકે ચીજ કરવા શક્તિમાન છે.]

**ફઝીલતો : (૧)** જે માણસ ઉપરના કલિમહને દસ વાર પઢશે તો એને એવો સવાબ મળે છે કે જેમ એણે હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની અવલાદમાંના દસ (૧૦) ગુલામો આઝાદ કર્યા.

(બુખારી શરીફ)

સય્યિદના ઈસ્માઈલ (અલૈ.)ની અવલાદમાંથી કોઈને ગુલામ બનાવી લેવામાં આવ્યો હોય તો એ સાફ વાત છે કે એવા ખાનદાની ગુલામને આઝાદ કરવાનો સવાબ પણ સૌથી વધુ હશે.

**(૨)** જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સહાબામાંથી બે સહાબી રિવાયત કરે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જ્યારે કોઈ બંદો એ કલિમહને સાચા દિલે અને શુદ્ધ ભાવે પઢે છે તો અલ્લાહ તઆલાની કુદરતની નજર આકાશોને ચીરતી એની તરફ પહોંચે છે અને ખુદાવંદે કરીમ રહમતની સાથે, રહમતની નજરે એ બંદા તરફ જુએ છે તો એના પર એ હક થઈ જાય છે કે એ બંદો જે કંઈ માંગે તે એને આપી દેવામાં આવે. (નસાઈ)

**(૩)** હઝરત અમ્ર બિન શોએબ (રદિ.)ની રિવાયતમાં છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : સરસ દુઆ તે છે જે અરફાના દિવસે હજના મેદાનમાં

માંગવામાં આવે અને બેહતરીન કલિમહ આ છે, એ કલિમહ માત્ર મેં જ શીખવ્યો છે એમ નથી, બલકે મારા પહેલાનાં પયગમ્બરો પણ એ કલિમહની તાલીમ આપતા રહેતા હતા. (તિરમિઝી શરીફ)

એટલે કે "લા ઈલા–હ ઈલ્લલ્લાહુ વહ્દહુ લા શરીક લહુ...." છેવટ સુધી.

## (૪) ત્રણ (૩) વખત પઢવાથી દરેક રકાતના ઉપર એંસી (૮૦) વર્ષોની ઈબાદતનો સવાબ :

لَآاِلٰـهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ
لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ يُحْيِيْ وَيُمِيْتُ
بِيَدِهِ الْخَيْرُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ط

**મહાન ફઝીલત :** જે માણસ ફર્ઝ નમાઝ પછી ચોથો કલિમો ત્રણ વાર પઢશે તો એને પ્રત્યેક રકા'ત પર એંસી (૮૦) વર્ષની ઈબાદતનો સવાબ મળશે અને જે એને પથારી પર પઢશે તો એ એના તમામ ગુનાહોનો કફ્ફારો (પ્રાયશ્ચિત્ત) થઇ જશે અને સવારે ઊઠીને પઢશે તો સિત્તેર (૭૦) વર્ષની ઈબાદતનો સવાબ મળશે.

(આખિરતનું ભાથું, પ્રકાશન નં. ૫૪, પેજ–૧૮, દારુલ ઉલૂમ ભરૂચ–કંથારીઆ)

નોંધ : સહીહ ઈબ્ને ખુઝય્મહ ૧/૩૬૫ ઉપર ત્રણ વખત પઢવાનો ઉલ્લેખ છે, પરંતુ મજકૂર ફઝીલત નથી.

જરા વિચારો, મારા ભાઇઓ ! આખા દિવસની પાંચ (૫) ફરજ નમાઝોની કુલ સત્તર (૧૭) રકા'તો થાય. સત્તર (૧૭) રકા'તોને એંસી (૮૦) વર્ષથી ગુણાકાર કરે તો તેર સો સાઇઠ (૧,૩૬૦) વરસો થાય. તો ઈન્શાઅલ્લાહ જે માણસ પાંચેય નમાઝો પછી આ કલિમાને પઢવાનો મા'મૂલ બનાવી લેશે તો

ઈન્શાઅલ્લાહ તેને ૧,૩૬૦ વરસોની ઈબાદતોનો સવાબ મળશે.

રમઝાનુલ મુબારકમાં એક ફર્ઝ અદા કરવાનો સવાબ બીજા મહિનાઓમાં સિત્તેર (૭૦) ફર્ઝ અદા કરવા બરાબર છે અને એક નેકીના બદલામાં રમઝાનમાં સિત્તેર (૭૦) નેકીઓ મળે છે (હદીસ). તો ઈન્શાઅલ્લાહ જે કોઈ માણસ આ કલિમાને રમઝાનુલ મુબારકના દિવસોમાં પાંચેય ફર્ઝ નમાઝો પછી પઢશે તો ઈન્શાઅલ્લાહ તેને ૧,૩૬૦ વર્ષો x ૭૦ = ૯૫,૨૦૦ વર્ષોની ઈબાદતો જેટલો સવાબ મળશે, ઈન્શાઅલ્લાહ.

અલ્લાહ તઆલા આપણે બધાંને તેના ઉપર અમલ કરવાની તૌફીક અતા ફરમાવે, બહુ મોટો અમલ છે અજર અને સવાબની દષ્ટિએ. મારા ભાઈઓ ! ઉપર જે સવાબ બતાવ્યો છે તે તો ઈન્શાઅલ્લાહ ઓછામાં ઓછો મળશે જ. પછી જેવો જેનો ખુલૂસ અને ઈખ્લાસ, તે પ્રમાણે સવાબ મળશે, ઈન્શાઅલ્લાહ.

### (૫) અપાર બખશિશ :

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે : "જે શખ્સ સૂતી વખતે આ (નીચે દર્શાવેલી) દુઆ પઢે, તો તેના સઘળા ગુનાહ માફ કરી દેવામાં આવે છે. ભલે, તે ગુનાહ દરિયાનાં ફીણ જેટલા (વધુ) હોય !"

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ، لَهُ الْمُلْكُ وَلَهُ
الْحَمْدُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ط لَا حَوْلَ وَلَا قُوَّةَ
اِلَّا بِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ ط سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ
لِلّٰهِ وَلَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ ط

(નસાઈ–ઈબ્ને હિબ્બાન)

## (૬) ભારેખમ કલિમાત :

હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : શું હું તમને તે (કલિમાત) ન શિખવાડું, જે (કલિમાત) હઝરત નૂહ (અલૈ.)એ પોતાના પુત્રને શીખવ્યા હતા. (એમણે પોતાના પુત્રને સંબોધીને ફરમાવ્યું કે) હું તને આ (કલિમાત) પઢવાનો હુકમ કરું છું :

لَآ اِلٰـهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ لَهُ الْمُلْكُ
وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ ط

(બુખારી–મુસ્લિમ)

–કારણ કે બેશક, જો તમામ આસમાન ત્રાજવાના એક છાબડામાં મૂકવામાં આવે (અને બીજા છાબડામાં આ કલિમાતને મૂકવામાં આવે) તો આ કલિમાતવાળું છાબડું ઝુકી–નમી જાય અને જો (સઘળા આકાશ) એક બંધ કુંડાળું બની જાય તો આ (કલિમાત) એને તોડી–ફોડી નાખે.

## (૭) જહન્નમની આગથી છૂટકારો :

જે માણસ બીમારીની હાલતમાં નીચે ટાંકેલી દુઆ પઢશે અને વફાત પામશે તો એને દોઝખની આગ લાગશે નહિ.

''નસાઈ''માં આટલો વધારો છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાની આંગળીઓ પર પાંચ વખત ગણીને ફરમાવ્યું કે, જેણે આ પાંચ કલિમાતને દિવસે યા રાતે યા મહિનામાં પઢયા, પછી તે દિવસે યા રાતે યા મહિનામાં તેની વફાત થઈ તો એના ગુનાહ માફ કરી દેવાશે.

لَآ اِلٰـهَ اِلَّا اللّٰهُ اَللّٰهُ اَكْبَرُ. لَآ اِلٰـهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ، لَآ اِلٰـهَ اِلَّا اللّٰهُ لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ، لَآ اِلٰـهَ اِلَّا اللّٰهُ وَلَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ ط

(તિરમિઝી, નસાઈ, ઈબ્ને માજહ)

**(૮) બજારમાં પઢવાનો મહાન અજર અને સવાબ :**

(૧) હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ બજારમાં દાખલ થતી વખતે આ (નીચે દર્શાવેલી) દુઆ પઢી લેશે તો અલ્લાહ તઆલા એના હિસાબ (નામ–એ–આ'માલ) માં દસ લાખ નેકીઓ લખી આપશે, એની દસ લાખ ખતાઓ યા ગુનાહોને માફ ફરમાવી દેશે અને એના દસ લાખ દરજાત બુલંદ ફરમાવશે. (તિરમિઝી શરીફ)

لَآ اِلٰـهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ. لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ، يُحْيِيْ وَهُوَ حَيٌّ دَائِمٌ لَّايَمُوْتُ بِيَدِهِ الْخَيْرُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ط

(૨) એક હદીસ અનુસાર ઉપરોક્ત દુઆ પઢનાર માટે (ઉક્ત ફઝાઈલ ઉપરાંત) જન્નતમાં એક મહેલ પણ બનાવી દેવાશે.

(મુસ્તદરકે હાકિમ, નવવી કૃત "અલ અઝકાર" પૃ. ૨૪૨, હદીસ નં. ૮૫૫)

**સાર :** ઈમામ બગવી (રહ.) ફરમાવે છે કે મામૂલી ઝિક્ર કરવા પર આવો મહાન સવાબ મળવાની હિકમત એ જ છે કે ઝિક્ર કરનારે ગાફિલ લોકોના પ્રચંડ સમૂહમાં અલ્લાહ તઆલાને યાદ રાખ્યો. બજાર એક ગફલતની જગ્યા છે, તેથી ત્યાં અલ્લાહ તઆલાને યાદ કરવું વધુ અજર અને સવાબનું કામ છે.

(૩) હઝરત અબૂ કલાબહ (રદિ.) ફરમાવે છે કે બે માણસ એક વખતે બજારમાં મળ્યા. એ બન્નેએ એક બીજાને કહ્યું, બજાર ગફલતની જગ્યા છે. અહિંયા સર્વે લોકો અલ્લાહની યાદથી ગાફિલ છે. આવ, અહિંયા આપણે અલ્લાહની યાદ કરીએ. બન્ને જણાએ બજારમાં અલ્લાહનો ઝિક્ર કર્યો. ભોગજોગે તેમાંનો એક મરણ પામ્યો તો બીજાએ તેને ખ્વાબમાં જોયો. મરનારે એને કહ્યું, તને કંઈ ખબર છે ? જે દિવસે મેં અને તેં બજારમાં અલ્લાહને યાદ કર્યો હતો, તે જ દિવસે ત્રીજા પહોરે અલ્લાહ તઆલાએ મને બખ્શી દીધો, એટલે કે મરતાં જ બખ્શી દેવામાં આવ્યો.

(ઈબ્ને અબીદુન્યા)

**જરા વિચારો, મારા ભાઈઓ !** ઉપરનો કલિમો બજારમાં રમઝાન વગરના દિવસોમાં એક વખત પઢે તો દસ લાખ નેકીઓ મળે છે. દસ લાખ ગુનાહો માફ થઈ જાય છે અને દસ લાખ દરજ્જાઓ બુલંદ થાય છે અને એક મહેલ, પરંતુ જે માણસ આ જ અમલને રમઝાનના દિવસોમાં કરશે તો સવાબ અને અજરનો હિસાબ–કિતાબ બદલાઈ જશે. કેમ કે રમઝાનમાં દરેક નેકીનો બદલો સિત્તેર ગણો મળે છે (હદીસ). એ હિસાબે આ જ કલિમો રમઝાનમાં એક વખત પઢવાનો સવાબ દસ લાખ

૧૦,૦૦,૦૦૦ × ૭૦ = ૭,૦૦,૦૦,૦૦૦ (૭ કરોડ) નેકીઓ અને
૧ × ૭૦ = ૭૦ (સિત્તેર) મહેલો

તો ઈન્શાઅલ્લાહ એક વખત પઢવાથી તે માણસને
૭,૦૦,૦૦,૦૦૦ (૭ કરોડ) નેકીઓ મળશે.
૭,૦૦,૦૦,૦૦૦ (૭ કરોડ) ગુનાહો માફ થશે.
૭,૦૦,૦૦,૦૦૦ (૭ કરોડ) દરજ્જાઓ બુલંદ થશે અને
૭૦ મહેલો જન્નતમાં મળશે, ઈન્શાઅલ્લાહ.

અલ્લાહ તઆલા ખૂબ ખૂબ અમલ કરવાનો શોખ અને ઝૌક નસીબ ફરમાવે, આમીન.

મારા ભાઈઓ ! આ સવાબ તો ઓછામાં ઓછો આટલો તો મળશે જ, ઈન્શાઅલ્લાહ. પછી જેવી નિય્યત ! ખુલૂસ અને ઈખ્લાસ હશે તો પછી તે પ્રમાણે સવાબ મળશે, ઈન્શાઅલ્લાહ.

## (૬) કલિમએ રદ્દિ કુફ્ર
**[પાંચમો કલિમહ કુફ્રને રદ કરવાનો]**

اَللّٰهُمَّ اِنِّیْٓ اَعُوْذُبِکَ مِنْ اَنْ اُشْرِکَ بِکَ
شَیْئًا وَّاَنَا اَعْلَمُ بِهٖ وَاَسْتَغْفِرُکَ لِمَالَا
اَعْلَمُ بِهٖ تُبْتُ عَنْهُ وَ تَبَرَّأْتُ مِنَ الْکُفْرِ
وَالشِّرْکِ وَالْمَعَاصِیْ کُلِّهَا اَسْلَمْتُ وَاٰمَنْتُ
وَاَقُوْلُ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ ط

**અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિ-ક મિન અન ઉશ્રિ-ક બિ-ક શયઅંવ્ વ અ-ન અઅ્લમુ બિહી વ અસ્તગ્ફિરુ-ક લિમા લા અઅ્લમુ બિહી તુબ્તુ અન્હૂ વ તબર્રઅ્તુ મિનલ કુફ્રિ વશ્શિર્કિ વલ મઆસી કુલ્લિહા. અસ્લમ્તુ વ આમન્તુ વ અકૂલુ લા ઈલા-હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ.**

[**અર્થ** : હે અલ્લાહ ! હું તારી પનાહ માગું છું જાણીબૂઝીને કોઈ ચીજને તારી સાથે શરીક બનાવવાથી અને અજાણપણે (શિર્ક યા કોઈ ગુનાહ) થઈ જાય તો તેનાથી હું તારી માફી માગું છું (અને) એનાથી તવબા કરું છું અને હું બેઝાર થાઉં છું કુફ્ર, શિર્ક અને બધાં જ ગુનાહોથી. હું તારો તાબેદાર બની ગયો અને હું ઈમાન લઈ આવ્યો અને હું સાચા દિલે ઈકરાર કરું છું કે અલ્લાહ તઆલાના સિવાય કોઈ બંદગીને લાયક નથી અને હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્લાહ તઆલાના રસૂલ છે.]

શિર્ક ઘણું જ ગુપ્ત હોય છે, કારણ કે તે અંધારી રાતમાં કાળા પથ્થર પર કાળી કીડીની રફતારથી પણ વધુ બારીક છે. અર્થાત્ જેવી રીતે અંધારી રાતમાં કાળા પથ્થર પર કાળી કીડી ચાલતી હોય તે દેખાતી નથી એનાથી પણ વધુ ગુપ્ત રીતે શિર્ક દિલમાં દાખલ થઈ જાય છે અને એનાથી ઘણા ઓછા લોકો બચી શકે છે. શક્તિશાળી એટલે કે ઉમ્મતના ખાસ લોકો પણ બચી શકતા નથી તો કમઝોર ઈમાન ધરાવનારા લોકોના તો શું હાલ હશે ? (મિરકાત ૧૦/૭૦)

**ફઝીલત :** મજકૂર કલિમહને મા'મૂલ બનાવનારાઓ માટે શિર્કથી નજાતની ઝમાનત છે અને ઈખ્લાસની દૌલતથી માલામાલ થવાની બશારત છે.

## (૭) સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી સુબ્હાનલ્લાહિલ અઝીમ

(૧) હઝરત અબૂ હુરયરહ (રદિ.) જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે, બે કલિમા જીભે (પઢવામાં) તો ઘણા સહેલા છે; પરંતુ ત્રાજવામાં ઘણા ભારે અને રહમાનને સૌથી વધુ વહાલા છે. એ બે કલિમા નીચે મુજબ છે :

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ

**સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી**

سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ ط

**સુબ્હાનલ્લાહિલ્ અઝીમ**

(બુખારી, મુસ્લિમ શરીફ)

(૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું;

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ

**સુબ્હાનલ્લાહિ વબિહમ્દિહી**

કહેનાર માટે એક ઝાડ જન્નતમાં રોપવામાં આવે છે.

(બઝ્ઝાર)

(3) હઝરત અબૂ ઉમામહ (રદિ.) જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે "જે

માણસ રાત્રે ઈબાદત નથી કરી શકતો અને કાફિરો સાથે જિહાદ કરવા જેટલી હિંમત પણ ધરાવતો નથી ને માલ પણ ખર્ચ કરી શકતો નથી તો તે માણસ **''સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી''**નો વિર્દ કર્યા કરે. આ કલિમો પહાડની બરાબર સોનું ખર્ચ કરવાથીય વધુ સવાબ ધરાવે છે. (તબરાની, ફઝાઈલે આ'માલ)

**(૪) હઝરત નૂહ (અલૈ.)નો હુકમ પોતાના પુત્ર માટે :**

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : શું હું તમને તે કલિમાત ન શીખવું જે કલિમાત હઝરત નૂહ (અલૈ.)એ પોતાના પુત્રને શીખવ્યા હતા.

એમણે પોતાના પુત્રને **''સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી''** પઢવાનો હુકમ આપેલો, કારણ કે તે સમગ્ર મખ્લૂકની દુઆ છે અને મખ્લૂકની તસ્બીહ છે અને એના દ્વારા જ મખ્લૂકને રોઝી આપવામાં આવે છે. (ઈબ્ને અબી શયબહ, કન્ઝુલ ઉમ્માલ : ૧/૪૭૧)

**(૫)** હઝરત મસઅબ બિન સઅદ (રદિ.) પોતાના પિતાથી રિવાયત કરે છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''શું તમે એક દિવસમાં એક હજાર (૧,૦૦૦) નેકીઓ નથી કરી શકતા ?'' કોઈએ પૂછયું ? હજાર નેકીઓ તો કેમ કરી થઈ શકે ? તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

''જે કોઈ સો (૧૦૦) વખત **''સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી''** પઢશે તો તેને એક હજાર નેકીઓ મળશે અને તેના એક હજાર ગુનાહો માફ થશે.'' (મુસ્લિમ શરીફ)

(૬) હઝરત અબૂ તલ્હા (રદિ.) બયાન કરે છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જે માણસે સો (૧૦૦) વાર **''સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી''** પઢી લીધું તો અલ્લાહ તઆલા તેને એક લાખ ચોવીસ હજાર (૧,૨૪,૦૦૦)

નેકીઓ આપે છે.'' (હાકિમ)

હઝરત અબૂ હુરયરહ (રદિ.) રિવાયત કરે છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જે માણસ સો (૧૦૦) વખત **''સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી''** પઢયો તો તેનાં બધા જ ગુનાહો માફ થઈ જાય છે. ભલે, એ ગુનાહો દરિયાની ફીણની બરાબર કેમ ન હોય !'' (મુસ્લિમ શરીફ)

(૭) જે માણસ ઈદના દિવસે

૩૦૦ વખત **''સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી''** અને

૩૦૦ વખત **''સુબ્હાનલ્લાહિ અઝીમ''** પઢીને મુડદાઓને બખ્શી દેશે તો દરેકની કબરમાં એક હજાર (૧,૦૦૦) નૂર રોશન થશે અને પઢનારના મરણ પછી તેની કબરમાં પણ નૂર રોશન થશે. (સઆદતે દારૈન—ઈમામ ગઝાલી રહ.)

(૮) હદીસ શરીફમાં છે કે એક માણસ હઝરત રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં હાજર થયા અને તેમણે અરજ કરી કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! દુનિયાએ મારાથી પીઠ ફેરવી લીધી છે ! જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, તમે ફરિશ્તાઓની તસ્બીહ પઢયા કરો. પેલા માણસે કહ્યું કે યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! ફરિશ્તાઓની તસ્બીહ શું છે ? તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે સુબ્હે સાદિક પછી સૂર્ય નીકળતા પહેલાં—

**૧૦૦ વખત સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી**

**૧૦૦ વખત સુબ્હાનલ્લાહિલ અઝીમ** અને

**૧૦૦ વખત ઇસ્તિગફાર** પઢવું.

એ સાંભળી તે માણસ ચાલ્યો ગયો ને કેટલાક દિવસો પછી આવીને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં

અરજ કરી કે હુઝૂર ! અલ્લાહ તઆલાએ મને એટલું આપ્યું કે મારા ઘરમાં રાખવાની જગ્યા નથી. (મવાહિબે લદુન્નહ)

**(૯) જન્નતમાં એક ''ગુંબદ'' (મિનારો) તૈયાર થાય છે.**

એક હદીસમાં આવ્યું છે કે જે માણસ

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ
سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ

**સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી સુબ્હાનલ્લાહિલ્ અઝીમ.**

સાત (૭) વખત પઢશે તો તે માણસ માટે જન્નતમાં એક ગુંબદ (મિનારો) તા'મીર (તૈયાર) થઇ જાય છે. [મશહૂર મુહદ્દિસ હાફિઝ ઈબ્ને કય્યિમ (રહ.)ની કિતાબ ''અલ્ વાબિલુસ્સય્યિબુ'' ફઝાઇલે ઝિક્ર, ફઝાઇલે આ'માલ]

**(૧૦) ચાળીસ (૪૦) વર્ષની ઇબાદતનો સવાબ :**

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ، سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ

આ ફરિશ્તાઓની તસ્બીહ (૧ તસ્બીહ = ૧૦૦ વખત) છે (ફત્હુલ બારી શર્હે બુખારી શરીફ : ૧૧/૨૦૭). આ તસ્બીહને મગરિબની નમાઝ બાદ પઢવાથી ચાળીસ (૪૦) વર્ષની ઈબાદતનો સવાબ મળે છે. [''મો'મિનકી ઝિંદગી'' : ૫૫. સ્ત્રોત : હઝ. મવ. મુફતી ઈસ્માઈલ વાડીવાલા સા. કૃત ''હુઝૂર (સલ.)ની મુહબ્બત'' : ૨૪]

**(૧૧) અફઝલ અમલ કરવાવાળા સમૂહ (ગિરોહ)માં :**

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ

**સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી.**

[**અર્થ** : હું અલ્લાહ તઆલાની પાકી બયાન કરું છું અને તેની તારીફ બયાન કરું છું.]

રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : જે માણસ સવાર–સાંજ સો–સો (૧૦૦–૧૦૦) વાર મજકૂર કલિમાત પઢશે, તો કિયામતમાં એનો સમાવેશ અફઝલ અમલ ધરાવનારાઓના સમૂહમાં થશે, સિવાય કે તે માણસ જેણે આ કલિમાતને એટલી જ વાર અથવા એનાથી વધુ પ્રમાણમાં પઢયા હશે.

(બરકાતે આ'માલ : ૪૦, બુખારી, મુસ્લિમ, મિશ્કાત : ૨૦૦, અલ અઝકાર : ૬૩)

**(૧૨) એક હજાર (૧,૦૦૦) નૂર રોશન થશે :**

હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે જે માણસ ઈદના દિવસે ત્રણ સો (૩૦૦) વખત **''સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી''** પઢશે અને એનો સવાબ મુસલમાન મૃતકો (મુડદાઓ)ની રૂહોને પહોંચાડશે, તો દરેક મુસલમાનની કબરમાં એક હજાર (૧,૦૦૦) અનવાર (રોશનીઓ) દાખલ થાય છે અને જ્યારે એ (પઢનાર વ્યક્તિ) વફાત પામશે તો અલ્લાહ તઆલા એની કબરમાં એક હજાર (૧,૦૦૦) અનવાર દાખલ ફરમાવશે. (ઈમામ ગઝાલી રહ. કૃત ''મુકાશફતુલ કુલૂબ'' : ૬૫૦)

**(૧૩) મોહર લાગેલી હશે :**

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ، سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ ط

**સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી, સુબ્હાનલ્લાહિલ્ અઝીમ.**

[**અર્થ** : હું અલ્લાહ તઆલાની પાકી બયાન કરું છું અને તેની તારીફ બયાન કરું છું; હું અલ્લાહ તઆલાની પાકી બયાન કરું છું, જે ઉચ્ચતર અને મહાન છે.]

(બુખારી, મુસ્લિમ, તિરમિઝી, ઈબ્ને અબી શયબહ)

**ફઝીલત :** જે વ્યક્તિ આ બે (ઉપરના) કલિમાત **"સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી, સુબ્હાનલ્લાહિલ્ અઝીમ"**ની સાથે આ (નીચે દર્શાવેલા) કલિમાત પણ ઉમેરી કે મિલાવી લે છે તો એને પઢતાંવેંત એ કલિમાતને લખી લેવામાં આવે છે. પછી એ કલિમાત અર્શમાં જઈને લટકી જાય છે અને એને પઢનારાઓથી ભલે ગમે તે ગુનાહ થઈ જાય; પરંતુ તે ગુનાહ આ કલિમાતને મિટાવી શકતો નથી, અહિંયા સુધી કે એ માણસ અલ્લાહ તઆલાને એવી હાલતમાં મળશે કે એ કલિમાત પર એ જ પ્રમાણે મોહર લાગેલી હશે. (તે કલિમાત આ પ્રમાણે છે) : (બઝ્ઝાર, મુનાજાતે મકબૂલ જદીદ)

أَسْتَغْفِرُ اللّٰهَ الْعَظِيْمَ وَأَتُوْبُ إِلَيْهِ ط

(૧૪) સોનાનાં મૂળિયાવાળા એક હજાર (૧,૦૦૦) ઝાડો રોપવામાં આવશે.

## ● તસ્બીહની ફઝીલત :

જે માણસ (એકવાર) **"સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી"** પઢે છે, તો તેના માટે જન્નતમાં એક હજાર ઝાડો રોપી દેવામાં આવે છે. આ વૃક્ષોનાં મૂળિયાં સોનાનાં હશે અને ડાળાં–પાંખડાં મોતીઓથી જડાયેલાં હશે તથા એમનાં ફળ અતિ ગોળમટોળ હશે (એટલે કે બહુ જ મનમોહક અને સૌંદર્યવાન હશે), જે માખણથી વધુ નરમ–મુલાયમ હશે અને મધથી વધુ મીઠાં હશે. જ્યારે જ્યારે પણ એ વૃક્ષો ઉપરથી કોઈ ફળ તોડવામાં આવશે, તો એની જગ્યાએ (આપોઆપ) બીજું ફળ ઊગી કે ફૂટી નીકળશે, જેવું કે આથી પહેલાં હતું.

(હાકિમ, દયલમી અન્ અનસ....સંદર્ભ : કન્ઝુલ ઉમ્માલ : ભાગ–૧, પેજ : ૨૪૦, હદીસ ક્રમાંક : ૨૦૫૪)

## (૮) શબે કદ્રના બરાબર સવાબ

કુર્આને કરીમના ફરમાન અનુસાર શબે કદ્રમાં ઈબાદત કરવાનો સવાબ એક હજાર (૧,૦૦૦) મહિનાઓની ઈબાદતથી બેહતર છે. એક હજાર મહિનાઓની ત્રીસ હજાર રાતો થાય છે અને વર્ષોની સંખ્યા ત્યાસી (૮૩) વર્ષ, ચાર માસ થાય છે, જે માત્ર અલ્લાહ તઆલાનું ઈનામ જ ઈનામ છે. વળી, અલ્લાહ તઆલાની રહમતની કોઈ હદ નથી, એ કારણે જો અલ્લાહ તઆલા બીજા કોઈ અમલ ઉપર પણ શબે કદ્ર જેટલો સવાબ આપી દે તો એના રહમતના ખઝાનામાં કશી જ કમી થવાની નથી. જેમ કે, નિમ્ન લિખિત કલિમાત ત્રણ વાર પઢવાથી શબે કદ્રના બરાબર સવાબ મળે છે. આપ પણ એને મોઢે યાદ કરી લો અને આવડો મહાન સવાબ પ્રાપ્ત કરો : (કન્ઝલ ઉમ્માલ : ૨/૨૨૬)

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ الْحَلِيْمُ الْكَرِيْمُ ط سُبْحَانَ اللّٰهِ
رَبِّ السَّمٰوٰتِ السَّبْعِ وَرَبِّ الْعَرْشِ الْعَظِيْمِ ط

## (૯) બેહિસાબ સવાબ !

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે કે રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે અલ્લાહના જે કોઈ બંદાએ નીચે દર્શાવેલા કલિમાત પઢયા તો બે ફરિશ્તાઓ માટે મુશ્કેલ થઇ પડયું કે એમને કેવી રીતે લખે (અર્થાત્ એમનો અજર–સવાબ કેટલો લખે). આ બંને ફરિશ્તા આસમાન પર ચઢયા અને એમણે દરબારે ઈલાહીમાં અરજ કરી : હે અમારા પરવરદિગાર ! તારા બંદાએ એવા કલિમાત કહ્યા છે કે અમારી સમજમાં નથી આવતું કે એમને કેવી રીતે

લખીએ ? ! અલ્લાહ તઆલા બંદાએ કહેલા કલિમાત જાણતો હોવા છતાં (ફરિશ્તાઓને) પૂછે છે કે મારા બંદાએ કયા કલિમાત કહ્યા છે ? ફરિશ્તાઓ કલિમાતને દોહરાવે છે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે આ કલિમાતને મારા બંદાએ જેવી રીતે કહ્યા છે, એવી જ રીતે લખી લો. મારી મુલાકાત પર હું જ એને આ કલિમાતનો બદલો અર્પણ કરીશ. (તે કલિમાત આ પ્રમાણે છે) :

يَا رَبِّ لَكَ الْحَمْدُ كَمَا يَنْبَغِيْ لِجَلَالِ
وَجْهِكَ وَعَظِيْمِ سُلْطَانِكَ ط

(ઈબ્ને માજહ)

## (૧૦) સિત્તેર હજાર (૭૦,૦૦૦) ફરિશ્તાઓ કિયામત સુધી ઈસ્તિગફાર કરશે

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, નીચેના શબ્દો પઢી જે માણસ અલ્લાહ તઆલાથી જે કંઈ દુઆ માંગશે તે મળશે. તે માણસના આ'માલનામામાં એક હજાર (૧,૦૦૦) નેકીઓ લખી દેવામાં આવશે અને તે માણસ માટે અલ્લાહ તઆલા સિત્તેર હજાર (૭૦,૦૦૦) ફરિશ્તાઓ નક્કી કરશે, જે કિયામત સુધી તે માણસ માટે ઈસ્તિગફાર કરતા રહેશે. (તબરાની)

તે શબ્દો આ રહ્યા :

اَلْحَمْدُلِلّٰهِ الَّذِىْ تَوَاضَعَ كُلُّ
شَىْءٍ لِعَظْمَتِهٖ وَالْحَمْدُ لِلّٰهِ
الَّذِىْ ذَلَّ كُلُّ شَىْءٍ لِعِزَّتِهٖ
وَالْحَمْدُلِلّٰهِ الَّذِىْ خَضَعَ كُلُّ
شَىْءٍ لِمُلْكِهٖ وَالْحَمْدُلِلّٰهِ الَّذِىْ
اِسْتَسْلَمَ كُلُّ شَىْءٍ لِقُدْرَتِهٖ ط

**(૧૧) વીસ લાખ (૨૦,૦૦,૦૦૦) નેકીઓ મળશે**

لَآاِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ
اَحَدًا صَمَدًا لَمْ يَلِدْ وَلَمْ يُوْلَدْ
وَلَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ ط

**ફઝીલત :** જે માણસ ઉપરોક્ત કલિમહને એક વાર પઢશે તો તેના આ'માલનામામાં વીસ લાખ નેકીઓ લખવામાં આવશે.

(ફઝાઈલે આ'માલ)

**વિવરણ :** ઉપરોક્ત કલિમાત એક (૧) વખત કહેવા ઉપર વીસ લાખ (૨૦,૦૦,૦૦૦) નેકીઓ મળે છે. જો દરેક ફર્ઝ નમાઝ પહેલાં અથવા પછી આ કલિમાત એક (૧) વખત પઢી લેવામાં આવે તો દરરોજ આસાનીથી એક કરોડ (૧,૦૦,૦૦,૦૦૦) નેકીઓ પ્રાપ્ત થઈ શકે છે. આપ પણ પ્રાપ્ત કરી લો. કાલે આ નેકીઓ ખપ લાગશે, ઈન્શાઅલ્લાહુ તઆલા.

## (૧૨) ચાર કરોડ (૪,૦૦,૦૦,૦૦૦) નેકીઓ મળશે

**ફઝીલત :** હઝરત તમીમે દારી (રહ.)થી રિવાયત છે કે હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ આ (નીચે દર્શાવેલા) કલિમાતને દસ (૧૦) વાર પઢશે તો એના માટે ૪ કરોડ નેકીઓ લખવામાં આવશે :

اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ
لَا شَرِيْكَ لَهٗ اِلٰهًا وَّاحِدًا اَحَدًا
صَمَدًا لَمْ يَتَّخِذْ صَاحِبَةً وَّلَا وَلَدًا
وَلَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ ط

(મુસ્નદે અહમદ, તિરમિઝી, અલ્લામહ સુયૂતી રહ. કૃત જામિઉલ અહાદીષ : ભાગ-૭, પેજ-૭૦)

## (૧૩) અગણિત ગુનાહોની માફી

નીચે દર્શાવેલ ઈસ્તિગફાર વિશે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે કે જે વ્યક્તિ (રાતે સૂવા માટે) પોતાના બિસ્તર પર આવે અને ત્રણ વાર આ (નીચે દર્શાવેલા) કલિમાત કહે તો અલ્લાહ તઆલા એના સઘળા (સગીરહ) ગુનાહ માફ ફરમાવી દેશે, ચાહે તે સમુદ્રના કાંપ જેટલા હોય અથવા આલિજ સ્થળની રેતીના રજકણોના બરાબર હોય અથવા વૃક્ષોનાં પાંદડાંના બરાબર હોય અથવા દુનિયાનાં દિવસ–રાતના બરાબર હોય :

اَسْتَغْفِرُ اللّٰهَ الَّذِیْ لَآ اِلٰهَ اِلَّا هُوَ الْحَیُّ الْقَیُّوْمُ
وَاَتُوْبُ اِلَیْهِ ط

(તિરમિઝી શરીફ)

## (૧૪) સિત્તેર હજાર (૭૦,૦૦૦) ફરિશ્તાઓ બખ્શિશની દુઆ કરશે

اَعُوْذُ بِكَلِمَاتِ اللّٰهِ التَّآمَّاتِ
مِنْ شَرِّ مَا خَلَقَ ط

**ફાયદો :** ઉપરની દુઆ સવાર–સાંજ ત્રણ–ત્રણ વાર પઢવાથી દરેક આફતથી હિફાઝત રહેશે. આ દુઆ પઢનાર માટે ૭૦ હજાર ફરિશ્તા નક્કી કરી આપવામાં આવે છે, જે તેની બખ્શિશ માટે દુઆ કરે છે. (તિર્મિઝી શરીફ)

## (૧૫) જહન્નમથી છૂટકારો મળશે

હઝરત અબુ દરદાઅ્ (રદિ.) જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે ચાર (૪) વખત–

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ ط

–પઢનારને અલ્લાહ તઆલા જહન્નમથી છૂટકારો આપે છે.

(તબરાની)

**વિવરણ :** દરરોજ **"લા ઈલા–હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર"** ચાર–ચાર વખત કહેવું કશું જ મુશ્કેલ નથી.

## (૧૬) દરિયાનાં ફીણ બરાબર ગુનાહો પણ માફ થઈ જશે

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) બયાન કરે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ وَلَا حَوْلَ
وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ ط

પઢનારના ગુનાહો જો દરિયાના ફીણ બરાબર હશે તો પણ માફ કરી દેવામાં આવશે. (તિરમિઝી શરીફ, નસાઈ)

## (૧૭) જહન્નમના અઝાબથી નજાત

اَللّٰهُمَّ اِنِّىْٓ اَصْبَحْتُ اُشْهِدُكَ وَاُشْهِدُ حَمَلَةَ عَرْشِكَ وَمَلٰٓئِكَتَكَ وَجَمِيْعَ خَلْقِكَ اَنَّكَ اَنْتَ اللّٰهُ لَآ اِلٰهَ اِلَّا اَنْتَ وَحْدَكَ لَا شَرِيْكَ لَكَ وَاَنَّ مُحَمَّدًا عَبْدُكَ وَرَسُوْلُكَ ط

આ કલિમાતને સવાર–સાંજ ચાર વખત પઢવા, હદીસ શરીફમાં છે કે, જે માણસ એક વાર પઢશે, તો અલ્લાહ તઆલા એના એક ચતુર્થાંસ (ચોથાઈ) વુજૂદને (જહન્નમના અઝાબથી) આઝાદ કરી દેશે અને જે માણસ બે વખત પઢશે તો એના અડધા વુજૂદને આઝાદ કરી દેશે. જે માણસ ત્રણ વાર પઢશે તો એના પોણા વુજૂદને આઝાદ કરી દેશે અને જે ચાર વાર પઢશે તો એના આખા વુજૂદને માફ કરી દેશે. (નૂરે મુબીન શર્હે હિસ્ને હસીન : ૯૬)

## (૧૮) (i) સમગ્ર મુસલમાનોની સંખ્યા બરાબર સવાબ મળશે

હઝરત ઉમ્મે સલમા (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે, જે માણસ દરરોજ એક વાર (નીચે દર્શાવેલી દુઆ) પઢશે, તો એને દુનિયામાં વસતા તમામ મુઅ્મિનો પૈકી દરેક મુઅ્મિન તરફથી એક–એક નેકી મળશે. (તબરાની કૃત મુઅ્જમે કબીર ૨૩/૭૦,હદીસ નં :૮૭૭)

اَللّٰهُمَّ اغْفِرْ لِىْ وَلِلْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنَاتِ ط

## (ii) સમગ્ર દુનિયાવાળાઓના બરાબર નેકીઓ

رَبَّنَا اغْفِرْ لِيْ وَلِوَالِدَيَّ وَلِلْمُؤْمِنِيْنَ يَوْمَ يَقُوْمُ الْحِسَابُ ﴿٤١﴾ (الابراہیم ۱۴:۴۱)

**રબ્બનગ્ફિર્લી વલિ વાલિ દય્ય વ લિલ્ મુઅ્મિનીન યવ્મ યકુમુલ્ હિસાબ.**

[**અર્થ :** હે મારા પરવરદિગાર ! મને બખ્શી દે અને મારા માં–બાપને બખ્શી દે અને સર્વ ઈમાનવાળાઓની કિયામતના દિવસે મગફિરત કરી આપજે.] (સૂરએ ઈબ્રાહીમ, આયત ૪૧)

અથવા આ દુઆ પઢે :

اَللّٰهُمَّ اغْفِرْ لِيْ وَلِلْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنَاتِ وَالْمُسْلِمِيْنَ وَالْمُسْلِمَاتِ ط (حزب اعظم، دوسری منزل، بروز اتوار)

**અલ્લાહુમ્મગ્ફિર્ લી વ લિલ્ મુઅ્મિની–ન વલ્ મુઅ્મિનાતિ વલ્ મુસ્લિમી–ન વલ્ મુસ્લિમાત.** (હિઝ્બે અઅ્ઝમ, દુસરી મંઝિલ)

[**અર્થ :** હે અલ્લાહ ! મને બખ્શી દે અને તમામ મુઅમિન પુરુષો અને તમામ મુઅમિન સ્ત્રીઓની મગફિરત ફરમાવ અને મુસલમાન પુરુષો અને મુસલમાન સ્ત્રીઓને માફ કરી દે.]

**ફઝીલત :** (i) હઝરત ઉબાદહ બિન સામિત (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે બંદો ઈમાનવાળા પુરુષો અને સ્ત્રીઓ માટે અલ્લાહ તઆલાથી મગફિરત માગશે તો એના માટે દરેક મુઅમિન પુરુષ

અને દરેક મુઅમિન સ્ત્રી પૈકી એક એક નેકી લખવામાં આવશે. (મુઅઝમે કબીર લિત્તબરાની, બહવાલા—મઆરિફુલ હદીસ, પેજ ૩૨૫, ભાગ ૫)

**ફઝીલત :** (ii) બીજી હદીસ શરીફમાં વર્ણન છે કે જે માણસ ઉપરોક્ત દુઆ સત્તાવીસ (૨૭) વખત પઢશે અથવા દુઆએ મગફિરત કરશે તે અલ્લાહ તઆલાના તે પ્રિય બંદાઓમાં શામિલ થઇ જશે, જેમની દુઆઓ કબૂલ થાય છે અને જેમની બરકતથી દુનિયાવાળાઓને રોઝી પ્રાપ્ત થાય છે. (મુઅઝમે કબીર, તબરાની, બહવાલા મઆરિફુલ હદીસ, પેજ ૩૨૬, ભાગ ૫)

## (૧૯) સાત હજાર (૭,૦૦૦) વખત તસ્બીહ પઢવાથી પણ બેહતર દુઆ

હઝરત મુઆઝ (રદિ.)ની એક રિવાયતમાં છે કે ફજરની નમાઝ પછી હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મજલિસ શરીફમાં ઈલ્મી મુઝાકરહ (વાર્તાલાપ) થતો હતો. આપ (સલ.) સહાબએ કિરામ (રદિ.)ને તાલીમ ફરમાવ્યા કરતા હતા; પરંતુ હઝરત મુઆઝ (રદિ.) શરૂઆતમાં જમાઅતની સલામ ફેરવ્યા પછી ઘરે તશરીફ લઇ જતા હતા. એક વખત ફરમાવ્યું : હે મુઆઝ ! સવારમાં અમારી મજલિસમાં તમે કેમ આવતા નથી ? હઝરત મુઆઝ (રદિ.)એ એવું કહીને મઅઝિરત ફરમાવી દીધી કે સવારમાં સાત હજાર વખત તસ્બીહ પઢવાનો મારો મા'મૂલ (નિત્યકર્મ) છે. જો હું કોઇક ઠેકાણે બેસી જાઉં છું તો પછી મારો આ મા'મૂલ પૂરો થવા પામતો નથી.

આપ (સલ.)એ ફરમાવ્યું : શું હું તમને એવી દુઆ ન બતાવી દઉં, જેને એકવાર પઢી લેવું સાત હજાર તસ્બીહ પઢવાથી બેહતર હોય ? અરજ કરી : જરૂર ઈરશાદ ફરમાવો. ઈરશાદ ફરમાવ્યો :

لَآاِلٰهَ اِلَّااللّٰهُ عَدَدَ رِضَاهُ،
لَآاِلٰهَ اِلَّااللّٰهُ زِنَةَ عَرْشِهٖ،
لَآاِلٰهَ اِلَّااللّٰهُ عَدَدَ خَلْقِهٖ،
لَآاِلٰهَ اِلَّااللّٰهُ مِلْأَ سَمٰوَاتِهٖ،
لَآاِلٰهَ اِلَّااللّٰهُ مِلْأَ اَرْضِهٖ،
لَآاِلٰهَ اِلَّااللّٰهُ مِلْأَ مَا بَيْنَهُمَا،
لَآاِلٰهَ اِلَّااللّٰهُ مِثْلَ ذٰلِكَ مَعَهٗ،
وَاللّٰهُ اَكْبَرُ مِثْلَ ذٰلِكَ مَعَهٗ،
وَالْحَمْدُلِلّٰهِ مِثْلَ ذٰلِكَ مَعَهٗ،

એકવાર આ દુઆને પઢી લેવું સાત હજાર તસ્બીહ પઢવા બરાબર છે. (કન્ઝુલ ઉમ્માલ : ૧/૪૪૨)

## (૨૦) રાત-દિવસ ઝિક્ર કરવાથી બેહતર

હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત અબુ દરદાઅ્ (રદિ.)ને ફરમાવ્યું કે હું તમને એક એવી ચીજ બતાવું છું, જે રાત-દિવસ ઝિક્ર કરવાથી બેહતર છે અને તે નીચે (પ્રમાણે) છે : (હિસ્ને હસીન અરબી, પેજ-૧૯૫, ઉર્દૂ પેજ-૨૬૭)

سُبْحَانَ اللّٰهِ عَدَدَمَاخَلَقَ وَسُبْحَانَ اللّٰهِ مِلْأَمَا خَلَقَ وَسُبْحَانَ اللّٰهِ عَدَدَكُلِّ شَيْءٍ وَّسُبْحَانَ اللّٰهِ مِلْأَكُلِّ شَيْءٍ وَّسُبْحَانَ اللّٰهِ عَدَدَمَا اَحْصٰى كِتَابُهٗ

وَسُبْحَانَ اللّٰهِ مِلْأَمَا اَحْصٰى كِتَابُهٗ وَالْحَمْدُلِلّٰهِ عَدَدَ مَاخَلَقَ وَالْحَمْدُلِلّٰهِ مِلْأَمَاخَلَقَ وَالْحَمْدُ لِلّٰهِ عَدَدَكُلِّ شَيْءٍ وَّالْحَمْدُلِلّٰهِ مِلْأَ كُلِّ شَيْءٍ وَّالْحَمْدُلِلّٰهِ عَدَدَ مَا اَحْصٰى كِتَابُهٗ وَالْحَمْدُلِلّٰهِ مِلْأَمَا اَحْصٰى كِتَابُهٗ ط

## (૨૧) માં-બાપનો હક અદા કરવાની દુઆ

**(i)** અલ્લામહ અયની (રહ.)એ શર્હે બુખારીમાં એક હદીસ નકલ ફરમાવી છે કે, જો કોઈ વ્યક્તિ એક વખત આ (નીચે દર્શાવેલી) દુઆ પઢશે અને પછી દુઆ કરશે કે, હે અલ્લાહ ! આનો સવાબ મારાં વાલિદૈનને પહોંચાડી દે, તો જાણે તેણે પોતાના વાલિદૈનનો હક અદા કરી દીધો. તે દુઆ નીચે પ્રમાણે છે : (ફઝાઈલે સદકાત : ૨૦૬, શમાઈલે કુબ્રા ઉર્દૂ : ૪/૪૪૮)

اَلْحَمْدُلِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ رَبِّ السَّمٰوٰتِ وَرَبِّ الْاَرْضِ وَرَبِّ الْعٰلَمِيْنَ وَلَهُ الْكِبْرِيَآءُ فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ وَهُوَالْعَزِيْزُالْحَكِيْمُ ط اَلْحَمْدُلِلّٰهِ رَبِّ السَّمٰوٰتِ وَرَبِّ الْاَرْضِ وَرَبِّ الْعٰلَمِيْنَ وَلَهُ النُّوْرُ فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ وَهُوَالْعَزِيْزُالْحَكِيْمُ ط

### (ii) જે માણસ આ (નીચે દર્શાવેલ) દુઆ પઢશે તો જાણે એણે માં-બાપનો હક અદા કરી દીધો :

એક રિવાયતમાં વર્ણન છે કે, જે માણસ પોતાના માં-બાપ તરફથી હજ કરે તો એમને (માં-બાપ)ને એક હજનો સવાબ મળે છે અને હજ કરનારને નવ (૯) હજ્જનો સવાબ મળે છે.

(ફઝાઈલે સદકાત, પેજ-૨૧૫)

અલ્લામહ અયની (રહ.)એ શર્હે બુખારીમાં એક હદીસ નકલ કરી છે કે જે માણસ એક વખત આ દુઆ પઢે અને ત્યાર બાદ આમ કહે કે હે અલ્લાહ ! આ દુઆનો સવાબ મા માં-બાપને પહોંચાડી દે તો એણે માં-બાપનો હક અદા કરી દીધો. દુઆ આ છે :

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ رَبِّ السَّمٰوٰتِ وَرَبِّ الْاَرْضِ وَرَبِّ الْعٰلَمِيْنَ وَلَهُ الْكِبْرِيَآءُ فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ وَهُوَالْعَزِيْزُالْحَكِيْمُ ؕ لِلّٰهِ الْحَمْدُ رَبِّ السَّمٰوٰتِ وَرَبِّ الْاَرْضِ رَبِّ الْعٰلَمِيْنَ وَلَهُ الْعَظْمَةُ فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ وَهُوَالْعَزِيْزُالْحَكِيْمُ ؕ هُوَ الْمَلِكُ رَبُّ السَّمٰوٰتِ وَرَبُّ الْاَرْضِ وَرَبُّ الْعٰلَمِيْنَ وَلَهُ النُّوْرُ فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ وَهُوَالْعَزِيْزُالْحَكِيْمُ ؕ

## (૨૨) મૂલ્યવાન પાંચ કલિમાત

અલ્લાહના પ્યારા રસૂલ હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત અલી (ક. વ.)ને ફરમાવ્યું કે (હે અલી રદિ. !) તમને પાંચ હજાર બકરીઓ આપું યા પાંચ કલિમાત બતાવી દઉં, જેમાં તમારા માટે દુનિયા અને આખિરતની સફળતા છે ? હઝરત અલી (ક. વ.)એ અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ.) ! પાંચ હજાર બકરીઓ તો (દુન્યવી દષ્ટિએ) ઘણી વધુ છે; પરંતુ મને તો પેલા પાંચ કલિમાત જ બતાવી દો (જે દુનિયા અને આખિરતની કામિયાબીનું નિમિત્ત છે). **હઝરત અલી (ક. વ.)ની વિનંતી પર હુઝૂરે અકદસ (સલ.)એ આ દુઆ બતાવી :** ***(ઈબ્નુન્નજ્જાર, કન્ઝુલ ઉમ્માલ : ૨/૬૯૨)***

اَللّٰهُمَّ اغْفِرْلِيْ ذَنْبِيْ وَوَسِّعْ لِيْ خُلُقِيْ
وَطَيِّبْ لِيْ كَسْبِيْ وَقَنِّعْنِيْ بِمَارَزَقْتَنِيْ
وَلَاتُذْهِبْ قَلْبِيْ اِلٰى شَيْءٍ صَرَّفْتَهٗ عَنِّيْ ط

## (૨૩) અઢળક સવાબ !

ઉમ્મુલ મુઅમિનીન હઝરત જુવયરિય્યહ (રદિ.) ફરમાવે છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફજરની નમાઝ વખતે યા ફજરની નમાઝ પછી એમની પાસે તશરીફ લઈ ગયા અને આપ પોતાના મુસલ્લા પર બેસીને (તસ્બીહ પઢવામાં મશગૂલ હતાં). હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ચાશ્તની નમાઝ બાદ પાછા ફરીવાર તશરીફ લાવ્યા, તો આપ એ જ સ્થિતિમાં બેઠેલાં હતાં. હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આપને પૂછયું : તમે એ જ સ્થિતિ પર (બેઠેલાં)

છો, જેના પર મેં તમને છોડયાં હતાં ? એમણે અરજ કરી : જી હા. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : મેં તમારાથી જુદાઈ પછી ચાર કલિમાત ત્રણ વાર પઢયા છે. જો એ કલિમાતને તે સૌ વઝાઈફના મુકાબલામાં તોલવામાં આવે, જે તમે સવારથી અત્યાર સુધી પઢયાં છો, તો એ કલિમાતનું વજન વધી જશે. તે કલિમાત આ છે :

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ عَدَدَ خَلْقِهٖ وَرِضٰى
نَفْسِهٖ وَزِنَةَ عَرْشِهٖ وَمِدَادَ كَلِمَاتِهٖ ط

(મુસ્લિમ, અબૂ અવાનહ, અસ્હાબે સુનને અરબઅહ)

## (૨૪) છ (૬) નેઅમતો

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે હઝરત ઉસ્માન ગની (રદિ.) હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થયા અને હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અરજ કરી કે યા રસૂલલ્લાહ (સલ.) ! કુર્આને કરીમની આયત "લહુ મકાલીદુસ્સમાવાતિ વલ અર્દિ" (આકાશ અને પૃથ્વીની ચાવીઓ અલ્લાહ તઆલાના અંકુશમાં છે)થી શું મુરાદ છે ? આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઈરશાદ ફરમાવ્યો : (આકાશ અને જમીનની ચાવીઓથી) આ કલિમાત મુરાદ છે :

سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَلَآ اِلٰهَ
اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ وَلَا حَوْلَ وَلَا
قُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ ط اَلْاَوَّلُ

وَالْاٰخِرُ وَالظَّاهِرُ وَالْبَاطِنُ ۚ بِيَدِهِ الْخَيْرُ ۖ
يُحْيِيْ وَيُمِيْتُ ۚ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ۝

હે ઉસ્માન (રદિ.) ! જે માણસ આ કલિમાત સવાર–સાંજ દસ દસ વખત પઢશે તો અલ્લાહ તઆલા એને છ (૬) નેઅમતોથી નવાઝશે :

(૧) શયતાન અને એના લશ્કરથી એની હિફાઝત ફરમાવશે.

(૨) એને અજર–સવાબનો મોટો ઢગ અર્પણ કરાશે.

(૩) હૂરે ઈન (સુંદર આંખોવાળી હૂર) જોડે એના નિકાહ કરાશે.

(૪) એના ગુનાહ માફ કરી દેવામાં આવશે.

(૫) તે (જન્નતમાં) હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલાતુ વસ્સલામ)ની સાથે હશે.

(૬) બાર ફરિશ્તા એની મૌત વખતે (એની પાસે) હાજર રહેશે અને તેને જન્નતની બશારત સંભળાવશે અને તેને કબરમાંથી આદર–ઈઝ્ઝત અને સન્માન સાથે લઈ જશે. જો તે કિયામતના ભયાનક સંજોગોથી ગભરાશે તો ફરિશ્તા એને તસલ્લી આપશે અને કહેશે કે ગભરાવો નહિ, તમે કિયામતની ભયાનકતાઓથી અમન અને હિફાઝતમાં રહેવાવાળાઓમાં છો. પછી અલ્લાહ તઆલા એનાથી અત્યંત આસાન હિસાબ લેશે અને તેને જન્નતમાં લઈ જવાનો હુકમ આપશે. જેમ કે, ફરિશ્તાઓ એને મેદાને હશ્રમાંથી જન્નત તરફ એવા સન્માન, ઈઝ્ઝત અને આદર સાથે લઈ જશે, જેવી રીતે દુલ્હન (નવોઢા)ને લઈ જવામાં

આવે છે અને અલ્લાહ તઆલાના હુકમથી ફરિશ્તા એને જન્નતમાં દાખલ કરી દેશે, જ્યારે કે બીજા લોકો હિસાબ–કિતાબની વિકટ અને કપરી પરિસ્થિતિમાં સપડાયેલા હશે.

(રૂહુલ મઆની : ભાગ–૨૪, પેજ–૨૨)

## (૨૫) (i) સિત્તેર (૭૦) વખત રહમતભરી નજરની નવાઝિશ

જે માણસ એકવાર સૂરએ ફાતિહા, એકવાર આયતુલ કુર્સી અને એકવાર નીચે દર્શાવેલી આયતો પાંચેય નમાઝો પછી પઢશે તો જન્નત એનું ઠેકાણું બનશે અને અલ્લાહ તઆલા દરરોજ એના તરફ સિત્તેર વખત નજરે રહમત (કૃપાભરી દૃષ્ટિ)થી નિહાળશે તથા એની સિત્તેર હાજતોને પૂરી ફરમાવશે અને એની મગફિરત ફરમાવશે : (ઇબ્નુસ્સુન્ની)




شَهِدَ اللّٰهُ اَنَّهٗ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۙ وَالْمَلٰٓئِكَةُ
وَاُولُوا الْعِلْمِ قَآئِمًا بِالْقِسْطِ ؕ لَآ اِلٰهَ اِلَّا هُوَ الْعَزِيْزُ
الْحَكِيْمُ ﴿۱۸﴾ اِنَّ الدِّيْنَ عِنْدَ اللّٰهِ الْاِسْلَامُ ۟ وَمَا
اخْتَلَفَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ اِلَّا مِنْۢ بَعْدِ مَا
جَآءَهُمُ الْعِلْمُ بَغْيًاۢ بَيْنَهُمْ ؕ وَمَنْ يَّكْفُرْ بِاٰيٰتِ اللّٰهِ
فَاِنَّ اللّٰهَ سَرِيْعُ الْحِسَابِ ﴿۱۹﴾ (الِ عمران ۳:۱۸-۱۹)

قُلِ اللّٰهُمَّ مٰلِكَ الْمُلْكِ تُؤْتِي الْمُلْكَ مَنْ تَشَآءُ وَتَنْزِعُ الْمُلْكَ مِمَّنْ تَشَآءُ ۖ وَتُعِزُّ مَنْ تَشَآءُ وَتُذِلُّ مَنْ تَشَآءُ ۭ بِيَدِكَ الْخَيْرُ ۭ اِنَّكَ عَلٰي كُلِّ شَيْءٍ قَدِيْرٌ ۝

(ال عمران ۳:۲۶)

## ● (ii) અઝીમુશ્શાન (ભવ્ય) વઝીફો :

હઝરત અબૂ અય્યૂબ અન્સારી (રદિ.)થી મરફૂઅન્ રિવાયત છે કે જયારે સૂરએ ફાતિહા, આયતુલ કુર્સી, આયત શહિદલ્લાહુ.... અને કુલિલ્લાહુમ્મ માલિકુલ મુલ્કિ....બિગયૂરિ હિસાબિન્.... સુધી નાઝિલ થઈ તો અર્શથી લટકીને (આ સૂરતોએ) ફરિયાદ કરી કે તમે અમને એવી કૌમ પર નાઝિલ ફરમાવી રહ્યા છો, જેઓ ગુનાહ કરે છે. અલ્લાહ તઆલાએ ઈરશાદ ફરમાવ્યો કે સોગંદ છે મારી ઈઝ્ઝત, જલાલ, પ્રતિષ્ઠાના કે જેઓ દરેક ફર્ઝ નમાઝના પછી તમારી તિલાવત કરશે હું એની મગફિરત ફરમાવીશ અને જન્નતુલ ફિરદૌસમાં સ્થાન–ઠેકાણું આપીશ અને દરરોજ એના તરફ સિત્તેર વખત નજરે રહમત (કૃપાભરી દષ્ટિ)થી નિહાળીશ અને એની સિત્તેર (૭૦) હાજતો–જરૂરતોને પૂરી ફરમાવીશ, જેનો હલકો દરજ્જો મગફિરત છે. (દયલમી)

**ફાયદો :** અમુક રિવાયતોમાં વર્ણન છે કે હું એને દુશ્મનો પર ગલબો (સર્વોપરિતા) આપીશ.

**પઢવાની રીત :** અલ્હમ્દુ શરીફ, આયતુલ કુર્સી પઢીને આ આયત પઢે :

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

شَهِدَ اللّٰهُ اَنَّهٗ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ ۙ وَالۡمَلٰٓٮِٕكَةُ وَاُولُوا الۡعِلۡمِ قَآٮِٕمًا ۢ بِالۡقِسۡطِ‌ ؕ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ الۡعَزِيۡزُ الۡحَكِيۡمُ ؕ‏ ﴿۱۸﴾ اِنَّ الدِّيۡنَ عِنۡدَ اللّٰهِ الۡاِسۡلَامُ قف وَمَا اخۡتَلَفَ الَّذِيۡنَ اُوۡتُوا الۡكِتٰبَ اِلَّا مِنۡۢ بَعۡدِ مَا جَآءَهُمُ الۡعِلۡمُ بَغۡيًاۢ بَيۡنَهُمۡ‌ ؕ وَمَنۡ يَّكۡفُرۡ بِاٰيٰتِ اللّٰهِ فَاِنَّ اللّٰهَ سَرِيۡعُ الۡحِسَابِ ﴿۱۹﴾ (اٰلِ عمران ۳:۱۸-۱۹)

પછી આ આયત પઢે :

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

قُلِ اللّٰهُمَّ مٰلِكَ الۡمُلۡكِ تُؤۡتِى الۡمُلۡكَ مَنۡ تَشَآءُ وَتَنۡزِعُ الۡمُلۡكَ مِمَّنۡ تَشَآءُ وَتُعِزُّ مَنۡ تَشَآءُ وَتُذِلُّ مَنۡ تَشَآءُ‌ ؕ بِيَدِكَ الۡخَيۡرُ‌ ؕ اِنَّكَ عَلٰى كُلِّ شَىۡءٍ قَدِيۡرٌ ﴿۲۶﴾ تُوۡلِجُ الَّيۡلَ فِى النَّهَارِ وَتُوۡلِجُ النَّهَارَ فِى الَّيۡلِ‌ وَتُخۡرِجُ الۡحَـىَّ مِنَ الۡمَيِّتِ وَتُخۡرِجُ الۡمَيِّتَ مِنَ الۡحَـىِّ‌ وَتَرۡزُقُ مَنۡ تَشَآءُ بِغَيۡرِ حِسَابٍ ﴿۲۷﴾ (اٰلِ عمران ۳:۲۶-۲۷)

## (૨૬) પઢવા પછી ગુજરી જશે તો જન્નતી છે

સય્યિદુલ ઈસ્તિગફાર :

اَللّٰهُمَّ اَنْتَ رَبِّیْ لَآ اِلٰهَ اِلَّا اَنْتَ
خَلَقْتَنِیْ وَاَنَا عَبْدُکَ وَاَنَا عَلٰی
عَهْدِکَ وَوَعْدِکَ مَا اسْتَطَعْتُ
اَعُوْذُبِکَ مِنْ شَرِّ مَا صَنَعْتُ
اَبُوْءُ لَکَ بِنِعْمَتِکَ عَلَیَّ وَاَبُوْءُ
بِذَنْبِیْ فَاغْفِرْلِیْ فَاِنَّهٗ لَا یَغْفِرُ
الذُّنُوْبَ اِلَّا اَنْتَ ط

**ફઝીલત :** હઝરત રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત છે કે, જે માણસ મજકૂર ઈસ્તિગફારને સવાબનું યકીન રાખીને દિવસે પઢશે અને તે જ દિવસે તેનો ઈન્તિકાલ થઈ જશે તો તે જન્નતી છે અને જે માણસ ઉપરોક્ત ઈસ્તિગફારને સવાબનું યકીન રાખીને રાતે પઢશે અને સવાર થતાં પહેલાં એની વફાત થઈ જશે તો તે જન્નતી છે. (બુખારી શરીફ)

## (૨૭) આગલા-પાછલા ગુનાહો માફ થઈ જશે

''યા રબ્બિબગ્ફિર લી'' સિજદામાં ત્રણવાર પઢવાથી આગલા-પાછલા ગુનાહો માફ થઈ જાય છે. (હદીસ)

(શર્હે અસ્માઉલ્ હુસ્ના-હિસ્ને હસીન) અસ્માઉલ હુસ્ના દારુલ ઉલૂમ, ભરૂચ પ્રકાશન નં. ૬૫, પેજ-૩૦)

## (૨૮) દરેક નજર બદલ એક મકબૂલ હજનો સવાબ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે નેક અવલાદ પોતાના વાલિદૈન (અથવા એમનામાંથી કોઈ એક) પર હેતપ્રેમ, શફકત અને મુહબ્બતની નજર નાખશે, તો અલ્લાહ તઆલા તેને પ્રત્યેક નજરના બદલે એક મકબૂલ હજ(નો સવાબ) અર્પણ કરે છે. સહાબા (રદિ.)એ અરજ કરી : (હે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! જો કોઈ માણસ) દરરોજ સો (૧૦૦) વાર એમના પર નજર નાખે (તો પણ પ્રત્યેક નજરના બદલામાં તેને આ સવાબ મળશે ?) આપ (સલ.)એ ફરમાવ્યું : હા, (અને આપે આ પણ ફરમાવ્યું કે) અલ્લાહ તઆલા(ની ઝાત આપણા ગુમાન અને અનુમાનથી ઉચ્ચતર છે અને) અતિ મહાન છે તથા બહુ

પાક છે (તે દરેક પ્રકારની અધૂરપ, ક્ષતિ અને ઐબથી પાક છે, જેથી દરેક નજર બદલ આવો અને આવડો મહાન સવાબ દેવો એના માટે કંઈ જ મુશ્કેલ નથી).

(મિશ્કાત)

**સ્પષ્ટીકરણ :** જો આપનાં માં–બાપ બંને યા એમના પૈકી કોઈ એક હયાત છે તો આપ ઘણાં ખુશનસીબ છો. હૃદયપૂર્વક એમની ખિદમત કરો, એમની દિલી દુઆઓ પ્રાપ્ત કરો અને એમના પર શફકત અને આદરની દરેક નજરના બદલામાં એક મકબૂલ હજનો સવાબ પ્રાપ્ત કરો. આ પ્રમાણે આસાનીથી સેંકડો હજનો સવાબ પ્રાપ્ત કરવાની આપ સઆદત મેળવી શકો છો. મારા ભાઈઓ ! જેમના ચહેરા પર હેતપ્રેમ, શફકત અને મુહબ્બતથી એક નજર નાખશો તો દરેક નજર પર અલ્લાહ પાક તેને એક મકબૂલ હજ(નો સવાબ) આપશે. તો જે માણસ તેમની સેવા કરશે, તેમની જરૂરિયાતો અલ્લાહને રાજી અને ખુશ કરવા પૂરી કરશે તો અલ્લાહ પાક તેને તે બદલ શું સવાબ આપશે ! કોઈનાં વહમો–ગુમાનમાં પણ આવી શકતું નથી ! અલ્લાહ પાક માં–બાપની સેવા કરવાની ભરપૂર તૌફીક અતા ફરમાવે, આમીન !

## (૨૯) શુક્રિયહ અદા કરવાની જામિઅ્ (સર્વગ્રાહી) દુઆ

اَللّٰهُمَّ لَكَ الْحَمْدُ حَمْدًا دَائِمًا

مَعَ دَوَامِكَ وَلَكَ الْحَمْدُ حَمْدًا

خَالِدًا مَعَ خُلُوْدِكَ وَلَكَ الْحَمْدُ
حَمْدًا لَا مُنْتَهٰى لَهٗ دُوْنَ مَشِيَّتِكَ
وَلَكَ الْحَمْدُ حَمْدًا لَا يُرِيْدُ قَائِلُهٗ
اِلَّا رِضَاكَ وَلَكَ الْحَمْدُ حَمْدًا عِنْدَ
طَرْفَةِ كُلِّ عَيْنٍ وَّتَنَفُّسِ كُلِّ نَفْسٍ ط

("આસાન નેકિયાં", પેજ–૪૦/૪૧)

**એમ તો શુક્ર કરવા માટે કોઇ શબ્દ નિયુક્ત નથી.** દરેક ઇન્સાન પોતાની ભાષામાં પણ શુક્ર અદા કરી શકે છે; પરંતુ હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ શુક્ર અદા કરવા માટે એવા જામિઅ્ (સર્વગ્રાહી) શબ્દો પણ શીખવ્યા છે, જેનાથી એકવારમાં જ હજારો વાર શુક્ર અદા કરવાનો ફાયદો હાસિલ થઇ શકે છે. તે શબ્દો આ પ્રમાણે છે :

## (૩૦) અલ્લાહની નેઅમતોનો શુક્રિયહ અદા કરી લીધો

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે માણસ સવારે નીચેના કલિમાતને પઢી લેશે તો તે માણસે તે દિવસની અલ્લાહની નેઅમતોનો શુક્રિયહ અદા કરી લીધો અને સાંજે આ કલિમાત પઢી લેશે તો રાતની અલ્લાહની નેઅમતોનો શુક્રિયહ અદા કરી દીધો. (અબૂ દાવૂદ શરીફ, નસાઇ)

તે કલિમાત આ પ્રમાણે છે :

اَللّٰهُمَّ مَا اَصْبَحَ بِيْ مِنْ نِّعْمَةٍ
اَوْ بِاَحَدٍ مِّنْ خَلْقِكَ فَمِنْكَ

وَحْدَكَ لَا شَرِيْكَ لَكَ فَلَكَ
الْحَمْدُ وَلَكَ الشُّكْرُ ط

**સૂચના :** મજકૂર દુઆ જો સાંજે પઢે તો ''મા અસ્બહ બી''ની જગ્યાએ ''મા અમ્સા બી'' પઢે.

## (૩૧) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સિફારિશ વાજિબ થશે

**અઝાન પછી પઢવાની દુઆ :**

અઝાન પૂરી થયા પછી દુરૂદ શરીફ પઢીને આ દુઆ પઢવી :

આ દુઆ પઢી લેવાથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સિફારીશ વાજિબ થઇ જાય છે. (મિશ્કાત)

اَللّٰهُمَّ رَبَّ هٰذِهِ الدَّعْوَةِ التَّآمَّةِ
وَالصَّلٰوةِ الْقَائِمَةِ اٰتِ مُحَمَّدَنِ الْوَسِيْلَةَ
وَالْفَضِيْلَةَ وَابْعَثْهُ مَقَامًا مَّحْمُوْدَ
نِ الَّذِىْ وَعَدْتَّهٗ اِنَّكَ لَا تُخْلِفُ الْمِيْعَادَ ط

## (૩૨) વીસ હજાર નેકીઓ અને.....

(૧) ખતીબ બગદાદીએ રિવાયત કરી છે કે હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઇરશાદ ફરમાવ્યો :

કોઈ વ્યક્તિ મુઅઝ્ઝિનને અઝાન કહેતાં સાંભળે ત્યારે જો આ (નીચે દર્શાવેલા કલિમાત) પઢશે તો અલ્લાહ તઆલા એના માટે વીસ હજાર નેકીઓ લખી આપે છે અને એના વીસ હજાર ગુનાહોને મિટાવી દે છે તથા એના વીસ હજાર દરજાત બુલંદ કરી આપે છે. (તે કલિમાત આ પ્રમાણે છે) :

مَرْحَبًا بِالْقَائِلِيْنَ عَدْلًا
مَرْحَبًا بِالصَّلٰوةِ اَهْلًا وَّسَهْلًا

(અલ્લામહ સુયૂતી રહ. કૃત "જામિઉલ અહાદીષ" ભાગ–૭, પેજ–૩૧૩)

(૨) બીજી એક હદીસમાં એક કરોડ (૧,૦૦,૦૦,૦૦૦) ગુનાહ માફ થશે. એક કરોડ (૧,૦૦,૦૦,૦૦૦) નેકીઓ મળશે અને એક કરોડ (૧,૦૦,૦૦,૦૦૦) દરજાત બુલંદ થશે વાળી ફઝીલત પણ આવી છે.

(નુઝ્હતુલ મજાલિસ, પેજ–૧૧૭, મુફીદ દુઆઓંકા ગુલદસ્તા, દારુલ ઉલૂમ કંથારીઆ, પ્રકાશન નં. ૩૫૮)

## (૩૩) કબરમાં ગભરાહટ થશે નહિ

હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, "જે માણસ દરરોજ સવારે સો (૧૦૦) વખત અને સાંજે સો (૧૦૦) વખત નીચેના મુબારક કલિમહને પઢશે તો તે મોહતાજી અને ભૂખમરાથી બચેલો રહેશે. ગિના એટલે કે દૌલતમંદીનો દરવાજો તેના પર ઊઘડી જશે. તેને કબરમાં કોઈ પણ પ્રકારનો ગભરાહટ કે વહશત થશે નહિ અને તેના માટે જન્નતનાં આઠેય દરવાજાઓ ખુલી જશે. તે મુબારક કલિમહ આ રહ્યા :

لَآاِلٰهَ اِلَّااللّٰهُ الْمَلِكُ الْحَقُّ الْمُبِيْنُ ط
مُحَمَّدٌرَّسُوْلُ اللّٰهِ صَادِقُ الْوَعْدِالْاَمِيْنُ ط

(વઝાઈફે અશરફિય્યહ, પેજ–૧૦૪)

## (૩૪) મજલિસની ખામીઓ માફ કરી દેવામાં આવશે

(૧) હઝરત અબૂ હુરયરહ (રદિ.) બયાન કરે છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''કોઈ માણસ કોઈ એવી મજલિસમાં શામિલ થયો જયાં પ્રકાર–પ્રકારની વાતો થતી રહી અને ત્યાંથી ઊઠતી વેળા તેણે નીચેના શબ્દો પઢી લીધા, તો એ મજલિસની સર્વે ખામીઓ માફ કરી દેવામાં આવે છે અને જો કોઈ ખતા થાય તો બખ્શી દેવામાં આવે છે. એ કલિમાત આ રહ્યા. (તિરમિઝી શરીફ, ફઝાઈલે આ'માલ)

**સાર :** મજલિસમાં જયારે લોકો એકઠા થાય છે તો જીભે કોઈ ને કોઈ બેમોકા વાત નીકળી જ જાય છે :

سُبْحَانَكَ اللّٰهُمَّ وَبِحَمْدِكَ اَشْهَدُ
اَنْ لَّآاِلٰهَ اِلَّا اَنْتَ اَسْتَغْفِرُكَ
وَاَتُوْبُ اِلَيْكَ ط

(૨) જે માણસે વુઝૂ પછી ઉપરની દુઆ પઢી તો એ શબ્દોને તેના નામ–એ–આ'માલમાં એક કાગળ ઉપર લખી મહોર (સીલ) મારી દેવામાં આવે છે. કિયામત સુધી એ મહોર (સીલ) તોડવામાં આવતી નથી. એ કાગળ સલામત રહેશે. (હાકિમ)

## (૩૫) જહન્નમથી બચેલો (મહફૂઝ) રહેશે

**ફજર અને મગરિબની નમાઝ પછી પઢવાની દુઆ :**

હઝરત મુસ્લિમ તમીમી (રદિ.)ને રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે મગરિબની નમાઝથી ફારિગ થયા પછી કોઈનાથી વાત કરતા પહેલાં સાત વખત આ શબ્દો કહો :

اَللّٰهُمَّ اَجِرْنِیْ مِنَ النَّارِ ؕ

**અર્થ :** હે અલ્લાહ તઆલા ! મને દોઝખથી મહફૂઝ રાખજે.

જયારે તમે આ શબ્દો કહી લેશો અને પછી જો એ જ રાતે તમે મૃત્યુ પામશો તો દોઝખથી મહફૂઝ રહેશો. જો કોઈ માણસ આ દુઆને ફજરની નમાઝ પછી કોઈથી વાત કરવા પહેલાં સાત વાર પઢી લેશે અને તે જ દિવસે વફાત પામશે તો દોઝખથી મહફૂઝ રહેશે. (મિશ્કાત, અબૂ દાવૂદ)

## (૩૬) પઢનાર જન્નતી છે

رَضِیْتُ بِاللّٰهِ رَبًّا وَّبِالْاِسْلَامِ دِیْنًا وَّبِمُحَمَّدٍ صَلَّی اللّٰهُ عَلَیْهِ وَسَلَّمَ نَبِیًّا وَّرَسُوْلًا ؕ

આ દુઆ સવાર–સાંજ ત્રણવાર પઢનાર જન્નતી છે.

(અબૂ દાવૂદ શરીફ, તિરમિઝી શરીફ)

હદીસના શબ્દો એ છે કે "અલ્લાહ તઆલા ઉપર એ હક્ક છે કે એ બંદાને કિયામતના દિવસે રાજી અને ખુશ કરી દે."

(તિરમિઝી શરીફ)

## (૩૭) જનાઝહ નિહાળીને દુઆ પઢવા બદલ મળતો અપાર સવાબ

હઝરત અનસ (રદિ.)એ રિવાયત બયાન કરી છે કે, જે માણસ જનાઝહ નિહાળીને (નીચે દર્શાવેલી) દુઆ પઢશે, તો (આ દુઆ) પઢવાના દિવસથી લઈને કિયામત સુધી દરરોજ એના માટે વીસ (૨૦) નેકીઓ લખાતી રહેશે :

اَللّٰهُ اَكْبَرُ، صَدَقَ اللّٰهُ هٰذَا مَاوَعَدَاللّٰهُ
وَرَسُوْلُهٗ، اَللّٰهُمَّ زِدْنَا اِيْمَانًاوَّتَسْلِيْمًاط

('મૌતકી તૈયારી' : પેજ–૧૦૧, લેખક : હઝ. મવ. પીર ઝુલફિકાર અહમદ નક્શબંદી સા. મ. ઝિ.)

**જરા વિચારો !** લખલૂટ સવાબ પામવાનો કેવો અજીબ નુસખો છે.... એક દિવસની વીસ નેકીઓ લેખે ઓછામાં ઓછા ફક્ત ૫૦ વર્ષની નેકીઓ ગણીએ તો પણ ૩,૬૫,૦૦૦ નેકીઓ થાય છે, પણ આ તો વાત છે કિયામત સુધીના વર્ષોની. અલ્લાહ જાણે કિયામતના આગમનને કેટલા વર્ષો છે ? ! તદુપરાંત, આ તો એક જ વખત પઢવાનો આવડો મોટો સવાબ છે, પરંતુ જો અનેક જનાઝાઓ નિહાળીને આ દુઆ પઢવામાં આવે તો કેટલી અઢળક નેકીઓ મળતી રહેશે ? ! અલ્લાહ તઆલાના ખઝાનામાં કશી કમી નથી. તે મહા દાતા અને ઉદાર છે.

**(૩૮)**

## દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا
صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ
حَمِيْدٌ مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ
وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ
وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط



## (૩૯) સવાબ બેહિસાબ

يَارَبِّ صَلِّ وَسَلِّمْ دَائِمًا اَبَدًا
عَلٰى حَبِيْبِكَ خَيْرِ الْخَلْقِ كُلِّهِمِ

(ઈમાન અને અમલની દુઆ)

(મુફીદ દુઆઓંકા ગુલદસ્તા દારુલ ઉલૂમ કંથારીઆ, પ્રકાશન નં. ૩૫૮)

## (૪૦) કવમહમાં પઢવાની દુઆની ફઝીલત

رَبَّنَا وَلَكَ الْحَمْدُ حَمْدًا كَثِيْرًا طَيِّبًا مُّبَارَكًا فِيْهِ ط

**રબ્બના વલકલ હમ્દુ હમ્દન્ કસીરન્ તય્યિબન્ મુબારકન્ ફીહ.**

(મિશ્કાત શરીફ, પેજ—૮૨)

**ફઝીલત :** કવમહમાં આ દુઆ પઢવાવાળા માટે એ ફઝીલત બતાવવામાં આવી છે કે ત્રીસ (૩૦)થી વધુ ફરિશ્તાઓ એનો સવાબ લખવા માટે આગળ વધ્યા કે હું પહેલા એનો સવાબ લખું.

(મિશ્કાત શરીફ)

## (૪૧) જન્નત તે માણસની મુલાકાત અને સત્કાર માટે મુશ્તાક અને ઉત્સુક હશે

**તંગી, મુસીબતો, મૂંઝવણો અને મુશ્કેલીઓના નિવારણ માટે હઝરત અબૂ ઝર ગિફારી (રદિ.)થી મન્કૂલ એક દુઆ :**

હઝરત જિબ્રઈલ (અલૈ.)એ ફરમાવ્યું : હે મુહમ્મદ (સલ.) ! તે ઝાતની કસમ જેણે આપને હક સાથે મોકલ્યા છે, આપની ઉમ્મતમાંથી જે કોઈ પણ વ્યક્તિ આ (નીચે દર્શાવેલી) દુઆ (દિલથી) કરશે, તો તેના ગુનાહ માફ થઈ જશે, ભલે તે સમંદરના કાંપથી (પણ) વધારે હોય અથવા જમીનની માટી બરાબર હોય.... અને આપની ઉમ્મતમાંથી જે કોઈ વ્યક્તિ અલ્લાહ તઆલાને એવી હાલતમાં મળશે કે તેના દિલમાં આ દુઆ હશે, તો જન્નત તેની (મુલાકાત અને સત્કાર માટે) મુશ્તાક અને ઉત્સુક હશે અને બે ફરિશ્તાઓ તેના માટે મગફિરત માંગશે અને તેના માટે જન્નતના દ્વાર ખોલી આપવામાં આવશે. પછી ફરિશ્તાઓ તેને પુકારશે : હે અલ્લાહના દોસ્ત ! જન્નતના જે દરવાજેથી ચાહે (જન્નતમાં) દાખલ થઈ જા. તે દુઆ નીચે પ્રમાણે છે :

اَللّٰهُمَّ اِنِّیْ اَسْئَلُکَ اِیْمَانًا دَائِمًا وَّاَسْئَلُکَ قَلْبًا خَاشِعًا وَّاَسْئَلُکَ عِلْمًا نَّافِعًا وَّاَسْئَلُکَ یَقِیْنًا صَادِقًا وَّاَسْئَلُکَ دِیْنًا قَیِّمًا وَّاَسْئَلُکَ الْعَافِیَةَ مِنْ کُلِّ بَلِیَّةٍ وَّاَسْئَلُکَ تَمَامَ الْعَافِیَةِ وَاَسْئَلُکَ دَوَامَ الْعَافِیَةِ وَاَسْئَلُکَ الشُّکْرَ عَلَی الْعَافِیَةِ وَاَسْئَلُکَ الْغِنٰی عَنِ النَّاسِ ط

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પૂછયું કે હે અબૂ ઝર (રદિ.) ! એવી કઇ દુઆ છે, જેને તમે દરરોજ પઢો છો ? હઝરત અબૂ ઝર (રદિ.)એ જવાબમાં ફરમાવ્યું : હા, મારાં મા–બાપ આપ પર કુર્બાન થાય. મેં એ કલિમાત કોઇ ઇન્સાનથી સાંભળ્યા નથી. તે કલિમાત મારા પરવરદિગારે મારા દિલમાં નાખ્યા છે અને હું દરરોજ બે (૨) વખત એ કલિમાત દ્વારા દુઆ કરું છું. પ્રથમ કિબ્લા તરફ મુખ (રુખ) કરું છું. પછી થોડી વાર "સુબ્હાનલ્લાહ" અને થોડી વાર "અલ્લાહુ અકબર" પઢું છું. ત્યાર બાદ આ કલિમાત દ્વારા દુઆ કરું છું.

(અલ્ જામિઉલ્ કબીર : ૩/૧૦૩, સંદર્ભ : મફાતીહુલ ફરજ લિ–તરવીહિલ્ કુલૂબ વ તફરીજિલ્ કુરૂબ : ૯૫, આરબ લેખક : મુહમ્મદ સિદીક મન્શાવી સા.)

## (૪૨) તહજ્જુદ માટે ઊઠે ત્યારે પઢવાની દુઆ

اَللّٰهُمَّ لَکَ الْحَمْدُ اَنْتَ قَیِّمُ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَنْ فِیْهِنَّ وَلَکَ الْحَمْدُ اَنْتَ نُوْرُ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَنْ

فِيهِنَّ وَلَكَ الْحَمْدُ اَنْتَ مَلِكُ
السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَنْ فِيهِنَّ وَلَكَ
الْحَمْدُ اَنْتَ الْحَقُّ وَلِقَائِكَ حَقٌّ
وَّقَوْلُكَ حَقٌّ وَّالْجَنَّةُ حَقٌّ وَّالنَّارُ
حَقٌّ وَالنَّبِيُّوْنَ حَقٌّ وَّمُحَمَّدٌ حَقٌّ
وَّالسَّاعَةُ حَقٌّ اَللّٰهُمَّ لَكَ اَسْلَمْتُ
وَبِكَ اٰمَنْتُ وَعَلَيْكَ تَوَكَّلْتُ وَاِلَيْكَ
اَنَبْتُ وَبِكَ خَاصَمْتُ وَاِلَيْكَ حَاكَمْتُ
فَاغْفِرْلِیْ مَاقَدَّمْتُ وَمَا اَخَّرْتُ وَمَا
اَسْرَرْتُ وَمَا اَعْلَنْتُ وَمَا اَنْتَ اَعْلَمُ
بِهٖ مِنِّیْ اَنْتَ الْمُقَدِّمُ وَاَنْتَ الْمُؤَخِّرُ
لَآاِلٰهَ اِلَّا اَنْتَ وَلَآاِلٰهَ غَيْرُكَ ط

**અર્થ :** હે અલ્લાહ તઆલા ! તારા જ માટે તમામ પ્રકારની તારીફ છે. તું આકાશો અને જમીનો તથા જે કાંઇ એ બંનેની વચ્ચે છે તે સૌને કાયમ રાખનાર, સંભાળનાર છે અને તારા જ માટે તારીફ છે. તું આકાશો અને જમીનો તથા જે કાંઇ એ બંનેના

દરમિયાન છે તે સૌને રોશન કરનાર છે અને તું જ પ્રશંસાને પાત્ર છે. તું આકાશો અને જમીનો અને જે કાંઈ એ બંનેની વચ્ચે છે તે સૌનો બાદશાહ છે અને તારા જ માટે હમ્દ છે, તું હક છે અને તારી મુલાકાત હક (સત્ય) છે અને તારી વાત હક છે અને જન્નત હક છે તથા દોઝખ હક છે અને તમામ નબીઓ હક છે તથા મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હક છે અને કિયામત હક છે. હે અલ્લાહ તઆલા ! મેં તારી પેરવી માટે શિર ઝુકાવી દીધું અને હું તારા પર ઈમાન લાવ્યો તથા મેં તારા પર ભરોસો કર્યો અને હું તારી તરફ રુજૂઅ થયો અને તારી શક્તિ દ્વારા મેં (શત્રુઓથી) વિવાદ કર્યો અને તને જ મેં હાકિમ બનાવ્યો, તો તું મારા આગલા–પાછલા, ગુપ્ત અને જાહેર ગુનાહોને તેમજ તે ગુનાહોને જેમને તું મારાથી વધુ જાણે છે, માફ કરી દે. તું જ આગળ ધપાવનાર અને તું જ પાછળ હટાવનાર છે. મા'બૂદ માત્ર તું જ છે અને તારા સિવાય અન્ય કોઈ જ મા'બૂદ નથી.

(બુખારી–મુસ્લિમ)

એ પછી આસમાનની તરફ મુખ ઉઠાવીને સૂરએ આલિ ઈમરાનનો અંતિમ રુકૂઅ (ઈન્ન ફી ખલ્કિસ્સમાવાતિ–થી સૂરહના અંત સુધી) પણ પઢે. ઉપરાંત, નીચેના કલિમાત પઢે :

اَللّٰهُ اَكْبَرُ ط

**અલ્લાહુ અકબર, દસ વાર**

اَلْحَمْدُ لِلّٰهِ ط

**અલ્હમ્દ લિલ્લાહ, દસ વાર**

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ

**સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી, દસ વાર**

سُبْحَانَ اللّٰهِ الْمَلِكِ الْقُدُّوْسِ ط

સુબ્હાનલ્લાહિલ્ મલિકિલ્ કુદ્દૂસ, દસ વાર

اَسْتَغْفِرُ اللّٰهَ ط

અસ્તગ્ફિરુલ્લાહ, દસ વાર

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ ط

લા ઈલા-હ ઈલ્લલ્લાહ, દસ વાર

—અને દસ વાર આ દુઆ પઢે :

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُبِکَ مِنْ ضِيْقِ
الدُّنْيَا وَضِيْقِ يَوْمِ الْقِيٰمَةِ ط

**અર્થ :** હે અલ્લાહ તઆલા ! દુનિયાની તંગી અને કિયામતના દિવસની તંગીથી હું તારી પનાહ ચાહું છું. (મિશ્કાત—અબૂ દાવૂદ)

ત્યાર બાદ નમાઝ શરૂ કરી દે.

## (૪૩) પુષ્કળ લાભદાયક કલિમાત

હઝરત બુરયદહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જે માણસ નીચે દર્શાવેલા કલિમાતને સવારના સમયે (પહેલા યા પછી) પઢશે તો તે માણસ આ કલિમાત પઢતાવેંત અલ્લાહ તઆલાને પોતાના હકમાં કાફી હોવાનો અનુભવ કરશે અને આ કલિમાત પઢવા બદલ અલ્લાહ તઆલાને અજર—સવાબ અર્પણ કરનાર પામશે. આ દસ

કલિમાત પૈકી પાંચ (૫) દુનિયા વિશે છે અને પાંચ આખિરત વિશે છે :

حَسْبِىَ اللّٰهُ لِـــدِيْنِىْ،
حَسْبِىَ اللّٰهُ لِـمَا اَهَـمَّنِىْ،
حَسْبِىَ اللّٰهُ لِمَنْ بَـغٰى عَلَىَّ،
حَسْبِىَ اللّٰهُ لِمَنْ حَسَـدَنِىْ،
حَسْبِىَ اللّٰهُ لِمَنْ كَادَنِىْ بِسُوْءٍ ـ

[**અર્થ :** અલ્લાહ મને મારા દીન માટે કાફી છે....અલ્લાહ મને મારી દરેક ફિકર–ચિંતા માટે કાફી છે....અલ્લાહ મને તે માણસ માટે કાફી છે, જે મારા પર ઝિયાદતી (અતિરેક) કરે....અલ્લાહ મને તે માણસ માટે કાફી છે, જે મારી હસદ (ઈર્ષા) કરે....અલ્લાહ મને તે માણસ માટે કાફી છે, જે મારી સાથે ધોકાબાજી કરે.] (હઝરત ઈમામ સુયૂતી રહ. લિખિત કિતાબ "અદ્દ દારુન્નુશૂર ફી તફસીરિહા લિમા સૂર, પેજ–૧૦૩, ભાગ–૨)

## (૪૪) આખિરત વિશે લાભદાયક કલિમાત

حَسْبِىَ اللّٰهُ عِنْدَالْمَوْتِ،
حَسْبِىَ اللّٰهُ عِنْدَالْـمَسْأَلَةِ فِى الْقَبْرِ،
حَسْبِىَ اللّٰهُ عِنْدَالْمِيْزَانِ،
حَسْبِىَ اللّٰهُ عِنْدَالصِّرَاطِ،
حَسْبِىَ اللّٰهُ لَآاِلٰهَ اِلَّا هُوَعَلَيْهِ
تَوَكَّلْتُ وَاِلَيْهِ اُنِيْبُ ـ

[અર્થ : અલ્લાહ મને મૌત વખતે કાફી છે.....અલ્લાહ મને કબરમાં સવાલ વખતે કાફી છે....અલ્લાહ મને મીઝાન (આ'માલના વજન) વખતે કાફી છે.....અલ્લાહ મને પુલસિરાત પાસે કાફી છે....અલ્લાહ મને કાફી છે. તેના સિવાય કોઇ મા'બૂદ નથી. મેં તેના પર જ ભરોસો કર્યો છે અને હું તેની સામે જ રજૂ થાઉં છું.] (હઝરત ઇમામ સુયૂતી રહ. લિખિત કિતાબ "અદ્ દારુન્નુશૂર ફી તફસીરિહા લિમા સૂર, પેજ-૧૦૩, ભાગ-૨)

## (૪૫) હદીસે પાકની એક અજીબ-અનોખી દુઆ

اَللّٰهُمَّ اَرِنَا الْحَقَّ حَقًّا وَّارْزُقْنَا اتِّبَاعَهٗ
وَاَرِنَا الْبَاطِلَ بَاطِلًا وَّارْزُقْنَا اجْتِنَابَهٗ ط

**અલ્લાહુમ્મ અરિનલ્ હક્ક હક્કંવ્ વર્ઝુક્નત્તિબાઅહૂ વ અરિનલ્ બાતિ-લ બાતિલંવ્ વર્ઝુક્નજ્ તિનાબહૂ.**

[અર્થ : હે અલ્લાહ ! અમને હકને હક (સાચું) બતાવ અને એના પર અમલની તૌફીક નસીબ ફરમાવ અને બાતિલને બાતિલ (જૂઠું) બતાવ અને એનાથી બચવાની તૌફીક નસીક ફરમાવ.]

હઝરત મૌલાના શાહ હકીમ મુહમ્મદ અખ્તર સાહેબ (દા.બ.) મજલિસમાં વધુ પડતા આ દુઆ શીખવે છે અને આ દુઆ વિશે ફરમાવે છે કે આ દુઆને વધુ પ્રમાણમાં પઢતા રહો તથા મા'મૂલ બનાવી લો. હઝરત ફરમાવે છે કે હદીસ શરીફમાં આવ્યું છે કે (કોઇ સજીવને ત્યાં સુધી મૌત આવતી નથી જ્યાં સુધી દુનિયામાં પોતાની રોઝી પૂરી ન કરી લે). હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ દુઆમાં હક પર ચાલવા અને ગુનાહોથી બચવાની તૌફીકને રિઝ્ક-રોઝીથી વર્ણવતાં ફરમાવ્યું છે કે હે મારી ઉમ્મતના લોકો ! તમે અલ્લાહથી

નેક અમલ અને હક પર ચાલવાની તૌફીકને રિઝ્ક–રોઝીની શકલમાં માગો, તો જ્યાં સુધી તમે પોતાની રોઝી (રૂહાની રોઝી) પૂરી ન કરી લેશો એટલે પૂરેપૂરા ફરમાંબરદાર ન બનશો, પૂરેપૂરા ગુનાહોથી ન બચશો અને મુત્તકી ન બની જશો અલ્લાહના દોસ્ત–વલી ન બની જશો ત્યાં સુધી તમને મૌત ન આવશે. એટલે જ્યાં સુધી તમે અલ્લાહના પ્યારા નથી બની જતા અને મગફિરતના હકદાર નથી થઇ જતા ત્યાં સુધી તમને મૌત ન આવશે. બસ, જો દીન અને દુનિયાની ભલાઈ ઈચ્છતા હોવ તો આ દુઆને પોતાનો મા'મૂલ બનાવી લો. (ઝખીર–એ–આખિરત)

## (૪૬) ઈમાનવાળાઓની આ જ દુઆ હોવી જોઈએ

નીચે દર્શાવેલ દુઆ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી નકલ છે. ઈમાનવાળાઓની આ જ હાલત હોવી જોઈએ :

اَللّٰهُمَّ اجْعَلْنِيْ مِنَ الَّذِيْنَ اِذَا اَحْسَنُوْا
اِسْتَبْشَرُوْا وَاِذَا اَسَاءُوْا اِسْتَغْفَرُوْا ط

**અલ્લાહુમ્મજ્ અલ્ની મિનલ્લઝી–ન ઈઝા અહ્સનુ ઈસ્તબ્શરુ વ ઈઝા અસાઊ ઈસ્તગ્ફરૂ.** (ઈબ્ને માજહ, શુઅ્બુલ ઈમાન)

[**અર્થ** : હે અલ્લાહ ! મને એ બંદાઓમાંથી બનાવી લે, જેઓ નેકી કરે તો ખુશ થાય અને જ્યારે ખરાબ કામ કરે તો મગફિરત તલબ કરે.] (ઈબ્ને માજહ, શુઅ્બુલ ઈમાન)

## (૪૭) ઈમાન મજબૂત સાબિત રહેશે

જે માણસ નીચે દર્શાવેલ આયતોને પઢયા કરશે તો એનું ઈમાન મજબૂત રહેશે અને દિલ પવિત્ર થશે અને દુનિયા અને

આખિરતની મુસીબતોથી સુરક્ષિત રહેશે. (ઝખીરએ-આખિરત)

إِنَّ فِي خَلْقِ السَّمٰوٰتِ وَالْأَرْضِ وَاخْتِلَافِ
الَّيْلِ وَالنَّهَارِ لَآيٰتٍ لِّأُولِي الْأَلْبَابِ ﴿١٩٠﴾
الَّذِينَ يَذْكُرُونَ اللّٰهَ قِيٰمًا وَّقُعُودًا وَّعَلٰى
جُنُوبِهِمْ وَيَتَفَكَّرُونَ فِي خَلْقِ السَّمٰوٰتِ
وَالْأَرْضِ ۚ رَبَّنَا مَا خَلَقْتَ هٰذَا بَاطِلًا ۚ
سُبْحٰنَكَ فَقِنَا عَذَابَ النَّارِ ﴿١٩١﴾ رَبَّنَا إِنَّكَ
مَنْ تُدْخِلِ النَّارَ فَقَدْ أَخْزَيْتَهٗ ۖ وَمَا
لِلظّٰلِمِينَ مِنْ أَنْصَارٍ ﴿١٩٢﴾ رَبَّنَا إِنَّنَا سَمِعْنَا
مُنَادِيًا يُّنَادِي لِلْإِيمَانِ أَنْ اٰمِنُوا بِرَبِّكُمْ
فَاٰمَنَّا ۖ رَبَّنَا فَاغْفِرْ لَنَا ذُنُوبَنَا وَكَفِّرْ عَنَّا
سَيِّاٰتِنَا وَتَوَفَّنَا مَعَ الْأَبْرَارِ ﴿١٩٣﴾ رَبَّنَا وَاٰتِنَا مَا
وَعَدْتَّنَا عَلٰى رُسُلِكَ وَلَا تُخْزِنَا يَوْمَ الْقِيٰمَةِ ۖ
إِنَّكَ لَا تُخْلِفُ الْمِيعَادَ ﴿١٩٤﴾ (اٰل عمران ٣: ١٩٠-١٩٤)

(સૂરએ આલિ ઇમરાન, પારહ-૪, આયત ૧૯૦ થી ૧૯૪)

## (૪૮) અલ્લાહથી અહ્દો-પૈમાન

اَللّٰهُمَّ رَبَّ السَّمٰوٰتِ وَالْاَرْضِ، عَالِمَ الْغَيْبِ وَالشَّهَادَةِ، اِنِّىْ اَعْهَدُ اِلَيْكَ فِىْ هٰذِهِ الْحَيٰوةِ الدُّنْيَا اَنِّىْ اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اَنْتَ، وَحْدَكَ لَا شَرِيْكَ لَكَ وَاَنَّ مُحَمَّدًا عَبْدُكَ وَرَسُوْلُكَ، فَاِنَّكَ اِنْ تَكِلْنِىْ اِلٰى نَفْسِىْ تُقَرِّبْنِىْ مِنَ الشَّرِّ وَتُبَاعِدْنِىْ مِنَ الْخَيْرِ وَاِنِّىْ اِنْ اَثِقُ اِلَّا بِرَحْمَتِكَ، فَاجْعَلْ لِّىْ عِنْدَكَ عَهْدًا تُوَفِّيْنِيْهِ يَوْمَ الْقِيَامَةِ اِنَّكَ لَا تُخْلِفُ الْمِيْعَادَ ط

હે અલ્લાહ ! આસમાન તથા જમીનના પરવરદિગાર ! છૂપી અને જાહેરી વાતો જાણવાવાળા ! બેશક, હું તારાથી આ દુનિયાની જિંદગીમાં અહદ કરું છું કે હું (સાચા દિલથી) એના પર ગવાહી આપું છું કે તારા સિવાય કોઇ મા'બૂદ નથી. તું (પોતાની ઝાત અને સિફાતમાં) એકલો છે. તારો કોઇ શરીક નથી અને એ કે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તારા બંદા અને તારા રસૂલ છે. (આ અહદ) એટલા માટે (કરું છું) કે બેશક, તેં અગર મને મારા નફ્સે (અમ્મારહ)ના હવાલે કરી દીધો તો તેં મને શર (બુરાઇ)ના નજદીક કરી દીધો અને ખૈરથી દૂર કરી દીધો (એટલે કે તું આવું ન કરતો) એટલા માટે કે હું તો તારી રહમતના સિવાય બીજી કોઇ ચીજ પર ભરોસો નથી કરતો. એટલા માટે તું મારાથી એવો

અહદ કરી લે, જેને તું કિયામતના દિવસે પૂરો કરે (કે તું મને જન્નતમાં દાખલ કરી દેજે). બેશક, તું પોતાના વાયદાથી નથી ફરતો.

હદીસ શરીફમાં આવે છે કે :

જે માણસ અલ્લાહથી ઉપરોકત અહદ તથા વાયદો કરી લે (અને પછી તેના ઉપર કાયમ રહે) તો અલ્લાહ પાક કિયામતના દિવસે પોતાના (મુકર્રબ) ફરિશ્તાઓને ફરમાવશે કે, ''મારા આ બંદાએ મારાથી એક વાયદો લીધો છે, તમે તેને પૂરો કરો.'' અલ્લાહ તઆલા તેને (પોતાના ફઝલો કરમથી) જન્નતમાં દાખલ કરી દેશે. (હદીસ રિવાયતકર્તા) હઝરત (રહ.) કહે છે કે મેં કાસિમ બિન અબ્દુર્રહમાનને બતાવ્યું કે ઔફે મને એવી એવી (એટલે કે ઉપરોકત) હદીસ સંભળાવી છે. તો એના પર હઝરત કાસિમે ફરમાવ્યું : (એમાં તઅજ્જુબની શું વાત છે ?) અમારા ઘરમાં તો દરેક પર્દાવાળી (બાલિગ) છોકરી પોતાના પર્દામાં (ઘરમાં) આ દુઆને પઢયા કરે છે. (હિસ્ને હસીન)

## (૪૯) શહીદનો મરતબો મળશે

**ફઝીલત :** નીચેની દુઆને દરરોજ પચ્ચીસ (૨૫) વખત પઢનારને અલ્લાહ તઆલા તેના પર મૌતની સખતી આસાન કરી દેશે અને તેને શહીદોનો મરતબો મળશે : (હદીસ)

اَللّٰهُمَّ بَارِكْ لِيْ فِي الْمَوْتِ وَفِيْمَا بَعْدَ الْمَوْتِ ط

## (૫૦) દોઝખથી સુરક્ષિત રહેવા માટે

જે માણસ આ સાતેય ''હા–મીમ'' પઢયા કરશે એના પર દોઝખના સાતેય દરવાઝા બંધ થઈ જશે.

حٰمٓ ۚ تَنۡزِيۡلُ الۡكِتٰبِ مِنَ اللّٰهِ الۡعَزِيۡزِ الۡعَلِيۡمِ ۙ (المؤمن ۴۰)

حٰمٓ ۚ تَنۡزِيۡلٌ مِّنَ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ۚ (حم السجدة ۴۱)

حٰمٓ ۚ عٓسٓقٓ (الشوریٰ ۴۲)

حٰمٓ ۚ وَالۡكِتٰبِ الۡمُبِيۡنِ ۙ (الزخرف ۴۳)

حٰمٓ ۚ وَالۡكِتٰبِ الۡمُبِيۡنِ ۙ اِنَّاۤ اَنۡزَلۡنٰهُ فِىۡ لَيۡلَةٍ مُّبٰرَكَةٍ اِنَّا كُنَّا مُنۡذِرِيۡنَ (الدخان ۴۴)

حٰمٓ ۚ تَنۡزِيۡلُ الۡكِتٰبِ مِنَ اللّٰهِ الۡعَزِيۡزِ الۡحَكِيۡمِ (الجاثية ۴۵)

حٰمٓ ۚ تَنۡزِيۡلُ الۡكِتٰبِ مِنَ اللّٰهِ الۡعَزِيۡزِ الۡحَكِيۡمِ (الاحقاف ۴۶)

(ઝખીર–એ–આખિરત)

## (૫૧) અબ્દાલ બનવાની યુક્તિ

હઝરત ઈમામ ગઝઝાલી (રહ.)એ ઈહ્‌યાઉલ ઉલૂમમાં ફરમાવ્યું છે કે જે માણસ દરરોજ નીચે દર્શાવેલ દુઆ ત્રણ વખત પઢશે તો એના માટે અબ્દાલનો દરજ્જો લેખાશે.

**નોટ :** અબ્દાલ અવલિયાએ કિરામ (રહ.)માં એક ઉચ્ચ દરજ્જો છે. તે દુઆ આ છે :

اَللّٰهُمَّ اغۡفِرۡ لِاُمَّةِ مُحَمَّدٍ صَلَّى اللّٰهُ عَلَيۡهِ وَسَلَّمَ۔
اَللّٰهُمَّ ارۡحَمۡ اُمَّةَ مُحَمَّدٍ صَلَّى اللّٰهُ عَلَيۡهِ وَسَلَّمَ۔
اَللّٰهُمَّ تَجَاوَزۡ عَنۡ اُمَّةِ مُحَمَّدٍ صَلَّى اللّٰهُ عَلَيۡهِ وَسَلَّمَ۔

(મઝાહિરે હક્ક જદીદ, ભાગ–૪, પેજ–૫૯, હિસ્સો–કિશ્ત : ૧૩૦)

## (૫૨) જન્નતના જે દરવાજેથી ઈચ્છે પ્રવેશી જા

સહીહ માન્યતા ધરાવનાર મુસલમાન જન્નતના જે દરવાઝેથી ઈચ્છશે પ્રવેશી શકશે.

હઝરત ઉબાદહ બિન સામિત (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે : જે માણસે આ ગવાહી–સાક્ષી આપી કે જે નીચે દર્શાવેલ દુઆમાં વર્ણવી છે, તો અલ્લાહ તઆલા એને જન્નતના આઠેય દરવાજાઓમાંથી જેમાંથી દાખલ થવાનું ઈચ્છશે એમાંથી દાખલ ફરમાવશે. તે દુઆ આ છે :

اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ
وَاَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ وَاَنَّ عِيْسٰى
عَبْدُ اللّٰهِ وَرَسُوْلُهٗ وَابْنُ اَمَتِهٖ وَكَلِمَتُهٗ
اَلْقَاهَا اِلٰى مَرْيَمَ وَرُوْحٌ مِّنْهُ وَاَنَّ الْجَنَّةَ
حَقٌّ وَّالنَّارَ حَقٌّ ط (હિસ્ને હસીન)

## (૫૩) ફરિશ્તાઓને આ કલિમાતના સવાબનો અંદાજ નથી

اَلْحَمْدُ لِلّٰهِ حَمْدًا كَثِيْرًا طَيِّبًا مُّبَارَكًا
فِيْهِ كَمَا يُحِبُّ رَبُّنَا وَيَرْضٰى ط

**વિવરણ :** હદીસ શરીફમાં આવ્યું છે કે એક માણસ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મજલિસમાં હાજર થયા, જ્યારે

તે માણસ બેઠા અને ઉપરોક્ત કલિમાત કહ્યા તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : સોગંદ તે પાક ઝાતના, જેના કબજામાં મારા પ્રાણ છે, જ્યારે આ માણસે આ કલિમાત કહ્યા તો દસ (૧૦) ફરિશ્તાઓ એની તરફ લપક્યા. દરેક ઈર્ષા કરતો હતો કે હું એને લખી લઉં પરંતુ એમની સમજમાં આ ન આવ્યું કે એને કઈ રીતે લખીએ ? (એટલે એનો કેટલો સવાબ લખીએ ?) જેથી રબ્બુલ ઈઝ્ઝતના સામે આ કલિમાતને રજૂ કર્યા તો અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે આ (કલિમાત)ને એવા જ લખી લો, જેવા મારા બંદાએ કહ્યા છે. (હું પોતે એનો સવાબ આપીશ.) (તિર્મિઝી શરીફ)

## (૫૪) ફરિશ્તાઓ આખું વર્ષ આ હમ્દનો સવાબ લખતા રહે છે

ઝરકશી (રહ.)એ "સુબુલુલ્ ખયૂરાત" કિતાબથી નકલ કર્યું છે કે એક માણસે હજ કરી અને કા'બાતુલ્લાહની ચોખટ (ઉંબરો) પકડીને નીચે દર્શાવેલ કલિમાતે હમ્દ–કલિમાત પઢયા અને ચાલ્યો ગયો. બીજા વર્ષે ફરી હજ્જ માટે આવ્યો અને આ વખતે પણ ચોખટ (ઉંબરો) મુબારક પકડીને આ હમ્દ (નીચે દર્શાવેલ) પઢવાનો ઈરાદો કર્યો તો ગૈબી ફરિશ્તાએ અવાજ આપ્યો : 'તેં ગયા વર્ષે (આ કલિમાત) પઢીને નેકી લખનાર ફરિશ્તાઓને થકવી દીધા કે તેઓ હજુ સુધી આ કલિમાતનો સવાબ લખવાથી ફારિગ થયા નથી.' (અલ્‌રાદે ફદ્‌લિય્યહ)

اَلْحَمْدُ لِلّٰهِ بِجَمِيْعِ مَحَامِدِهٖ كُلِّهَا مَا
عَلِمْتُ مِنْهَا وَمَا لَمْ اَعْلَمْ عَلٰى جَمِيْعِ
نِعَمِهٖ كُلِّهَا مَا عَلِمْتُ مِنْهَا وَمَا لَمْ اَعْلَمْ
وَعَدَدَ خَلْقِهٖ كُلِّهِمْ مَّا عَلِمْتُ مِنْهُمْ
وَمَا لَمْ اَعْلَمْ ط

## (૫૫) દિલમાં અને ચહેરા પર નૂર પૈદા કરવા માટે

દિલમાં અને ચહેરા પર નૂર પૈદા કરવા માટે નીચે દર્શાવેલ આયત દરરોજ એક વખત પઢીને પોતાના પર દમ કરે.

اَللّٰهُ نُوْرُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ مَثَلُ نُوْرِهٖ كَمِشْكٰوةٍ فِيْهَا مِصْبَاحٌ ؕ اَلْمِصْبَاحُ فِىْ زُجَاجَةٍ ؕ اَلزُّجَاجَةُ كَاَنَّهَا كَوْكَبٌ دُرِّىٌّ يُّوْقَدُ مِنْ شَجَرَةٍ مُّبٰرَكَةٍ زَيْتُوْنَةٍ لَّا شَرْقِيَّةٍ وَّلَا غَرْبِيَّةٍ ۙ يَّكَادُ زَيْتُهَا يُضِىْٓءُ وَلَوْ لَمْ تَمْسَسْهُ نَارٌ ؕ نُوْرٌ عَلٰى نُوْرٍ ؕ يَهْدِى اللّٰهُ لِنُوْرِهٖ مَنْ يَّشَآءُ ؕ وَيَضْرِبُ اللّٰهُ الْاَمْثَالَ لِلنَّاسِ ؕ وَاللّٰهُ بِكُلِّ شَىْءٍ عَلِيْمٌ ۙ﴿۳۵﴾ (النور ۲۴: ۳۵، پارہ ۱۸)

(ઝખીર–એ–આખિરત, સૂરએ નૂર, આયત–૩૫)

## (૫૬) મહામૂલો ઝિક્ર

**હદીસ :** હઝરત સઅદ બિન વક્કાસ (રદિ.)થી રિવાયત છે કે તે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે એક અવરત પાસે તશરીફ લઇ ગયા, જેની સામે ખજૂરના ઠળિયા અથવા કાંકરીઓ પડેલી હતી, જેના પર તે તસ્બીહ પઢી રહી હતી. આપ (સલ.)એ ઇરશાદ ફરમાવ્યો : હું એવો અમલ ન

બતાવું, જે આનાથી સરળ અને અફઝલ પણ હોય, પછી આ કલિમાત બયાન ફરમાવ્યા :

سُبْحَانَ اللّٰهِ عَدَدَ مَا خَلَقَ فِي السَّمَآءِ، سُبْحَانَ اللّٰهِ عَدَدَ مَاخَلَقَ فِي الْاَرْضِ، سُبْحَانَ اللّٰهِ عَدَدَمَابَيْنَ ذٰلِكَ، سُبْحَانَ اللّٰهِ عَدَدَ مَاهُوَ خَالِقٌ، وَاللّٰهُ اَكْبَرُ مِثْلَ ذٰلِكَ وَالْحَمْدُ لِلّٰهِ مِثْلَ ذٰلِكَ وَلَآاِلٰهَ اِلَّا اللّٰهُ مِثْلَ ذٰلِكَ، وَلَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ مِثْلَ ذٰلِكَ ط

(અબૂ દાવૂદ, તિરમિઝી, હિસ્ન, નસાઈ, ઈબ્ને હસ્સાન, હાકિમ, સહીહુલ્ અસ્નાદ)

## (૫૭) હુસ્ને ખાતિમહ માટે પઢવાની દુઆઓ

દરેક નમાઝ પછી કમસે કમ એક વખત આ દુઆઓ પઢવી. દુઆઓની શરૂઆતમાં અને અંતમાં દુરૂદ શરીફ પઢી લેવું. તદુપરાંત, સૂતી વખ.. યા જયારે પણ મોકો મળે ત્યારે આ દુઆઓનું પઢવું હુસ્ને ખાતિમહ માટે નિમિત્તરૂપ, સબબરૂપ છે.

★ દુઆ : ૧ ★ (તિર્મિઝી શરીફ)

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

رَبَّنَا لَا تُزِغْ قُلُوْبَنَا بَعْدَ اِذْ هَدَيْتَنَا وَهَبْ لَنَا مِنْ لَّدُنْكَ رَحْمَةً ۚ اِنَّكَ اَنْتَ الْوَهَّابُ ۝ (٣:٨) فَاطِرَ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۣ اَنْتَ وَلِيّٖ فِي الدُّنْيَا وَالْاٰخِرَةِ ۚ تَوَفَّنِيْ مُسْلِمًا وَّاَلْحِقْنِيْ بِالصّٰلِحِيْنَ ۝ (١٢:١٠١)

اَللّٰهُمَّ اجْعَلْ خَيْرَ زَمَانِيْ اٰخِرَهٗ وَخَيْرَ عَمَلِيْ
خَوَاتِمَهٗ وَخَيْرَ اَيَّامِيْ يَوْمَ لِقَائِكَ فِيْهِ يَاوَلِيَّ
الْاِسْلَامِ ثَبِّتْنِيْ بِهٖ حَتّٰى اَلْقَاكَ وَاَسْعِدْنِيْ
بِتَقْوٰكَ وَلَا تُشْقِنِيْ بِمَعْصِيَتِكَ ط

[**અર્થ** : હે અમારા પરવરદિગાર ! જ્યારે તેં અમને હિદાયત આપી તો પછી અમારાં દિલોને (અવળા માર્ગે) વાળીશ નહિ અને પોતાની પાસેથી અમને રહમત અર્પણ કર. બેશક, તું જ સઘળું આપનાર છે... હે આકાશો અને પૃથ્વીના સર્જનહાર ! દુનિયા અને આખિરતમાં તું જ મારો કારસાઝ (કાર્યસાધક) છે. મને મુસલમાનની હાલતમાં મોત આપજે અને નેક લોકો સાથે મારો ઉઠાવ કરજે... હે અલ્લાહ ! મારી ઉંમરના આખરી દિવસોને ઉંમરના બેહતરીન દિવસો બનાવજે, સૌથી બેહતર જમાનો મારો અંતિમ જમાનો બનાવજે અને મારા આ'માલમાં સૌથી સારો અમલ મારો અંતિમ અમલ બનાવજે અને મારો સૌથી શ્રેષ્ઠ દિવસ તે અંતિમ દિવસ બનાવજે, જ્યારે હું તને મળું તે દિવસને મારો સૌથી ઉત્તમ દિવસ બનાવજે... હે ઈસ્લામના માલિક ! મને ઈસ્લામ પર સાબિત કદમ (અડગ) **રાખજે. અહિંયા સુધી કે હું તારી મુલાકાત કરું અને મને પોતાના તકવા (ખૌફ) દ્વારા સઆદત અતા ફરમાવજે અને તું મને પોતાની મઅસિયત (પાપાચાર) દ્વારા બદબખ્ત બનાવીશ નહિ.**]

(તિર્મિઝી શરીફ)

★ દુઆ : ૨ ★

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

سُبْحَانَ الْاَبَدِيِّ الْاَبَدِ ط سُبْحَانَ الْوَاحِدِ الْاَحَدِ ط سُبْحَانَ الْفَرْدِ الصَّمَدِ ط سُبْحَانَ رَافِعِ السَّمَآءِ بِغَيْرِ عَمَدٍ ط سُبْحَانَ مَنْ بَسَطَ الْاَرْضَ عَلٰى مَآءٍ جَمَدٍ ط سُبْحَانَ مَنْ خَلَقَ الْخَلْقَ فَاَحْصَاهُمْ عَدَدًا ط سُبْحَانَ مَنْ قَسَّمَ الرِّزْقَ وَلَمْ يَنْسَ اَحَدًا ط سُبْحَانَ الَّذِىْ لَمْ يَتَّخِذْ صَاحِبَةً وَّلَا وَلَدًا ط سُبْحَانَ الَّذِىْ لَمْ يَلِدْ وَلَمْ يُوْلَدْ وَلَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ ٥

[**અર્થ :** પાક છે તે ઝાત જે હંમેશાથી હતી, હંમેશા છે અને હંમેશા રહેશે... પાક છે તે ઝાત, જે એકલો જ, અદ્વિતીય (અજોડ) છે... પાક છે તે ઝાત જે બેનિયાઝીમાં પણ અજોડ છે... પાક છે તે ઝાત જેણે સ્તંભ (ટેકા) વિના આકાશોને ઊભા કર્યા છે... પાક છે તે ઝાત જેણે થીજેલા પાણી પર પૃથ્વીને બિછાવી દીધી છે... પાક છે તે ઝાત જેનું સર્જન અગણિત છે... પાક છે તે ઝાત જે તમામ મખલૂકને રોઝી પહોંચાડવાનું ભૂલતો નથી... પાક છે તે ઝાત જેને ન તો બીવી છે, ન બચ્ચાં... પાક છે તે ઝાત જેની કોઇ અવલાદ નથી અને તે કોઇની અવલાદ નથી અને તેના સમકક્ષ બીજો કોઇ જ નથી.]

★ દુઆ : 3 ★

આ દુઆને દરરોજ દરેક નમાઝ પછી સાચા દિલે અને સાચી નિય્યતે પઢે :

بِسْمِ اللهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

اَللّٰهُمَّ اِنِّىْ اَسْئَلُكَ اِيْمَانًا كَامِلًا وَّيَقِيْنًا صَادِقًا وَّرِزْقًا وَّاسِعًا حَلَالًا طَيِّبًا وَّقَلْبًا خَاشِعًا وَّلِسَانًا ذَاكِرًا وَّتَوْبَةً نَّصُوْحًا وَّتَوْبَةً قَبْلَ الْمَوْتِ وَرَاحَةً عِنْدَ الْمَوْتِ وَمَغْفِرَةً وَّرَحْمَةً بَعْدَ الْمَوْتِ وَالْعَفْوَ عِنْدَ الْحِسَابِ وَالْفَوْزَ بِالْجَنَّةِ وَالنَّجَاةَ مِنَ النَّارِ ط بِرَحْمَتِكَ يَاعَزِيْزُ يَاغَفَّارُ ط رَبِّ زِدْنِىْ عِلْمًا وَّاَلْحِقْنِىْ بِالصَّالِحِيْنَ ط

[**અર્થ :** હે અલ્લાહ ! મને કામિલ (સંપૂર્ણ) ઈમાન, સાચું યકીન, વિશાળ–હલાલ–પવિત્ર રોઝી, ડરનારું દિલ, ઝિક્ર કરનાર ઝુબાન, ખાસ તૌબા, મૌતથી પહેલાં તૌબા, મૌત વખતે રાહત, મૌત પછી મગફિરત અને રહમત નસીબ ફરમાવ... (હે અલ્લાહ !) હિસાબના દિવસે માફી તથા જન્નત (પ્રવેશ)માં કામિયાબી અને દોઝખથી નજાત અતા ફરમાવ... હે મહા બળવાન ! હે મહા ક્ષમાવાન ! તારી રહમતના તુફૈલથી (મારી આ દુઆઓને કબૂલ ફરમાવ)... હે મારા પરવરદિગાર ! તું મારા ઈલ્મમાં વધારો કર અને મને નેક લોકોમાં શામિલ કરી દે, (આમીન !).]

(અઝકારુસ્સબાહ વલમસાઅ)

## (૫૮) દુઆની કબૂલિય્યત માટે સહાયરૂપ

اَللّٰھُمَّ یَاوَدُوْدُ یَاذَاالْعَرْشِ الْمَجِیْدُ یَامُبْدِئُ یَامُعِیْدُ
یَافَعَّالٌ لِّمَایُرِیْدُ یَاذَاالْعِزَّةِ الَّتِیْ لَاتُرَامُ وَالْمُلْکِ الَّذِیْ
لَایُضَامُ یَامَنْ عَلٰی نُوْرِهٖ اَرْکَانُ عَرْشِهٖ یَامُغِیْثُ اَغِثْنِیْ،
یَامُغِیْثُ اَغِثْنِیْ یَامُغِیْثُ اَغِثْنِیْ اِنَّکَ عَلٰی کُلِّ شَیْءٍ قَدِیْرٌ ط

[**અર્થ :** હે અલ્લાહ ! હે બહુ પ્રેમાળ ઝાત ! હે અર્શના માલિક, જે મહાન છે ! હે (સર્જનની) શરૂઆત કરનાર ! હે ફરી સજીવન કરનાર ! હે તે ઝાત, જે કોઇ ચીજ કરવા ચાહે છે તો તેને પુષ્કળ પ્રમાણમાં કરે છે. હે એવી ઈઝઝતવાન ઝાત, જેને માટે અસ્ત કે નાશ નથી અને એવી બાદશાહી ધરાવનાર ઝાત, જેના પર ઝુલ્મ– સિતમ કરી શકાતો નથી. હે એવી ઝાત, જેના અર્શના અરકાન (સ્તંભ) તેના નૂર પર કાયમ (સ્થિર) છે. હે ફરિયાદ સાંભળનાર ! મારી ફરિયાદ સાંભળી લે. હે ફરિયાદ સાંભળનાર ! મારી ફરિયાદ સાંભળી લે. હે ફરિયાદ સાંભળનાર ! મારી ફરિયાદ સાંભળી લે. બેશક, તું દરેક ચીજ પર શક્તિમાન છે.]

**ફઝીલત :** જે કોઇ માણસ ઉપરોક્ત દુઆને દરરોજ પઢીને જે દુઆ માંગશે તો ઈન્શા અલ્લાહ તે દુઆ કબૂલ થશે.

(મકબૂલ અને મખ્સૂસ વઝાઈફ, દા. ઉ. કંથારીઆ, પ્રકાશન નં. ૪૪૯)

## (૫૯) દુઆઓની કબૂલિય્યત માટે અલ્લાહ તઆલાની પસંદનીય હમ્દ

اَللّٰھُمَّ لَکَ الْحَمْدُ کُلُّهٗ وَلَکَ الشُّکْرُ کُلُّهٗ وَلَکَ
الْمُلْکُ کُلُّهٗ وَلَکَ الْخَلْقُ کُلُّهٗ بِیَدِکَ الْخَیْرُ کُلُّهٗ

وَاِلَيْكَ يَرْجِعُ الْاَمْرُ كُلُّهٗ اَسْئَلُكَ الْخَيْرَ كُلَّهٗ
وَاَعُوْذُبِكَ مِنَ الشَّرِّ كُلِّهٖ وَلَكَ الْحَمْدُ كَمَا اَنْتَ
اَهْلُهٗ وَصَلِّ عَلٰى مُحَمَّدٍ كَمَا اَنْتَ اَهْلُهٗ وَافْعَلْ بِنَا مَا
اَنْتَ اَهْلُهٗ فَاِنَّكَ اَنْتَ اَهْلُ التَّقْوٰى وَاَهْلُ الْمَغْفِرَةِ ط
اَللّٰهُمَّ لَكَ الْحَمْدُ فِى الْحَالِ وَلَكَ الْحَمْدُ فِى الْمَالِ
وَلَكَ الْحَمْدُ عَلٰى سَابِغِ نِعَمِكَ ط اَللّٰهُمَّ لَكَ الْحَمْدُ
حَتّٰى تَرْضٰى ط اَللّٰهُمَّ لَكَ الْحَمْدُ بَعْدَ الرِّضَا ط اَللّٰهُمَّ
لَكَ الْحَمْدُ حَمْدًا خَالِدًا مَّعَ خُلُوْدِكَ وَلَكَ الْحَمْدُ
حَمْدًا كَثِيْرًا وَلَكَ الْحَمْدُ حَمْدًا كَمَا يَنْبَغِىْ
لِجَلَالِ وَجْهِكَ وَعَظِيْمِ سُلْطَانِكَ وَلَكَ الْحَمْدُ
فِى الْاُوْلٰى وَلَكَ الْحَمْدُ فِى الْاٰخِرَةِ ط (અબૂદાવૂદ શરીફ)

(મકબૂલ અને મખ્સૂસ વઝાઈફ, દા. ઉ. કંથારીઆ, પ્રકાશન નં. ૪૪૯)

## (૬૦) બેહતરીન રોઝી મેળવવાનું અને બુરાઈઓથી બચવાનો નબવી નુસખો

"مَاشَاءَ اللّٰهُ لَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ
اَشْهَدُ اَنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ" ط

**તરજુમો :** જ કઇ અલ્લાહે ચાહયું તે જ થયું. ગુનાહથી બચવાની અને નેકી કરવાની તાકત (શકિત) અલ્લાહની મદદથી જ મળે

છે. હું એ વાતની ગવાહી આપું છું કે અલ્લાહ તઆલા દરેક વસ્તુ ઉપર સંપૂર્ણ કુદરત ધરાવે છે.

**ફઝીલત** : જે માણસ સવારના વખતે એક (૧) વખત ઉપરની દુઆને પઢશે તો તે દિવસે બેહતરીન (સારામાં સારી) રોઝીથી નવાઝાશે અને બુરાઈઓથી તેની હિફાઝત (રક્ષણ) થશે.

(ઈબ્ને અયૂની, કન્ઝુલ ઉમ્માલ, ૧૦૬/૨)

## (૬૧) બધાં જ મતલબો પૂરા થવાનો નબવી નુસ્ખો

اَللّٰهُمَّ اَنْتَ خَلَقْتَنِيْ وَاَنْتَ تَهْدِيْنِيْ وَاَنْتَ تُطْعِمُنِيْ وَاَنْتَ تَسْقِيْنِيْ وَاَنْتَ تُمِيْتُنِيْ وَاَنْتَ تُحْيِيْنِيْ۔

**તરજુમો** : હે અલ્લાહ ! તેં જ મને પેદા કર્યો અને તું જ મને હિદાયત દેવાવાળો છે અને તું જ મને ખવડાવે છે અને તું જ મને પિવડાવે છે અને તું જ મને મૌત આપીશ અને તું જ મને જીવતો કરીશ.

**ફઝીલત** : હસન બસરી (રહ.) ફરમાવે છે કે હઝરત સમુરહ બિન જુન્દુબ (રદિ.)એ ફરમાવ્યું કે હું તમને એક એવી હદીસ ન સંભળાવું કે જે મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી અનેક વખત સાંભળી છે અને હઝરત અબૂબક્ર (રદિ.) અને હઝરત ઉમર (રદિ.)થી પણ અનેક વખત સાંભળી છે. મેં (હઝરત હસન બસરી રહ.)એ ફરમાવ્યું કે જરૂર સંભળાવો.

હઝરત સમુરહ (રદિ.)એ ફરમાવ્યું કે જે માણસ સવારે અને સાંજે આ કલિમાતને પઢશે તો અલ્લાહ તઆલાથી જે માંગશે

અલ્લાહ તઆલા તેને તે જરૂર આપશે.

(બિખરે મોતી, પાના નંબર ૧૪૨ થી ૧૪૫)

## (૬૨) આસમાનનાં દરવાજા ખોલાવવાનો નબવી નુસ્ખો

**નોટ :** ખુશખબરીની વાત આ છે કે હઝરત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝબાને મુબારકથી બધાંથી પહેલાં નીકળવાવાળા કલિમાત આ છે :

"اَللّٰهُ اَكْبَرُ كَبِيْرًا، وَالْحَمْدُ لِلّٰهِ كَثِيْرًا،
وَسُبْحَانَ اللّٰهِ بُكْرَةً وَّاَصِيْلًا"

**તરજુમો :** અલ્લાહ મહાન છે. સૌથી મહાન, સૌથી વધુ તારીફ અલ્લાહની જ છે અને અમે સવાર અને સાંજે અલ્લાહની પાકી બયાન કરીએ છીએ.

**ફઝીલત :** ઈમામ મુસ્લિમ (રહ.)એ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી બયાન કર્યું છે કે, એક વખત અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે નમાઝ પઢી રહ્યા હતા કે એક માણસે મજકૂર કલિમાત કહ્યા, તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે ફલાણા-ફલાણા કલિમાત કહેવાવાળા કોણ છે ? હાઝિરીનમાંથી એક માણસે કહ્યું કે યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! હું છું. આપે ફરમાવ્યું કે મને આ કલિમાતથી તઅજ્જુબ થયો કે એમના માટે આસમાનનાં દરવાજાઓ ખોલવામાં આવ્યાં.

(હિસ્નુલ મુસ્લિમ, પેજ નંબર ૬૦)

## (૬૩) અલ્લાહની રઝામંદી નસીબ થશે

જે માણસ નીચેની દુઆ ત્રણ વાર સવારે અને ત્રણ વાર સાંજે પઢશે તો અલ્લાહ તઆલા એને અવશ્ય ખુશ કરી દેશે :

يَاحَيُّ يَاقَيُّوْمُ بِرَحْمَتِكَ اَسْتَغِيْثُ
اَصْلِحْ لِيْ شَانِيْ كُلَّهٗ، وَلَاتَكِلْنِيْ
اِلٰى نَفْسِيْ طَرْفَةَ عَيْنٍ ط

**યા હય્યુ યા કય્યૂમ, બિ-રહ્‌મતિ-ક અસ્તગી-સ, અસ્લિહ્‌ લી શઅ્‌ની કુલ્લહ્‌, વલા તકિલ્‌ની ઈલા નફ્‌સી તર્ફ-ત ઐન.**

[**અર્થ** : હે સદા જીવંત (અને) કાયમ રહેનાર ઝાત ! હું તારી રહમત દ્વારા જ ફરિયાદ કરું છું-મદદ ચાહું છું. તું મારું દરેક કામ સુધારી અને શણગારી દે અને મને આંખના પલકારા બરાબર પણ મારા પોતાના નફસને સુપ્રત કરીશ નહિ.]

(મુસ્નદે અહમદ : ૪/૩૩૭, નસાઈ, અ-મલુલ્‌ યવ્મિ વલ્લયૂલહ-હદીસ નંબર :૪, ઈબ્નુસ્સુન્ની-હદીસ : ૬૮, અબૂ દાવૂદ : ૪/૪૧૮, તિરમિઝી : ૫/૪૬૫, તુહફતુલ અખ્યાર : ૧/૩૯, સંદર્ભ : હિસ્નુલ્‌ મુસ્લિમ : ૧૧૨)

## (૬૪) બદનસીબી-દુર્ભાગ્ય અને સખત આફતો સામે રક્ષણ

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ‘‘હે લોકો ! પનાહ માંગો સખત બલા યા

પરીક્ષાથી અને બદનસીબીમાં સપડાવાથી તથા બુરી કઝા (ફેંસલા)થી અને દુશ્મનોના ખુશ થવાથી.''

(મિરકાત ભાગ ૫, પા. ૨૨૨)

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُبِکَ مِنْ جَهْدِ الْبَلَاءِ وَ
دَرَکِ الشَّقَاءِ وَسُوْءِ الْقَضَاءِ وَشَمَاتَةِ
الْاَعْدَاءِ ط (مرقات ج۵، ص ۲۲۲)

**અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિ-ક મિન જહ્દિલ્ બલાઈ વ દર્કિશ્શકાઈ વસૂઈલ કઝાઈ વ શમાતતિલ્ અઅ્દાઈ.**

## (૬૫) અલ્લાહની હિદાયત મેળવવા અને નફસની બુરાઈથી પનાહ માંગવાની દુઆ

હઝરત ઈમરાન ઈબ્ને હુસૈન (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એમના વાલિદ હઝરત હુસૈન (રદિ.)ને દુઆ માટે આ બે કલિમાત શિખવાડયા હતા, જેને તેઓ સતત પઢતા હતા. ''હે અલ્લાહ ! સીધા માર્ગની તરફ મને માર્ગદર્શન આપ અને મને મારા નફસની બુરાઈથી બચાવી લે.''

(તિરમિઝી શરીફ, જવાહિરુલ બુખારી, પા. ૫૭૧)

اِنَّکَ حَمِیْدٌ مَّجِیْدٌ ط (ابن ابی شیبہ، فضل الصلاۃ علی النبی صلی اللہ علیہ وآلہ وسلم)

**અલ્લાહુમ્મજ્ અલ્ સલવાતિ-ક વ બરકાતિ-ક અલા આલિ મુહમ્મદિન્ કમા જઅલ્તહા અલા આલિ ઈબ્રાહી-મ ઈન્ન-ક હમીદુમ્ મજીદ.**

(ઈબ્ને અબી શયબા, ફઝ્લુસ્સલાત અલન્નબિય્યિ)

(૩૧)

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ وَّ اَزْوَاجِہٖ اُمَّھَاتِ الْمُؤْمِنِیْنَ وَذُرِّیَّتِہٖ وَاَھْلِ بَیْتِہٖ کَمَا صَلَّیْتَ عَلٰی اٰلِ اِبْرَاھِیْمَ اِنَّکَ حَمِیْدٌ مَّجِیْدٌ ط (ابوداؤد، الصلاۃ)

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ્ વ અઝ્વાજિહી ઉમ્મહાતિલ્ મુઅ્મિનિ-ન વઝુર્રિય્યતિહી વ અહ્લિ બય્તિહી કમા સલ્લય્ત અલા આલિ ઈબ્રાહી-મ ઈન્ન-ક હમીદુમ્ મજીદ.**

(અબૂ દાવૂદ, અસ્સલાત)

(૩૨)

اَللّٰھُمَّ صَلِّ عَلٰٓی اٰلِ مُحَمَّدٍ ط اَللّٰھُمَّ بَارِکْ عَلٰٓی اٰلِ مُحَمَّدٍ کَمَا بَارَکْتَ وَصَلَّیْتَ عَلٰٓی اِبْرَاھِیْمَ وَعَلٰٓی اٰلِ اِبْرَاھِیْمَ اِنَّکَ حَمِیْدٌ مَّجِیْدٌ ط (باب الصلاۃ علی النبی)

**અલ્લાહુમ્મ સલ્લિ અલા આલિ મુહમ્મદિન્ અલ્લાહુમ્મ બારિક્**

**અલા આલિ મુહમ્મદિન્ કમા બારક્ત વ સલ્લય્ત અલા ઈબ્રાહીમ વ આલિ ઈબ્રાહીમ ઈન્ન-ક હમીદુમ્ મજીદ.**

(બાબુસ્સલાતિ અલન્નબિય્યિ સલ.)

**(33)**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى اَنْبِيَائِكَ وَالْمُرْسَلِيْنَ وَمَلَائِكَتِكَ الْمُقَرَّبِيْنَ، وَاَهْلِ طَاعَتِكَ اَجْمَعِيْنَ مِنْ اَهْلِ السَّمٰوٰتِ وَالْاَرَضِيْنَ اِنَّكَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા અમ્બિયાઈ-ક વલ્ મુર્સલી-ન વ મલાઈ-કતિકલ્ મુકર્રબી-ન વ અહ્લિ તાઅતિ-ક અજ્મઈ-ન મિન્ અહ્લિસ્સમાવાતિ વલ્ અર્દી-ન ઈન્ન-ક અલા કુલ્લિ શય્ઈન્ કદીર.**

**(3૪)**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ عَبْدِكَ وَنَبِيِّكَ وَرَسُوْلِكَ النَّبِيِّ الْاُمِّيِّ وَعَلٰى اٰلِهٖ وَاَزْوَاجِهٖ وَذُرِّيَّتِهٖ، عَدَدَ خَلْقِكَ وَرِضَا نَفْسِكَ وَزِنَةَ عَرْشِكَ وَمِدَادَ كَلِمَاتِكَ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન્ અબ્દિ-ક વ નબિય્યિ-ક વ રસૂલિકન્ નબિય્યિ વ અલા આલિહી વ અઝ્વાજિહી વ ઝુર્રિય્યાતિહી, અ-દ-દ ખલ્કિ-ક, વ રિદા નફ્સિક, વ ઝિન-ત અર્શિ-ક વ મિદા-દ કલિમાતિક્.**

(૩૫)

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ عَبْدِکَ وَرَسُوْلِکَ کَمَا صَلَّیْتَ عَلٰٓی اِبْرَاھِیْمَ وَبَارِکْ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰٓی اٰلِ مُحَمَّدٍ کَمَا بَارَکْتَ عَلٰٓی اِبْرَاھِیْمَ ط

(ابن ماجہ، اقامۃ الصلاۃ والسنۃ فیہا)

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન્ અબ્દિ-ક વ રસૂલિ-ક કમા સલ્લય્-ત અલા ઈબ્રાહી-મ વ બારિક્ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન્ કમા બારક્-ત અલા ઈબ્રાહીમ.**

(ઈબ્ને માજહ, ઈકામતુસ્સલાતિ વસ્સુન્નતુ ફીહા)

(૩૬)

اَللّٰھُمَّ رَبَّ الْحِلِّ وَالْحَرَامِ وَرَبَّ الْبَلَدِالْحَرَامِ وَرَبَّ الرُّکْنِ وَالْمَقَامِ وَرَبَّ الْمَشْعَرِالْحَرَامِ بِحَقِّ کُلِّ اٰیَۃٍ اَنْزَلْتَھَا فِیْ شَھْرِ رَمَضَانَ بَلِّغْ رُوْحَ مُحَمَّدٍ مِّنِّیْ تَحِیَّۃً وَّسَلَامًا ط

**અલ્લાહુમ્મ રબ્બલ્ હિલ્લિ વલ્ હરામિ વ રબ્બલ્ બલદિલ્ હરામિ વ રબ્બર્રુક્નિ વલ્ મકામિ વ રબ્બલ્ મશ્અરિલ્ હરામિ બિહક્કિ કુલ્લિ આયતિન્ અન્ઝલ્તહા ફી શહ્રિ રમદા-ન બલ્લિગ્ રૂ-હ મુહમ્મદિમ્ મિન્ની તહિય્યતંવ્ વ સલામા.**

(૩૭)

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ وَّبَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

(احمد، طبرانی کبیر عن زید بن خارجہ، سند صحیح)

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિંવ્ વ બારિક્ અલા મુહમ્મદિંવ્ વ આલિ મુહમ્મદિન્ કમા બારક્ત અલા ઈબ્રાહી-મ ઈન્ન-ક હમીદુમ્ મજીદ.**

(અહમદ, તબરાની કબીર અન્ ઝૈદ બિન ખારિજહ—સનદે સહીહ)

(૩૮)

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَبَارِكْ عَلٰى مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ فِى الْعَالَمِيْنَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط (احمد طبرانی)

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન્ કમા સલ્લય્ત અલા ઈબ્રાહી-મ વ બારિક્ અલા મુહમ્મદિન્ કમા બારક્ત અલા ઈબ્રાહી-મ ફિલ્ આલમી-ન ઈન્ન-ક હમીદુમ્ મજીદ.** (અહમદ, તબરાની)

(૩૯)

اَللّٰهُمَّ قَدْ جَعَلْتَ صَلَوَاتِكَ وَرَحْمَتَكَ

وَمَغْفِرَتَكَ (وَرِضْوَانَكَ) عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ ط اَللّٰهُمَّ فَاجْعَلْ صَلَوَاتِكَ وَرَحْمَتَكَ وَمَغْفِرَتَكَ (وَرِضْوَانَكَ) عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ ط

**અલ્લાહુમ્મ કદ્ જઅલ્ત સ-લવાતિ-ક વ રહ્મત-ક વ મગ્ફિરત-ક વ રિદ્વાન-ક અલા ઈબ્રાહી-મ વ આલિ ઈબ્રાહી-મ, અલ્લાહુમ્મ ફજ્અલ્ સલવાતિ-ક વ રહ્મત-ક વ મગ્ફિરત-ક વ રિદ્વાન-ક અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન્.**

**(૪૦)**

اَللّٰهُمَّ اجْعَلْ صَلَوَاتِكَ وَبَرَكَاتِكَ عَلٰى مُحَمَّدِ نِالنَّبِيِّ وَاَزْوَاجِهٖ اُمَّهَاتِ الْمُؤْمِنِيْنَ وَذُرِّيَّتِهٖ وَاَهْلِ بَيْتِهٖ كَمَا صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط (امام ابن قیم رحمۃ اللہ علیہ، نسائی)

**અલ્લાહુમ્મજ્અલ્ સ-લવાતિ-ક વ બ-રકાતિ-ક અલા મુહમ્મદિનિન્ નબિય્યિ વ અઝ્વાજિહી ઉમ્મહાતિલ્ મુઅ્મિની-ન વ ઝુર્રિય્યતિહી વ અહ્લિ બય્તિહી કમા સલ્લય્ત અલા ઈબ્રાહી-મ ઈન્ન-ક હમીદુમ્ મજીદ.**

(ઈમામ ઈબ્ને કય્યિમ રહ; નસાઈ)

## સલામના શબ્દો

اَلتَّحِيَّاتُ الطَّيِّبَاتُ الصَّلَوَاتُ الزَّاكِيَاتُ لِلّٰهِ، اَشْهَدُ اَنْ لَّآاِلٰهَ اِلَّااللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُاللّٰهِ وَرَسُوْلُهٗ، اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَاالنَّبِىُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِاللّٰهِ الصَّالِحِيْنَ ط



اَلتَّحِيَّاتُ لِلّٰهِ الصَّلَوَاتُ الطَّيِّبَاتُ. اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَاالنَّبِىُّ وَرَحْمَةُ اللّٰهِ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِاللّٰهِ الصَّالِحِيْنَ، اَشْهَدُ اَنْ لَّآاِلٰهَ اِلَّااللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ ط

(અબૂ દાવૂદ)



اَلتَّحِيَّاتُ الصَّلَوَاتُ لِلّٰهِ، اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَاالنَّبِىُّ وَرَحْمَةُاللّٰهِ وَبَرَكَاتُهٗ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِاللّٰهِ الصَّالِحِيْنَ ط

(તહાવી)



اَلتَّحِيَّاتُ الْمُبَارَكَاتُ الصَّلَوَاتُ الطَّيِّبَاتُ لِلّٰهِ، اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ، اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا رَّسُوْلُ اللّٰهِ ط

(મુસ્લિમ શરીફ)

• • •

بِسْمِ اللّٰهِ وَالسَّلَامُ عَلٰى رَسُوْلِ اللّٰهِ ط

(મુસ્તદરકે હાકિમ)

• • •

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ صَلٰوةً تَكُوْنُ لَكَ رِضَاءً وَّلِحَقِّهٖ اَدَاءً وَّاَعْطِهِ الْوَسِيْلَةَ وَالْمَقَامَ الَّذِيْ وَعَدْتَّهٗ ط

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

લા ઈલા-હ ઈલ્લલ્લાહુ
મુહમ્મદુર્રસૂલુલ્લાહ
(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)

# પ્રકરણ-૪

## રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક સુન્નતો

''મન્ અહબ્બ સુન્નતી ફકદ્ અહબ્બની
વ મન્ અહબ્બની કા–ન મઈ–ય ફિલ્
જન્નતિ.''

[અર્થ : જેણે મારી સુન્નતથી મુહબ્બત કરી (તેના ઉપર અમલ કર્યો) તેણે મારાથી મુહબ્બત કરી અને જે મારાથી મુહબ્બત કરશે તે જન્નતમાં મારી સાથે હશે.] (મિશ્કાત શરીફ, પેજ–૩૦)

• • •

جَزَى اللّٰهُ عَنَّا مُحَمَّدًا صَلَّى اللّٰهُ
عَلَيْهِ وَسَلَّمَ بِمَا هُوَ اَهْلُهٗ ط

## • • દુરૂદે ઈબ્રાહીમ • •

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا
صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ
حَمِيْدٌ مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ
وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ
وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط




★ બિસ્મિહી તઆલા ★

# પ્રકરણ-૪

## રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક સુન્નતો

### (૧) સો (૧૦૦) શહીદોનો સવાબ મળશે

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) બયાન કરે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, "ફિત્ના-ફસાદનાં જમાનામાં જે માણસ મારી સુન્નત ઉપર મક્કમતાથી કાયમ રહેશે તેને સો (૧૦૦) શહીદોનો સવાબ મળશે. (બયહકી)

એટલે કે તે સમયે જયારે લોકો પયગમ્બરની સુન્નતોથી બેપરવાઈ કરતા હોય અથવા સુન્નત ઉપર અમલ કરનારની મજાક કરતા હોય તો એવા ખરાબીઓથી ભરપૂર જમાનામાં કોઈ માણસ લોકોની હસી-મજાકનો વિચાર કર્યા વગર સુન્નત ઉપર અમલ કરશે તો એવા માણસને આ સવાબ મળશે.

## (૨) મિસ્વાકની સુન્નતો

(૧) દરેક વુઝૂ કરતી વખતે મિસ્વાક (દાતણ) કરવું સુન્નત છે. (અત્તરગીબ વ ત્તરહીબ)

(૨) મિસ્વાક એક વેંત કરતાં વધારે લાંબુ ન હોય. (બહરુર્રાઈક)

(૩) હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, "દાતણ કરેલ વુઝૂ સાથેની બે રકા'ત નમાઝ એવી સિત્તેર (૭૦) રકા'તોથી ઉત્તમ (અફઝલ) છે, જેના વુઝૂમાં દાતણ (મિસ્વાક) ન કરાયું હોય." (અબૂ નઈમ)

**તે વખતો જેમાં મિસ્વાક કરવું સુન્નત છે :**

(૧) સૂવા પછી જ્યારે ઊઠે ત્યારે.
(૨) વુઝૂ કરતી વખતે.
(૩) કુરઆને પાકની તિલાવત માટે.
(૪) હદીસ શરીફ પઢવા–પઢાવવા માટે.
(૫) મોઢામાં બદબૂ થઈ જાય ત્યારે.
(૬) પોતાના ઘરમાં દાખલ થયા પછી.
(૭) બીવી સાથે હમબિસ્તરી વખતે.
(૮) કોઈ પણ ભલાઈની મજલિસમાં જવા પહેલાં.
(૯) ખાવાથી પહેલાં.
(૧૦) સફરમાં જતી વખતે.
(૧૧) સૂતાં પહેલાં.
(૧૨) અલ્લાહ તઆલાનો ઝિક્ર કરતાં પહેલાં.

(અત્તરગીબ વ ત્તરહીબ)

## (૩) વુઝૂની સુન્નતો

વુઝૂમાં અઢાર (૧૮) સુન્નતો છે. એને અદા કરવાથી કામિલ (સંપૂર્ણ) તરીકાથી વુઝૂ થઇ જશે.

(૧) વુઝૂની નિય્યત કરવી. દાખલા તરીકે :

હું નમાઝ સહીહ થવા માટે વુઝૂ કરું છું.

(૨) **''બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ''** પઢીને વુઝૂ કરવું. કેટલીક રિવાયતોમાં વુઝૂની 'બિસ્મિલ્લાહ' આ પ્રમાણે આવી છે :

بِسۡمِ اللّٰهِ الۡعَظِيۡمِ وَالۡحَمۡدُ لِلّٰهِ
عَلٰى دِيۡنِ الۡاِسۡلَامِ ؕ

**''બિસ્મિલ્લાહિલ્ અઝીમિ વલ્હમ્દુ લિલ્લાહિ અલા દીનીલ્ ઈસ્લામ.''**

(૩) બન્ને હાથોને કાંડા સુધી (પહોંચા સુધી) ત્રણ વખત ધોવા.

(૪) મિસ્વાક કરવું. જો મિસ્વાક ન હોય તો આંગળીથી દાંતોને ઘસવા.

(૫) ત્રણ વખત કુલ્લી (કોગળા) કરવી.

(૬) ત્રણ વખત નાકમાં પાણી ચઢાવવું.

(૭) ત્રણ વખત નાક સાફ કરવું.

(૮) દરેક અંગને ત્રણ–ત્રણ વખત ધોવું.

(૯) ચહેરો ધોતી વેળા દાઢીનો ખિલાલ કરવો.

(૧૦) હાથો અને પગોને ધોતી વખતે આંગળીઓનો ખિલાલ કરવો.

(૧૧) એક વખત આખા માથાનો મસહ કરવો.

(૧૨) માથાના મસહની સાથે કાનોનો મસહ કરવો.

(૧૩) વુઝૂના અંગોને મસળી મસળીને (ઘસી ઘસીને) ધોવા.

(૧૪) પય દર પય (નિરંતર) વુઝૂ કરવું.

(૧૫) તરતીબવાર (ક્રમવાર) વુઝૂ કરવું.

(૧૬) જમણી તરફથી પ્રથમ ધોવું.

(૧૭) વુઝૂ કર્યા પછી કલિમ–એ–શહાદત પઢવું :

اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ
اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ ط

તે પછી આ દુઆ પઢવી :

اَللّٰهُمَّ اجْعَلْنِيْ مِنَ التَّوَّابِيْنَ
وَاجْعَلْنِيْ مِنَ الْمُتَطَهِّرِيْنَ ط

## (૪) ગુસલ કરવાનો મસ્નૂન તરીકો

પ્રથમ બન્ને હાથોને પહોંચા (કાંડા) સુધી ત્રણ વખત ધોવા. તે પછી (શરીર પર) કોઇ જગાએ મની (વીર્ય) કે બીજી કોઇ

નાપાકી લાગેલી હોય તો તેને ત્રણ વખત (ધોઈને) પાક કરો.

તે પછી નાનો અને મોટો બન્ને ઈસ્તિન્જા કરો (ભલે, જરૂરત ન હોય).

તે પછી મસ્નૂન તરીકા પ્રમાણે વુઝૂ કરો. જો ગુસલનું પાણી પગ આગળ ભેગું થતું હોય તો પગ ન ધોવા, ત્યાંથી અલગ થયા પછી ધોવા, નહિતર તે જ વખતે પગ ધોવા જાઈઝ છે.

હવે પાણી પ્રથમ માથા ઉપર રેડો, પછી જમણા ખભા પર, પછી ડાબા ખભા પર (એટલું પાણી રેડો કે માથાથી પગ સુધી પહોંચી જાય). બદન (શરીર)ને હાથો વડે મસળો.

આ એક વખત થયું.

ફરી પાછું બીજી વખત એ જ પ્રમાણે પાણી રેડો. પ્રથમ માથા પર, પછી જમણા ખભા પર, પછી ડાબા ખભા પર (જ્યાં શરીરનો ભાગ સૂકો રહી જવાનો અંદેશો હોય ત્યાં હાથ મસળીને (ઘસીને) પાણી વહાવવાની કોશિશ કરો).

તે પછી ફરી પાછું ત્રીજી વખતે એ જ પ્રમાણે માથાથી પગ સુધી પાણી વહાવો. (તિરમિઝી)

**સૂચના :** ગુસલ કર્યા પછી બદન (શરીર)ને કપડાં (કે ટુવાલ) વડે લૂછવું પણ સાબિત છે અને ન લૂછવું પણ સાબિત છે. એટલે બન્ને રીતોમાંથી જે રીત પણ અપનાવે તે સુન્નત હોવાની નિય્યત કરી લે. (મિશ્કાત)

## (૫) મસ્જિદમાં દાખલ થવાની સુન્નતો

(૧) જમણો પગ મસ્જિદમાં (પ્રથમ) દાખલ કરવો.

(૨) બિસ્મિલ્લાહ પઢવું.

(૩) દુરૂદ શરીફ પઢવું, દાખલા તરીકે :

اَلصَّلٰوۃُ وَالسَّلَامُ عَلٰی رَسُوْلِ اللّٰہِ
صَلَّی اللّٰہُ عَلَیْہِ وَسَلَّمَ ط

(૪) દુઆ પઢવી :

اَللّٰھُمَّ افْتَحْ لِیْ اَبْوَابَ رَحْمَتِکَ ط

(૫) એ'તિકાફની નિય્યત કરવી.

**એ'તિકાફની નિય્યત :**

بِسْمِ اللّٰہِ دَخَلْتُ وَعَلَیْہِ تَوَکَّلْتُ
وَنَوَیْتُ سُنَّۃَ الْاِعْتِکَافِ ط

## (૬) નમાઝની એકાવન સુન્નતો છે

**કિયામમાં ૧૧ (અગિયાર) સુન્નતો છે :**

(૧) તકબીરે તહરીમહ વખતે સીધા (ટટ્ટાર) ઊભા રહેવું. અર્થાત્ માથું ઝુકાવવું નહિ.

(૨) બંને પગોની વચ્ચે ચાર આંગળીઓ જેટલું અંતર રાખવું તેમ જ પગોની આંગળીઓને કિબ્લા તરફ રાખવી.

(૩) મુકતદીની તકબીરે તહરીમહ ઈમામની તકબીરે તહરીમહની સાથે હોવી.

(૪) તકબીરે તહરીમહ કહેતી વખતે (પુરુષોએ) બંને હાથોને

કાન સુધી ઉઠાવવા.

(૫) તકબીરે તહરીમહ વખતે હાથની હથેળીઓને કિબ્લા તરફ રાખવી.

(૬) તકબીરે તહરીમહ વખતે હાથની આંગળીઓને પોતાની અસલ સ્થિતિમાં રાખવી અર્થાત્ ન વધારે પહોળી કરવી, ન વધારે સંકોચવી.

(૭) હાથ બાંધતી વખતે જમણા હાથની હથેળીને ડાબા હાથની હથેળીની પીઠ ઉપર મૂકવી.

(૮) પુરુષોએ જમણા હાથની ટચલી (નાની) આંગળી અને અંગૂઠા વડે વર્તુળ બનાવીને ડાબા હાથનું કાંડું પકડવું.

(૯) વચલી ત્રણ આંગળીઓને ડાબા હાથની કલાઈ (કોણી અને કાંડા વચ્ચેના ભાગ) પર મૂકવી.

(૧૦) પુરુષોએ નાફ (દૂંટી–નાભિ)ના નીચે હાથ બાંધવા.

(૧૧) 'સના' અર્થાત્ 'સુબ્હાનકલ્લાહુમ્મ...' પઢવું.

## ● કિરાઅતની સાત સુન્નતો :

(૧) 'તઅવ્વુઝ' અર્થાત્ 'અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ' પઢવું.

(૨) 'તસ્મિયહ' અર્થાત્ 'બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ' પઢવું.

(૩) ધીમેથી 'આમીન' કહેવું.

(૪) ફજર અને ઝોહરમાં 'તિવાલે મુફસ્સલ' અર્થાત્ સૂરએ 'હુજુરાત'થી સૂરએ 'બુરૂજ' સુધી.

અસર અને ઈશામાં 'અવસાતે મુફસ્સલ' અર્થાત્ સૂરએ

'બુરૂજ'થી સૂરએ 'લમ યકુન' સુધી અને

મગરિબમાં 'કિસારે મુફસ્સલ' અર્થાત્ સૂરએ 'ઈઝા ઝુલઝિલત'થી સૂરએ 'નાસ' સુધીની સૂરતોમાંથી (કોઈ સૂરત) પઢવી.

(૫) ફજરની પહેલી રકા'ત લાંબી કરવી.

(૬) કુર્આન ન વધારે ઉતાવળથી પઢવું, ન વધારે થોભીને પઢવું, બલકે મધ્યમ ઝડપથી પઢવું.

(૭) ફર્ઝ (નમાઝ)ની ત્રીજી અને ચોથી રકા'તમાં માત્ર સૂરએ 'ફાતિહા' (અલ્હમ્દુ શરીફ) પઢવું.

## ● રુકૂઅની આઠ સુન્નતો :

(૧) રુકૂઅની તકબીર કહેવી.

(૨) પુરુષોએ (રુકૂઅમાં) બંને હાથ વડે ઘૂંટણ પકડવા.

(૩) હાથની આંગળીઓ પહોળી કરીને ઘૂંટણ પકડવા.

(૪) પગની પિંડલીઓને સીધી (ટટ્ટાર) રાખવી.

(૫) રુકૂઅમાં પુરુષોએ પીઠ બિછાવી દેવી.

(૬) રુકૂઅમાં પુરુષોએ સર અને સુરીન (માથું અને થાપો) સીધી લીટીમાં રાખવાં.

(૭) રુકૂઅમાં ઓછામાં ઓછું ત્રણ વખત **'સુબ્હા-ન રબ્બિયલ અઝીમ'** પઢવું.

(૮) રુકૂઅથી ઊઠતી વખતે

ઈમામે **'સમિઅલ્લાહુ લિમન હમીદહ'** કહેવું.

મુકતદીએ **'રબ્બના લકલ હમ્દ'** કહેવું અને

મુન્ફરિદે (એકલા નમાઝ પઢનારે) બંને કહેવું.

## ● સિજદહની બાર સુન્નતો :

(૧) સિજદહની તકબીર કહેવી.

(૨) સિજદહમાં પ્રથમ બંને ઘૂંટણો જમીન ઉપર મૂકવા.

(૩) તે પછી બંને હાથોને જમીન ઉપર મૂકવા.

(૪) તે પછી નાક જમીન ઉપર મૂકવું.

(૫) તે પછી પેશાની (કપાળ) જમીન ઉપર મૂકવી.

(૬) બંને હાથોની વચ્ચે સિજદહ કરવો.

(૭) પુરુષોએ સિજદહમાં પેટને જાંઘથી અલગ રાખવું.

(૮) પુરુષોએ બાઝૂ (બાવડું અર્થાત્ હાથની કોણી અને ખભા વચ્ચેનો ભાગ) પેહલૂ (પડખાં, પાસાં)થી અલગ રાખવું.

(૯) પુરુષોએ હાથની કોણીઓને જમીનથી અલગ રાખવી.

(૧૦) સિજદહમાં ઓછામાં ઓછું ત્રણ વખત

'સુબ્હાન રબ્બિયલ આ'લા' પઢવું.

(૧૧) સિજદહથી ઊઠવાની તકબીર કહેવી.

(૧૨) સિજદહથી ઊઠતી વખતે :

પ્રથમ પેશાની, પછી નાક, પછી હાથ અને તે પછી ઘૂંટણો (એ પ્રમાણે ક્રમવાર) ઉઠાવવા તેમજ બંને સિજદહ દરમિયાન ઈત્મીનાનથી બેસવું.

## ● કાઈદહની તેર સુન્નતો :

(૧) કાઈદહમાં પુરુષોએ જમણો પગ (પંજો) ઊભો રાખવો અને ડાબો પગ (પંજો) બિછાવીને તેના પર બેસવું તેમ જ પગની આંગળીઓને કિબ્લા તરફ રાખવી.

(૨) કાઈદહમાં બંને હાથોને જાંઘ ઉપર મૂકવા.

(૩) 'તશહ્હુદ' (અર્થાત્ અત્તહિય્યાત)માં 'અશ્હદુ અંલ્લા ઈલા–હ' પર શહાદતની આંગળી ઉઠાવવી અને 'ઈલ્લલ્લાહ' પર ઝુકાવી દેવી.

(૪) છેલ્લા કાઈદહમાં દુરૂદ શરીફ (દુરૂદે ઈબ્રાહીમ) પઢવું.

(૫) દુરૂદ શરીફ (દુરૂદે ઈબ્રાહીમ) પઢયા પછી કુર્આન કે હદીસમાં આવી હોય તેવી કોઈ દુઆ પઢવી.

(૬) બંને તરફ સલામ ફેરવવી.

(૭) સલામની શરૂઆત જમણી બાજુથી કરવી.

(૮) સલામ ફેરવતી વખતે ઈમામે મુક્તદીઓ, ફરિશ્તાઓ અને નેક જિન્નાતને સલામ કરવાની નિય્યત કરવી.

(૯) સલામ ફેરવતી વખતે મુક્તદીએ ઈમામ, ફરિશ્તાઓ, નેક જિન્નાત અને જમણી–ડાબી બાજુના મુક્તદીઓને સલામ કરવાની નિય્યત કરવી.

(૧૦) મુન્ફરિદે (એકલા નમાઝ પઢનારે) માત્ર ફરિશ્તાઓને સલામ કરવાની નિય્યત કરવી.

(૧૧) મુક્તદીએ ઈમામની સાથે સલામ ફેરવવી.

(૧૨) ઈમામે બીજી સલામના અવાજને પહેલી સલામના અવાજ કરતાં ધીમો (મંદ) કરવો.

(૧૩) મસ્બૂકે (જેની શરૂઆતની રકા'ત છૂટી ગઈ હોય તેણે) ઈમામના ફારિગ થવાનો ઈન્તિઝાર કરવો.

**સૂચના :**

હાથની આંગળીઓ રુકૂઅમાં પહોળી થયેલી અને

સિજદહમાં ભેગી થયેલી રાખવી. ('નૂરુલ ઈઝાહ'માંથી)

## (૭) ઔરતોની નમાઝમાં ખાસ તફાવત

(૧) તકબીરે તહરીમહ વખતે પોતાના બંને હાથ ખભા સુધી ઉઠાવે; પરંતુ હાથોને દુપટ્ટા (ઓઢણી)માંથી બહાર ન કાઢે.

(૨) હાથોને સીના પર બાંધે.

જમણા હાથની હથેળીને માત્ર ડાબા હાથની હથેળીની પીઠ ઉપર મૂકી દે. (મર્દોની જેમ નાની આંગળી અને અંગૂઠા વડે વર્તુળ બનાવીને હાથનું કાંડું ન પકડે.)

બંને બાઝૂઓ (બાવડાં અર્થાત્ હાથનો કોણીથી ખભા સુધીનો ભાગ)ને પેહલૂઓ (પડખાં, પાસાં) સાથે ખૂબ મેળવીને રાખે.

બંને પગની ઘૂંટીઓને બિલકુલ મેળવી દે.

(૩) સિજદહમાં પગો (પંજાઓને આંગળી પર) ઊભા ન રાખે; બલકે જમણી બાજુ (બહાર) કાઢે.

સિજદહ ખૂબ સંકોચાઈને અને દબાઈને એવી રીતે કરે કે પેટ બંને જાંઘોની સાથે તેમજ બંને બાઝૂઓ (બાવડાં) બંને પેહલૂઓની સાથે ભેગાં મળી જાય.

સિજદહમાં બંને હાથની કોણીઓને જમીન પર મૂકી દે.

(૪) કાઈદહમાં બેસે ત્યારે બંને પગોને જમણી તરફ (બહાર) કાઢે.

બંને હાથોને જાંઘ પર મૂકી દે.

હાથની આંગળીઓને ખૂબ મેળવીને રાખે.

## (૮) નમાઝના તે આદાબ જે બધાં માટે એકસરખાં છે

કિયામ (ઊભા રહેવાની હાલત)માં સિજદહની જગાએ નજર રહે.

રુકૂઅની હાલતમાં પગો પર નજર રહે.

સિજદહની હાલતમાં નાક પર નજર રહે અને

સલામ ફેરવતી વખતે ખભા પર નજર રહે.

બગાસું આવે તો તેને ખૂબ બળપૂર્વક રોકે, છતાં જો ન રોકાય તો જમણા હાથની હથેળીની પીઠ વડે રોકે.

જો ખાંસી આવે એવું લાગે તો તેને પણ રોકવાની કોશિશ કરે તથા કાબૂ રાખે.

સિર્રી નમાઝ (ઝોહર અને અસર)માં એટલા અવાજે પઢે કે પોતે સાંભળી શકે.

સલામ ફેરવ્યા બાદ (પછી)

એક વખત **'અલ્લાહુ અકબર'** કહે.

તે પછી ત્રણ વખત **'અસ્તગફિરુલ્લાહ'** કહે, જેમાં છેલ્લી વખતે જરા ખેંચીને (લંબાવીને) પઢે.

## (૯) માથાના વાળ તેમજ દાઢીમાં કાંસકી કરવી

**રાતે (રાત્રે) સૂતી વખતે કાંસકી કરવું સુન્નત છે :**

જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ રાતે સૂતી

વખતે મિસ્વાક (દાતણ) કરતા, વુઝૂ કરતા અને માથાનાં વાળ તથા દાઢી મુબારકમાં કાંસકી કરતા હતા. (શમાઈલે તિરમિઝી)

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ચાહે સફરમાં હોય કે ઘરમાં હોય, ઘરમાં આપના સિરહાના (સિરાણા) મુબારક પર હંમેશા સાત (૭) વસ્તુઓ રહેતી :

(૧) તેલની શીશી (બોટલ), (૨) કાંસકી, (૩) સુરમા–દાની, (૪) કાતર, (૫) મિસ્વાક (દાતણ), (૬) આયનો (મિરર), (૭) એક નાની લાકડી કે જે સર (માથું) મુબારક ખુજાવવા (ખંજવાળવા)માં કામ આવતી.

(શમાઈલ, ઝાદુલ મઆદ)

**માથાની વચમાં માંગ કાઢવી સુન્નત છે :**

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પહેલાં વાળ મુબારકને ભેગા કરી કાંસકી કરતા હતા. પછી આપ માંગ કાઢવા લાગ્યા હતા. કાંસકી કરવામાં તેમજ બૂટ–ચપ્પલ પહેરવામાં જમણી તરફથી શરૂઆત કરવી જોઈએ, કારણ કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો તરીકો એ જ હતો.

## (૧૦) ખાવાની કેટલીક સુન્નતો

(૧) દસ્તરખ્વાન (ભોજન માટેનું પાથરણું) બિછાવવું.

(૨) બંને હાથોને કાંડા સુધી ધોવા.

નોંધ : અલ્લામહ શામી (રહ.)ના મતે ખાવાથી પહેલાં કુલ્લી–કોગળા કરવા સુન્નત નથી; પરંતુ જનાબતની હાલતમાં કુલ્લી કરવા વગર ખાવું મકરૂહ છે. ('શામી' ભાગ–૫, પા–૨૩૯)

(જો કોઈ મોઢાની સફાઈના માટે કુલ્લી કરવા ચાહે તો મનાઈ નથી.)

(૩) બુલંદ અવાજથી 'બિસ્મિલ્લાહ' પઢવું. ('શામી' ભાગ–૫)

(૪) જમણા હાથ વડે ખાવું.

(૫) ખાવાની મજલિસમાં જે શખ્સ સૌથી વધારે બુઝુર્ગ અને મોટો હોય તેમનાથી ખાવાનું શરૂ કરાવવું.

(૬) ખાવાનું એક જ પ્રકારનું હોય તો પોતાની સામેથી ખાવું.

(૭) જો કોઈ લુકમો (કોળિયો) પડી જાય તો ઉપાડીને સાફ કરીને ખાય લેવું.

(૮) ટેકો લગાવીને ન ખાવું.

(૯) ખાવામાં કોઈ ઐબ (ખામી) ન કાઢવી.

(૧૦) જોડા (પગરખાં) ઉતારીને ખાવું.

(૧૧) ખાવા માટે બેસવાની રીતો નીચે પ્રમાણે છે :

એવી રીતે ઊકડું બેસે કે બંને ઘૂંટણો ઊભા હોય અને સુરીન (થાપાં) જમીન પર હોય અથવા

એક ઘૂંટણ ઊભો રાખે અને બીજા ઘૂંટણને બિછાવીને તેના ઉપર બેસે અથવા

બંને ઘૂંટણોને જમીન ઉપર બિછાવીને કાઈદહની જેમ બેસે અને આગળની તરફ જરા ઝુકીને બેસે.

(૧૨) ખાધા પછી વાસણો, પ્યાલા, રકાબી વગેરેને સાફ કરી લેવું. આમ કરવાથી વાસણો એના માટે મગફિરતની દુઆ કરે છે.

(૧૩) ખાધા પછીની (આ) દુઆ પઢવી :

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ اَطْعَمَنَا وَسَقَانَا
وَجَعَلَنَا مِنَ الْمُسْلِمِيْنَ ط

''અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી અત્અ-મના વ-સકાના
વ-જ-અ-લના મિનલ્ મુસ્લિમીન.''

**ભાવાર્થ :** તમામ વખાણો અલ્લાહના માટે છે, જેણે ખવડાવ્યું અને પિવડાવ્યું તેમજ મુસલમાનોમાં બનાવ્યા.

(૧૪) પહેલાં દસ્તરખ્વાન (ભોજનનું પાથરણું) ઉઠાવવું, તે પછી પોતે ઊઠવું.

(૧૫) દસ્તરખ્વાન ઉઠાવવાની (આ) દુઆ પઢવી :

اَلْحَمْدُلِلّٰهِ حَمْدًا كَثِيْرًا طَيِّبًا
مُّبَارَكًا فِيْهِ غَيْرَ مُكْفِيٍّ وَّلَامُوَدَّعٍ
وَلَامُسْتَغْنًى عَنْهُ رَبَّنَا ط

''અલ્હમ્દુ લિલ્લાહિ હમ્દન્ કસીરન્ તય્યિબન્ મુબારકન્
ફીહી ગય્‌ર મુક્ફિય્યિન્ વલા મુવદ્દઈન્ વલા
મુસ્તગ્નિયન્ અન્હુ રબ્બના.''

**ભાવાર્થ :** તમામ વખાણો અલ્લાહના માટે છે, એવા વખાણો જે પુષ્કળ હોય તેમજ પાકીઝા અને બાબરકત હોય. હે અમારા પરવરદિગાર ! અમે આ ખાવાને કાફી (પૂરતું) સમજીને યા બિલકુલ રુખ્સત કરીને યા એનાથી ગૈર મોહતાજ થઈને ઉઠાવી રહ્યા નથી.

(૧૬) બંને હાથોને ધોવા.

(૧૭) કુલ્લી (કોગળા) કરવી.

(૧૮) જો શરૂઆતમાં 'બિસ્મિલ્લાહ' પઢવાનું ભૂલી જાય તો આ પ્રમાણે પઢે :

بِسْمِ اللّٰهِ اَوَّلَهٗ وَاٰخِرَهٗ ط

**''બિસ્મિલ્લાહિ અવ્વલહૂ વ આખિરહૂ''**

(૧૯) જયારે કોઈની દાવત ખાય ત્યારે મેઝબાન (દાવત આપનાર)ને આ પ્રમાણે દુઆ આપે :

اَللّٰهُمَّ اَطْعِمْ مَنْ اَطْعَمَنِىْ
وَاسْقِ مَنْ سَقَانِىْ ط

**''અલ્લાહુમ્મ અત્ઈમ મન્ અત્અ-મની વસ્કિ મન્ સકાની.''**

**ભાવાર્થ :** હે અલ્લાહ ! જેણે મને ખવડાવ્યું તેને તું ખવડાવ અને જેણે મને પિવડાવ્યું તેને તું પિવડાવ. (તિરમિઝી)

(૨૦) સરકો વાપરવું સુન્નત છે, જે ઘરમાં સરકો મોજૂદ હોય, તે ઘર સાલન (શાક)થી ખાલી નથી સમજી શકાતું.

(૨૧) એકલા ઘઉં કોઈ વાપરતું હોય તો તેણે તેમાં થોડાક જવ પણ મિશ્ર કરવા જોઈએ, (ભલે ને) થોડીક જ માત્રામાં હોય, જેથી સુન્નત પર અમલનો સવાબ મળી જાય.

(૨૨) ગોશ્ત ખાવું સુન્નત છે.

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે કે,

'દુનિયા અને આખિરતમાં વાનગીઓનો સરદાર ગોશ્ત છે.'

(૨૩) (આપણા મુસલમાનભાઈની) દાવત કબૂલ કરવું સુન્નત છે. અલબત્ત, જો (આવકનું વધારે પ્રમાણ) વ્યાજ, લાંચ-

રુશવતનું હોય અથવા તે (દાવત આપનાર) બદકારી (પાપાચાર) કરતો હોય તો તેની દાવત કબૂલ કરવી ન જોઈએ.

(૨૪) પોતાના સગાં—સંબંધીઓ, મિત્રો અને મિસ્કીનો (ગરીબો)ને વલીમાનું ખાવાનું ખવડાવવું સુન્નત છે.

(૨૫) મય્યિતના રિશ્તેદારો (સગાંઓ)ને ખાવાનું આપવું મસ્નૂન છે.

(૨૬) ખાતી વખતે બિલકુલ ખામોશ રહેવું મકરૂહ છે. (શામી)

પરંતુ દુઃખ, ફિકર—ચિંતા તેમજ બીમારીની વાત ન કરે.

**સૂચના :**

'અબૂ દાવૂદ'ની શર્હ (વિવરણ) માટે લખાયેલી કિતાબ 'બઝલુલ મજહૂદ'ના પાના ૩૫ ઉપર લખ્યું છે કે :

● જ્યારે કોઈ શખ્સ **'બિસ્મિલ્લાહ'** કહીને પોતાના ઘરમાં દાખલ થાય છે ત્યારે શયતાન પોતાના ભાઈઓને કહે છે કે :

'હે ભાઈઓ ! તમારા માટે આ ઘરના દરવાજા બંધ થઈ ગયા છે. રાતવાસા માટે કોઈ બીજું ઘર શોધો.'

● જ્યારે ખાતી વખતે **'બિસ્મિલ્લાહ'** પઢી લેવામાં આવે છે ત્યારે શયતાન કહે છે કે,

'લો, હવે ખાવા પર પણ પાબંદી (પ્રતિબંધ) થઈ ગઈ !'

**અર્થાત્ :**

ન અહીં રહી શકો છો, ન અહીં ખાય શકો છો !

● જો બંદો ઘરમાં દાખલ થતી વખતે **'બિસ્મિલ્લાહ'** કહેવું ભૂલી જાય તો શયતાન પોતાના ભાઈઓથી કહે છે કે,

'તમે ઘર મેળવી લીધું, રાત ગુઝારવા માટે.'

● અને જો તે બંદો ખાતી વખતે પણ **'બિસ્મિલ્લાહ'** પઢવાનું ભૂલી જાય તો શયતાન કહે છે કે, 'રહેવાની સાથે સાથે ખાવાની પણ પરવાનગી છે.'

## (૧૧) પીવાની સુન્નતો

(૧) જમણા હાથથી પીવાનું પાત્ર પકડવું.

(૨) પીવાથી પહેલાં અગર ઊભા હોય તો બેસી જવું. ઊભા થઈને પીવું મના છે.

(૩) **'બિસ્મિલ્લાહ'** કહીને પીવું. પીધા પછી **'અલ્હમ્દુ લિલ્લાહ'** કહેવું.

(૪) ત્રણ શ્વાસમાં પીવું.

શ્વાસ લેતી વખતે પાણીનું પાત્ર મોઢાથી અલગ કરવું.

(૫) વાસણની તૂટેલી ધાર તરફથી ન પીવું.

(૬) મશકથી મોઢું લગાવીને ન પીવું અથવા કોઈ પણ એવું વાસણ હોય જેમાંથી એકદમ પાણી વધારે આવી જવાની સંભાવના હોય અથવા એ સંભાવના હોય કે તેમાં સાપ કે વીંછી આવી જાય.

(૭) માત્ર પાણી પીવા પછી આ દુઆ પઢવી પણ મસ્નૂન છે :

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ سَقَانَا عَذْبًا
فُرَاتًا بِرَحْمَتِهٖ مَاءً وَّلَمْ یَجْعَلْهُ
بِذُنُوْبِنَا مِلْحًا اُجَاجًا ط

**''અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી સકાના અઝ્બન્ ફૂરાતમ્ બિરહ્મતિહી માઅંવ્ વ લમ્ યજ્અલ્હૂ બિઝુનૂબિના મિલ્હન્ ઉજાજા.''**

(રૂહુલ મઆની, પારહ : ૨૭, પાનું : ૧૪૯)

(૮) પાણી પીધા પછી જો બીજાને આપવું હોય તો પ્રથમ જમણી બાજુવાળાને આપે અને પછી એ જ ક્રમ પ્રમાણે દૌર પૂરો કરે.

ચાહ અને શરબત પણ એ જ પ્રમાણે પેશ કરે.

(૯) દૂધ પીધા પછી આ દુઆ પઢે :

اَللّٰهُمَّ بَارِكْ لَنَا فِيْهِ وَزِدْنَا مِنْهُ۔

**''અલ્લાહુમ્મ બારિક લના ફીહી વ ઝિદ્ના મિન્હુ.''**

(૧૦) પિવડાવનારે છેવટે પીવું.

(૧૧) ઝમઝમનું પાણી ઊભા રહીને પીવું.

(૧૨) વુઝૂનું બચેલું પાણી ઊભા રહીને પીવું.

એમાં બીમારીઓના માટે શિફા છે.

અલ્લામહ શામી (રહ.)એ લખ્યું છે કે,

'મેં કેટલીયે વખત પોતાની બીમારીઓમાં એનો અનુભવ કર્યો છે અને શિફા મેળવી છે.'

## દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ
مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ
وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ
مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ
وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى
اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ
اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

લા ઈલા-હ ઈલ્લલ્લાહુ
મુહમ્મદુર્રસૂલુલ્લાહ
(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)

# પ્રકરણ-પ

## સલાતુત્તસ્બીહની નમાઝની ફઝીલત



ایاتھا ۷ ۱ سُورَةُ الْفَاتِحَةِ مَكِّيَّةٌ ۵ رکوعھا ۱

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ○

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ۙ ۝١ الرَّحْمٰنِ
الرَّحِيْمِ ۙ ۝٢ مٰلِكِ يَوْمِ الدِّيْنِ ۝٣ ؕ
اِيَّاكَ نَعْبُدُ وَ اِيَّاكَ نَسْتَعِيْنُ ۝٤ ؕ
اِهْدِنَا الصِّرَاطَ الْمُسْتَقِيْمَ ۙ ۝٥ صِرَاطَ
الَّذِيْنَ اَنْعَمْتَ عَلَيْهِمْ ۙ۬ غَيْرِ
الْمَغْضُوْبِ عَلَيْهِمْ وَلَا الضَّآلِّيْنَ ۝٧ ع



★ બિસ્મિહી તઆલા ★

# પ્રકરણ-૫

## સલાતુત્તસ્બીહની નમાઝની ફઝીલત

અહાદીસે શરીફહમાં સલાતુત્તસ્બીહની ઘણી જ ફઝીલત, બરકત અને તાસીર બયાન કરવામાં આવી છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક દિવસ પોતાના કાકા હઝરત અબ્બાસ ઈબ્ને મુત્તલિબ (રદિ.)ને ફરમાવ્યું :

હે અબ્બાસ ! હે મારા માનવંત કાકા ! શું હું આપની ખિદમતમાં એક મૂલ્યવાન ભેટ અને એક કિંમતી તોહફો પેશ કરું ? શું હું આપને એક ખાસ, લાભદાયી વાત બતાવું ? શું હું આપને દસ કામ અને આપની દસ ખિદમતો કરું ? (અર્થાત્ આપને એક એવો અમલ બતાવું, જેનાથી આપને દસ મહાન લાભો પ્રાપ્ત થાય, તે એવો અમલ છે કે) જયારે આપ તેને કરશો તો અલ્લાહ તઆલા આપના તમામ ગુનાહો માફ કરી દેશે : (૧) આગલા પણ, (૨) પાછલા પણ, (૩) જૂના પણ, (૪) નવા પણ, (૫) ભૂલચૂકથી થયેલા પણ, (૬) ઈરાદાપૂર્વક કરેલા પણ,

(૭) નાના પણ, (૮) મોટા પણ, (૯) છાની રીતે થયેલા પણ, (૧૦) છડેચોક–જાહેરમાં થયેલાં પણ, (તે અમલ સલાતુત્તસ્બીહ છે) અને તેની રીત આ છે કે,

* આપ (એક સલામથી) ચાર રકા'ત પઢો અને દરેક રકા'તમાં સૂરએ ફાતિહા અને બીજી કોઈ સૂરહ પઢો.
* પછી જયારે આપ પહેલી રકા'તમાં કિરા'તથી ફારિગ થઈ જાઓ તો કિયામની જ હાલતમાં (રુકૂઅ પહેલાં) પંદર વાર આ (શબ્દો) પઢો :

سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَلَآ اِلٰهَ
اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ ط

**સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વલા ઈલા–હ**
**ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર.**

* ત્યાર બાદ રુકૂઅ કરો અને રુકૂઅમાં પણ (રુકૂઅની તસ્બીહ પછી) આ જ કલિમાત દસ વાર પઢો.
* પછી રુકૂઅથી ઊઠીને કવમહમાં પણ (ઊભા ઊભા) આ જ કલિમાત દસ વાર પઢો.
* પછી સિજદહમાં ચાલ્યા જાઓ અને સિજદહમાં પણ (સિજદહની તસ્બીહ પછી) આ કલિમાત દસ વાર પઢો.
* પછી સિજદહથી ઊઠીને જલસામાં (અલ્લાહુ અકબર કહ્યા પછી બેઠા બેઠા) આ જ કલિમાત દસ વાર પઢો.
* પછી બીજા સિજદહમાં પણ આ જ કલિમાત દસ વાર પઢો.
* પછી (બીજા) સિજદહમાંથી ઊઠીને (બેસી જાઓ અને ઊભા થતાં પહેલાં, જલસામાં) પણ આ જ કલિમાત દસ

વાર પઢો.

* (એ પછી તકબીર કહ્યા વગર બીજી રકા'ત માટે જલસહમાંથી ઊભા થઈ જાઓ અને કિયામ કરો) આ તરતીબથી આ કલિમાત દરેક રકા'તમાં પંચોતેર (૭૫) વખત પઢો અને આ રીતે ચાર રકા'ત(માં ત્રણ સો વખત) પઢો.

[આ તરતીબ બતાવ્યા પછી આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવ્યું : હે મારા કાકાજાન ! જો આપથી બની શકે તો દરરોજ આ નમાઝ પઢયા કરજો. જો દરરોજ ન પઢી શકાય તો દરેક જુમ્અહના દિવસે (અર્થાત્ અઠવાડિયામાં એકવાર) પઢયા કરજો. જો આ પણ અશકય હોય તો મહિનામાં એકવાર પઢજો અને જો આ પણ અશક્ય હોય તો વર્ષમાં એકવાર પઢજો અને જો એ પણ શકય ન હોય તો કમસે કમ આખા જીવનમાં એક વાર તો અવશ્ય પઢજો જ પઢજો.]

(અબૂ દાવૂદ, ઈબ્ને માજહ, બયહકી, તિરમિઝી, મઆરિફુલ હદીસ)

## ● સલાતુત્તસ્બીહનો બીજો તરીકો :

આ નમાઝ પઢવાનો બીજો તરીકો આ છે કે પહેલી રકા'તમાં સના પછી અને સૂરએ ફાતિહા પહેલાં મજકૂર કલિમાતને પંદર વખત પઢે. પછી સૂરએ ફાતિહા અને બીજી સૂરહ પઢયા પછી દસ વખત પઢે. પછી રુકૂઅમાં આ જ તસ્બીહ દસ વખત, કવ્મહમાં દસ વખત, બંને સિજદાઓમાં અને બંને સિજદાઓ દરમિયાન દસ–દસ વખત પઢે. આ એક રકા'ત થઈ ગઈ. બીજી રકા'તમાં સૂરએ ફાતિહાથી પહેલાં પંદર વખત અને સૂરએ ફાતિહા તથા બીજી સૂરહ પછી દસ વખત પઢે. પછી પહેલી રકા'તની જેમ બીજા મકામાત (સ્થળો)માં દસ–દસ વખત પઢે. આ જ પ્રમાણે ત્રીજી અને ચોથી રકા'ત પણ પઢે.

આ બંને તરીકા તિરમિઝી શરીફ (૧/૬૩–૬૪)માં મવજૂદ

છે. જેનું જે રીતે મન ચાહે તે રીતે પઢે. ઉલમાએ કિરામે લખ્યું છે કે બંને તરીકાઓ પર અમલ કરી લેવો બેહતર છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મુબારક (રહ.) જે ઈમામ અબૂ હનીફા (રહ.)ના શાગિર્દ અને ઈમામ બુખારી (રહ.)ના ઉસ્તાઝોના ઉસ્તાઝ છે તેઓ આ નમાઝને આ બીજા નંબરે વર્ણવાયેલા તરીકા અનુસાર પઢયા કરતા હતા.

**હદીસનું વિવરણ :**

(૧) હદીસની કિતાબોમાં સહાબએ કિરામ (રદિ.)એ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સલાતુત્તસ્બીહની તાલીમ અને તલકીન રિવાયત કરેલી છે. ઈમામ તિરમિઝી (રહ.)એ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ખાદિમ અને આઝાદ કરેલા ગુલામ હઝરત રાફિઅ (રદિ.)ની રિવાયત પોતાની સનદથી નકલ કર્યા પછી લખ્યું છે કે એમના સિવાય હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર અને ફઝલ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ પણ એને રિવાયત કરી છે. હાફિઝ ઈબ્ને હજર (રહ.)એ પોતાની કિતાબ ''અલ ખિસાલુલ મુકફ્ફરહ''માં સલાતુત્તસ્બીહની રિવાયતો અને એમની સનદી હેસિયત પર વિસ્તારપૂર્વક ચર્ચા કરીને લખ્યું છે કે આ હદીસ કમસે કમ 'હસન'' (અર્થાત્ સિહ્હતની દષ્ટિએ બીજા નંબરની) જરૂર છે. અમુક તાબિઈન અને તબ્એ તાબિઈન હઝરાતથી (જેમાં અબ્દુલ્લાહ ઈબ્ને મુબારક જેવા જલીલુલ કદ્ર ઈમામ પણ સમાવિષ્ટ છે) સલાતુત્તસ્બીહનું પઢવું અને એની ફઝીલત બયાન કરીને એની પ્રેરણા આપવું પણ સાબિત છે અને આ વાતની સ્પષ્ટ દલીલ છે કે આ હઝરાતના નજીક પણ ''સલાતુત્તસ્બીહ''ની તલકીન અને તરગીબની હદીસ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાબિત હતી અને ત્યાર પછીના જમાનામાં તો આ સલાતુત્તસ્બીહ મોટા ભાગના નેક

બુઝુર્ગોનો મામૂલ રહ્યો છે. (મઆરિફુલ હદીસ : ૩/૩૭૧)

"થોડીવાર માટે માની લો કે જો તમે દુનિયાના સૌથી મોટા ગુનેહગાર હશો તો પણ આ નમાઝની બરકતથી અલ્લાહ તઆલા તમારી મગફિરત ફરમાવી દેશે."

(સુનને અબી દાવૂદ, મઆરિફુલ હદીસ : ૩/૩૭૨)

(૨) હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના પિતરાઈ ભાઈ હઝરત જઅફર (રદિ.)ને પણ સલાતુત્તસ્બીહની તલકીન ફરમાવી હતી. અલબત્ત, આ હદીસમાં મજકૂર ચાર કલિમાતની સાથે "લા હવ્લ વલા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહિલ અલિય્યિલ અઝીમ" પણ આવ્યું છે, (જેથી એને પણ મિલાવી લેવામાં આવે તો બેહતર છે.)

**નિય્યત :** હું અલ્લાહ તઆલાના વાસ્તે સલાતુત્તસ્બીહની ચાર રકા'ત નફલ નમાઝ પઢવાની નિય્યત કરું છું, રુખ મારું કિબ્લા તરફ, અલ્લાહુ અકબર.

**મસાઈલ :**

(૧) આ નમાઝ મકરૂહ અવકાત સિવાય દરેક વખતે પઢી શકાય છે.

(૨) બેહતર આ છે કે આ નમાઝને ઝવાલ પછી, ઝોહર પહેલાં પઢી લે, (જેમ કે, એક હદીસમાં ઝવાલ પછીના શબ્દો આવ્યા છે); પરંતુ ઝવાલ પછી પઢવાનો સમય ન મળે તો ગમે તે સમયે પઢી લે.

(૩) બીજી અને ચોથી રકા'તમાં અત્તહિય્યાતથી પહેલાં આ કલિમાતને દસ વાર પઢે.

(૪) આ નમાઝ માટે કોઈ સૂરહ નિયુક્ત નથી. ચાહે તે સૂરહ પઢી શકે છે. અમુક રિવાયતોમાં છે કે જે પણ સૂરતો પઢે, લગભગ

વીસ આયતો જેટલી હોય.

(૫) આ તસ્બીહાતની ગણતરી ઝબાનથી કદાપિ કરે નહિ, કારણ કે ઝબાન વડે ગણવાથી નમાઝ તૂટી જશે. તસ્બીહ હાથમાં પકડીને ગણતરી કરવી યા આંગળીઓ બંધ કરીને ગણતરી કરવી મકરૂહ છે, એ કારણે બેહતર આ છે કે આંગળીઓ જે જગ્યાએ મૂકેલી હોય, તેમને ત્યાં જ રહેવા દઈને પ્રત્યેક કલિમહ પર એમને દબાવી દબાવીને ગણતરી કરતો રહે.

(૬) જો કોઈ જગ્યાએ આ તસ્બીહાત પઢવાનું ભૂલી જાય તો આગલા બીજા રુકનમાં એમને પૂરી કરી લે. અલબત્ત, ભૂલી ગયેલી તસ્બીહાતની કઝા રુકૂઅથી ઊભા થઈને અને બંને સિજદાઓ દરમિયાન ન કરે. એ જ પ્રમાણે પહેલી અને ત્રીજી રકા'ત પછી જ્યારે બેસે તો એમાં પણ ભુલાયેલી તસ્બીહાતની કઝા ન કરે, બલકે એમની તસ્બીહાતને (દસ-દસ વખત) પઢી લે અને એમના પછી જે રુકન હોય, તેમાં ભૂલી ગયેલી તસ્બીહાતને અદા કરી લે.

(૭) જો કોઈ કારણે સિજદએ સહ્વ પેશ આવી જાય તો એમાં આ તસ્બીહાત નં પઢે, અલબત્ત, કોઈ જગ્યાએ ભૂલથી તસ્બીહાત પઢવાનું છોડી દેવાયું હોય, જેના કારણે પંચોતેરની સંખ્યામાં ઘટાડો થઈ રહ્યો હોય અને હજુ સુધી કઝા ન કરી હોય તો એને સિજદએ સહ્વમાં પૂરી કરી લે.

●●●



بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

લા ઈલા-હ ઈલ્લલ્લાહુ
મુહમ્મદુર્રસૂલુલ્લાહ
(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)

# પ્રકરણ-૬

## ઈમાન અને ઈસ્લામ વિશે ઘણી જ જરૂરી માહિતી

# દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ
مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰى اِبْرَاهِيْمَ
وَعَلٰى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ
مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ
وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى
اِبْرَاهِيْمَ وَعَلٰى اٰلِ اِبْرَاهِيْمَ
اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط



★ બિસ્મિહી તઆલા ★

# પ્રકરણ-૬

## ઈમાન અને ઈસ્લામ વિશે ઘણી જ જરૂરી માહિતી

### (૧) ઈમાન અને ઈસ્લામ

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ ط

**લા ઈલા-હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ.**

**અર્થ :** અલ્લાહ તઆલા સિવાય કોઈ મા'બૂદ નથી, મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહના રસૂલ છે.

દરેક આકિલ (બુદ્ધિવાન) અને બાલિગ (પુખ્તવય)ના ઝિમ્મે અલ્લાહની ખૂશ્નૂદી માટે, કોઈ પણ જાતના સ્વાર્થ વિના, દિલની સચ્ચાઈ સાથે અલ્લાહની મા'બૂદિયત પર અને મુહમ્મદ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પયગમ્બરી પર ઈમાન લાવવું વાજિબ છે. અર્થાત્ દિલમાં એવું સમજવું કે હું ખુદા સિવાય કોઈની ઈબાદત કદાપિ કરીશ નહિ અને મુહમ્મદ

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની રિસાલતના હુકમો સિવાય અન્ય કોઈના હુકમો પર કદી અમલ કરીશ નહિ. જયારે માણસ સાચા દિલથી આવું સમજયો અને જીભથી "લા ઈલા–હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ"નો ઈકરાર પણ કર્યો તો એને "મુઅ્મિન" કહે છે.

હવે મુઅ્મિનને જોઈએ કે, દિલમાં પોતાને જેવો સમજયો છે, એ જ પ્રમાણે પોતાના દિલ, ઝબાન અને અવયવોથી રિસાલતના હુકમો પર અમલ કરવા મંડે અને શિર્ક–બિદઅત તથા ગુનાહના કાર્યોથી ઘણો જ બચતો રહે અને ખુદાની ઈબાદતના કાર્યોને એની મખ્લૂક માટે કદાપિ બજાવી લાવે નહિ. હઝરત મુહમ્મદ રસૂલુલ્લાહ (સલ.)ની રિસાલતના હુકમોને તથા આપની રસમો અને આદતોને પોતાની ખૂશી–ગમીનાં કાર્યોમાં છોડી દઈ અન્યોની ચાલ–ચલગત અને રસમો–આદતોને અપનાવે નહિ. આપ (સલ.)નો ઈરશાદ કોઈ દીનદારથી સાંભળે તો તરત દિલની ખૂશી સાથે એને માની લે અને એના પર અમલ કરવા મંડે. આપ (સલ.)ના હુકમો પર અમલ કરવાને શરમ સમજે નહિ; બલકે એને દુનિયા–આખિરતની કામિયાબી, ઈઝ્ઝત અને ગર્વના કારણરૂપ સમજે, એને જ "મુસલમાની" કહે છે. અલ્લાહ તઆલા સર્વે ઈમાનીઓને નેક કામો કરવાની તવફીક આપે અને ઈમાનથી દૂર કરનાર કામોથી બચાવે, આમીન !

આકિલ અને બાલિગ મુઅ્મિનના ઝિમ્મે રાત–દિવસમાં પાંચ (પ) ટાઈમની નમાઝો ફર્ઝ છે. દરેક વખતની નમાઝને એના ટાઈમમાં જ અદા કરવી. આળસ અને સુસ્તીના કારણે છોડવી નહિ, કારણ કે નમાઝ મૌત સિવાય કોઈ પણ સંજોગોમાં માફ નથી.

દરેક વર્ષે રમઝાન શરીફના એક માસના રોઝા રાખવા ફર્ઝ છે.

જો કોઈ મુસલમાન માલદાર હોય તો તેણે દરેક વર્ષે એકવાર પોતાની આખી મિલકતની ઝકાત કાઢવી અને જીવનભર એકવાર કા'બા શરીફની હજ કરવી ફર્ઝ છે. માલદારે દર વર્ષે ઈદુલ ફિત્રના દિવસે નમાઝ પહેલાં સદકએ ફિત્ર અદા કરવો અને ઈદુલ અદહાના દિવસે નમાઝ પછી કુર્બાની કરવી વાજિબ છે.

જો કોઈ મુસલમાન એક સમયની નમાઝ ઈરાદાપૂર્વક છોડી દેશે તો એના બદલે ઍંસી (૮૦) હુકૂબા જહન્નમની આગમાં સળગતો રહેશે. એક હુકૂબા ઍંસી (૮૦) હજાર વરસની મુદતને કહે છે. જો કોઈ માણસ માલની ઝકાત અદા કરશે નહિ તો એ માલને દોઝખમાં તપાવીને એના દ્વારા એને ડામ દેવામાં આવશે અને ઝવેરાત અજગર બનીને એને કરડતો–દંશતો રહેશે. જો કોઈ માણસ અલ્લાહની ઝાત અને સિફાતમાં એની કોઈ મખ્લૂકને શરીક કરશે તો એ સદા–સર્વદા જહન્નમમાં રહેશે. એનો કદી છૂટકારો થશે નહિ. નઉઝુ બિલ્લાહિ મિન્હા.

## (૨) ઈમાનિયાત વિશે જરૂરી માહિતી

### (૧) ઈમાને મુજમલ :

اٰمَنْتُ بِاللّٰهِ كَمَا هُوَ بِاَسْمَائِهٖ وَصِفَاتِهٖ وَقَبِلْتُ جَمِيْعَ اَحْكَامِهٖ

**આમન્તુ બિલ્લાહિ કમા હુ–વ બિઅસ્માઈહી વ સિફાતિહી વ કબિલ્તુ જમી–અ અહ્કામિહી.**

**અર્થ :** ઈમાન લાવ્યો હું અલ્લાહ પર, જેવો કે એ પોતાનાં નામો અને સિફતો–વિશેષણો સાથે છે અને મેં એના તમામ હુકમો કબૂલ કર્યા.

## (૨) ઈમાને મુફસ્સલ :

اٰمَنْتُ بِاللّٰهِ وَمَلٰئِكَتِهٖ وَكُتُبِهٖ وَرُسُلِهٖ وَالْيَوْمِ الْاٰخِرِ، وَالْقَدْرِ خَيْرِهٖ وَشَرِّهٖ مِنَ اللّٰهِ تَعَالٰى، وَالْبَعْثِ بَعْدَ الْمَوْتِ ط

**આમન્તુ બિલ્લાહિ વ મલાઈ–કતિહી વ કુતુબિહી વ રુસુલિહી વલ્ યવ્મિલ્ આખિરિ વલ્ કદ્રિ ખય્રિહી વ શર્રિહી મિનલ્લાહિ તઆલા વલ્બઅ્ષિ બઅ્દલ્ મવ્તિ.**

(૧) હું અલ્લાહ તઆલા પર ઈમાન લાવ્યો,

(૨) હું અલ્લાહ તઆલાના ફરિશ્તાઓ પર ઈમાન લાવ્યો,

(૩) હું અલ્લાહ તઆલાની કિતાબો પર ઈમાન લાવ્યો,

(૪) હું અલ્લાહ તઆલાના પયગમ્બરો પર ઈમાન લાવ્યો,

(૫) અને કિયામતના દિવસ પર ઈમાન લાવું છું,

(૬) અને સારું તથા બૂરું જે કાંઈ બને છે તે બધું અલ્લાહ તઆલા તરફથી જ બને છે, એ વાત પર હું ઈમાન લાવું છું,

(૭) મૃત્યુ પછી કિયામતના દિવસે ફરી સજીવન થઈને હિસાબ–કિતાબ આપવા પર અને તેનો બદલો આપવા માટે ફરી સજીવન થવા પર હું ઈમાન લાવું છું.

મજકૂર સંપૂર્ણ સાતેય ઈમાનિય્યાત પર ઈમાન ધરાવવું જરૂરી છે. આ સાત ઈમાની બાબતો પૈકી જો કોઈ એક બાબતનો પણ ઈનકાર કરશે તો તે વ્યક્તિ મુઅમિન લેખાશે નહિ, બલકે કાફિર જ લેખાશે. (''દારુલ ઉલૂમ'' માસિક, જુલાઈ–૨૦૦૧)

## (૩) ઈમાનનામું

### ● ઈમાનના ફર્ઝ :

ઈમાનના બે ફર્ઝ છે : (૧) કલિમ–એ–તચ્યિબહ ઝબાનથી પઢવો, (૨) એના અર્થને દિલથી સાચો જાણવો.

### ● કલિમહના ફર્ઝ :

કલિમહના ત્રણ ફર્ઝ છે : (૧) ઉંમરમાં એકવાર પઢવો, (૨) સહીહ પઢવો, (૩) કોઈ પઢવાનું કહે તો જલદી પઢવો.

### ● ઈમાનની સિફતો :

ઈમાનની સાત સિફતો છે : (૧) અલ્લાહ પર ઈમાન લાવવું, (૨) ફરિશ્તાઓ પર ઈમાન લાવવું, (૩) આસમાની કિતાબો પર ઈમાન લાવવું, (૪) પયગમ્બરો પર ઈમાન લાવવું, (૫) કિયામત પર ઈમાન લાવવું, (૬) તકદીર પર ઈમાન લાવવું, (૭) મૃત્યુ બાદ સજીવન થવા પર ઈમાન લાવવું.

### ● ઈમાનની શરતો :

ઈમાનની સાત શરતો છે : (૧) ઈખ્તિયારે–સ્વેચ્છાએ ઈમાન લાવવું, (૨) ગૈબ પર ઈમાન લાવવું, (૩) ગૈબની ખબર અલ્લાહ જ જાણે છે, એમ કહીને ઈમાન લાવવું, (૪) હલાલને હલાલ જાણવું, (૫) હરામને હરામ જાણવું, (૬) અલ્લાહના ક્રોધ–કોપથી ડરતા રહેવું, (૭) અલ્લાહની રહમતના ઉમ્મીદવાર રહેવું.

### ● ઈમાનની સલામતીની શરતો :

ઈમાન સલામત રહેવાની શરતો ચાર છે : (૧) ઈમાન પામવાથી ખુશ રહેવું, (૨) ઈમાન છીનવાઈ જવાથી ડરતા રહેવું,

(૩) ઈમાનથી મહરૂમ કરનાર ચીજોથી દૂર રહેવું, (૪) મુસલમાનો પર મહેરબાન રહેવું.

**● ઈમાનના અહકામ :**

ઈમાનના અહકામ સાત છે : (૧) જાનથી, (૨) માલથી, (૩) તકલીફથી, (૪) બદગુમાનીથી, (૫) ધોકાથી, (૬) હંમેશા દોઝખી બનવાથી અમન દેવી, (૭) જન્નતે લઈ જવું.

**● ઈમાનના વાજિબ :**

ઈમાનના બાર વાજિબો છે : (૧) બિદઅતથી બચવું, (૨) નેક લોકોની સોહબતમાં રહેવું, (૩) ખરાબ લોકોથી દૂર રહેવું, (૪) સ્વજનોને દીનની તા'લીમ આપવી, (૫) રિશ્તેદારોથી મેળમિલાપ રાખવો, (૬) બે ઝઘડતા મુસલમાનોમાં સુલેહ કરાવવી, (૭) યતીમોથી મુહબ્બત કરવી, (૮) ગરીબો પર રહમ કરવી, (૯) તરસ્યાંને પાણી પિવડાવવું, (૧૦) રસ્તેથી કાંટા, પથ્થર, ગંદકી દૂર કરવી, (૧૧) બીમારની ખબર–અંતર પૂછવી, (૧૨) મય્યિતને નવડાવવી.

**● ઈસ્લામના ફર્ઝ :**

અલ્લાહ તઆલા અને રસૂલ (સલ.)ની પેરવીને ઈસ્લામ કહે છે.

ઈસ્લામના પાંચ ફર્ઝ છે : (૧) કલિમએ શહાદત, (૨) નમાઝ, (૩) રોઝા, (૪) ઝકાત, (૫) હજ્જ.

**● ઈસ્લામના વાજિબ :**

ઈસ્લામના સાત વાજિબો છે : (૧) વિત્ર, (૨) ફિત્ર, (૩) કુર્બાની, (૪) ઉમરહ, (૫) માં–બાપની પેરવી, (૬) અવરતે શવહરની તાબેદારી કરવી, (૭) મહરમનું ભરણપોષણ.

## ● ઈસ્લામની સુન્નતો :

(૧) ખત્ના કરાવવી, (૨) માથાના વાળ, (૩) નાકના વાળ, (૪) મૂંછના વાળ, (૫) બગલના વાળ અને (૬) દૂંટી નીચેના વાળ કઢાવવા, (૭) નખ કાપવા, (૮) દાઢી રાખવી.

(ઝરૂરતુલ મુસ્લિમીન : દારુલ ઉલૂમ કંથારીઆ, પ્રકાશન નં. ૭૧)

## ● અનિવાર્ય અકાઈદ :

જગતભરના માનવીઓ જો એવી ઉમંગ ધરાવતા હોય કે, તેઓ આખિરતના સદા બાકી રહેનાર જીવનમાં પુષ્કળ રાહતો–આરામ મેળવે અને તેમણે કોઈપણ પ્રકારની તકલીફ તથા યાતનાઓનો સામનો કરવો ન પડે, તો તેમણે પોતાના જીવનમાં નીચે દર્શાવેલી માન્યતાઓ ધરાવવી પડશે અને જીવનભર આ માન્યતાઓ પર કાયમ રહેવું પડશે. મહા વિદ્વાન વ્યક્તિ તથા સદંતર અભણ વ્યક્તિ–સારાંશ કે દરેક વ્યક્તિએ આ માન્યતાઓ ગ્રહણ કરવી પડશે અને તેના પર સદા કાયમ રહેવું પડશે. જો તેઓ આ માન્યતાઓ અપનાવશે તો જ આખિરતમાં સુખ–શાંતિ પ્રાપ્ત થશે અને દોઝખના ભયંકર અઝાબોથી નજાત મળી શકશે.

૧. હું અલ્લાહ તઆલા પર ઈમાન ધરાવું છું....

૨. અને અલ્લાહ તઆલાના ફરિશ્તાઓ પર ઈમાન ધરાવું છું....

૩. અને અલ્લાહ તઆલાની કિતાબો પર ઈમાન ધરાવું છું....

૪. અને અલ્લાહ તઆલાના પયગમ્બરો પર ઈમાન ધરાવું છું....

૫. અને કિયામતના દિવસ પર ઈમાન ધરાવું છું....

૬. અને મારું સારું કે બૂરું જે કાંઈ થાય છે, તે સઘળું અલ્લાહ તઆલા તરફથી જ થાય છે, એ બાબત પર ઈમાન ધરાવું છું....

૭. અને મરવા પછી ફરીવાર સજીવન થવા પર અને મરવા પછી ફરી ઊઠવા પર (પુનરુત્થાન પર) ઈમાન ધરાવું છું....

**ઈમાન :** હું સાક્ષી આપું છું કે, અલ્લાહ તઆલા સિવાય બીજું કોઈ પણ ઈબાદત કરવાને પાત્ર નથી અને હું સાક્ષી આપું છું કે, હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્લાહ તઆલાના રસૂલ છે. મારા દિલથી હું (આ વાતની) તસ્દીક કરું છું અને મારી જીભથી ઈકરાર કરું છું.

અલ્લાહ તઆલાએ જે ફર્ઝો મુકર્રર કર્યા છે તે ફર્ઝો અદા કરવા અને અલ્લાહ તઆલાએ જે બાબતોની મનાઈ ફરમાવી છે, તે બાબતોને ત્યજી દેવી, તે બાબતોથી રોકાઈ જવું તમામ મુસલમાનો માટે જરૂરી છે. જેમ કે, જુગાર, શરાબ, બદકારી, અન્યાય, ઝુલ્મ, લડાઈ–ઝઘડો, ચોરી, લૂંટફાટ, હરામની કમાણી, ગીબત, જૂઠ જેવાં દુર્ગુણો અને દૂષણોને સદંતર તિલાંજલિ આપી દેવી જોઈએ અને સત્ય, ન્યાય, અમાનતદારી, પરસ્પર મેળમેળાપ, સદ્ભાવ, સદ્વર્તન જેવા સદ્ગુણોને પોતાના જીવનમાં ઉતારવા જોઈએ...

جَزَى اللّٰهُ عَنَّا سَيِّدَنَا
مُحَمَّدًا بِمَا هُوَ اَهْلُهٗ ط

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ط

લા ઈલા-હ ઈલ્લલ્લાહુ
મુહમ્મદુર્રસૂલુલ્લાહ
(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)

# પ્રકરણ-૭

## રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક હદીસો

﷽

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ وَجَعَلَ الظُّلُمٰتِ وَالنُّوْرَ ۬ ثُمَّ الَّذِیْنَ كَفَرُوْا بِرَبِّهِمْ یَعْدِلُوْنَ ① هُوَ الَّذِیْ خَلَقَكُمْ مِّنْ طِیْنٍ ثُمَّ قَضٰۤى اَجَلًا ؕ وَ اَجَلٌ مُّسَمًّى عِنْدَهٗ ثُمَّ اَنْتُمْ تَمْتَرُوْنَ ② وَهُوَ اللّٰهُ فِی السَّمٰوٰتِ وَفِی الْاَرْضِ ؕ یَعْلَمُ سِرَّكُمْ وَجَهْرَكُمْ وَیَعْلَمُ مَا تَكْسِبُوْنَ ③

(الانعام ٦:٣، پارہ ٧)



وَمَا یَنْطِقُ عَنِ الْهَوٰى ③

اِنْ هُوَ اِلَّا وَحْیٌ یُّوْحٰى ④

(النجم ٥٣:٣-٤)

[અને હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાની મનેચ્છાથી કાંઈ કહેતા નથી. આ તો એક વહી છે, જે આપની ઉપર ઉતારવામાં આવે છે. (અલ્ કુર્આન)]



★ બિસ્મિહી તઆલા ★

# પ્રકરણ-૭

## રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુબારક હદીસો

### (૧) જહન્નમથી બચી જન્નતમાં દાખલ થશે

હઝરત ઉબાદહ ઈબ્ને સામિત (રદિ.) બયાન કરે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, "જે માણસ ખરા દિલથી આ બાબતની સાક્ષી આપે છે કે અલ્લાહ તઆલા સિવાય કોઈ ઈબાદતને લાયક નથી અને હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહના રસૂલ છે, તો એવા માણસ ઉપર આગનો અઝાબ હરામ કરવામાં આવ્યો છે."

(મુસ્લિમ શરીફ)

મતલબ એ છે કે તૌહીદ (અલ્લાહની એકતા) અને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની રિસાલતનો માનનાર કોઈ પણ રીતે જન્નતમાં દાખલ થશે, (ઈન્શા અલ્લાહ).



## (૨) જન્નતમાં દાખલ થશે

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, "જે માણસ ખુદાવંદી હુકમોની એક વાત અથવા બે વાતો અથવા ત્રણ વાતો અથવા ચાર વાતો અથવા પાંચ વાતો શીખે છે અને તે લોકોને પણ શિખવાડે છે તો અલ્લાહ તઆલા તે માણસને જન્નતમાં દાખલ કરશે." (અબૂ નઈમ)

## (૩) સિત્તેર (૭૦) સિદ્દીકોનો સવાબ મળશે

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, "જે માણસે ઈલ્મનું એક પ્રકરણ (બાબ) એ માટે શીખ્યું કે લોકોને એની તા'લીમ આપે તો અલ્લાહ તઆલા તેને સિત્તેર (૭૦) સિદ્દીકોનો સવાબ આપશે."

(અબૂ મન્સૂર)

## (૪) સાઠ (૬૦) વરસની ઈબાદતથી અફઝલ

તબરાનીએ રિવાયત કરી છે કે આપ (સલ.)એ ફરમાવ્યું કે ફિકહની મજલિસમાં શરીક થવું સાઠ (૬૦) વરસની ઈબાદતથી અફઝલ છે. (તબરાની)

## (૫) દસ હજાર (૧૦,૦૦૦) વરસોની ઈબાદતથી અફઝલ

ફતાવા સિરાજિય્યહમાં હદીસ બયાન કરી છે કે દીનની વાતો શીખવામાં એક (૧) દિવસ ગુઝારવો અલ્લાહની નઝદીક દસ હજાર (૧૦,૦૦૦) વરસોની ઈબાદતથી અફઝલ છે.

(ફતાવા સિરાજિય્યહ, પેજ–૧૫૮)

## (૬) જન્નતમાં જશે

અમીરુલ મુઅમિનીન હઝરત ઉમર (રદિ.) બયાન કરે છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જે માણસ મુઅઝ્ઝિનના અવાજમાં તે જ શબ્દો ફરી બોલે એટલે કે અઝાનના શબ્દો; પરંતુ ''હય્ય અલસ્સલાહ'' અને ''હય્ય અલલ્ ફલાહ''ના જવાબમાં ''લા હવ્લ વલા કુવ્વ–ત ઈલ્લા બિલ્લાહ'' કહે છે તો તે માણસ જન્નતમાં જશે.''

(મુસ્લિમ શરીફ)

## (૭) જન્નત વાજિબ થશે

હઝરત ઉકબહ ઈબ્ને આમિર (રદિ.) બયાન કરે છે કે જનાબ હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું ફરમાન છે કે, ''વુઝૂ કર્યા પછી બે રકા'તો તહિય્યતુલ વુઝૂ પઢવાથી જન્નત વાજિબ થઈ જાય છે.'' (મુસ્લિમ શરીફ)

## (૮) જન્નતમાં એક મહેલ મળશે

**હદીસ :** હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ

ફરમાવ્યો :

જે માણસે નમાઝની સફની ખાલી જગ્યા પૂર કરી તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતમાં આ કારણે એક દરજો ઊંચો કરશે અને એના માટે જન્નતમાં એક મહેલ બનાવશે.

## (૯) સિત્તેર હજાર (૭૦,૦૦૦) માણસોને જન્નતમાં લઈ જશે

સવારની ફર્ઝ નમાઝ પઢયા પછી ત્યાં બેસી રહે અને સૂરજ નીકળ્યા બાદ ૧૫ મિનિટ પછી ઈશ્રાક પઢે તો તે માણસ સિત્તેર હજાર (૭૦,૦૦૦) માણસોને બખ્શાવી જન્નતમાં લઈ જશે. (હદીસ)

[સઆદતે દારૈન, મૌ. અશરફ અહમદ રાંદેરી (રહ.)ની કિતાબ]

## (૧૦) જન્નતમાં મોટો મરતબો મળશે

અમીરુલ મુઅ્મિનીન હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું,

તહજ્જુદની નમાઝ પઢનાર બંદાઓને જન્નતનાં પોશાક અને પાંખવાળા ઘોડાઓ આપવામાં આવશે, એ ઘોડાની લગામો મોતી અને માણેકની હશે. એ ઘોડાઓ મળ–મૂત્રથી પાક હશે. તહજ્જુદ પઢનારાઓ એ ઘોડાઓ પર સવાર થઈ જ્યાં ચાહશે ત્યાં ઊડતા અને સહેલ કરતા હશે. એ લોકોને એ હાલતમાં જોઈ બીજા લોકો પૂછશે કે હે રબ ! તારા એ કોણ બંદા છે ? એ લોકો એ મરતબે કેવી રીતે પહોંચ્યા ?

તો તેમને જવાબ મળશે કે એ લોકોને એ મરતબો રાતની ઈબાદતના બદલામાં મળ્યો છે, જ્યારે તમે રાત્રે સૂતા રહેતા હતા

ત્યારે એ તહજ્જુદની નમાઝ પઢયા કરતા હતા. (ઈબ્ને અબી દુન્યા)

## (૧૧) દોઝખથી લગભગ પાંત્રીસ સો (૩,૫૦૦) વર્ષ દૂર રાખનાર આ'માલ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

"જે માણસે પોતાના (મુસલમાન) ભાઈને એટલું ખાણું ખવડાવ્યું કે તેને તૃપ્ત કરી દીધો–ધરવી દીધો (એટલે કે તેને ભરપેટ ખવડાવી દીધું) અને તેને એટલું પાણી પિવડાવ્યું કે તેની તરસ છિપાવી દીધી તો અલ્લાહ તઆલા તેને દોઝખથી સાત ખંદકો (જેટલે) દૂર કરી આપશે. એ (ખંદકો પૈકી) પ્રત્યેક બે ખંદકોની વચ્ચે પાંચ સો (૫૦૦) વર્ષ જેટલું અંતર હશે."

(તબરાની, અબુશ્શૈખ, હાકિમ વ કા–લ સહીહુલ અસ્નાદ, સંદર્ભ : રહમતકે ખઝાને : ૨૪૬)

## (૧૨) જહન્નમથી લગભગ ચાર હજાર નવ સો (૪,૯૦૦) વરસો દૂર રાખનાર આ'માલ

**તરસ્યાને પાણી પિવડાવવાની તથા ભૂખ્યાને ખાવાનું ખવડાવવાની મહાન ફઝીલત :**

બીજી એક રિવાયતમાં છે કે જે માણસ પોતાના મુસલમાન ભાઈને રોટી ખવડાવે કે તેનું પેટ ભરાઈ જાય અને પાણી પિવડાવે કે તેની પ્યાસ (તરસ) બુઝાઈ જાય, તો અલ્લાહ તઆલા તે ખવડાવનારને જહન્નમ (દોઝખ)થી સાત ખાઈઓ જેટલો દૂર કરી

દે છે. દરેક ખાઈનું અંતર એટલું કે તેનું અંતર કાપતાં સાત સો (૭૦૦) વરસ લાગે.

(કન્ઝુલ ઉમ્માલ, ફઝાઈલે સદકાત : ભાગ–૧, પેજ–૭૫)

## (૧૩) પંચોતેર હજાર (૭૫,૦૦૦) ફરિશ્તાઓની દુઆએ રહમત

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) અને હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જો કોઈ માણસ પોતાના ભાઈની જરૂરતમાં (એટલા માટે) ચાલે કે એનું કામ બની જાય, તો અલ્લાહ તઆલા એના માટે પંચોતેર હજાર (૭૫,૦૦૦) ફરિશ્તાઓ નિયુક્ત ફરમાવી દે છે, જે તેના માટે રહમતની દુઆ કરતા રહે છે. જો સવારે ચાલે છે તો સાંજ સુધી અને સાંજે ચાલે છે તો સવાર સુધી (તેના હકમાં રહમતની દુઆ કરતા રહે છે). ઉપરાંત, તેના દરેક કદમ પર એક ગુનાહ માફ કરી દેવામાં આવે છે અને એક દરજ્જો બુલંદ કરવામાં આવે છે.

(ઈબ્ને હિબ્બાન, તરગીબ : ૩/૩૯૨, સંદર્ભ : દેહાત વ કસબાતમેં પેશ આનેવાલે મસાઈલ વ અહકામ : ૬૧)

## (૧૪) જહન્નમથી સિત્તેર હજાર (૭૦,૦૦૦) વરસો દૂર....

**● બીમારને જોવા જવાનો મહાન સવાબ ! :**

હઝરત અનસ (રદિ.) રિવાયત કરે છે કે, જનાબ રહમતે આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : "જ્યારે કોઈ માણસ વુઝૂ કરી પોતાના મુસ્લિમભાઈની બીમાર પુર્સીએ જાય છે અને સવાબની આશા સાથે જાય છે, તો એ માણસ

જહન્નમથી સિત્તેર હજાર (૭૦,૦૦૦) વર્ષની મુસાફરીની લંબાઈ જેટલો દૂર થઈ જાય છે, એટલે કે એને દોઝખમાં દાખલ કરવામાં નહિ આવે. (સુનને અબૂ દાવૂદ)

## (૧૫) સિત્તેર હજાર (૭૦,૦૦૦) ફરિશ્તાઓ ઈસ્તિગફાર (મગફિરતની દુઆ) કરે છે

અમીરુલ મુઅ્મિનીન હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર પુરનૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું,

"કોઈ મુસલમાન સવારે માંદા માણસની ખબર-અંતર પૂછવા જાય છે તો સિત્તેર હજાર ફરિશ્તાઓ સાંજ સુધી એના માટે મગફિરતની દુઆ કરે છે. એ રીતે કોઈ સાંજે બીમારપુર્સી કરે છે તો સવાર સુધી સિત્તેર હજાર ફરિશ્તાઓ તેના માટે ઈસ્તિગફાર કરે છે ને તેને જન્નતનાં ફળો પ્રાપ્ત થઈ જાય છે."

(અહમદ-બઝ્ઝાર)

## (૧૬) બે ફરિશ્તાઓ કિયામત સુધી કબરમાં જોતા રહેશે

હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, મૂસા (અલૈ.)એ અલ્લાહ તઆલાથી સવાલ કર્યો કે હે અલ્લાહ ! જે કોઈ માણસ બીમારને જોવા-મળવા જાય એને શું સવાબ મળશે ? હુકમ થયો, હે મૂસા ! હું તે માણસ માટે બે ફરિશ્તાઓ નક્કી કરીશ, જે કિયામત સુધી કબરમાં એને જોતા રહેશે-કબરમાં એની સંભાળ રાખશે.

હઝરત હસન (રદિ.)એ પણ આ જ પ્રમાણે રિવાયત કરેલ છે. (નૂરુસ્સુદૂર ફી શર્હિલ્ કુબૂર) (ઈમામ જલાલુદ્દીન સુયૂતી રહ.ની કિતાબ)

## (૧૭) જન્નતમાં એક ઘર મળશે

### ● કબર ખોદવાનો સવાબ :

**હદીસ :** હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

જે માણસે એક કબર ખોદી તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતમાં એક ઘર બનાવે છે.

(અત્તરગીબ વત્તરહીબ : ૪/૩૩૮, કન્ઝુલ ઉમ્માલ : ૮/૨૧૯)

## (૧૮) જન્નતમાં અતલસ અને રેશમનો પોશાક મળશે

હઝરત અબૂ રાફિઅ (રદિ.) બયાન કરે છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, "જેણે કોઈ મય્યિતને કફન પહેરાવ્યું તો અલ્લાહ તઆલા તેને જન્નતનાં અતલસ અને બારીક રેશમનો પોશાક પહેરાવશે." (હાકિમ)

## (૧૯) ચાળીસ (૪૦) મોટા મોટા ગુનાહો માફ કરી દેશે

### ● મુસલમાનના જનાઝા પાછળ જવાની ફઝીલત :

હઝરત અબૂ રાફિઅ (રદિ.) બયાન કરે છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, "જેણે કોઈ મય્યિતને ગુસલ આપ્યું અને તેની ઐબને છુપાવી, તો અલ્લાહ

તઆલા એવા બંદાના ચાળીસ (૪૦) મોટા ગુનાહ બખ્શી દે છે. જેણે કોઈ મય્યિતને કબ્રમાં ઉતારી તો જાણે તેણે કોઈને કિયામત સુધી રહેવા એક મકાન આપ્યું.'' (તબરાની)

## (૨૦) લાલ યાકૂતનો મહેલ મળશે

**હદીસ :** હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે, જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

જે માણસ રમઝાનુલ મુબારકમાં રોઝા રાખે છે તો અલ્લાહ તઆલા તેના માટે દરેક સિજદહના બદલામાં ૧,૫૦૦ નેકીઓ લખી આપે છે અને એના માટે જન્નતમાં લાલ યાકૂતનો એક મહેલ બનાવી આપે છે. (રહમતકે ખઝાને ઉર્દૂ, પેજ–૨૮૨)

## (૨૧) લાલ યાકૂત અથવા લીલા ઝબર્જદનો એક મહેલ મળશે

**હદીસ :** હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે કે, જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

જે માણસે રમઝાનના કોઈ દિવસનો રોઝો ખામોશી અને ગંભીરતાથી રાખ્યો તો અલ્લાહ તઆલા એના માટે લાલ યાકૂતથી અથવા લીલા (કલરના) ઝબર્જદથી જન્નતમાં એક મહેલ બનાવશે. (મજ્મઉઝ્ ઝવાઈદ : ૩/૧૪૩)

## (૨૨) જહન્નમથી સિત્તેર (૭૦) વરસ દૂર કરી દેશે

હઝરત અબૂ સઈદ (રદિ.)થી રિવાયત છે કે જનાબ

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, "જે માણસ અલ્લાહ માટે એક દિવસનો રોઝો રાખે છે તે માણસને અલ્લાહ તઆલા જહન્નમથી સિત્તેર (૭૦) વરસનાં રસ્તા જેટલો દૂર કરી દે છે." (બુખારી–મુસ્લિમ)

## (૨૩) રોઝાદાર અને જહન્નમ વચ્ચે એક ખાઈ કાયમ કરવામાં આવશે

હઝરત અબુ દરદાઅ્ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, "જે માણસ અલ્લાહ માટે એક દિવસનો રોઝો રાખે છે તો એ રોઝાદાર અને જહન્નમ (દોઝખ)ની વચ્ચે એક ખાઈ કાયમ કરવામાં આવશે કે જેનું અંતર આસમાન અને જમીન વચ્ચેનાં અંતરની બરાબર હશે." (તબરાની)

## (૨૪) નફલ રોઝો રાખવાનો મોટો અજર–સવાબ

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, "જે માણસે અલ્લાહ માટે જ એક નફલી રોઝો રાખ્યો તો તેને એટલો બદલો મળે છે કે જો તેને જમીન ભરીને સોનું આપી દેવામાં આવે તો પણ કિયામતમાં એના સવાબનો મુકાબલો થઈ શકતો નથી." (તબરાની)

## (૨૫) જહન્નમથી સો (૧૦૦) વરસની મુસાફરી જેટલો દૂર કરી દેશે

હઝરત મુઆઝ બિન અનસ (રદિ.) બયાન કરે છે કે જનાબ

રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ‘‘રમઝાનમાં રોઝા ઉપરાંત એક રોઝો રાખનારને તેજ ચાલના ઘોડાની એક સો (૧૦૦) વરસની મુસાફરીનાં પ્રમાણ જેટલો જહન્નમથી દૂર કરી દેવામાં આવે છે.’’ (અબૂ યઅ્લા)

**ખુલાસો** :– મારા ભાઈઓ ! જ્યારે નફલ રોઝાનો આટલો મોટો અજર અલ્લાહ તઆલા આપશે તો જે માણસ રમઝાનુલ મુબારકના ફર્ઝ રોઝા રાખશે તેને તો અલ્લાહ પાક શું શું આપશે તે કોઈના ગુમાનમાં પણ નથી.

## (૨૬) જહન્નમથી એક લાખ (૧,૦૦,૦૦૦) વરસ જેટલો દૂર કરી દેશે

ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું ફરમાન છે કે, ‘‘અરફાના દિવસનો રોઝો એક હજાર (૧,૦૦૦) રોઝાની બરાબર છે.’’ (તબરાની, બયહકી)

**જરા વિચારો, મારા ભાઈઓ !** ઉપરની હદીસના જણાવ્યા પ્રમાણે જ્યારે અલ્લાહનો કોઈ બંદો અથવા બંદી એક નફલ રોઝો અલ્લાહ માટે રાખે તો અલ્લાહ પાક તેને જહન્નમથી તેજ ચાલના ઘોડાની એક સો (૧૦૦) વરસની મુસાફરીનાં પ્રમાણ જેટલો દૂર કરી દેશે, તો અરફાના દિવસનો રોઝો તો એક હજાર (૧,૦૦૦) રોઝાની બરાબર છે. તો હિસાબ લગાવો, એક (૧) દિવસનો નફલ રોઝો રાખવાથી તેજ ચાલનાં ઘોડાની એક સો (૧૦૦) વરસની મુસાફરી જેટલો દૂર થઈ જાય. અરફાના દિવસનો રોઝો એક હજાર (૧,૦૦૦) રોઝાની બરાબર છે તે હિસાબે ૧૦૦ વરસ × ૧,૦૦૦ રોઝા = ૧,૦૦,૦૦૦ (૧ લાખ) વરસ થાય અને એ રોઝો રાખવા ઉપર બીજા જે ઈનામો અને સવાબો આપશે તે તો અલગ.

અલ્લાહ પાક અમલ કરવાની તાકાત, તૌફીક અને જઝૂબો નસીબ ફરમાવે, આમીન !

## (૨૭) જહન્નમથી આઝાદી અને જન્નતમાં મોતી અને માણેકનો મહેલ મળશે

હઝરત અનસ બિન માલિક (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, "જેણે બુધ, જુમે'રાત અને જુમ્અહનો રોઝો રાખ્યો, તેને જહન્નમથી આઝાદ કરી દેવામાં આવે છે, એના માટે જન્નતમાં મોતી અને માણેકનો મહેલ બનાવી દેવામાં આવે છે." (તબરાની)

## (૨૮) દસ હજાર (૧૦,૦૦૦) શહીદો અને દસ હજાર (૧૦,૦૦૦) હાજીઓ જેટલો સવાબ મળશે

**હદીસ :** મયમૂન બિન મહરાને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કરી છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ મુહર્રમમાં આશૂરહ (૧૦મી મુહર્રમ)ના દિવસે રોઝો રાખશે તો તેને દસ હજાર શહીદો અને દસ હજાર હાજીઓનો સવાબ મળશે, જે વ્યક્તિ આ દિવસે કોઈ યતીમના માથે શફકતપૂર્વક, હેતપૂર્વક હાથ મૂકશે તો તેને તેના માથાના વાળ બરાબર જન્નતમાં દરજાત અર્પણ કરાશે અને જો કોઈ વ્યક્તિ આ રાતે કોઈ મુઅ્મિનને ખાણું ખવડાવશે તો તે એવો છે જાણે તેણે મારી આખી ઉમ્મતને ખાણું ખવડાવ્યું હોય.

આથી માલૂક પડયું કે મુહર્રમની દસમી તારીખે આપણે પણ રોઝો રાખવો જોઈએ અને તેની સાથે નવમી મુહર્રમનો રોઝો પણ

રાખવો જોઈએ. જો સંજોગોવશાત્ નવમીનો રોઝો ન રાખી શકાય તો પછી અગિયારમી મુહર્રમનો રોઝો રાખી લે. મતલબ કે ૯–૧૦ અથવા તો ૧૦–૧૧ મુહર્રમના રોઝા રાખે. ફક્ત દસમી મુહર્રમનો રોઝો રાખવો મકરૂહ છે.

(ફતાવા રહીમિય્યહ : ૩/૩૮૦, શામી, કરાચી : ૨/૩૭૫)

## (૨૯) રમઝાનમાં રોઝા રાખવાનાં બદલામાં "હૂરે ઈન" સાથે શાદી

### ● રમઝાનુલ મુબારકનો ફર્ઝ રોઝો રાખનારા રોઝાદારની મહાન ફઝીલત :

હઝરત અબૂ મસ્ઊદ અન્સારી (રદિ.)થી રિવાયત છે કે મેં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને એક દિવસે ફરમાવતા સાંભળ્યા, જ્યારે કે રમઝાન શરીફનો પહેલો ચાંદ થઈ ગયો હતો. આપ (સલ.)એ ફરમાવ્યું કે જો બંદા જાણી લે કે રમઝાન કેવી ચીજ છે તો મારી ઉમ્મત તમન્ના કરે કે રમઝાન આખું વરસ રહે (તો કેવું સારું !). એક સહાબીએ અરજ કરી કે હે અલ્લાહના નબી (સલ.) ! એની વિગત અમારી સામે બયાન ફરમાવો તો આપ (સલ.)એ ફરમાવ્યું : બેશક, શરૂ સાલથી સાલના અંત સુધી જન્નતને મુઝય્યન (સુશોભિત) કરવામાં આવે છે. પછી જ્યારે રમઝાનનો પ્રથમ દિવસ હોય છે તો અર્શની નીચેથી એક હવા ચાલે છે તો તે જન્નત(નાં વૃક્ષો)નાં પાંદડાંને હલાવે–ઝુલાવે છે તો ગોરી અને મોટી આંખોવાળી જન્નતી સ્ત્રીઓ એ તરફ જુએ છે અને કહે

છે : હે (અમારા) રબ ! તું અમારા માટે આ મહિનામાં પોતાના બંદાઓમાંથી અઝવાજ (શવહર) બનાવ, જેમનાથી અમારી આંખો ઠંડી થાય અને અમારાથી એમની આંખો ઠંડી થાય. તો (જવાબમાં) કહેવામાં આવશે કે કોઈ બંદો એવો નથી, જે રમઝાનના દિવસના રોઝા રાખે; પરંતુ એની શાદી હૂરે ઈન એટલે કે જન્નતી અવરતથી કરવામાં આવે છે, જે મોતીઓના એક તંબૂમાં હોય છે. અલ્લાહ તઆલા બયાન ફરમાવે છે : ''જન્નતી સ્ત્રીઓ છે, જેમને તંબૂઓમાં રોકવામાં આવી છે.'' એમના પૈકી દરેક સ્ત્રી પર સિત્તેર (૭૦) જોડી કપડાં હશે, દરેક જોડીના રંગ વિવિધ હશે. એ સ્ત્રીઓને સિત્તેર (૭૦) પ્રકારની ખુશબૂ લગાડવામાં આવશે, દરેક ખુશબૂ એકમેકથી અલગ હશે. દરેક સ્ત્રી માટે સિત્તેર હજાર (વિશેષ પ્રકારના) નોકર અને સિત્તેર હજાર નોકરાણીઓ હશે. દરેક નોકર અને નોકરાણી (ખાદિમ અને ખાદિમહ) પાસે એક ખુમચો હશે, જેમાં એક પ્રકારનું ખાણું હશે, જેના એક એક લુકમાના અંતે એવી લઝ્ઝત હશે, જે (લુકમાની) શરૂઆતમાં ન હશે. એમાંથી દરેક સ્ત્રી માટે સુર્ખ (લાલ) યાકૂતની ચારપાઈ (ખાટલાઓ) હશે. દરેક ચારપાઈ પર એક પથારી (બિસ્તર) હશે, જેનું અસ્તર ચમકદાર રેશમી કાપડનું હશે. દરેક પથારી (બિસ્તર) પર સિત્તેર તખ્તા હશે. દરેક શવહરને એ (ઝવજહ–પત્ની)ની જેટલું આપવામાં આવશે, જેનો અત્રે ઉલ્લેખ થયો છે. સુર્ખ યાકૂતની એવી ચારપાઈ (ખાટલા)ના પ્રમાણ અનુસાર

(આપવામાં આવશે), જે મોતીઓથી શણગારાયેલી હશે. તદુપરાંત, એના પર સોનાના બે કંગન હશે. આ બધું રમઝાનના રોઝાઓમાંથી દરેક રોઝાના બદલામાં મળશે. બીજી નેકીઓનો અલગ સવાબ મળશે (એ તો વધારામાં).

(નવાદિરુલ ઉસૂલ, ઈબ્ને ખુઝયમહ, બયહકી, ઈસ્બહાની કૃત તરગીબ, દૂર્રે મન્ષૂર : ભાગ–૧, પેજ–૪૪૯/૪૫૦)

## (30) જહન્નમથી ત્રણ (3) ખાઈઓ જેટલો દૂર કરી દેશે

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, "જે માણસે અલ્લાહ તઆલાના માટે એક દિવસનો પણ 'એઅ્તિકાફ' કર્યો તો અલ્લાહ તઆલા તે માણસને જહન્નમની ત્રણ (૩) ખાઈઓ જેટલો દૂર કરી દેશે." (એક ખાઈનું અંતર આસમાન અને જમીનની વચ્ચેનાં અંતર કરતાં પણ વધુ હોય છે.) (તબરાની)

## (31) જહન્નમથી દસ હજાર નવ સો પચાસ (૧૦,૯૫૦) ખાઈઓથી પણ વધારે ખાઈઓ જેટલો....

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે જનાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, "કોઈ મુસલમાન ભાઈની હાજત પૂરી કરવી અથવા

તે માટે કોશિશ કરવી એ દસ (૧૦) વરસના 'એઅ્તિકાફ' કરતાં વધુ સવાબનું કામ છે.'' (તબરાની)

**જરા વિચારો, મારા ભાઈઓ !** જ્યારે ઉપરની હદીસમાં જણાવ્યા મુજબ એક દિવસના એ'તિકાફનો આટલો મોટો અજર અને સવાબ છે તો કોઈ મુસલમાન ભાઈની કોઈ હાજત કે જરૂરત પૂરી કરવી અથવા તે માટે કોશિશ કરવી તે દસ (૧૦) વરસના એ'તિકાફથી પણ વધુ સવાબનું કામ છે, તો હિસાબ લગાવો કે એક (૧) દિવસના એ'તિકાફથી જહન્નમથી ત્રણ (૩) ખાઈઓ જેટલો દૂર થઈ જાય, એક (૧) વરસનાં દિવસો થાય ત્રણ સો પાંસઠ (૩૬૫) અને દસ (૧૦) વરસનાં દિવસો થાય ત્રણ હજાર છ સો પચાસ (૩,૬૫૦). આ હિસાબે તમે ગણો તો ૩,૬૫૦ દિવસો × ૩ ખાઈઓ = ૧૦,૯૫૦ ખાઈઓ થાય. એ હિસાબે તે માણસ ઈન્શા અલ્લાહ અલ્લાહની ઝાતથી ઉમ્મીદ છે કે તે જહન્નમથી ૧૦,૯૫૦ ખાઈઓથી પણ વધારે ખાઈઓ જેટલો દૂર થઈ જશે. કારણ કે હદીસમાં દસ (૧૦) વરસનાં ''એ'તિકાફ'' કરતાં ''વધુ'' સવાબનું કામ છે. તે હિસાબે એક (૧) ખાઈનું અંતર આસમાન અને જમીનની વચ્ચેનાં અંતર કરતાં પણ વધુ હોય છે. મુસલમાન ભાઈની હાજત પૂરી કરવી એ આ હિસાબે અને અજરની દૃષ્ટિએ ઘણો જ મોટો અમલ છે. અલ્લાહ પાક તેના ઉપર અમલની તૌફીક નસીબ ફરમાવે, આમીન.

**મારા ભાઈઓ** ! આ હિસાબ તો શોખ અને ઝૌક પૈદા કરવા માટે છે. બાકી અલ્લાહ પાક આ અમલ કરવાથી શું શું આપશે તે તો આપણા વહમો–ગુમાનમાં પણ આવી શકતું નથી.

''પછી જે કોઈ કિયામતના દિવસે જહન્નમ (દોઝખ)થી દૂર રખાયો અને જન્નતમાં દાખલ કરાયો તો તે કામિયાબ જ

થઇ ગયો અને આ દુનિયાનું જીવન તો ધોકાની પૂંજી સિવાય કંઇ જ નથી.'' (સૂરએ આલિ ઈમરાન : ૧૮૫)

## (૩૨) નૂરે અઝીમ મળશે

હઝરત અબૂ હુરયરહ (રદિ.) બયાન કરે છે કે જનાબ સરકારે દો આલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, ''જે માણસે કોઈ મુસલમાનની મુસીબત દૂર કરી તો તેને અલ્લાહ તઆલા કિયામતના દિવસે પુલસિરાત ઉપર એવું નૂર અતા કરશે કે જેનાં કિરણો વડે એટલા લોકો રોશની હાસિલ કરશે કે જેની ગણતરી ફક્ત અલ્લાહ તઆલા જ જાણે છે.'' (તબરાની)

## (૩૩) ''હૂરે ઈન'' સાથે શાદી કરવામાં આવશે

(૧) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : ત્રણ કામ એવાં છે કે જો કોઈ માણસ ઈમાનની હાલતમાં તેને કરશે તો જન્નતના જે દરવાજેથી ચાહશે તે દરવાજેથી દાખલ થઇ શકશે અને હૂરે ઈન સાથે શાદી કરી દેવામાં આવશે :

૧. જેણે પોતાના કાતિલને (કતલનો પ્રયત્ન કરનારને) માફ કરી દીધો, ૨. જેણે નાનું–મોટું કર્ઝ પણ અદા કરી દીધું, ૩. જેણે દરેક ફર્ઝ નમાઝ પછી દસ વાર ''કુલ હુવલ્લાહુ અહદ''ની સૂરહ પઢી.

હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ સવાલ કર્યો : યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! અથવા (જો કોઈ વ્યક્તિએ) એ ત્રણ આ'માલ પૈકી કોઈ એકાદ પણ અમલ કરી લીધો તો ?

આપ (સલ.)એ ફરમાવ્યું : જો એકાદ અમલ પણ કરી લીધો

તો (પણ એ જ હુકમ લાગુ પડશે).

(અબૂ યઅ્લા, હદીષ નં. : ૧૭૯૪, મજ્મઉઝ્ ઝવાઈદ : ૧૦/૧૦૨, દુર્રે મન્સૂર : ૬/૪૧૧)

**ફાયદો :** ઉપરનાં આ'માલમાંથી કોઈ પણ આ'માલ જેટલી વખત કરશો ઈન્શા અલ્લાહ એટલી હૂરો મળશે.

(૨) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતવાળી હદીસમાં દરેક ફર્ઝ નમાઝ પછી એક (૧) વાર "કુલહુવલ્લાહુ અહદ"ની સૂરત પઢવાનું આવ્યું છે. બને તો વારાફરતી બન્ને હદીસો ઉપર અમલ કરવો.

## (૩૪) પાછલા બધા જ ગુનાહો માફ થઈ જશે

હઝરત મુઆઝ બિન અનસ (રદિ.) જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરે છે કે જે કોઈ માણસે નવું કપડું પહેર્યું અને નીચેની દુઆ પઢી તો તેના પાછલા બધા જ ગુનાહો માફ થઈ જાય છે. તે દુઆ નીચે મુજબ છે. (મિશ્કાત શરીફ)

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ كَسَانِىْ هٰذَا وَرَزَقَنِيْهِ
مِنْ غَيْرِ حَوْلٍ مِّنِّىْ وَلَا قُوَّةٍ ط

## (૩૫) અલ્લાહ તઆલા પોતાની દેખરેખ અને નિગેહબાનીમાં રાખશે

હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું,

"જે માણસ નવું કપડું પહેરે તો જોઈએ કે જો શક્તિ ધરાવતો હોય તો જૂના કપડાં ખૈરાત કરી દે અને નવાં કપડાં પહેરતી વખતે આ દુઆ પઢશે તો અલ્લાહ તઆલા તેને જિંદગી અને મૌત પછી પોતાની દેખરેખ અને નિગેહબાનીમાં રાખશે. (તિરમિઝી શરીફ)

દુઆ નીચે મુજબ છે :

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ کَسَانِیْ مَا اُوَارِیْ بِهٖ
عَوْرَتِیْ وَاَتَجَمَّلُ بِهٖ فِیْ حَیَاتِیْ ط

## (૩૬) અલ્લાહ પાછલા બધા જ ગુનાહો માફ કરી દેશે

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, 'જો કદી કોઈ લુકમો–કોળિયો હાથથી પડી જાય તો તેને સાફ કરી ખાઈ લો, તેને શયતાનને માટે છોડો નહિ. ખાધા પછી આંગળીઓ ચાટી લો. કોને ખબર, કયા ખાવામાં બરકત છે ? જે માણસે ખાઈ લીધા પછી નીચેના શબ્દો કહ્યા તો અલ્લાહ તઆલા તે માણસના પાછલા બધા જ ગુનાહો માફ કરી આપે છે. તે શબ્દો આ રહ્યા :

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ اَطْعَمَنِیْ هٰذَا الطَّعَامَ
وَرَزَقَنِیْهِ مِنْ غَیْرِ حَوْلٍ مِّنِّیْ وَلَا قُوَّةٍ ط

(મિશ્કાત, અબૂ દાવૂદ શરીફ)

## (૩૭) એક (૧) શહીદ જેટલો સવાબ અથવા ગુનાહોથી પાક-સાફ થઈ જશે

"જેણે પોતાની બીમારીમાં ચાળીસ (૪૦) વાર નીચેની દુઆ પઢી અને તે ફરી તે જ બીમારીમાં મરણ પામ્યો તો તેને એક શહીદની બરાબર સવાબ મળશે અને જો સારો થઈ જશે તો તે તમામ ગુનાહોથી પાક—સાફ થઈ જશે." તે દુઆ આ રહી. (હાકિમ)

لَآ اِلٰهَ اِلَّآ اَنْتَ سُبْحٰنَكَ ۖ اِنِّيْ كُنْتُ مِنَ الظّٰلِمِيْنَ (الانبياء۲۱:۸۷)

## (૩૮) અલ્લાહ તઆલા શહીદનો મરતબો આપશે

હઝરત સહલ ઈબ્ને હનીફ (રદિ.) બયાન કરે છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, "જે માણસ સાચા દિલે અલ્લાહ તઆલા પાસે 'શહાદત' માંગે છે તો અલ્લાહ તઆલા તેને શહીદનો મરતબો આપે છે. ભલે, પછી તે માણસ પોતાની પથારી ઉપર જ મરણ પામે." (મુસ્લિમ શરીફ)

મતલબ એ છે કે સાચા દિલે દુઆ કરનાર શહીદ થાય અથવા ન થાય, તેને 'શહાદત'નો સવાબ મળી જાય છે.

## (૩૯) મગફિરત વાજિબ કરવાવાળી વસ્તુ

એક હદીસમાં છે કે મગફિરતને વાજિબ કરવાવાળી વસ્તુઓમાં કોઈ મુસલમાનને ખુશી પહોંચાડવી છે. એની ભૂખને દૂર કરવી છે. એની મુસીબતને હટાવવી છે. (કન્ઝ)

## (૪૦) અલ્લાહપાક બોતેર (૭૨) જરૂરતો પૂરી કરશે

એક હદીસમાં છે કે જે માણસ પોતાના કોઈ મુસલમાન ભાઈની દુન્યવી હાજત પૂરી કરે છે તો અલ્લાહ તઆલા શાનુહૂ તેની બોતેર (૭૨) જરૂરતો પૂરી કરે છે, જેમાંની હલકી જરૂરત એના ગુનાહોની મગફિરત છે (કન્ઝ). એટલે બીજી જરૂરતો એનાથી પણ વધીને છે.

## (૪૧) એક વરસનાં રોઝા અને એક વરસની નમાઝનો સવાબ મળશે

### ● જુમ્આના દિવસના નવ આ'માલ :

નીચે જણાવેલા નવ આ'માલ પર જુમ્આના દિવસે અમલ કરવાથી એક વરસના રોઝા અને એક વરસની નમાઝનો સવાબ હરેક કદમ પર મળે છે :

(૧) બીજા દિવસો કરતાં જુમ્આના દિવસે સવારે કંઈક વહેલા ઊઠવું.

(૨) ગુસલ કરવું.

(૩) સાફ (સ્વચ્છ) કપડાં પહેરવા.

(૪) મસ્જિદે જલદી જવાની ફિકર કરવી.

(૫) મસ્જિદે પગે ચાલીને જવું.

(૬) ઈમામની નજીક બેસવાની કોશિશ કરવી.

(૭) જો સફો ભરાઈ ગઈ હોય તો સફોને ઓળંગીને (ફલાંગીને) આગળ ન જવું.

(૮) પોતાના કપડાંથી કે વાતોથી રમત–ગમત યા હસી–મઝાક ન કરવી.

(૯) ખુત્બાને ધ્યાનથી સાંભળવો.

**આ ઉપરાંત,**

જુમ્આના દિવસે જે કોઈ 'સૂરએ કહફ' પઢશે તેના માટે અર્શના નીચેથી આસમાનના બરાબર બુલંદ એક નૂર જાહેર થશે, જે કિયામતના અંધારામાં તેને કામ આવશે અને આ જુમ્આથી અગાઉની જુમ્આની તમામ ખતાઓ (સગીરહ અર્થાત્ નાના ગુનાહો) તેના માફ થઈ જશે.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે,

'જુમ્આના દિવસે મારા પર વધારે પ્રમાણમાં દુરૂદ મોકલતા રહો. એ દિવસે દુરૂદના ફરિશ્તાઓ હાજર થાય છે અને દુરૂદ મારી સમક્ષ પેશ કરવામાં આવે છે.' (ઈબ્ને માજહ)

## (૪૨) બસો (૨૦૦) વરસોની ઈબાદતનો સવાબ મળશે

હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) અને હઝરત ઈમરાન બિન હુસૈન (રદિ.) બયાન કરે છે કે જનાબ સરકારે દો આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું, "જે માણસ જુમ્અહના દિવસે ગુસલ કરે છે તેના તમામ ગુનાહો માફ થઈ જાય છે. જયારે તે નમાઝ પઢવાના ઈરાદે ચાલે છે તો એનાં દરેક ડગલે વીસ (૨૦) નેકીઓ લખવામાં આવે છે, ને જયારે તે નમાઝથી ફારિગ થઈ જાય છે તો એને બસો (૨૦૦) વર્ષની ઈબાદતનો સવાબ મળે છે."★

(તબરાની)

---

★ એક રિવાયતમાં હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)થી એમ બયાન કરવામાં આવ્યું છે કે, "એ માણસને દરેક ડગલે વીસ (૨૦) વર્ષની ઈબાદતનો સવાબ મળે છે."

## (૪૩) મહાન મરતબો મળશે

હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) બયાન કરે છે કે આકાએ દો જહાં સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું, "કિયામતમાં એ સર્વે દિવસો પોતપોતાની હાલત ઉપર લાવવામાં આવશે, પણ જુમ્અહના દિવસને એક નૂરાની અને રોશન ચહેરા સાથે લાવવામાં આવશે. જુમ્અહ પઢનારાઓ એને નવા વર કે નવોઢા પેઠે ઘેરી તેના અજવાળામાં ચાલી રહ્યા હશે. તેમનો રંગ બરફ પેઠે ઘણો જ ઉજળો હશે, ને તેમના શરીર કસ્તૂરી પેઠે મહેંક મહેંક થઈ રહ્યા હશે. એ લોકો કપુરના ટેકરાઓ ઉપર ફરતા હશે. એમને જોઈ તમામ લોકો નવાઈ પામશે અને એમને વારંવાર જોશે, અંતે એ લોકો જન્નતમાં દાખલ થશે. એમના મરતબાને જે મુઅઝ્ઝિનો અલ્લાહ માટે જ પાંચ (૫) વખત અઝાન કહે છે તેમના સિવાય કોઈ માણસ પહોંચી શકશે નહિ."

(તબરાની, ઈબ્ને ખુઝૈમહ)

મતલબ એ છે કે આ દુનિયાની ચીજને કિયામતના દિવસે એક શકલ–એક રૂપ મળશે, જે વડે કિયામતના લોકો ઓળખી લેશે, દાખલા તરીકે નમાઝને એક ખાસ રૂપ આપવામાં આવશે, રોઝહને એક રૂપ, રમઝાનને એક ખાસ રૂપ, એ જ મુજબ વાર, માસ પણ એક શકલ અને રૂપમાં પેશ થશે. બીજા દિવસોને તો સાધારણ રૂપ આપવામાં આવશે, પરંતુ જુમ્અહને એક નૂરાની અને ચમકદાર હાલતમાં મેદાને કિયામતમાં પેશ કરવામાં આવશે કે જુમ્અહની પાબંદી કરનારા અને જુમ્અહને પૂરી સંભાળ સહિત અદા કરનારા જુમ્અહના દિવસને ચારે તરફથી એ પ્રમાણે ઘેરી લેશે, જેમ બરાતી (જાનૈયા) દુલ્હા–દુલ્હનને ઘેરી લે છે. સર્વે જુમ્અહ અદા કરનારાઓ જુમ્અહનાં નૂર અને એનાં અજવાળામાં મેદાને કિયામત પસાર કરી જન્નતમાં દાખલ થઈ જશે.

## (૪૪) દુનિયાની ત્રીસ (૩૦) તથા આખિરતની સિત્તેર (૭૦) જરૂરતો પૂરી ફરમાવશે

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત છે કે જે જુમ્આની નમાઝ પછી સૂરએ ઈખ્લાસ (કુલ હુવલ્લાહુ અહદ) સો (૧૦૦) વખત અને દુરૂદ શરીફ સો (૧૦૦) વખત અને સિત્તેર (૭૦) વાર નીચેની દુઆ પઢશે તો અલ્લાહ તઆલા તે માણસની સો (૧૦૦) જરૂરતો પૂરી કરશે, જેમાંથી ત્રીસ (૩૦) દુનિયાની અને સિત્તેર (૭૦) આખિરતની. તે દુઆ આ છે :

اَللّٰهُمَّ اكْفِنِىْ بِحَلَالِكَ عَنْ حَرَامِكَ
وَاَغْنِنِىْ بِفَضْلِكَ عَنْ مَّنْ سِوَاكَ ط

**અર્થ** : હે અલ્લાહ તઆલા ! હરામથી બચાવી, પોતાના હલાલ વડે તું મારી કિફાલત ફરમાવ. તું મારા વતી જવાબદાર બની જા અને પોતાના ફઝલ વડે તું મને પોતાના ગેરથી બેનિયાઝ ફરમાવી દે. (હદીસ : સઆદતે દારૈન મૌ. અશરફ અહમદ રાંદેરીની કિતાબ)

## (૪૫) મા-બાપનાં એક લાખ (૧,૦૦,૦૦૦) ગુનાહો માફ કરશે

જુમ્આની નમાઝ પછી જે માણસ સો (૧૦૦) વખત ''સુબ્હાનલ્લાહિલ્ અઝીમિ વ બિહમ્દિહી'' પઢશે તો તે પઢનારના અને તે પઢનારનાં માં-બાપના અલ્લાહ તઆલા એક-એક લાખ

ગુનાહો માફ કરશે. (અમલુલ્ યવ્મિ વલ્લયક ઈબ્નુસ્સુન્ની, પેજ–૩૩૦)

## (૪૬) દુનિયામાં રોઝી આપશે અને વફાત પછી જન્નત મળશે

હઝરત અબૂ ઉમામહ (રદિ.) જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે, "ત્રણ માણસોની રોઝી અને જન્નતનો અલ્લાહ તઆલા ઝામિન છે. એટલે કે જયાં સુધી જીવતા રહેશે ત્યાં સુધી અલ્લાહ તેમને રોઝી આપશે અને મરવા પછી જન્નત અતા કરશે :

(૧) એક તે માણસ કે જે ઘરમાં આવી ઘરવાળાઓને સલામ કરે છે.

(૨) બીજો તે માણસ જે મસ્જિદ તરફ નમાઝ માટે જતો રહે છે.

(૩) ત્રીજો તે માણસ જે જિહાદ ફી સબીલિલ્લાહ (અલ્લાહના માર્ગે જિહાદ) માટે ઘરેથી નીકળે છે. (અબૂ દાવૂદ શરીફ)

જરા વિચારો ! જન્નત તેને જ મળશે, જે આ દુનિયાથી ઈમાન સાથે ગયો હશે અથવા ગઈ હશે. ઈન્શા અલ્લાહ. ઉપરનાં આ'માલ કરવાથી જે તે માણસનાં "હુસ્ને ખાતિમહ"ની બશારત છે. અલ્લાહ પાક અમલ કરવાની તૌફીક અતા ફરમાવે. દુનિયામાં રોઝી–રોટીનો મસ્અલો હલ થઈ જશે અને ઈન્શા અલ્લાહ આ દુનિયાથી ઈમાન સાથે વફાત પામશે.

## (૪૭) અલ્લાહને પસંદિત (ખુશ કરનાર) "અમલ"

અલ્લાહ તઆલાની નજીક સૌ આ'માલમાં તે અમલ બહુ પસંદિત છે, જે હંમેશા કરાતો હોય, ભલે થોડો હોય.

(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

## (૪૮) રમઝાનુલ મુબારકમાં નેકીનો સવાબ

રમઝાન મહિનામાં એક (૧) ફર્ઝ અદા કરવાનો સવાબ બીજા મહિનાઓમાં સિત્તેર (૭૦) ફર્ઝ અદા કરવા બરાબર છે અને એક (૧) નેકીનાં બદલામાં રમઝાનમાં સિત્તેર (૭૦) નેકીઓ મળે છે. (ફઝાઈલે આ'માલ)

## (૪૯) મા'મૂલી ઈકરામે મુસ્લિમ કરવા બદલ તમામ ગુનાહ માફ

હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) ફરમાવે છે કે, હઝરત સલ્માન ફારસી (રદિ.) હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.) પાસે આવ્યા. હઝરત ઉમર (રદિ.) તકિયાને અઢેલીને બેઠા હતા. હઝરત સલ્માન (રદિ.)ને નિહાળી તેમણે તે તકિયો હઝરત સલ્માન (રદિ.) માટે ગોઠવી દીધો. હઝરત સલ્માન (રદિ.)એ કહ્યું : અલ્લાહ અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સાચું જ ફરમાવ્યું : હઝરત ઉમર (રદિ.)એ કહ્યું : હે અબૂ અબ્દુલ્લાહ ! અલ્લાહ અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું તે ફરમાન જરા અમને પણ સંભળાવો. હઝરત સલ્માન (રદિ.)એ કહ્યું : એક વાર હું હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થયો. આપ (સલ.)એ એક તકિયાને ટેક લગાવેલી હતી. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે તકિયો મારા માટે મૂકી દીધો. પછી મને ફરમાવ્યું : હે સલ્માન ! જો કોઈ મુસલમાન પોતાના મુસલમાન ભાઈ પાસે જાય છે અને તે મેઝબાન પોતાના મહેમાનના ઈકરામ અને સત્કાર માટે તકિયો મૂકી દે છે, તો અલ્લાહ તઆલા અવશ્ય એની મગફિરત ફરમાવી દે છે. (હયાતુસ્સહાબા : ૨/૫૬૧)

## (૫૦) ઈમાનની મીઠાશ ચાખશે

હઝરત અબ્દુલ્લાહ બિન મુઆવિયહ (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું કે : 'ત્રણ કામો એવાં છે કે જે શખ્સ તેને કરશે તે ઈમાનની મીઠાશ ચાખશે' : (૧) માત્ર અલ્લાહની ઈબાદત કરે, (૨) એ અકીદો રાખે કે અલ્લાહના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી, (૩) પોતાના માલોની ઝકાત દર વરસે એવી રીતે આપે કે, તેનું મન તેનાથી ખુશ હોય અને તેને (ઝકાતને) આપવા માટે તેને પ્રેરતું હોય (અર્થાત્ તેને રોકતું ન હોય).

**નોંધ :** ઝકાતનો મરતબો આ વાતથી સ્પષ્ટ અને જાહેર થયો કે તેનો તવહીદની સાથે ઉલ્લેખ કરવામાં આવ્યો.

એની અસર એનાથી જાહેર થઈ કે એનાથી ઈમાનની મીઠાશ વધી જાય છે. ('હયાતુલ મુસ્લિમીન')

## (૫૧) હજાર ઊંટ સદકહ કરવાથી બેહતર

એક હદીસ શરીફમાં આવ્યું છે :

**''અત્તક્બીરતુલ ઊલા યુદ્રિકુહ રજુલુ મઅલ્ ઈમામિ ખયરુલ્ લહૂ મિન્ અલ્ફિ બુદ્નહ્.''**

(**અર્થ :** ઈમામ સાથે તકબીરે ઊલાને પામી લેવી અલ્લાહના માર્ગમાં હજાર ઊંટ સદકહ કરવાથી વધુ અફઝલ છે.) (મૌલાના પીર ઝુલફિકાર અહમદ નક્શબંદી કૃત ''નમાઝકે અસ્રાર વ રુમૂઝ'' : ૧૪૨)

## (૫૨) અલ્લાહની બશારત (ખુશખબરી)

અલ્લાહ તઆલા ફરમાવે છે કે,

وَاِنِّیْ لَغَفَّارٌ لِّمَنْ تَابَ وَاٰمَنَ وَعَمِلَ صَالِحًا ثُمَّ اهْتَدٰی (طٰہٰ:۸۲)

જેણે તૌબા કરી, ઈમાન લાવ્યા અને નેક કામ કર્યા તેણે (ભલાઈનો) રસ્તો મેળવ્યો. હું માફ કરનાર છું.

હઝરત અલી (રદિ.) ફરમાવે છે કે આ આયત હઝરત આદમ (અલૈ.)ના જન્મના દસ હજાર વર્ષ પહેલાં અર્શની આજુબાજુ લખવામાં આવેલી હતી. (ગુન્યતુત્તાલિબીન)

## (૫૩) દરેક નજર બદલ એક મકબૂલ હજનો સવાબ

હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે નેક અવલાદ પોતાના વાલિદૈન (અથવા એમનામાંથી કોઈ એક) પર હેતપ્રેમ, શફકત અને મુહબ્બતની નજર નાખશે, તો અલ્લાહ તઆલા તેને પ્રત્યેક નજરના બદલે એક મકબૂલ હજ(નો સવાબ) અર્પણ કરે છે. સહાબા (રદિ.)એ અરજ કરી : (હે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! જો કોઈ માણસ) દરરોજ સો (૧૦૦) વાર એમના પર નજર નાખે (તો પણ પ્રત્યેક નજરના બદલામાં તેને આ સવાબ મળશે ?) આપ (સલ.)એ ફરમાવ્યું : હા, (અને આપે આ પણ ફરમાવ્યું કે) અલ્લાહ તઆલા (ની ઝાત આપણા ગુમાન અને અનુમાનથી ઉચ્ચતર છે અને) અતિ મહાન છે તથા બહુ પાક છે. (તે દરેક પ્રકારની અધૂરપ, ક્ષતિ

અને ઐબથી પાક છે, જેથી દરેક નજર બદલ આવો અને આવડો મહાન સવાબ દેવો એના માટે કંઇ જ મુશ્કેલ નથી).

(મિશ્કાત)

**સ્પષ્ટીકરણ :** જો આપનાં માં–બાપ બંને યા એમનાં પૈકી કોઈ એક હયાત છે તો આપ ઘણાં ખુશનસીબ છો. હૃદયપૂર્વક એમની ખિદમત કરો, એમની દિલી દુઆઓ પ્રાપ્ત કરો અને એમના પર શફકત અને આદરની દરેક નજરના બદલામાં એક મકબૂલ હજનો સવાબ પ્રાપ્ત કરો. આ પ્રમાણે આસાનીથી સેંકડો હજનો સવાબ પ્રાપ્ત કરવાની આપ સઆદત મેળવી શકો છો. મારા ભાઈઓ ! જેમના ચહેરા પર હેતપ્રેમ, શફકત અને મુહબ્બતથી એક નજર નાખશો તો દરેક નજર પર અલ્લાહ પાક તેને એક મકબૂલ હજ(નો સવાબ) આપશે. તો જે માણસ તેમની સેવા કરશે, તેમની જરૂરિયાતો અલ્લાહને રાજી અને ખુશ કરવા પૂરી કરશે તો અલ્લાહ પાક તેને તે બદલ શું સવાબ આપશે ! કોઈનાં વહમો–ગુમાનમાં પણ આવી શકતું નથી ! અલ્લાહ પાક માં–બાપની સેવા કરવાની ભરપૂર તૌફીક અતા ફરમાવે, આમીન !

## (૫૪) સગાઈના હકો અદા કરનારને પાંચ નેઅમતો

(૧) ઉંમરમાં બરકત, (૨) રોઝીમાં વધારો, (૩) સગાં–સંબંધીઓની મુહબ્બત, (૪) ખરાબ મૌતથી હિફાઝત, (૫) જે ચીજો નાપસંદ છે, તેનાથી હિફાઝત.

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જેને એ

વાત પસંદ હોય કે રોજીમાં બરકત અને મૌત મોડું આવે તો સગાઈનાં સંબંધને જોડે. (બુખારી, મુસ્લિમ શરીફ)

## (૫૫) યતીમની ઝિમ્મેદારી ઉઠાવવાનો મહાન સવાબ અને ફઝીલત

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સમાજમાં કચડાયેલા–સપડાયેલા ગરીબ–ફકીર–યતીમ જેમનું સમાજમાં કોઈ સ્થાન નથી, બેવહ–મઅ્ઝૂર, જેમનો કોઈ આશરો–સહારો નથી તેમને સાથ–સહકાર આપનાર–મદદ કરનાર પોતાની કમાઈ–વેપાર–નોકરી કે ખેતીની આવકમાંથી મદદ કરનારા–તેમની સહાય કરનારાઓ માટે કેટલું ઉચ્ચ સ્થાન રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આપ્યું છે, જે ઈમામ બુખારી (રહ.)એ પોતાની મહાન કિતાબ સહીહ બુખારી શરીફમાં ત્રણ હેડિંગો હેઠળ લખ્યું છે. વાંચી અમલ કરી કામિયાબી મેળવો.

**પહેલું હેડિંગ :** એ માણસની ફઝીલત જે કોઈ એક યતીમના (ખાવા–પીવા–કપડાં) બાબતની ઝિમ્મેદારી ઉઠાવે. હઝરત સહલ ઈબ્ને સઅદ (રદિ.) રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે, હું ખાતમુન્નબિય્યીન હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને યતીમની ઝિમ્મેદારી ઉઠાવનારા જન્નતમાં આ પ્રમાણે હશે, શહાદતની આંગળી અને વચલી આંગળી તરફ ઈશારો ફરમાવ્યો (બુખારી શરીફ ભાગ–૨, પેજ–૮૮૮). એ વાત તરફ ઈશારો છે કે, બન્ને આંગળી નાની–મોટી છે. વચલી

આંગળી શહાદતની આંગળી અંગૂઠા પાસેની આંગળીથી મામૂલી થોડીક મોટી છે. એવી રીતે જન્નતમાં જવા પછી ફક્ત દરજએ નુબુવ્વતનો ફક હશે.

**બીજું હેડિંગ :** એ જ પેજમાં છે, બેવહ (જેનો ધણી મરી ગયો હોય) તેની જરૂરિયાત પૂરી કરવા માટે મહેનત કરનારનો (સવાબ). હઝરત સફવાન બિન સુલૈમ (રદિ.) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે, જે માણસ બેવહ માટે કમાણી કરે (પોતાની કમાણીમાં બેવહ માટે અમુક (ટકા)ની નિય્યત કરે, તેને એટલો સવાબ મળશે, જાણે કે તે અલ્લાહના રસ્તામાં જિહાદ કરનારો અને દિવસે રોઝહ રાખનારો અને રાત્રે તહજ્જુદ પઢનારો છે.

(બુખારી શરીફ : ભાગ–૨, પેજ ૮૮૮)

**ત્રીજું હેડિંગ :** ફકીર–મિસ્કીનની જરૂરત પૂરી કરનારા માટેની ફઝીલત હઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, બેવહ, ફકીર માટે જેઓ કમાણી કરે છે તેઓ જિહાદ કરનારાઓ અને રાત્રે તહજ્જુદ પઢનારાઓ અને દિવસે રોઝહ રાખનારાઓ જેવા છે. એવી તહજ્જુદ કે જેમાં સુસ્તી નથી કરતા.

(બુખારી શરીફ : ભાગ–૨, પેજ ૮૮૮)

**યતીમ :** એ છોકરો–છોકરી, જે નાબાલિગ હોય અને તેનો બાપ મરી ગયો હોય. બાપના મરણથી છોકરું યતીમ બને છે અને ઉંમર લાયક થવાથી યતીમ હોવું ખતમ થઇ જાય છે.

## (૫૬)

## દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط



سُبْحٰنَ رَبِّكَ رَبِّ الْعِزَّةِ عَمَّا يَصِفُوْنَ ﴿١٨٠﴾ وَسَلٰمٌ عَلَى الْمُرْسَلِيْنَ ﴿١٨١﴾ وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ﴿١٨٢﴾

(الصّٰفّٰت ٣٧: ١٨٠-١٨٢)

આપનો પરવરદિગાર જે મહાન ઈઝ્ઝતવાળો છે, તે એવી વાતોથી પવિત્ર છે, જેને તેઓ (કાફિરો) બયાન કરે છે અને સર્વે રસૂલો પર સલામ છે અને સઘળા વખાણ અલ્લાહ તઆલાને જ માટે છે, જે તમામ જગતોનો પાલનહાર છે.

(સૂરએ સાફ્ફાત, ૧૮૦ થી ૧૮૨)

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ط

લા ઈલા-હ ઈલ્લલ્લાહુ
મુહમ્મદુર્રસૂલુલ્લાહ
(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)

## પ્રકરણ-૮

# અલ્ અસ્માઉલ્ હુસ્ના



قُلۡ هَلۡ يَسۡتَوِي الَّذِيۡنَ يَعۡلَمُوۡنَ وَالَّذِيۡنَ لَا يَعۡلَمُوۡنَ (الزمر ٣٩:٩)

**(હે નબી સલ. !) કહી દો કે જાણનારા અને નહિ જાણનારા કદી એક સમાન પણ હોઈ શકે છે ?**

(સૂરએ 'ઝુમર', આયત : ૯)

فَسۡـَٔلُوۡا أَهۡلَ الذِّكۡرِ إِنۡ كُنۡتُمۡ لَا تَعۡلَمُوۡنَ ﴿٤٣﴾ (النحل ١٦:٤٣)

**અગર તમે જાણતા ન હોય તો જાણકારોને પૂછી લો.**

(સૂરએ 'નહલ', આયત : ૪૩)



**આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું ફરમાન છે :**

**ઈલ્મ તે ખઝાનો છે, જેની ચાવીઓ સવાલ છે. સવાલ કરો, એમાં ચાર માણસોને સવાબ મળે છે :**

**(૧) સવાલ કરનારને,**

**(૨) જવાબ આપનાર આલિમને,**

**(૩) મસ્અલો સાંભળનારને,**

**(૪) તેને જે એમનાથી મુહબ્બત રાખતો હોય.**

('ઈહ્યાઉલ ઉલૂમ', ભાગ : ૧)





★ બિસ્મિહી તઆલા ★

# પ્રકરણ-૮

# અલ્ અસ્માઉલ્ હુસ્ના

"અલ્લાહ તઆલાના સર્વશ્રેષ્ઠ નામો છે. એ નામો વડે તમે એને પુકારો." (કુર્આન શરીફ)

## અસ્માએ હુસ્નાનું વર્ણન કુર્આનમાં

કુર્આને મજીદમાં અસ્માઉલ હુસ્નાને લગતી અનેક આયતો આવેલી છે, જેમ કે અલ્લાહ તઆલાનો ઈરશાદ છે :

"**વ લિલ્લાહિલ્ અસ્માઉલ્ હુસ્ના....** અલ્લાહ તઆલા માટે બેહતરીન નામો છે, તમે એ જ નામો વડે એને પુકારા કરો અને એવા લોકોની કાર્યનીતિને તિલાંજલિ આપો, જેઓ અલ્લાહ તઆલાના નામોનો ઈનકાર કરે છે. ટૂંક સમયમાં એમને એમના અમલનો બદલો અપાશે."

(સૂ. અઅ્રાફ)



**''કુલિદ્ઉલ્લા-હ અવિદ્ઉર્રહમાન....**(હે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) આપ ફરમાવી દો કે એ પાક ઝાતને અલ્લાહના નામથી પુકારો યા રહમાનના નામથી, ચાહો તે નામથી તમે એને પુકારો, કારણ કે એના અસંખ્ય બેહતરીન નામો છે.'' (બની ઈસ્રાઈલ)

**''અલ્લાહુ લા ઈલા-હ ઈલ્લા હુ-વ લહુલ્ અસ્માઉલ્ હુસ્ના....** અલ્લાહ તઆલા સિવાય કોઈ મા'બૂદ નથી. એના બેશુમાર સર્વશ્રેષ્ઠ નામ છે.''

**''હુવલ્લાહુલ્ ખાલિકુલ્ બારિઉલ્....** તે જ એક ઝાત અલ્લાહ છે, જે સર્જનહાર પણ છે, જીવ નાખનાર પણ અને શકલ-સૂરત બનાવનાર પણ છે. આ સિવાય એના અન્ય ઘણાં પાક નામો છે.'' (હશ્ર)

## અસ્માએ હુસ્નાનું વર્ણન હદીષમાં

(૧) હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે :

''અલ્લાહ તઆલાના અસ્માએ હુસ્ના (સુંદર નામ) જેની સાથે દુઆ માંગવાનો આપણને હુકમ અપાયો છે-૯૯ (નવ્વાણું) છે, જે માણસ આ નામોને કંઠસ્થ (હિફ્ઝ) કરી લેશે (અને એને બરાબર પઢતો રહેશે) તો તે જરૂર જન્નતમાં દાખલ થશે.''

અલ્લાહ તઆલાના વધુ મશહૂર નવ્વાણું નામોને ઈમામ તિરમિઝી (રહ.)એ પોતાની જામિઅમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી નકલ કર્યા છે. એ નામોને તિરમિઝી શરીફની તરતીબ-ક્રમ અનુસાર આ કિતાબમાં આપવામાં આવ્યાં છે.

(૨) બુખારી શરીફની હદીષ છે, હઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે કે આપ (સ.અ.વ.)એ ઈરશાદ ફરમાવ્યો : ''અલ્લાહ તઆલાનાં નવ્વાણું (૯૯) નામો છે, જે માણસ તેને યાદ (કંઠસ્થ–મોઢે) કરી લેશે તે જન્નતમાં જશે.'' (બુખારી, મુસ્લિમ)

(૩) અલ્લામહ ઈબ્ને કષીર (રહ.) ફરમાવે છે, હઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે કે, આપ (સ.અ.વ.)એ ઈરશાદ ફરમાવ્યો કે, ''અલ્લાહ તઆલાનાં નવ્વાણું (૯૯) નામો છે, જે તેને પઢતો રહેશે તે જન્નતમાં જશે. અલ્લાહની ઝાત એકી સંખ્યા ધરાવે છે, એટલે અલ્લાહ તઆલા એકી સંખ્યાને પસંદ કરે છે.'' (તફસીરે ઈબ્ને કષીર, ૨:૫૧)

**ફાયદો :** જે સંખ્યા સરખા ભાગે વહેંચાઈ જાય તેને બેકી સંખ્યા કહેવામાં આવે છે, જેમ કે ૨, ૪, ૬ વગેરે અને જે સરખા ભાગે ન વહેંચાય, એક વધારે રહી જાય તેને એકી સંખ્યા કહે છે. જેમ કે ૧, ૩, ૫ વગેરે.

અલ્લાહ તઆલા અજોડ હોવાથી તે બેકી સંખ્યાથી પાક છે, એટલે તેને એવા ઝિક્ર તથા અમલ પસંદ પડે છે, જે એકી સંખ્યામાં હોય અને જેમાં શિર્કનો અંશ ન હોય. એટલે જ કહેવામાં આવ્યું છે કે જે નામોને યાદ કરવા પર જન્નતમાં દાખલો મળે છે તે ૯૯ નામો છે.

હઝરત મુફતી મહમૂદુલ હસન ગંગોહી સાહેબ (રહ.) ફરમાવે છે : અલ્લાહ તઆલાનાં આ ૯૯ નામો પઢીને જે મકસદ માટે દુઆ કરવામાં આવે છે, તે કબૂલ થાય છે. આ અલ્લાહ તઆલાનો વાયદો છે.

**ઉદ્‌ઊની અસ્તજિબ લકુમ** યા'ને મને પોકારો (મારાથી માંગો), હું તમારી દુઆ કબૂલ કરીશ. જરૂરતો પૂરી કરવા માટે તથા મુશ્કેલીઓ દૂર કરવા માટે દુઆથી વધારે સારી કોઈ તદબીર નથી.

**હદીષ નંબર (૧), (૨) અને (૩) નો ભાવાર્થ :** હદીષ શરીફમાં છે કે, જે માણસ અલ્લાહના નવ્વાણું (૯૯) નામોને યાદ કરી લેશે તે જન્નતમાં જશે. આ હદીષનો શો મકસદ અને ભાવાર્થ હશે ? કારણ કે, જન્નતનો આધાર તો નેક આ'માલ પર છે. જો આ નામોને યાદ કરી લેવાથી જ જન્નત મળી જતી હોય તો કુર્આન શરીફના ઊતરાણ અને નબવી આગમનનો હેતુ જ માર્યો જાય છે. એટલે જ ઉલમાનું કહેવું છે કે, હદીષથી મુરાદ જાહેરી શબ્દો નથી; બલકે હદીષનો ભાવાર્થ આથી જુદો જ છે. એ ભાવાર્થ અને મકસદની નિયુક્તિમાં ઉલમાનાં વિવિધ મંતવ્યો છે :

૧. આ નામોને યાદ કરી એના પર અમલ કરવો. દરેક નામથી જે હુકમ જાહેર થતો હોય એના પર અમલ કરવો. જેમ કે, રહમાન અને રહીમ પર અમલ કરવાનો મતલબ આ છે કે, સ્વજાતમાં રહમતનો ગુણ અને તત્ત્વ ઉત્પન્ન કરવામાં આવે.

૨. અમુક ઉલમાનું મંતવ્ય છે કે, પ્રત્યેક નામ કુર્આનમાં શોધવામાં આવે અને જે આયત સાથે એ નામ આવેલું હોય અને એ આયતથી જે મતલબ અને ભાવાર્થ જાહેર થતો હોય એના પર બંદો અમલ કરે; પરંતુ આ કામ ઉલમાનું છે. જ્યારે કે હદીષ આમ (સર્વ સામાન્ય) છે. આ સૂરતમાં હદીષ પોતાના ઉમૂમ–સામાન્યતા પર બાકી રહેતી નથી.

૩. યાદ કરવાનો ભાવાર્થ આ છે કે એ નામોના અર્થો પર ચિંતન–મનન કરવામાં આવે.

૪. પોતાના દિલ પર એ નામોની અસર કબૂલ કરવામાં આવે.

૫. સઘળાં નામો બે પ્રકારના છે. એકનો સંબંધ અમલથી છે અને બીજાનો સંબંધ એ'તિકાદથી. જેનો સંબંધ અમલથી છે (જેમ કે રહમાન–હલીમ) તો બંદાનો ફર્ઝ છે કે, પોતાની ઝાતમાં રહમત અને હિલ્મ–સહનશીલતાનો ગુણ પેદા કરે અને જેનો સંબંધ એ'તિકાદથી છે (જેમ કે ખાલિક, રઝ્ઝાક વગેરે) તો બંદાએ એ નામો પ્રમાણે પોતાની માન્યતાને ઠીક કરવી જોઈએ. અલ્લાહ તઆલા સિવાય અન્ય કોઈને ખાલિક અને રઝ્ઝાક માનવો જોઈએ નહિ.

**અસ્માએ હુસ્ના પઢવાની રીત :**

માણસ જયારે અસ્માએ હુસ્નાની તિલાવત કરવા ચાહે તો આ પ્રમાણે શરૂઆત કરે –

هُوَاللّٰهُ الَّذِىْ لَآ اِلٰهَ اِلَّا
هُوَ الرَّحْمٰنُ الرَّحِيْمُ
اَلْمَلِكُ الْقُدُّوْسُ

આ પ્રમાણે અંત સુધી સતત પઢતાં જવું. દરેક નામના છેલ્લા અક્ષર પર "પેશ" પઢવો અને બીજા નામ સાથે મિલાવી દેવું. જયાં શ્વાસ તૂટી જાય ત્યાં મિલાવવું નહિ

અને એ પછીના નવા નામને ''અલ્''થી શરૂ કરવું. જો કોઈ ખાસ નામનો વઝીફો પઢવો હોય તો એની શરૂમાં ''યા'' શબ્દનો વધારો કરવો. જેમ કે, યા રહમાનુ, યા રહીમુ.

**અને અંતે :....**

અલ્લાહ તઆલાથી દુઆ છે કે તે આ પ્રકરણ તથા આ આખી કિતાબને પોતાની મકબૂલિયતથી નવાઝે, છપાવનારને દુનિયા અને આખિરતમાં સર્વશ્રેષ્ઠ બદલો અતા ફરમાવે અને આ કિતાબને લોકોપયોગી બનાવે, આમીન !

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

هُوَاللّٰهُ الَّذِىْ لَآاِلٰهَ اِلَّاهُوَ

| | | |
|---|---|---|
| الرَّحْمٰنُ جَلَّ جَلَالُهٗ | الرَّحِيْمُ جَلَّ جَلَالُهٗ | الْمَلِكُ جَلَّ جَلَالُهٗ |
| الْقُدُّوْسُ جَلَّ جَلَالُهٗ | السَّلٰمُ جَلَّ جَلَالُهٗ | الْمُؤْمِنُ جَلَّ جَلَالُهٗ |
| الْمُهَيْمِنُ جَلَّ جَلَالُهٗ | الْعَزِيْزُ جَلَّ جَلَالُهٗ | الْجَبَّارُ جَلَّ جَلَالُهٗ |
| الْمُتَكَبِّرُ جَلَّ جَلَالُهٗ | الْخَالِقُ جَلَّ جَلَالُهٗ | الْبَارِئُ جَلَّ جَلَالُهٗ |
| الْمُصَوِّرُ جَلَّ جَلَالُهٗ | الْغَفَّارُ جَلَّ جَلَالُهٗ | الْقَهَّارُ جَلَّ جَلَالُهٗ |
| الْوَهَّابُ جَلَّ جَلَالُهٗ | الرَّزَّاقُ جَلَّ جَلَالُهٗ | الْفَتَّاحُ جَلَّ جَلَالُهٗ |
| الْعَلِيْمُ جَلَّ جَلَالُهٗ | الْقَابِضُ جَلَّ جَلَالُهٗ | الْبَاسِطُ جَلَّ جَلَالُهٗ |

الْخَافِضُ ﷻ الرَّافِعُ ﷻ الْمُعِزُّ ﷻ

الْمُذِلُّ ﷻ السَّمِيْعُ ﷻ الْبَصِيْرُ ﷻ

الْحَكَمُ ﷻ الْعَدْلُ ﷻ اللَّطِيْفُ ﷻ

الْخَبِيْرُ ﷻ الْحَلِيْمُ ﷻ الْعَظِيْمُ ﷻ

الْغَفُوْرُ ﷻ الشَّكُوْرُ ﷻ الْعَلِيُّ ﷻ

الْكَبِيْرُ ﷻ الْحَفِيْظُ ﷻ الْمُقِيْتُ ﷻ

الْحَسِيْبُ ﷻ الْجَلِيْلُ ﷻ الْكَرِيْمُ ﷻ

الرَّقِيْبُ ﷻ الْمُجِيْبُ ﷻ الْوَاسِعُ ﷻ

الْحَكِيْمُ ﷻ الْوَدُوْدُ ﷻ الْمَجِيْدُ ﷻ

الْبَاعِثُ ﷻ الشَّهِيْدُ ﷻ الْحَقُّ ﷻ

الْوَكِيْلُ ﷻ الْقَوِيُّ ﷻ الْمَتِيْنُ ﷻ

الْوَلِيُّ ﷻ الْحَمِيْدُ ﷻ الْمُحْصِيُ ﷻ

الْمُبْدِئُ ﷻ الْمُعِيْدُ ﷻ الْمُحْيِ ﷻ

الْمُمِيْتُ ﷻ الْحَيُّ ﷻ الْقَيُّوْمُ ﷻ

الْوَاجِدُ ﷻ الْمَاجِدُ ﷻ الْوَاحِدُ ﷻ

الْاَحَدُ ﷻ الصَّمَدُ ﷻ الْقَادِرُ ﷻ

الْمُقْتَدِرُ ﷻ الْمُقَدِّمُ ﷻ الْمُؤَخِّرُ ﷻ

الْاَوَّلُ ﷻ الْاٰخِرُ ﷻ الظَّاهِرُ ﷻ

الْبَاطِنُ ﷻ الْوَالِىُ ﷻ الْمُتَعَالِىُ ﷻ

الْبَرُّ ﷻ التَّوَّابُ ﷻ الْمُنْتَقِمُ ﷻ

الْعَفُوُّ ﷻ الرَّؤُفُ ﷻ مٰلِكُ الْمُلْكِ ﷻ

ذُوالْجَلَالِ وَالْاِكْرَامِ ﷻ الْمُقْسِطُ ﷻ

الْجَامِعُ ﷻ الْغَنِىُّ ﷻ الْمُغْنِىُ ﷻ

الْمَانِعُ ﷻ الضَّآرُّ ﷻ النَّافِعُ ﷻ

النُّوْرُ ﷻ الْهَادِىُ ﷻ الْبَدِيْعُ ﷻ

الْبَاقِىُ ﷻ الْوَارِثُ ﷻ الرَّشِيْدُ ﷻ

الصَّبُوْرُ ﷻ



بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

લા ઈલા-હ ઈલ્લલ્લાહુ
મુહમ્મદુર્રસૂલુલ્લાહ
(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)

# પ્રકરણ-૯

# ઈસ્મે આ'ઝમ

"અને તમારા પાલનહારે ફરમાવી દીધું છે કે તમે મને પુકારો, હું તમારી દરખ્વાસ્ત (દુઆ) કબૂલ કરી લઈશ."

(કુર્આન : ૪૦/૬૦)



અલ્લાહના રસૂલ (સલ.)એ ફરમાવ્યું : ''અલ્લાહ તઆલા ફરમાવે છે, મને મારી ઈઝ્ઝત તથા જલાલના સોગંદ છે, હું જલદી અથવા વિલંબથી ઝાલિમથી જરૂર બદલો લઈશ અને તેનાથી બદલો લઈશ, જે તાકાત હોવા છતાં મઝલૂમ (પીડિત)ની મદદ નથી કરતો.

–મુસ્નદે અહમદ

جَزَى اللهُ عَنَّا مُحَمَّدًا

مَّا هُوَ اَهْلُهٗ ط



★ બિસ્મિહી તઆલા ★

# પ્રકરણ-૯

## ઈસ્મે આ'ઝમ

### (૧) જે કોઈ જયારે પણ તેની સાથે દુઆ કરશે, તે કબૂલ થશે

لَآ اِلٰهَ اِلَّآ اَنْتَ سُبْحٰنَكَ ۖ اِنِّیْ كُنْتُ مِنَ الظّٰلِمِیْنَ ﴿٨٧﴾ (الانبیاء ٢١:٨٧)

**લા ઈલા-હ ઈલ્લા અન્ત સુબ્હાન-ક, ઈન્ની કુન્તુ મિનઝ઼ ઝ઼ાલિમીન.** (અમ્બિયા-૮૭)

**તર્જુમો :** તારા સિવાય કોઈ ઈબાદત (પૂજા)ને લાયક નથી. તુ પવિત્ર (પાક) છે. હું સાચે જ કસૂરવાર છું.

અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : હા, હા, તે દુઆ હઝરત ઝુન્નૂન (યાને હઝરત યૂનુસ અલૈ.)ની હતી, જે તેમણે માછલીના પેટમાં માંગી હતી. યાને

**લા ઈલા–હ ઈલ્લા અન્ત.....** પછી અલ્લાહના રસૂલ (સલ.)એ ફરમાવ્યું, સાંભળો ! જે કોઈ મુસલમાન જે કોઈ મામલામાં જયારે પણ પોતાના પરવરદિગારથી આ દુઆ કરે તો અલ્લાહ તઆલા જરૂર તેની દુઆ કબૂલ કરી લે છે. મતલબ કે મજકૂર આયત પઢયા પછી જે દુઆ માંગો તે કબૂલ થઈ જાય છે. (તિર્મિઝી, મુસ્નદે અહમદ)

હઝરત સઅદ (રદિ.) ફરમાવે છે કે, મેં પૂછયું કે હે અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ! આ દુઆ માત્ર હઝરત યૂનુસ (અલૈ.) માટે જ હતી કે બધા મુસ્લિમો માટે છે ? અલ્લાહના રસૂલ (સ.અ.વ.)એ ફરમાવ્યું : તેમના માટે તો ખાસ હતી જ, પરંતુ બધા મુસલમાનો માટે પણ છે, જે કોઈ આ દુઆ કરે. શું તેં કુર્આનમાં નથી જોયું ? **ફસ્તજબ્ના લહૂ વ નજજય્નાહુ મિનલ્ ગમ્મિ વ કઝાલિ–ક નુનજિલ મુઅ્મિનીન** (સૂ. અમ્બિયા, આયત ૨૮) **તર્જુમો :** અમે તેમની દુઆ કબૂલ કરી લીધી અને તેમને તે ગૂંગળામણથી નજાત આપી અને અમે આવી જ રીતે ઈમાનવાળાઓને નજાત આપતા રહીએ છીએ. (બયાનુલ કુર્આન)

હઝરત સઅદ બિન વક્કાસ (રદિ.)થી બીજી રિવાયત છે કે, હુઝૂર (સ.અ.વ.)એ ફરમાવ્યું : હઝરત યૂનુસ (અલૈ.)એ તે દુઆ જે માછલીના પેટમાં કરી હતી તે દુઆ રંજ અને ગમ દૂર કરવા માટે અકસીર ઈલાજ છે.

(મેઅ્રાજુલ મુઅ્મિનીન, પેજ નં. ૧૧૯, લેખક સૂફી આબિદમિયાં ઉસ્માની ડાભેલી) (અબૂ દાવૂદના હવાલાથી)

કુર્આનમાં છે કે, જયારે યૂનુસ (અલૈ.)એ અંધારામાં લા ઈલા–હ ઈલ્લા અન્ત કહ્યું ત્યારે અમે યૂનુસ (અલૈ.)ને ગમથી નજાત આપી અને આવી જ રીતે અમે તમામ મુસલમાનોને નજાત આપીશું.

તે જ સહાબીથી ત્રીજી રિવાયત આવી રીતે આવેલી છે કે,

અલ્લાહના રસૂલ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે યૂનુસ (અલૈ.)ની તે દુઆ જે તેમણે માછલીના પેટમાં માંગી હતી, જે કોઈ મુસલમાને જયારે પણ આ શબ્દો વડે દુઆ માંગી છે, અલ્લાહ તઆલાએ જરૂર કબૂલ કરી છે. આ સાંભળી એક સહાબીએ અરજ કરી કે, હે અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ! શું માત્ર આ દુઆ હઝ. યૂનુસ (અલૈ.) માટે હતી કે બધા મુસલમાનો માટે છે ? ખુદ હુઝૂર (સ.અ.વ.)એ ઈરશાદ ફરમાવ્યો : શું તેં અલ્લાહની આ વાત નથી સાંભળી કે, **વ કઝાલિ-ક નુનજિલ મુઅ્મિનીન.** અને અમે એવી જ રીતે મુઅમિનોને નજાત આપતાં રહીશું. (તિર્મિઝી, નસાઈ, અનવારુદ્દુઆ)

(માસિક અલ હાદી, પેજ ૧૭, સફર ૧૩૫૭, હઝરત થાનવી રહ.)

દરેક કાળમાં દરેક હેતુ માટે આ દુઆ કબૂલ થાય છે. હઝરત મુફતી મહમૂદુલ હસન ગંગોહી સાહેબ (રહ.) ફરમાવે છે કે, હઝરત યૂનુસ (અલૈ.)ની આ દુઆ દરેક જમાનામાં, દરેક શખ્સ માટે અને દરેક મકસદ માટે કબૂલ થાય છે અને દલીલ આપતાં આયતે કરીમહ **''વ કઝાલિ-ક નુન્જિલ મુઅ્મિનીન''** લખી છે. (તિર્મિઝી વ અહમદ)

હઝરત કસીર બિન સઈદ (રદિ.) ફરમાવે છે કે, હઝરત હસન બસરી (રહ.)ને કોઈએ પૂછયું કે, અબૂ સઈદ ! ખુદાના ઈસ્મે આ'ઝમ સાથે જયારે દુઆ કરવામાં આવે તો અલ્લાહ તઆલા તેને કબૂલ ફરમાવે છે અને જયારે તેના વડે માંગવામાં આવે તો અતા ફરમાવે છે તો તે શું છે ? હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું, ભત્રીજા ! શું તેં કુર્આને મજીદમાં હઝરત યૂનુસ (અલૈ.)ની દુઆ નથી જોઈ ? પછી ફરમાવ્યું કે આ જ અલ્લાહનું ઈસ્મે આ'ઝમ છે, જેના વડે દુઆ કરવામાં આવે તો તે અલ્લાહ તઆલા કબૂલ કરી લે છે અને જયારે તેના વડે માંગવામાં આવે તો તે અતા ફરમાવે છે. (ઈબ્ને અબી હાતિમ)

આરિફે રબ્બાની (મેઅ્રાજુલ મુઅ્મિનીન : પૃ. ૧૧૬) શૈખ

અબૂ અબ્દુલ્લાહ અલ મગરિબી (રહ.) ફરમાવે છે કે મેં એક રાતે સ્વપ્નમાં અલ્લાહના રસૂલ (સલ.)ને જોયા તો મેં અલ્લાહના રસૂલ (સલ.)ને અરજ કરી કે, હે અલ્લાહના રસૂલ ! મારી એક જરૂરત છે, હું શું કરું ? રસૂલે કરીમ (સલ.)એ ઈરશાદ ફરમાવ્યો : બે રકા'ત નમાઝ પઢો અને તેના ચારેય સિજદાઓમાં ચાળીસ ચાળીસ વખત (સિજદાની તસ્બીહ પછી) દુઆએ યૂનુસ પઢો, ઈન્શા અલ્લાહ તમારી મુરાદ બહુ જલદી પૂરી થઈ જશે. સારાંશ કે, આપના કહ્યાનુસાર અમલ કરવાથી મારી હાજત (જરૂરિયાત) પૂરી થઈ ગઈ.

આ ઘટનાને નોંધ્યા પછી આરિફ સૂફી આબિદ મિયાં ડાભેલી (રહ.) ફરમાવે છે કે જેને પણ જે કંઈ જરૂરત હોય તે ઈશા પછી એકતાળીસ દિવસ સુધી અલ્લાહના રસૂલ (સલ.)ના ઈરશાદ મુજબ દરરોજ સૂતી વખતે બે રકા'ત પઢતો રહે અને ચારેય સિજદાઓમાં ચાળીસ ચાળીસ વખત દુઆએ યૂનુસ છોડયા વગર પઢતો રહે તો ઈન્શા અલ્લાહ થોડાક જ દિવસોમાં ફતહ (જરૂરિયાત પૂરી થયાની) નિશાનીઓ નજર આવવા માંડશે અને એકતાળીસ દિવસ પૂરા પણ ન થશે અને અલ્લાહ તઆલાના ફઝલો–રહમતથી જરૂરિયાત પૂરી થઈ જશે.

હઝરત થાનવી (રહ.) ફરમાવે છે : આ દુઆએ યૂનુસમાં ઈસ્મે આ'ઝમ છુપાયેલું છે, જે મુસીબત–બલામાં પઢીને દુઆ કરવામાં આવશે તો ઈન્શા અલ્લાહ પઢનાર મહાન ફાયદો મેળવશે. (આ'માલે કુર્આની : ૧/૮)

હઝરત અસ્મા બિન્તે યઝીદ (રદિ.)થી રિવાયત છે (અનવારુદ્દુઆ, માસિક અલ હાદી : પૃ. ૧૬) કે અલ્લાહના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાનું ઈસ્મે આ'ઝમ આ બે આયતોમાં છે :

(۱) الٓمّٓ ۚ اللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۙ الْحَیُّ الْقَیُّوْمُ ۗ (ال عمران ۳:۱-۲)

(۲) وَ اِلٰهُكُمْ اِلٰهٌ وَّاحِدٌ ۚ لَآ اِلٰهَ اِلَّا هُوَ الرَّحْمٰنُ الرَّحِیْمُ (البقرہ ۲:۱۶۳)

**(૧) અલિફ લામ મીમ, અલ્લાહુ લા ઈલા–હ ઈલ્લા હુવલ્ હય્યુલ્ કય્યૂમ, (૨) વ ઈલાહુકુમ્ ઈલાહુંવ્ વાહિદ, લા ઈલા–હ ઈલ્લા હુવર્રહ્માનુર્રહીમ.** (અબૂ દાવૂદ, તિરમિઝી, નસાઈ)

હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે (દુર્રુન ફરાઈદ, પૃ. ૪૯૧) કે અલ્લાહના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાનું તે ઈસ્મે આ'ઝમ જેના વડે દુઆ કરવામાં આવે તો તે કબૂલ થાય, તે કુર્આને મજીદની ત્રણ સૂરતોમાં છે : (૧) સૂરએ બકરહ, (૨) સૂરએ આલિ ઈમરાન અને (૩) સૂરએ તાહા.

(ઈબ્ને માજહ)

અલ્લામહ ઈમામ રાઝી (રહ.) ફરમાવે છે (શર્હે અસ્માઉલ હુસ્ના : પૃ. ૨૪૯, સય્યિદ મન્સૂરપૂરી) કે, ત્રણેય સૂરતોમાં શોધ્યા પછી 'અલ હય્યુલ્ કય્યૂમ'ને ત્રણેયમાં મેં પામ્યું અને આ મત (કથન)ને મજબૂત તથા વિશ્વાસપાત્ર ઠરાવ્યો છે. રાઝી (રહ.) ફરમાવે છે કે, આ બન્ને નામો એવાં છે કે તેમાં જેટલી વધારે ખુદાના પાલક તરીકેની મહાનતા દર્શાવવામાં આવી છે તેટલી અન્ય નામોથી વ્યક્ત થતી નથી.

## (૨) આ આયત દુઆની કબૂલિય્યતમાં ઘણી તાસીર ધરાવે છે

હઝ. સઈદ બિન જુબૈર (રહ.) ફરમાવે છે (મઆરિફુલ કુર્આન : ૭/૫૬૬) કે મને કુર્આને મજીદની એક એવી આયતની જાણ છે કે તેને પઢીને જે કોઈ દુઆ કરે છે તે કબૂલ થાય છે. પૂછવામાં આવ્યું કે, તે કઈ આયત છે ? તો જવાબ આપ્યો કે, તે

આયત આ છે :

قُلِ اللّٰهُمَّ فَاطِرَ السَّمٰوٰتِ وَالْاَرْضِ عٰلِمَ الْغَيْبِ وَالشَّهَادَةِ اَنْتَ تَحْكُمُ بَيْنَ عِبَادِكَ فِيْ مَا كَانُوْا فِيْهِ يَخْتَلِفُوْنَ ﴿٤٦﴾ (الزمر ٣٩:٤٦)

**કુલિલ્લાહુમ્મ ફાતિરસ્સમાવાતિ વલ્અર્દિ આલિમુલ્ ગય્બિ વશ્શહાદતિ. અન્ત તહ્કુમુ બય્ન ઈબાદિ-ક ફીમા કાનૂ ફીહિ યખ્તલિફૂન.** (પા. ૨૪, સૂરએ ઝુમર, આયત ૪૬, કુર્તુબી)

હઝ. ઉકબહ બિન આમિર (રદિ.) કહે છે : (બરકાતે આ'માલ, તર્જુમા ફઝાઈલુલ આ'માલ, પૃ. ૧૬૬ હાફિઝ અલ મુકદિસી) હું એક વખતે અલ્લાહના રસૂલ (સલ.) સાથે જઈ રહ્યો હતો. ચાલતા ચાલતા આપ (સલ.)એ ફરમાવ્યું : હે ઉકબહ ! પઢો. મેં કહ્યું કે, અલ્લાહના રસૂલ (સલ.) હું શું પઢું ? થોડી વાર ખામોશ રહ્યા પછી અલ્લાહના રસૂલ (સલ.)એ ફરી કહ્યું, હે ઉકબહ ! પઢો. મેં કહ્યું કે, (અલ્લાહના રસૂલ સલ.) હું શું પઢું ? ત્યારે અલ્લાહના રસૂલ (સલ.)એ ફરમાવ્યું, 'સૂરએ ફલક'. મેં તે આખી સંભળાવી દીધી. થોડીકવાર પછી ફરી કહ્યું, હે ઉકબહ ! પઢો. મેં કહ્યું, શું પઢું ? આપ (સલ.)એ ફરમાવ્યું : 'સૂરએ નાસ,' મેં તેય સંભળાવી દીધી. તો આપ (સલ.)એ ફરમાવ્યું, અલ્લાહથી માંગનારાઓ માટે આના જેવા પનાહ મેળવવા માટેના બીજા શબ્દો નથી. (નસઈ)

**ફાયદો :** યાને જિન્નાતો તથા ઈન્સાનોમાંના શયતાનોની બુરાઈથી હિફાઝત માટે તેને સવાર-સાંજ પઢી શકાય એમ છે. તદુપરાંત, દુઆની શરૂઆતમાં તેને પઢવાથી દુઆની કબૂલિયત માટે કારણભૂત છે.

## (૩) જયારે તેના વડે માંગવામાં આવે છે તો અલ્લાહ તઆલા આપી દે છે

હઝ. બુરયદહ અસ્લમી (રદિ.) ફરમાવે છે : (અન્વારુદ્દુઆ, હઝ. થાનવી રહ., ઈબ્ને કષીર (રહ.), બરકાતે આ'માલ ભાષાંતર ફઝાઈલે આ'માલ, પૃ. ૧૭૯/દુર્રે ફવાઈદ પૃ. ૨૯) અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક વખત એક સહાબીને આ શબ્દો વડે દુઆ કરતા સાંભળ્યા :

اَللّٰهُمَّ اِنِّیْ اَسْئَلُکَ بِاَنِّیْ اَشْهَدُ اَنَّکَ اَنْتَ اللّٰهُ لَآ اِلٰهَ اِلَّا اَنْتَ اَحَدَ الصَّمَدَ الَّذِیْ لَمْ یَلِدْ وَلَمْ یُوْلَدْ ط

**'અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ-ક બિઅન્ની અશ્હદુ અન્ન-ક અન્તલ્લાહુ લા ઈલા-હ ઈલ્લા અન્ત અહદસ્સમદલ્લઝી લમ્ યલિદ્ વલમ્ યૂલદ'** આ સાંભળી હઝ. રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, તે ઝાતની કસમ ! જેના કબજામાં મારો જાન છે, તેણે અલ્લાહ તઆલાના એક મહાન ઈસ્મે આ'ઝમ વડે દુઆ કરી છે, (જેની ખાસિયત એ છે કે) જયારે તેના વડે માંગવામાં આવે છે તો અલ્લાહ તઆલા આપી દે છે અને તેના વડે જયારે દુઆ માંગવામાં આવે છે ત્યારે અલ્લાહ તઆલા કબૂલ ફરમાવી લે છે. (અબૂ દાવૂદ, તિરમિઝી, નસાઈ અને હાકિમ)

અલ્લામહ હાફિઝ ઈબ્ને હજર (રહ.) ફરમાવે છે : (તફસીરે મવાહિબુર્રહમાન : ૧/૧૧૪) ઈસ્મે આ'ઝમ વિશે સનદના હિસાબથી મજકૂર હદીષને સૌથી ઊંચું સ્થાન પ્રાપ્ત છે.

હઝ. જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.)થી રિવાયત છે કે, હઝ. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક

વખત એમ દુઆ ફરમાવી, '**સુબ્હાન–ક લા ઈલા–હ ઈલ્લા અન્ત, યા હન્નાનુ, યા મન્નાનુ, યા બદીઅસ્સમાવાતિ વલ્ અર્દિ, યા ઝલ્ જલાલિ વલ્ ઈક્રામ**', ત્યાર પછી ફરમાવ્યું કે જે શખ્સ આ દુઆ પઢી અલ્લાહ તઆલાથી પૂર્વ–પશ્ચિમ (મતલબ આખી દુનિયા)ની કોઈ પણ મુરાદ માંગશે તો અલ્લાહ તઆલા તેને જરૂર કબૂલ ફરમાવી લે છે. (ગુન્યતુત્તાલિબીન, પૃ. ૪૭૦)

## (૪) આ દુઆ માટે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કસમપૂર્વક ફરમાવ્યું

હઝ. અનસ બિન માલિક (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એક વખત હઝ. અબૂ અબ્બાસ ઝૈદ બિન સામિત ઝરકી (રદિ.) પાસેથી પસાર થયા. તેઓ નમાઝ પછી આ દુઆ પઢી રહ્યા હતા :

اَللّٰهُمَّ اِنِّیْ اَسْئَلُکَ بِاَنَّ لَکَ الْحَمْدُ لَاۤ اِلٰهَ اِلَّا اَنْتَ يَاحَنَّانُ، يَامَنَّانُ، يَابَدِيْعَ السَّمٰوٰتِ وَالْاَرْضِ يَاذَاالْجَلَالِ وَالْاِكْرَامِ، يَاحَیُّ يَاقَيُّوْمُ۔

'**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ–ક બિઅન્ન લકલ્ હમ્દુ લા ઈલા–હ ઈલ્લા અન્ત, યા હન્નાનુ, યા મન્નાનુ, યા બદીઅસ્સમાવાતિ વલ્ અર્દિ યા ઝલ્ જલાલિ વલ્ ઈક્રામ, યા હય્યુ યા કય્યૂમ.**' આ સાંભળી હઝ. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : તમને ખબર પણ છે કે, તેણે કયા (પવિત્ર નામના વસીલા)થી દુઆ માંગી છે ?

સહાબાએ અરજ કરી : અલ્લાહ તથા તેના રસૂલ જ વધુ સારી

રીતે જાણે છે. રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : તે ઝાતની કસમ, જેના કબજામાં મારો જાન છે, તે અલ્લાહના ઈસ્મે આ'ઝમના માધ્યમથી દુઆ કરે છે કે જયારે તેના વડે દુઆ માંગવામાં આવે છે તો તે કબૂલ ફરમાવે છે અને જયારે તેના દ્વારા કોઈ દરખ્વાસ્ત કરવામાં આવે છે તો તે પૂરી કરે છે.

(અબૂ દાવૂદ, તિરમિઝી, ઈબ્ને માજહ, અહમદ, અન્વારુદ્દ દુઆ, માસિક અલ હાદી, પૃ. ૧૫, સફર ૧૩૫૭/હઝ. થાનવી (રહ.), દુર્રે ફરાઈદ, પૃ. ૪૯૧)

## (૫) આકાશના તારાઓમાં લખેલું જોયું

હઝ. શૈખ સિર્રી બિન યહયા (રહ.) (જેઓ કબીલ–એ–તય સાથે સંબંધ ધરાવતા હતા) ફરમાવે છે : અલ્લાહના એક બહુ મકબૂલ બંદા હતા. તેઓ વારંવાર આમ દુઆ માંગતા રહેતા હતા કે, 'હે અલ્લાહ ! તું મને તારું તે પાક નામ બતાવી (શિખવાડી) દે કે જયારે તેના વડે દુઆ કરવામાં આવે તો તેની બરકતથી તે દુઆ કબૂલ થઈ જાય.'

તો એક વખત તે બુઝુર્ગે સ્વપ્નમાં જોયું કે, આકાશના તારાઓમાં આમ લખ્યં છે :

يَابَدِيْعَ السَّمٰوٰتِ وَالْاَرْضِ يَاذَاالْجَلَالِ وَالْاِكْرَامِ

**'યા બદીઅસ્સમાવાતિ વલ્ અર્દિ, યા ઝલ્ જલાલિ વલ્ ઈકરામ.'** જેનાથી તેમણે સમજી લીધું કે, આ જ તે ઈસ્મે આ'ઝમ છે, જેના વિશે હું દુઆઓ કરતો રહેતો હતો. (અન્વારુદ્દ દુઆ, માસિક અલ હાદી, પૃ. ૧૫, ૧૩૫૭/હઝ. થાનવી (રહ.) મિઅ્રાજુલ મુઅ્મિનીન, પૃ. ૧૧૫, સૂફી આબિદ મિયાં ડાભેલી (રહ.), અત્તરગીબ વત્તરહીબ, અબૂ યઅ્લા)

## (૬) બેચેનીના સમયે આપ (સલ.)એ આ ઈસ્મે આ'ઝમ સાથે દુઆ કરી

બુઝુર્ગાને દીન ફરમાવે છે : અલ્લાહ તઆલાનાં ગુણવાચક નામોમાંથી **'હય્યુન વ કય્યૂમુન'** એ ઘણા બધા વિદ્વાનોના મતે ઈસ્મે આ'ઝમ છે. હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહૂ ફરમાવે છે : બદ્રના યુદ્ધ વખતે મારા દિલમાં એમ થયું કે હું જઈને રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જોઉં કે આપ શું કરી રહ્યા છે. તો મેં જોયું કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સિજદામાં પડેલા છે અને ઝબાને મુબારકથી વારંવાર 'યા હય્યુ યા કય્યૂમ' કહી રહ્યા છે. (મઆરિફુલ કુર્આન : ૧/૬૧૩)

તફસીરે ઈબ્ને કષીરમાં હઝ. અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)થી નકલ કરવામાં આવ્યું છે : **અલ્ હય્યુલ્ કય્યૂમ** એ અલ્લાહ પાકનું ઈસ્મે આ'ઝમ છે. તેના વિશે ઈમામ ફખરુદીન રાઝી (રહ.) ફરમાવે છે : બદ્રના યુદ્ધ વખતે ઘણી જ બેચેની તથા પરેશાનીની સ્થિતિમાં રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સિજદામાં મુબારક માથું નમાવી આ જ ઈસ્મે આ'ઝમ વડે વારંવાર દુઆ ફરમાવી હતી અને અલ્લાહ તઆલાએ તેને કબૂલિય્યતથી નવાઝી હતી. (મિઅ્રાજુલ્ મુઅ્મિનીન, પૃ. ૧૧૫, આરિફ બિલ્લાહ સૂફી આબિદમિયાં ઉસ્માની, નકશબંદી, ડાભેલી) વિખ્યાત મુફસ્સિર ઈમામ કુર્તુબી (રહ.)એ હઝ. આઈશા (રદિ.)થી મરફૂઅન્ (વચ્ચેના વહનકર્તાનું નામ લીધા વગર) નોંધ્યું છે કે : આસિફ બિન બરખિયા (બિલ્કીસનો તખ્ત ઉઠાવી લાવનાર એક જિન્ન)એ જે ઈસ્મે આ'ઝમ વડે દુઆ કરી હતી તે 'યા હય્યુ યા કય્યૂમ' હતું. (અદ્દુઆ, ઈમામ કુર્તુબી)

## (૭) આ નામની બરકતથી મુરાદો પૂરી થાય છે

રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક સહાબીને યા ઝલ્ જલાલિ વલ્ ઈક્રામ પઢતાં સાંભળ્યા તો ફરમાવ્યું કે, તમારી જે જરૂર હોય તે અલ્લાહથી માંગો, કારણ કે હવે તમારી દુઆ (આ ઈસ્મે આ'ઝમ પઢવાની બરકતથી) કબૂલ થશે. (મિઅ્રાજુલ મુઅ્મિનીન, પૃ. ૧૫૨)

હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહૂ ફરમાવે છે : 'યા ઝલ્ જલાલિ વલ્ ઈક્રામ' પઢવાથી માણસની દુઆ કબૂલ થાય છે અને તેની બરકતથી માણસની મુરાદો પૂરી થાય છે. (ગુન્યતુત્તાલિબીન, પૃ. ૨૩૦)

હઝરત મુઆઝ બિન જબલ (રદિ.)થી રિવાયત છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કોઈને યા ઝલ્ જલાલિ વલ્ ઈક્રામ પઢતાં સાંભળ્યા તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, તમારું કહેવાનું સ્વીકારી લેવામાં આવ્યું. હવે પોતાની માંગણી (સવાલ) કરી લો (અર્થાત્ જે મન હોય તે દુઆ માંગી લો, કબૂલ કરવામાં આવશે).

(અન્વારુદ્ દુઆ માસિક અલ હાદી, તિરમિઝીના હવાલાથી)

## (૮) ઈસ્મે આ'ઝમ અને હઝરત આઈશા સિદ્દીકા (રદિ.)

હઝ. આઈશા સિદ્દીકા (રદિ.) ફરમાવે છે : હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક દિવસ ફરમાવ્યું : હે આઈશા ! શું તને ખબર છે કે અલ્લાહ તઆલાએ મને પોતાનું તે નામ બતાવી દીધું કે જયારે તેના વડે દુઆ કરવામાં આવે તો અલ્લાહ તઆલા કબૂલ કરી લે છે. હઝ. આઈશા (રદિ.) ફરમાવે છે કે, મેં પૂછયું

કે હે અલ્લાહના રસૂલ (સલ.) ! મારાં માં–બાપ આપ પર કુર્બાન થાય, આપ તે પવિત્ર નામ મને શિખવાડી દો.

તો રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : હે આઈશા ! એ નામ તારા માટે યોગ્ય નથી. (હઝ. આઈશા ફરમાવે છે કે) આ જવાબથી હું વ્યથિત થઈ ગઈ અને થોડીક વાર સુધી એક બાજુ જઈ બેસી ગઈ. (જ્યારે દિલ ન માન્યું તો) ફરી ઊઠી અને જઈને આપ (સલ.)ના માથા (કપાળ) મુબારક પર ચુંબન કર્યું અને કાલાવાલા કરી મેં અરજ કરી કે, હે અલ્લાહના રસૂલ ! તે પવિત્ર નામ મને શિખવાડી દો. આપ (સલ.)એ ફરી તે જ જવાબ આપ્યો : હે આઈશા ! તે તારા માટે મુનાસિબ નથી, કારણ કે કદાચ તમે તેના વડે દુનિયાની કોઈ વસ્તુ માંગી લો.

હઝ. આઈશા (રદિ.) ફરમાવે છે કે (જ્યારે હું નિરાશ થઈ ગઈ તો) ઊઠી, વુઝૂ કર્યું, બે રકા'ત નમાઝ પઢીને આ રીતે દુઆ માંગી :

اَللّٰهُمَّ اِنِّیْ اَدْعُوْکَ اللّٰهَ، وَاَدْعُوْکَ الرَّحْمٰنَ، وَاَدْعُوْکَ الْبَرَّالرَّحِیْمَ، وَاَدْعُوْکَ بِاَسْمَائِکَ الْحُسْنٰی کُلِّهَا، مَاعَلِمْتُ مِنْهَا، وَمَالَمْ اَعْلَمْ، اَنْ تَغْفِرَلِیْ وَتَرْحَمْنِیْ۔

**અલ્લાહુમ્મ ઈન્ની અદ્ઉકલ્લાહ, વ અદ્ઉકર્રહ્માન, વ અદ્ઉકલ્ બર્રરહીમ વ અદ્ઉક બિઅસ્માઈકલ્ હુસ્ના કુલ્લિહા, મા અલિમ્તુ મિન્હા, વમા લમ્ અઅ્લમ, અન્ તગ્ફિર્ લી વ તર્હ-મની.**

હઝ. આઈશા (રદિ.) ફરમાવે છે કે, મારી આ દુઆ

સાંભળી રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મુસ્કુરાવી દીધું અને ફરમાવ્યું કે, હે આઈશા ! તે (ઈસ્મે આ'ઝમ) સાચે જ તારી આ દુઆમાં છે, જેના વડે તેં દુઆ માંગી છે.

(ઈબ્ને માજહ, અન્વારુદ્ દુઆ માસિક અલ હાદી પૃ. ૧૮, સફર ૧૩૫૭)

આ સંબંધી એક બીજી રિવાયત નજીવા ફરક સાથે આવી રીતે પણ નોંધવામાં આવી છે. હઝ. અનસ (રદિ.)થી રિવાયત છે : એક વખત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હઝ. આઈશા (રદિ.) પાસે આવ્યા તો તેમણે કહ્યું કે, હે અલ્લાહના રસૂલ ! મારાં માં–બાપ આપ પર કુર્બાન થાય, આપ મને અલ્લાહનું તે ઈસ્મે આ'ઝમ બતાવી દો, જેના વડે દુઆ કબૂલ થાય છે, અને જે કાંઈ માંગવામાં આવે તે આપવામાં આવે છે. આ સાંભળી આપ (સલ.) ખામોશ રહ્યા. આ ખામોશી પછી હઝ. આઈશા (રદિ.)એ ઊઠીને વુઝૂ કર્યું અને આમ દુઆ માંગવાનું શરૂ કર્યું :

اَللّٰهُمَّ اِنِّیْ اَسْئَلُکَ مِنَ الْخَیْرِ کُلِّهٖ، مَاعَلِمْتُ مِنْهُ وَمَالَمْ اَعْلَمْ، بِاسْمِکَ الْعَظِیْمِ الَّذِیْ اِذَا دُعِیْتَ بِهٖ اَجَبْتَ وَاِذَا سُئِلْتَ بِهٖ اَعْطَیْتَ۔

**'અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ–ક મિનલ્ ખય્રિ કુલ્લિહી, મા અલિમ્તુ મિન્હૂ વમા લમ્ અઅ્લમ, બિસ્મિકલ અઝીમિલ્લઝી ઈઝા દુઈય–ત બિહી અજબ્ત વ ઈઝા સુઈલ્ત બિહી અઅ્તય્ત.'** તો આ દુઆ સાંભળી નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : હે આઈશા ! અલ્લાહની કસમ તે (ઈસ્મે આ'ઝમ જેના વિશે તું પૃચ્છા કરી રહી હતી (તે આ જ નામોમાંથી છે). (મુઅ્જમે અવસત)

(દુર્રુલ ફરાઈદ, તર્જુમો જમ્ઉલ ફવાઈદ : પૃ. ૪૯૧)

હઝ. આઈશા (રદિ.) ફરમાવે છે : મેં અલ્લાહના રસૂલ (સલ.)થી સાંભળ્યું, આપે ફરમાવ્યું : આ પવિત્ર શબ્દો વડે જ્યારે દુઆ કરવામાં આવે છે તો કબૂલ થાય છે, જ્યારે માંગવામાં આવે છે તો નવાઝવામાં આવે છે અને જ્યારે મુસીબતથી છુટકારા માટે તેને પઢીને દુઆ કરવામાં આવે છે તો તેને સલામતી આપવામાં આવે છે. (ઈબ્ને માજહ, પૃ. ૨૭૪, અદુઆઅ્, ઈમામ તબરાની રહ.)

## (૯) આ દુઆ માંગવાથી અલ્લાહ કોઈને નામુરાદ નથી રાખતો

હઝ. મુઆવિયહ બિન અબૂ સુફયાન (રદિ.)થી રિવાયત છે કે, ફરમાવે છે કે, મેં રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને એમ કહેતાં સાંભળ્યા કે જે શખ્સ આ શબ્દો વડે દુઆ માંગે તો અલ્લાહ તઆલાથી જે કોઈ વસ્તુ માંગશે તે તેને જરૂર આપશે. તે શબ્દો આ છે :

لَآاِلٰهَ اِلَّااللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ، لَآاِلٰهَ اِلَّااللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ط لَآاِلٰهَ اِلَّااللّٰهُ وَلَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّابِاللّٰهِ ط

'લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર, લા ઈલા-હ ઈલ્લલ્લાહુ, વહ્દહૂ લા શરી-ક લહૂ, લહુલ્ મુલ્કુ, વલહુલ્ હમ્દુ, વ હુ-વ અલા કુલ્લિ શયઈન્ કદીર, લા ઈલા-હ ઈલ્લલ્લાહુ, વલા હવ્લ વલા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહ.'
(તબરાની ફી કબીર અવસત, અન્વારુદુઆ, અલ હાદી માસિક પૃ. ૧૬, ૧૩૫૭)

હઝ. અનસ (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, જે બંદો નમાઝ પછી પોતાના હાથો ફેલાવી આ મુજબ દુઆ કરે :

اَللّٰهُمَّ اِلٰهِىْ وَاِلٰهَ اِبْرَاهِيْمَ وَاِسْحٰقَ وَيَعْقُوْبَ وَاِلٰهَ جِبْرَئِيْلَ وَمِيْكَائِيْلَ وَاِسْرَافِيْلَ ط اَسْئَلُكَ اَنْ تَسْتَجِبَ دَعْوَتِىْ فَاَنَا مُضْطَرٌّ وَّتَعْصِمَنِىْ فِىْ دِيْنِىْ فَاِنِّىْ مُبْتَلًا وَّتَنَالَنِىْ بِرَحْمَتِكَ فَاِنِّىْ مُذْنِبٌ وَّتَنْفِىَ عَنِّىَ الْفَقْرَ فَاِنِّىْ مُتَمَسْكِنٌ ط

**'અલ્લાહુમ્મ ઈલાહી વ ઈલા–હ ઈબ્રાહી–મ વ ઈસ્હા–ક વ યઅ્કૂ–બ વ ઈલા–હ જિબ્રઈ–લ, વ મીકાઈ–લ, વ ઈસ્રાફીલ· અસ્અલુ–ક અન્ તસ્તજિ–બ દઅ્વતી ફ–અ–ન મુદ્તર્રુંવ્ વ તઅ્સિ–મની ફી દીની ફઈન્ની મુબ્તલંવ્ વ તનાલની બિરહ્મતિ–ક ફઈન્ની મુઝ્નિબુંવ્ વ તન્ફિ–ય અન્નિલ્ ફક્ર ફઈન્ની મુત–મસ્કિનુન'.** તો અલ્લાહ તઆલા પર આ હક છે કે એના બંને હાથોને ખાલી અને નાકામ પાછા ન ફેરવે. (ફતાવા રહીમિય્યહ ૭/૨૪૪, મુનાજાતે મકબૂલ પૂ. ૪૯, અમલુલ યવ્મિ વલ્લૈલ, પૂ. ૩૮, હાફિઝ અબૂ બક્ર અહમદ બિન મુહમ્મદ ઈસ્હાક અસ્સુન્ની)

નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું : પહેલા કોઈ નેક કામ, ઝિક્ર–તિલાવત, સદકા–ખયરાત વગેરે કરે. પછી બે રકા'ત પઢી આ દુઆ પઢે :

اَللّٰهُمَّ اِنِّىْ اَسْئَلُكَ بِاسْمِكَ بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ وَبِاسْمِكَ الَّذِىْ لَآاِلٰهَ اِلَّا هُوَالْحَىُّ

الْقَيُّوْمُ لَا تَأْخُذُهٗ سِنَةٌ وَّلَا نَوْمٌ ط اَللّٰهُمَّ اِنِّىْ اَسْئَلُكَ اَنْ تَغْفِرَلِىْ وَتَرْحَمْنِىْ وَاَنْ تُعَافِيَنِىْ مِنَ النَّارِ ط

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ-ક બિસ્મિ-ક. બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ. વ બિસ્મિક લ્લઝી લા ઈલા-હ ઈલ્લા હુવલ્ હય્યુલ્ કય્યૂમુ લા તઅ્ખુઝુહૂ સિનતુંવ્ વલા નવ્મ. અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ-ક અન્ તગ્ફિ-ર લી વ તર્હમ-ની વ અન્ તુઆફિ-યની મિનન્નાર.**

રસૂલે કરીમ (સલ.)એ ફરમાવ્યું : આ ઈસ્મે આ'ઝમ છે. આટલું પઢયા પછી જે દુઆ માંગશો તે કબૂલ કરવામાં આવશે.

(ઈહ્યાઉલ ઉલૂમ : ૧/૨૩૫)

## (૧૦) કોઈ એવી પણ દુઆ છે જે પાછી ન ફરે ? જી હા, છે !

હઝ. ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે એક સહાબીએ પૂછયું : હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! કોઈ એવી પણ દુઆ (પવિત્ર શબ્દો) છે, જેને (ખુદાના દરબારમાંથી) પાછી મોકલવામાં ન આવે ? (અર્થાત્ તેના વડે જે દુઆ માંગવામાં આવે તે કબૂલ કરી લેવામાં આવે.) નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું : હા, છે ! તમે (શરૂમાં) આ દુઆ પઢયા કરો :

اَللّٰهُمَّ اِنِّىْ اَسْئَلُكَ بِاسْمِكَ الْاَعْلَى الْاَجَلِّ الْاَكْبَرِ ط

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ-ક બિસ્મિકલ્ અઅ્લલ્ અજલ્લિલ્ અકબર.**

(મુજર્રબાતે દય્રબી, પૃ. ૧૩૨)

હઝ. ઈમામ ઝુહેર (રહ.)એ ફરમાવ્યું : અમને ઘણા બધા ઉલમાએ કિરામથી જાણવા મળ્યું કે, દુઆની શરૂઆતમાં આ પઢયા કરો :

لَآاِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ بِيَدِهِ الْخَيْرُ وَهُوَ عَلٰى كُلِّ شَيْئٍ قَدِيْرٌ ط لَآاِلٰهَ اِلَّا اللّٰهُ لَهُ الْاَسْمَآءُ الْحُسْنٰى هُوَ اللّٰهُ الَّذِىْ لَآاِلٰهَ اِلَّا هُوَ الرَّحْمٰنُ الرَّحِيْمُ ط

**લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વહ્દહૂ લા શરી-ક લહૂ, લહુલ્ મુલ્કુ, વલહુલ્ હમ્દુ, બિય-દિહિલ્ ખય્રુ, વ હુ-વ અલા કુલ્લિ શય્ઈન્ કદીર. લા ઈલા-હ ઈલ્લલ્લાહુ લહુલ્ અસ્માઉલ્ હુસ્ના, હુવલ્લાહુ લ્લઝી લા ઈલા-હ ઈલ્લા હુવર્રહ્માનુર્રહીમ.**

(દુર્રે ફરાઈદ, પૃ. ૪૯૪)

## (૧૧) આ દુઆએ આંધળાને દેખતા કરી દીધો

હઝ લૈષ (રહ.)એ ફરમાવ્યું, જ્યારે મેં પહેલી વખત ઈબ્ને નાફિઅને જોયા તો તેઓ અંધ હતા. પછી થોડાક દિવસો બાદ મેં તેમને જોયા તો તેઓ બન્ને આંખો ધરાવતા હતા. આ સ્થિતિ જોઈ મેં તેમને દષ્ટિ પાછી આવી જવા વિશે પૂછયું, તો તેમણે ફરમાવ્યું કે, મેં એક વખત્ત સ્વપ્નમાં જોયું, તેમાં મને એમ કહેવામાં આવ્યું કે : હે ઈબ્ને નાફિઅ ! પોતાની આંખને સાજી કરવા માટે આવી રીતે દુઆ માંગો, એટલે મેં તે દુઆ પઢી તો અલ્લાહ તઆલાએ તેની બરકતથી મારી દષ્ટિ મને પાછી આપી દીધી. તે દુઆ આ છે :

يَاقَرِيْبُ، يَامُجِيْبُ، يَاسَمِيْعَ الدُّعَاءِ،
يَالَطِيْفٌ لِّمَا يَشَاءُ رُدَّ عَلَيَّ بَصَرِىْ۔

**યા કરીબુ, યા મુજીબુ, યા સમીઅદ્દુઆઈ, યા લતીફુલ્ લિમા યશાઉ, રુદ્દ અલય્ય બસરી.**

(તસવ્વુફ વ નિસ્બતે સૂફિયાઅ્ : પૃ. ૭૪, શાહ વસિય્યુલ્લાહ રહ.)

**નોટ :** દરેક જરૂરતમંદ પોતાની જરૂરત (અલ્લાહથી માંગતી વખતે) ઉપરોક્ત દુઆનું છેલ્લું વાક્ય 'રુદ્દ અલય્ય બસરી'ને ન પઢે, બલકે તેની જગ્યાએ પોતાની જરૂરતનો ઉલ્લેખ કરે અથવા મનમાં તેનો વિચાર કરે.

મિસર તથા અરબના મશહૂર બુઝુર્ગ શયખુલ મશાઈખ હઝ. અબ્દુલ્લાહ કુરશી (રહ.) ફરમાવે છે : હું એક દિવસ શૈખ અબૂ મુહમ્મદ લલગારદી (રહ.)ની ખિદમતમાં ગયો, તો તેમણે ફરમાવ્યું, આજે હું તમને એક એવી અમાનત (દુઆ) આપું છું, જેની ખૂબી એ છે કે, જ્યારે તમને કોઈ વસ્તુની જરૂર હોય અથવા કોઈ મુસીબતમાં ફસાય ગયા હો તો આ દુઆ વડે ખુદાથી મદદ માંગજો, યાને તેના વસીલાથી દુઆ કરતા રહો, તમારી દુઆ બહુ જલદી કબૂલ કરવામાં આવશે.

મેં અરજ કરી : આવી દુઆ મને જરૂર શિખવાડો. તો શૈખ અબૂ મુહમ્મદ લલગારદી (રહ.)એ આ મુબારક નામો મને શીખવ્યાં :

يَاوَاحِدُ يَااَحَدُ يَاوَاجِدُ يَاجَوَّادُ اِنْفَحْنَامِنْکَ
بِنَفْحَةِ خَيْرٍ، اِنَّکَ عَلٰى كُلِّ شَیْءٍ قَدِيْرٌ ط

**યા વાહિદુ, યા અ-હદુ, યા વાજિદુ, યા જવ્વાદુ, ઈન્ફહ્ના મિન્ક બિ-નફ્હતિ ખય્ર, ઈન્ન-ક અલા કુલ્લિ શય્ઈન્ કદીર.**

શૈખ અબ્દુલ્લાહ કુરશી (રહ.) ફરમાવે છે : જ્યારે પણ મેં પેલા પાક નામોનાં વસીલાથી દુઆ માંગી છે તો તેને મકબૂલ, મુજર્રબ (અનુભવસિદ્ધ) અનેકામિયાબ પામી છે. મેં તેનાથી ઘણો ફાયદો હાસિલ કર્યો છે. (મુજર્રબાતે દયૂરબી, પૃ. ૧૧૭, અલ્લામહ દયૂરબી રહ.)

## (૧૨) આ દુઆના કારણે ફરિશ્તાઓ બેચેન થઈ ગયા

રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જમાનામાં એક ઘટના ઘટી ગઈ, જેની વિગત આ મુજબ છે : એક વેપારી હતા જે સિરિયાથી મદીના તય્યિબહ વેચવા માટેનો સામાન લાવતા–લઈ જતા હતા. તેઓ અલ્લાહ પર ભરોસો રાખી એકલા જ પ્રવાસ ખેડતા. એક વખત શામ (સિરિયા)થી મદીના તય્યિબહ માલ લાવતા હતા તો પ્રવાસ દરમિયાન એક ઘોડેસવાર ડાકુ તેમની સામે આવી ગયો અને ગળું ફાડીને કહેવા લાગ્યો : 'ઊભા રહો, સામાન મૂકી દો, અને મરવા માટે તૈયાર થઈ જાઓ.' વેપારીએ કહ્યું, 'આ માલ હું તને સોંપી દઉં છું. મને છોડી દે, તો ડાકુએ કહ્યું : માલ તો મારો જ છે. હું તો તારી જાન લીધા વગર નહીં છોડીશ. વેપારીએ ઘણી જ કાકલૂદી કરી કે મને છોડી દે, પરંતુ તે ન માન્યો. વેપારીએ મજબૂર થઈ કહ્યું, જો તારે જાન જ લેવી છે તો તને ઈખ્તિયાર છે, પરંતુ મને બે રકઅત પઢવાની મહેતલ આપવામાં આવે. તેણે કહ્યું : આની તમને છૂટ છે. વેપારીએ બે રકઅત પઢી દુઆ માટે હાથ ઉઠાવ્યા અને બેચેન અવસ્થામાં કેટલીય વખત આમ દુઆ માંગવાનું શરૂ કર્યું :

يَاوَدُوْدُ يَاوَدُوْدُ يَاوَدُوْدُ يَاذَاالْعَرْشِ الْمَجِيْدُ، يَامُبْدِئُ

يَامُعِيْدُ يَافَعَّالٌ لِّمَايُرِيْدُ اَللّٰهُمَّ اِنِّىْٓ اَسْئَلُكَ بِنُوْرِ

وَجْهِكَ الَّذِىْ مَلَأَ اَرْكَانَ عَرْشِكَ وَاَسْئَلُكَ بِقُدْرَتِكَ الَّتِىْ قَدَّرْتَ بِهَا عَلٰى جَمِيْعِ خَلْقِكَ وَبِرَحْمَتِكَ الَّتِىْ وَسِعَتْ كُلَّ شَيْءٍ لَآ اِلٰهَ اِلَّا اَنْتَ يَا غِيَاثَ الْمُسْتَغِيْثِيْنَ اَغِثْنِىْ اَغِثْنِىْ اَغِثْنِىْ۔

**યા વદૂદુ, યા વદૂદુ, યા વદૂદુ, યા ઝલ્ અર્શિલ્ મજીદુ, યા મુબ્દિઉ, યા મુઈદુ, યા ફઅ્આલુલ લિમા યુરીદ. અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ–ક બિનૂરિ વજ્હિક લ્લઝી મલ–અ અરકા–ન અરશિક. વ અસ્અલુ–ક બિકુદ્રતિક લ્લતી કદ્દર્ત બિહા અલા જમીઈ ખલકિક. વબિરહ્મતિકલ્લતી વસિઅત્ કુલ્લ શયઈન. લા ઈલા–હ ઈલ્લા અન્ત, યા ગયા–ષ મુસ્તગીષી–ન, અગિષ્ની, અગિષ્ની, અગિષ્ની.**

બસ, આટલું પઢવાનું હતું કે, અચાનક એક ઘોડેસવાર હાથમાં ચમકતી તલવાર લઈને મારી સામે આવી ગયો અને તે ડાકુ પર હુમલો કરી તેને ભોંયભેગો કરી દીધો. પછી વેપારીને કહ્યું કે, 'જાઓ, હવે તમે તેનું માથું ધડથી અલગ કરી દો.' વેપારીએ કહ્યું કે, અલ્લાહ તમને ખુશ રાખે. તમે કોણ છો ? મેં તો આજ સુધી કોઈને માર્યો નથી. તમે જ તેને મારી નાંખો. એટલે પછી તેણે જ જઈને તેને ખતમ કર્યો.

પછી પેલા ઘોડેસવાર મારી પાસે આવ્યા અને કહ્યું કે હું ત્રીજા આકાશનો એક ફરિશ્તો છું. જયારે તમે પહેલી વખત આ દુઆ કરી તો અમે આકાશનાં બારણાઓમાંથી જોરજોરથી ખખડાટ સાંભળ્યો, જેનાથી અમને ખબર પડી કે કોઈક દુર્ઘટના ઘટી રહી છે. પછી જયારે બીજી વખત આ દુઆ માંગી તો આકાશના

દરવાજાઓ ફટ દઈને ઊઘડી ગયા અને તેમાંથી ચિંગારીઓ– તણખાખો ઊડવા લાગ્યા. પછી જ્યારે ત્રીજી વખત તમે આ દુઆ પઢી તો અર્શે અઅ્ઝમથી હઝ. જિબ્રઈલ (અલૈ.)એ આવીને અવાજ દીધો કે, 'આ મુસીબતમાં ફસાયેલા માણસની મદદ માટે કોણ જાય છે ?'

આ સાંભળી મેં દુઆ કરી કે : હે અલ્લાહ ! આ ખિદમત માટે મને મોકો આપવામાં આવે, એટલે મેં આવીને તેનું કામ પૂરું કરી દીધું.

પછી તે ફરિશ્તાએ કહ્યું : હે અલ્લાહના બંદા ! તમે સારી પેઠે સમજી લો કે જે કોઈ માણસ મુસીબતના વખતે તમારા આ શબ્દો સાથે દુઆ માંગશે, ચાહે પરેશાની કોઈ પણ જાતની હોય, તો અલ્લાહ તઆલા તેને તેનાથી છૂટકારો આપશે, તેની ફરિયાદ સાંભળવામાં આવશે. આટલું કહી તે ફરિશ્તો ગાયબ થઈ ગયો અને પેલા વેપારીએ મદીના મુનવ્વરા આવીને નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં આખી ઘટના સંભળાવી દીધી અને તે દુઆ પણ સંભળાવી દીધી. આ સાંભળી નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : હે ભાઈ ! અલ્લાહ તઆલાએ તમને અસ્માએ હુસ્નાનું ઈલ્મ આપ્યું છે, જેના વસીલાથી દુઆ કબૂલ થાય છે તથા સવાલ પૂરો થાય છે.

**નોટ** : ઉપરોક્ત હદીષ તથા ઘટના વિશે કેટલીય શનદો (વહનકર્તા સૂત્ર) કિતાબોના હવાલા સહિત નીચે લખ્યા છે.

(૧) હઝરત અનસ (રદિ.) મજકૂર દુઆ વિશે ફરમાવે છે કે જે કોઈ મુસીબતમાં ફસાયેલો માણસ ચાર રકઅત પછી મજકૂર દુઆના વસીલાથી દુઆ માંગશે તો તે કબૂલ થશે.

(હાશિયો, અલ હવાતિફ, ઈબ્ને અબિ દુન્યા, પૃ. ૨૭)

(૨) હાફિઝ ઈબ્ને હજર અસ્કલાની (રહ.)એ 'અલ

ઈસાબહ્'માં પૃ. ૧૭૮ ઉપર હઝ. અબૂ મઅલક અન્સારીના ઉલ્લેખમાં મજકૂર ઘટનાને નોંધી લખ્યું છે કે આ લોકોએ મજકૂર રિવાયતને અબૂ મૂસાની કિતાબુલ વઝાઈફના હવાલાથી લખી છે.

(કરામાતે અવલિયા, પૃ. ૧૯૬, કુતુબે મદીના અબ્દુલ્લાહ યાફિઈ યમની રહ.)

(૩) ઈબ્ને અષીર (રહ.)એ મજકૂર હદીષ ' ઉસ્દુલ ગાબહ્'માં હઝ. મઅલક અન્સારીના ઉલ્લેખ (તરજમા)માં પૃ. નં. ૨૯૫ ઉપર લખી છે. ઈમામ ઈબ્ને અબિ દુન્યાએ 'મજાબિયુદઅૂવહ્'ના પૃ. ૨૩ પર પણ આ હદીષ લખી છે.

(૪) 'નુઝૂહતુલ બસાતીન'ના લેખક ફરમાવે છે : આ હદીષ તથા ઘટનાને ઉલમાએ કિરામની એક મોટી જમાઅતે પોતાની કિતાબોમાં નોંધી (નકલ કરી) છે. ઈમામ ફખરુદીન રાઝી (રહ.)એ આ દુઆ વિશે એમ લખ્યું છે કે, 'આ તે દુઆઓમાંથી એક છે, જેના વસીલાથી દુઆ માંગવાથી આકાશી દુનિયામાં તોફાન મચી જઈ મજબૂર તથા મઝલૂમ (પીડિત)ની મદદ માટે તત્કાળ ઊમટી પડવાની સ્થિતિ સર્જાય જાય છે. તે સિવાય શયખુલ અરબ વલ અજમ, હઝ. હાજી ઈમ્દાદુલ્લાહ સાહેબ મુહાજિરે મક્કી (રહ.)એ તેનો ઉલ્લેખ કર્યો છે.'

(નુઝૂહતુલ બસાતીન ૧/૯૯, ઈમામ અબૂ મુહમ્મદ યાફિઈ યમની રહ.)

## (૧૩) આ દુઆની બરકતથી ઈચ્છિત વસ્તુ મળી ગઈ

હઝ. લૈષ બિન સઅદ (રહ.) ફરમાવે છે : હિ.સ. ૧૧૩માં હું પગપાળા હજ્જ માટે ગયો. મક્કા મુઅઝ્ઝમામાં અસરની નમાઝ પછી અબૂ કુબૈસ નામી પહાડ પર ચાલ્યો ગયો. મેં જોયું કે ત્યાં એક બુઝુર્ગ બેસેલા છે અને હાથ ફેલાવીને દુઆ માંગી રહ્યા છે. તેમની દુઆની રીત એ હતી : 'યા રબ્બિ યા રબ્બિ'

શ્વાસ જયાં સુધી નહીં તૂટયો ત્યાં સુધી બોલતા રહ્યા. પછી 'યા રબ્બાહુ યા રબ્બાહુ' પણ શ્વાસ ચાલ્યો ત્યાં સુધી સળંગ બોલતા રહ્યા. પછી આવી જ રીતે 'યા અલ્લાહ યા અલ્લાહુ', પછી 'યા અરહમ ર્રાહિમીન' આવી જ રીતે જયાં સુધી શ્વાસ ચાલે ત્યાં સુધી બોલતા રહ્યા. ત્યાર પછી આમ દુઆ કરી : હે ખુદા ! હું ભૂખ્યો છું. દ્રાક્ષ ખાવાનું મન થઈ રહ્યું છે અને મારાં કપડાં પણ ફાટી ગયાં છે. મને માત્ર બે કપડાં ઈનાયત ફરમાવ. હઝ. લૈષ (રહ.) ફરમાવે છે : તેમની દુઆ ખતમ થતાં જ મેં ઋતુ વગર જ તાજી દ્રાક્ષનો એક ઝૂમખો તથા બે ચાદરો તેમની સામે મારી આંખોથી જોઇ.

તપાસ કરતાં જાણવા મળ્યું કે, દુઆ માંગવાવાળા એ બુઝુર્ગ આલે રસૂલ, હઝ. જઅફરે સાદિક (રહ.) હતા. આ (દુઆ)ને 'સબઅહ્ અસ્માએ હુસ્ના' (સાત સુંદર નામો) પણ કહેવામાં આવે છે. (નુઝહતુલ બસાતીન તર્જુમ–એ–રવ્ઝતુર્રયાહીન : ૨/૨૭)

## (૧૪) હઝ. ખિઝર (અલૈ.)ને હુઝૂર (સલ.)ની તરફથી અણમોલ તોહફો (ભેટ)

આ દુઆ શયખુલ અરબ વલ અજમ હઝ. હાજી ઈમદાદુલ્લાહ મુહાજિરે મક્કી (રહ.) તેમજ સય્યિદના હઝ. જીલાની (રહ.) તથા ઈમામ ગઝ્ઝાલી (રહ.) જેવા અવલિયાએ કામિલીન (સંપૂર્ણ)થી નકલ (નોંધવામાં) કરવામાં આવી છે. હઝ. હાજી સાહેબ (રહ.) ફરમાવે છે કે હઝ. ખિઝર (અલૈ.)એ આરિફ બિલ્લાહ હઝ. ઈબ્રાહીમ તમીમી (રહ.)ની ખિદમતમાં 'મુસબ્બઆતે અશરહ'નો તોહફો પેશ કર્યો અને ફરમાવ્યું કે, આ તોહફો મને ખુદ રસૂલે કરીમ (સલ.)એ આપ્યો છે. હઝ. ખિઝર (અલૈ.) ફરમાવે છે કે જે કોઈ હંમેશ, છોડયા વગર, સવાર–સાંજ આ વઝીફો પઢતો રહે તો દુનિયા તથા આખિરતમાં સવાબ,

મકબૂલિયત (અલ્લાહ તથા બંદાઓમાં પ્રિયતા) તથા સફળતા મેળવશે.

હઝ. ખિઝર (અલૈ.)ના કહ્યા મુજબ હઝ. નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, જો થઈ શકે તો જિંદગીમાં એક જ વખત આ વઝીફો પઢી લેવો જોઈએ. આ વઝીફામાં દસ ચીજો છે અને તે દસે દસ સાત વખત પઢવામાં આવે છે, એટલે તેનું નામ 'મુસબ્બઆતે અશરહ' રાખવામાં આવ્યું છે. આ વઝીફા પર ઘણા બધા સાલિકો (સાધકો) અને બુઝુર્ગોને દીન અમલ કરતા રહ્યા છે. ફજર તથા અસરની નમાઝ પછી તેને પઢવું અનુભવસિદ્ધ (મુજર્રબ) છે. 'મુસબ્બઆતે અશરહ'નો તે તોહફો આ મુજબ છે :

**(૧) સૂરએ ફાતિહા :**




اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ۙ الرَّحْمٰنِ
الرَّحِيْمِ ۙ مٰلِكِ يَوْمِ الدِّيْنِ ؕ اِيَّاكَ
نَعْبُدُ وَاِيَّاكَ نَسْتَعِيْنُ ؕ اِهْدِنَا الصِّرَاطَ
الْمُسْتَقِيْمَ ۙ صِرَاطَ الَّذِيْنَ اَنْعَمْتَ
عَلَيْهِمْ ۙ۬ غَيْرِ الْمَغْضُوْبِ عَلَيْهِمْ وَلَا
الضَّآلِّيْنَ ؑ (آمين) (سورة الفاتحة)

(૨) આયતુલ કુર્સી :

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

اَللّٰهُ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ ۚ اَلۡحَىُّ الۡقَيُّوۡمُ ۚ لَا تَاۡخُذُهٗ سِنَةٌ وَّلَا نَوۡمٌ ؕ لَهٗ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى الۡاَرۡضِ ؕ مَنۡ ذَا الَّذِىۡ يَشۡفَعُ عِنۡدَهٗۤ اِلَّا بِاِذۡنِهٖ ؕ يَعۡلَمُ مَا بَيۡنَ اَيۡدِيۡهِمۡ وَمَا خَلۡفَهُمۡ ۚ وَلَا يُحِيۡطُوۡنَ بِشَىۡءٍ مِّنۡ عِلۡمِهٖۤ اِلَّا بِمَا شَآءَ ۚ وَسِعَ كُرۡسِيُّهُ السَّمٰوٰتِ وَالۡاَرۡضَ ۚ وَلَا يَـُٔوۡدُهٗ حِفۡظُهُمَا ۚ وَهُوَ الۡعَلِىُّ الۡعَظِيۡمُ ﴿۲۵۵﴾

(البقرہ ۲:۲۵۵)

(3) સૂરએ કાફિરૂન :

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

قُلۡ يٰۤاَيُّهَا الۡكٰفِرُوۡنَۙ ﴿۱﴾ لَاۤ اَعۡبُدُ مَا تَعۡبُدُوۡنَۙ ﴿۲﴾ وَلَاۤ اَنۡتُمۡ عٰبِدُوۡنَ مَاۤ اَعۡبُدُ ۚ ﴿۳﴾ وَلَاۤ اَنَا عَابِدٌ مَّا عَبَدۡتُّمۡۙ ﴿۴﴾ وَلَاۤ اَنۡتُمۡ عٰبِدُوۡنَ مَاۤ اَعۡبُدُ ؕ ﴿۵﴾ لَكُمۡ دِيۡنُكُمۡ وَلِىَ دِيۡنِ ﴿۶﴾

(الکٰفرون ۱۰۹:۱-۶)

(૪) સૂરએ ઈખ્લાસ :

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

قُلْ هُوَ اللّٰهُ اَحَدٌ ۝١ اَللّٰهُ الصَّمَدُ ۝٢ لَمْ يَلِدْ ۙ وَلَمْ يُوْلَدْ ۝٣ وَلَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ ۝٤

(سورۃ الاخلاص ۱۱۲:۱-۴)

(૫) સૂરએ ફલક :

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

قُلْ اَعُوْذُ بِرَبِّ الْفَلَقِ ۝١ مِنْ شَرِّ مَا خَلَقَ ۝٢ وَمِنْ شَرِّ غَاسِقٍ اِذَا وَقَبَ ۝٣ وَمِنْ شَرِّ النَّفّٰثٰتِ فِی الْعُقَدِ ۝٤ وَمِنْ شَرِّ حَاسِدٍ اِذَا حَسَدَ ۝٥

(سورۃ الفلق ۱۱۳:۱-۵)

(૬) સૂરએ નાસ :

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

قُلْ اَعُوْذُ بِرَبِّ النَّاسِ ۝١ مَلِكِ النَّاسِ ۝٢ اِلٰهِ النَّاسِ ۝٣ مِنْ شَرِّ الْوَسْوَاسِ ۙ الْخَنَّاسِ ۝٤ الَّذِیْ یُوَسْوِسُ فِیْ صُدُوْرِ النَّاسِ ۝٥ مِنَ الْجِنَّةِ وَالنَّاسِ ۝٦

(سورۃ النّاس ۱۱۴:۱-۶)

(૭)

سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَلَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ ط

સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વલા ઈલા-હ ઇલ્લલ્લાહુ વલ્લાહુ અકબર.

(૮) اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ عَبْدِكَ وَرَسُوْلِكَ النَّبِيِّ الْاُمِّيِّ وَاٰلِهٖ وَبَارِكْ وَسَلِّمْ ط

**અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિન્ અબ્દિ–ક વ રસૂલિકન્નબિય્યિલ્ ઉમ્મિય્યિ વ આલિહી વ બારિક્ વ સલ્લિમ.**

(૯) اَللّٰهُمَّ اغْفِرْ لِيْ وَلِوَالِدَيَّ وَلِلْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنَاتِ وَالْمُسْلِمِيْنَ وَالْمُسْلِمَاتِ اَلْاَحْيَاءِ مِنْهُمْ وَالْاَمْوَاتِ۔

**અલ્લાહુમ્મગ્ફિર લી વ લિવાલિદય્ય વલિલ્ મુઅ્મિની–ન વલ્ મુઅ્મિનાતિ વલ્ મુસ્લિમી–ન વલ્ મુસ્લિમાતિ, અલ્ અહ્યાઈ મિન્હુમ વલ્ અમ્વાત.**

(૧૦) اَللّٰهُمَّ افْعَلْ بِيْ وَبِهِمْ عَاجِلًا وَّعِجْلَانِ فِي الدِّيْنِ وَالدُّنْيَا وَالْاٰخِرَةِ مَا اَنْتَ لَهٗ اَهْلٌ وَّلَا تَفْعَلْ بِنَا يَا مَوْلَانَا مَا نَحْنُ لَهٗ اَهْلٌ اِنَّكَ غَفُوْرٌ رَّحِيْمٌ جَوَّادٌ كَرِيْمٌ مَّلِكٌ بَرٌّ رَّءُوْفٌ رَّحِيْمٌ ط

**અલ્લાહુમ્મફ્અલ્ બી વ બિહિમ્ આજિલંવ્ વ ઈજલાનિ ફિદ્દીનિ વ દુન્યા વલ્ આખિરતિ મા અન્ત લહૂ અહ્લુંવ્ વ લા તફ્અલ્ બિના યા મવલાના મા નહ્નુ લહૂ અહ્લુન. ઈન્ન–ક ગફૂરુર્રહીમુન્ જવ્વાદુન્ કરીમુમ્ મલિકુમ્ બર્રુર રઊફુર્રહીમ.**

*(નોંધ : ઉપર લખેલી બધી દુઆઓને સાત સાત વખત પઢી લેવામાં આવે).*

(ઈરશાદે મુર્શિદ, હાજી ઈમ્દાદુલ્લાહ સાહિબ, કૂતુલ કુલૂબ, ઈહ્યાઉલ ઉલૂમ, ગુન્યતુત્તાલિબીન, હિસ્ને હસીન શરહ કલ્લે મતીન, પૃ. ૮૦, સીરતુન્નબી બાદ અઝ વફાતુન્નબી)

## (૧૫) આ પાક નામોની અજબ તાસીર

આરિફ બિલ્લાહ હઝ. શૈખ અહમદ ખટ્ટુ અહમદાબાદી (રહ.) ફરમાવે છે કે, હું હજ્જના ઈરાદે અહમદાબાદથી રવાના થઈ પાણીના જહાજ પર સવાર થઈ ગયો. પ્રવાસ દરમિયાન એક દિવસ વુઝૂ કરતી વખતે યોગાનુયોગે મારો પગ લપસી પડયો અને હું જહાજમાંથી સીધો દરિયામાં જઈ પડયો. સમુદ્રમાં પડતાંની સાથે જ મારી ઝબાનથી અલ્લાહ તરફથી અનાયાસ આ પાક નામો નીકળી પડયા : યા હાફિઝુ, યા હફીઝુ, યા રકીબુ, યા વકીલુ, યા અલ્લાહુ. આ મહાન નામો (ઈસ્મે આ'ઝમ) મારા મોઢામાંથી નીકળ્યા કે મને મારા પગ તળે એક પથ્થર જેવું લાગ્યું અને હું તેની પર ઊભો થઈ ગયો. (અખ્બારુલ અખ્યાર, પૃ. ૩૪૨)

દરિયો ઊંડો હતો તથા મોજાંઓ ઊછળી રહ્યાં હતાં, પરંતુ તે વખતે મારી આજબાજુ માત્ર મારી કમર સુધી (કેડ સમા) પાણી હતું તોય મેં પેલો વિર્દ (જાપ) ચાલુ રાખ્યો. ત્યાર પછી નાવિકો (મલ્લાહો)ને જ્યારે મારા પડી જવાની જાણ થઈ તો તેમણે મને એક સાધન વડે માછલીની જેમ ઊંચે ઉઠાવી લીધો અને મેં ખૈરો–આફિયત સાથે હરમૈન શરીફૈનની ઝિયારત પૂર્ણ કરી.

(મશાઈખે અહમદાબાદ : ૧/૧૨૯, મુહદ્દિષ મૌલાના યૂસુફ મોતાલા મ.ઝિ.)

## (૧૬) દરેક બીમારીથી શિફા અને દુશ્મનો સામે સફળતા માટે

એક બુઝુર્ગ ફરમાવે છે : એક વખત હું એટલો સખત બીમાર પડયો કે ખુદ હું અને મારી મુલાકાત લેનાર બધા મારા જીવનથી નિરાશ થઈ ગયા. જાણે કે હું મલકુલ મૌતની નજીક પહોંચી ચૂક્યો હતો. હું જીવન–મરણ વચ્ચે ઝોલા ખાઈ રહ્યો હતો કે, જુમ્આની રાત આવી ગઈ. તે જ રાત્રે મેં સ્વપ્નું જોયું, એક પ્રતિભાશાળી

બુઝુર્ગ મારી પાસે આવી મારી જમણી બાજૂ બેસી ગયા. બીજા પણ એક બુઝુર્ગ સાથે આવ્યા'તા તે પહેલાની પાસે થઈ બેસી ગયા. પછી તેમની પાછળ ઘણા બધા લોકો આવ્યા. એ લોકોને જ્યારે મેં આવતાં જોયા તો તેઓ પક્ષીઓ રૂપે હતા અને બેસી ગયા પછી જોયા તો માનવીના રૂપમાં દેખાયા. તેઓના ધાડા ને ધાડા ઊતરી આવ્યા હતા. હું તો બધાને જોતો જ રહ્યો. જ્યારે બધા આવી ગયા તો પેલા બુઝુર્ગ દેખાતાં માણસે જે મારા માથા પાસે (સિરાણે) બેસેલા હતા, તેમણે ફરમાવ્યું કે, હું આ શહેરમાં ત્રણ માણસોની ખબરઅંતર પૂછવા (ઈયાદત કરવા) આવ્યો છું. એક તો આ જ (મારી તરફ ઈશારો કરતાં કહ્યું) શખ્સ છે. બીજા સાલિહ ખલ્કાની અને ત્રીજી એક ઔરત છે. આટલું ફરમાવ્યા પછી તેમણે પોતાનો મુબારક હાથ મારા કપાળ પર રાખી આ દુઆ પઢી :

بِسْمِ اللّٰهِ رَبِّيْ حَسْبِيَ اللّٰهُ تَوَكَّلْتُ عَلَى اللّٰهِ اِعْتَصَمْتُ عَلَى اللّٰهِ وَفَوَّضْتُ اَمْرِيْ اِلَى اللّٰهِ مَاشَآءَ اللّٰهُ لَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ۔

**બિસ્મિલ્લાહિ રબ્બી, હસ્બિયલ્લાહુ, તવક્કલ્તુ અલલ્લાહિ, ઈઅ્તસમ્તુ અલલ્લાહિ, વ ફવ્વદ્તુ અમ્રી ઈલલ્લાહિ, માશા અલ્લાહુ, લા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહ.**

આટલું પઢયા પછી મને ફરમાવ્યું : આ કલિમાત (દુઆને) વધારેમાં વધારે પઢતા રહ્યા કરો, આમાં દરેક બીમારીની શિફા છે, દરેક તકલીફથી નજાત છે અને દરેક દુશ્મન સામે કામિયાબી છે. સર્વપ્રથમ આ દુઆને ખુદાનો અર્શ (સિંહાસન) ઉઠાવતા ફરિશ્તાઓ (જેઓ ખુદાની અત્યંત નજીક હોય છે)એ પઢી હતી અને કિયામત (પ્રલય) સુધી તેઓ આ દુઆને પઢતા રહેશે. એક શખ્સ જે આપની નજીક બેસેલા હતા તેમણે આ ફઝીલત સાંભળી પૂછયું કે :

હે અલ્લાહના રસૂલ (સલ.) ! જો કોઈ શખ્સ આ દુઆને પોતાના દુશ્મન સાથે મુકાબલા (અથડામણ) વખતે પઢે તો ? રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, વાહ વાહ ! તે વખતે આ દુઆ પઢનારાઓને ફતેહ તથા નુસ્રત (ખુદાની મદદ) મળશે. તે સવાલ કરનારા બુઝુર્ગ વિશે મેં પૂછયું કે, હે અલ્લાહના રસૂલ (સલ.) ! શું આ હઝરત અબૂબક્ર (રદિ.) છે ? તો આપ (સલ.)એ ઈરશાદ ફરમાવ્યો કે, નહીં, આ તો મારા કાકા (હઝરત) હમઝા (રદિ.) છે.

પછી આપ (સલ.)એ પોતાના હાથ મુબારકથી ડાબી બાજુ ઈશારો કરી ફરમાવ્યું કે, આ બધા શહીદો છે અને પાછળ ઈશારો કરી ફરમાવ્યું કે, આ બધા સાલિહીન (નેક લોકો) છે. આટલું ફરમાવ્યા પછી રસૂલે કરીમ (સલ.) બધા સાથે પરત તશરીફ લઈ ગયા.

આટલું જોયા પછી જ્યારે હું ઊંઘમાંથી ઊઠયો તો તે વખતે રસૂલે કરીમ (સલ.)ની દુઆની બરકતથી મારા બધા અસાધ્ય રોગો દૂર થઈ ચૂક્યા હતા અને હું પહેલાથી પણ વધારે સ્વસ્થ હતો. (ઈસ્મે આ'ઝમ, નુઝ્હતુલ્ બસાતીન તર્જુમ-એ-રવ્ઝતુર્રયાહીન : ૧/૪૨૪, મુતર્જિમ : અલ્લામહ ઝફર અહમદ સા. ઉસ્માની, થાનવી રહ. – સંદર્ભ : બરકાતે દુઆ : ૪૧૯)

## ●●● દુરૂદે ઈબ્રાહીમ ●●●

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰۤى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰۤى اِبْرَاهِيْمَ وَعَلٰۤى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰۤى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰۤى اِبْرَاهِيْمَ وَعَلٰۤى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

بِسْمِ اللّٰہِ الرَّحْمٰنِ الرَّحِیْمِ ط

લા ઈલા-હ ઈલ્લલ્લાહુ
મુહમ્મદુર્રસૂલુલ્લાહ
(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)

# પ્રકરણ-૧૦

## ખાસ ખાસ દુઆઓ અને દુરૂદ શરીફોની ફઝીલતો

## દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ
مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ
وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ
مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ
وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى
اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ
اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط



سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ

سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ ط




★ બિસ્મિહી તઆલા ★

# પ્રકરણ-૧૦

## ખાસ ખાસ દુઆઓ અને દુરૂદ શરીફોની ફઝીલતો

**(૧) ''ઉદ્ઊની અસ્તજિબ્ લકુમ''**

અર્થાત્ : તમે મારાથી દુઆ માંગો, હું તમારી દુઆને કબૂલ કરીશ. (સૂરએ મુઅ્મિનૂન)

**(૨) ''ઉજીબુ દઅ્વતદ્દાઇ ઈઝા દઆનિ''**

અર્થાત્ : હું દુઆ કરનારાઓની દુઆને કબૂલ કરું છું.

(સૂરએ બકરહ)

**(૩) ''ઉદ્ઊ રબ્બકુમ તદર્રુઅંવ્ વ ખુફ્યહ્.''**

અર્થાત્ : તમે પોતાના પાલનહાર સમક્ષ આજિઝીપૂર્વક તથા ચૂપકીદીથી દુઆ માંગ્યા કરો. (સૂરએ અઅ્રાફ)

(૪) હઝરત અબૂ સઈદ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જયારે કોઇ મુસલમાન દુઆ કરે છે તો તેને મોં માગી વસ્તુ

મળી જાય છે અથવા કોઇ બલા તેના ઉપરથી હટાવી દેવામાં આવે છે અથવા તેની દુઆ આખિરત માટે જમા–એકઠી કરી દેવામાં આવે છે. (અહમદ–બઝ્ઝાર)

(૫) હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, "લોકો ! દુઆ કરવાથી હિમ્મત ન હારી બેસો ! દુઆ કરવાની હાલતમાં કોઇ માણસ બરબાદ થતો નથી."

(ઇબ્ને હિબ્બાન–હાકિમ)

(૬) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે,

"દુઆ મુઅ્મિનનું હથિયાર છે. દીનના થાંભલા છે. આસમાન અને જમીનનું નૂર છે." (હાકિમ)

(૭) હઝરત સલમાન ફારસી (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, "અલ્લાહ તઆલા કરીમ પણ છે અને હયાવાન છે. જયારે કોઇ બંદો તેની સામે હાથ ફેલાવે છે તો એને બંદાનાં હાથ ખાલી ફેરવતાં એને હયા–શર્મ આવે છે."

(અબૂ દાવૂદ શરીફ)

(૮) હઝરત સલમાન ફારસી (રદિ.)થી રિવાયત છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, "અલ્લાહ તઆલા કરીમ પણ છે અને તે હયાવાન પણ છે."

લોકો ! અલ્લાહથી દુઆ માંગ્યા કરો ત્યારે લાંબી લાંબી દુઆઓ માંગ્યા કરો. (તિરમિઝી શરીફ)

# (i) ખાસ ખાસ દુઆઓ

## (૧) સખત પરેશાની વખતે પઢવાની દુઆ

اَللّٰهُمَّ اسْتُرْعَوْرَاتِنَا وَاٰمِنْ رَّوْعَاتِنَا ؕ

**અર્થ :** હે અલ્લાહ ! અમારી એબોને છૂપી રાખ અને અમારી ગભરામણને સંતોષ અને શાંતિથી બદલી આપ.

**ફઝીલત :** હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે કે, અમે ગઝવ–એ–ખન્દકના દિવસે હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં અરજ ગુઝારી કે, યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! શું આવા નાઝુક અને કપરા સમયે પઢવાની એવી કોઈ દુઆ છે, જેની મદદથી અમે બારગાહે ઈલાહીમાં અરજ ગુઝારી શકીએ ? કારણ કે, અમારાં દિલ ગભરામણથી ઊછળી ઊછળીને ગળે આવી રહ્યાં છે. જવાબમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મજકૂર દુઆ પઢવાની તલ્કીન ફરમાવી. (મુસ્નદે અહમદ)

## (૨) રંજ–ગમને દૂર કરવા અને કર્ઝની અદાયગી માટે પઢવાની દુઆ

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُبِکَ مِنَ الْهَمِّ
وَالْحُزْنِ وَاَعُوْذُبِکَ مِنَ الْعِجْزِ
وَالْکَسْلِ وَاَعُوْذُبِکَ مِنَ الْجُبْنِ

وَالْبُخْلِ وَاَعُوْذُبِكَ مِنْ غَلَبَةِ الدَّيْنِ
وَقَهْرِ الرِّجَالِ ط

**અર્થ :** હે અલ્લાહ તઆલા ! ગમ અને ચિંતાથી હું તારી પનાહ ચાહું છું અને અશકિત તથા સુસ્તીથી હું તારી પનાહ ચાહું છું અને બુઝદિલી તથા બખીલાઈથી તારી પનાહ ચાહું છું અને કર્ઝના ગલબા (વર્ચસ) તથા પુરુષોના દમન અને ક્રોધથી તારી પનાહ ચાહું છું.

**ફઝીલત :** હઝરત રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એક દિવસે મસ્જિદમાં તશરીફ લાવ્યા. એક અન્સારી સહાબી હઝરત અબૂ ઉમામહ (રદિ.) ત્યાં બેઠેલા હતા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પૂછયું કે, તમે કવખત મસ્જિદમાં શા માટે બેઠેલા છો ? અબૂ ઉમામહ (રદિ.)એ કહ્યું; હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! અનેક જાતની ચિંતાઓના કારણે પરેશાન છું અને મારા શિરે લોકોનું કર્ઝ પણ છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, હું તમને એવી દુઆ બતાવું છું કે, જેને સવાર–સાંજ પઢવાથી અલ્લાહ તઆલા તમને ગમથી છૂટકારો આપશે અને તમારું કર્ઝ અદા થઈ જશે. પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉપરોક્ત દુઆ બતાવી. (અબૂ દાવૂદ શરીફ)

## (3) કોઈને મુસીબતમાં જુએ તો પઢે

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ عَافَانِىْ مِمَّا ابْتَلَاكَ
بِهٖ وَفَضَّلَنِىْ عَلٰى كَثِيْرٍ مِّمَّنْ خَلَقَ
تَفْضِيْلًا ط

**અર્થ :** સઘળા વખાણો તે અલ્લાહ તઆલા માટે છે, જેણે મને આફિયત બખ્શી અને સુરક્ષિત રાખ્યો, તે મુસીબત અને આફતથી જેમાં તું સંડોવાયેલ છે તથા પોતાની ઘણી મખ્લૂકના ઉપર મને ફઝીલત આપી.

**ફઝીલત :** હઝરત રસૂલે ખુદા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, જે માણસ કોઈ દુ:ખી અને મુસીબતમાં આવી પડેલ આદમીને જોઈને મજકૂર દુઆ પઢશે તો એ દુઆને પઢવાવાળો ગમે તેવી મુસીબતથી મહફૂઝ રહેશે. (તિરમિઝી)

નોટ : આ દુઆ એટલા ધીમા અવાજે પઢવી જોઈએ કે તે મુસીબતગ્રસ્ત વ્યક્તિ સાંભળી ન શકે.

સુનને તિરમિઝીમાં ઉપરોક્ત રિવાયત નોંધ્યા પછી હઝરત અબૂ જા'ફરથી નકલ કરાયું છે કે, આ શબ્દો પોતાના દિલમાં (મનોમન) કહે અને મુસીબતગ્રસ્ત વ્યક્તિને આ શબ્દો સંભળાવે નહિ (અકાબિર–પૂર્વજ બુઝુર્ગોએ સૂચવ્યું છે કે, જો તે વ્યક્તિ કોઈ મુસીબતમાં સપડાયેલી હોય તો એ સાંભળી શકે એવી રીતે ન કહે અને જો તે વ્યક્તિ કોઈ ગુનાહમાં ગિરિફતાર હોય તો એ સાંભળી શકે એવી રીતે કહે, જેથી તે બોધ ગ્રહણ કરે–ઈબ્રત પકડે). (હિસ્ન : ૩૬૬) **–હસન ભડકોદ્રવી**

## (૪) ચિંતા અને પરેશાની વખતે પઢવાની દુઆ

يَا حَيُّ يَا قَيُّوْمُ بِرَحْمَتِكَ اَسْتَغِيْثُ

يَا ذَا الْجَلَالِ وَالْاِكْرَامِ ط

**અર્થ :** હે તે ઝાત ! જે હંમેશા જીવંત અને કાયમ રહેવાવાળી છે ! હે જલાલ અને ઈઝ્ઝતવાળી ઝાત ! તારી રહમત વડે હું મદદ ચાહું છું.

**ફઝીલત :** હઝરત અનસ (રદિ.)નું બયાન છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જ્યારે કોઈ મુસીબત અને પરેશાની લાગુ પડતી તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મજકૂર દુઆ પઢતા હતા.

હઝરત અલી (રદિ.) ફરમાવે છે કે, જંગે બદ્રમાં મેં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને સિજદાની હાલતમાં વખતોવખત મજકૂર દુઆ પઢતાં જોયા હતા, એટલે સુધી કે, અલ્લાહ તઆલાએ ફતેહ અતા ફરમાવી. (નસાઈ શરીફ)

## (૫) જામિઅ (સર્વગ્રાહી) દુઆ

اَللّٰهُمَّ اِنَّا نَسْئَلُکَ مِنْ خَيْرِ مَا سَئَلَکَ مِنْهُ نَبِيُّکَ مُحَمَّدٌ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ وَنَعُوْذُبِکَ مِنْ شَرِّ مَا اسْتَعَاذَکَ مِنْهُ نَبِيُّکَ مُحَمَّدٌ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ وَاَنْتَ الْمُسْتَعَانُ وَعَلَيْکَ الْبَلَاغُ وَلَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ ط

**અર્થ :** હે અલ્લાહ તઆલા ! અમે તારાથી તે સર્વ કાંઈ માંગીએ છીએ, જે તારાથી તારા નબી હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ માંગ્યું હતું અને તે બધી જ વસ્તુઓથી પનાહ માંગીએ છીએ, જેનાથી તારા નબી હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તારી પનાહ માંગી હતી.

**ફઝીલત :** હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અમને ઘણી દુઆઓ શીખવી, જે અમને યાદ ન રહી. અમે આપની ખિદમતમાં અરજ કરી કે, યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આપે શીખવેલી ઘણી દુઆઓને અમે ભૂલી ગયા. તે બધી જ દુઆઓ અમે અલ્લાહ તઆલાથી માંગવા ચાહિએ છીએ. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, હું તમને એવી દુઆ બતાવું કે જેમાં બધી જ દુઆઓ આવી જાય ? પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉપરોક્ત દુઆ બતાવી.

(તિરમિઝી શરીફ, હિસ્ન : ૪૫૨)

## (૬) દુનિયા અને આખિરતનાં તમામ ગમોથી છૂટકારો

حَسْبِیَ اللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ عَلَيْهِ تَوَكَّلْتُ وَهُوَ رَبُّ الْعَرْشِ الْعَظِيْمِ (التوبة٩:١٢٩)

**અર્થ :** અલ્લાહ મને બસ છે. તેના સિવાય કોઈ મા'બૂદ નથી, મને તેના ઉપર ભરોસો છે અને તે જ મોટા તખ્તનો માલિક છે.

ખાસિયત : હઝરત અબુ દરદાઅ્ (રદિ.)ની રિવાયત મુજબ જે માણસ દરરોજ સવાર–સાંજ ૭ વાર આ દુઆ પઢશે તો દુનિયા અને આખિરતનાં તમામ ગમોથી અલ્લાહ તઆલા તેને છૂટકારો આપશે. (ઇબ્નુસ્સુન્ની, હિસ્ન : ૧૫૯) બીજી રિવાયતમાં છે કે એનો પઢનાર ઊંચી જગ્યાએથી પડવા, ડૂબવા કે બળવાથી મરશે નહિ. (રૂહુલ મઆની, પેજ–૫૩, પારહ–૧૧, અબૂ દાવૂદ)

## (૭) દિવસ દરમિયાન દરેક બુરાઈથી મહફૂઝ રહેવાની દુઆ

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

حٰمٓ ۚ﴿۱﴾ تَنۡزِیۡلُ الۡکِتٰبِ مِنَ اللّٰہِ الۡعَزِیۡزِ الۡعَلِیۡمِ ۙ﴿۲﴾ غَافِرِ الذَّنۡۢبِ وَ قَابِلِ التَّوۡبِ شَدِیۡدِ الۡعِقَابِ ۙ ذِی الطَّوۡلِ ؕ لَاۤ اِلٰہَ اِلَّا ہُوَ ؕ اِلَیۡہِ الۡمَصِیۡرُ ﴿۳﴾

(المؤمن ۴۰:۱-۳)

**અર્થ :** હા મીમ. આ કિતાબ–કુર્આન અલ્લાહ તઆલા તરફથી ઉતારવામાં આવી છે, જે ઝબરદસ્ત (અને) દરેક વસ્તુને જાણનાર છે, જે ગુનાહોને માફ કરનાર અને તૌબા કબૂલ કરનાર છે, કુદરતવાળો છે. તેના સિવાય કોઈ મા'બૂદ નથી. સૌએ તેના જ તરફ પાછા ફરવાનું છે.

**ફઝીલત :** હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, શરૂ દિવસમાં જે કોઈ માણસ આયતુલ કુર્સી અને સૂરએ મુઅ્મિનની (મજકૂર) પહેલી ત્રણ આયતો પઢશે તો તે માણસ તે દિવસે દરેક પ્રકારની બુરાઈ અને મુસીબતથી સુરક્ષિત રહેશે.

(મુસ્નદે બઝાર)

## (૮) ખુશીના વખતે પઢવાની દુઆ

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ بِنِعْمَتِهٖ تَتِمُّ الصَّالِحَاتُ ط

**અર્થ** : તમામ પ્રકારની તારીફ તે અલ્લાહ તઆલા માટે જ છે; જેની દરેક નેઅમતના પ્રતાપે સારાં કાર્યો પાર પડે છે. (ઈબ્ને માજહ, હાકિમ, ઈબ્નુસ્સુન્ની, હિસ્ન : ૩૫૭)

## (૯) ગમીના વખતે પઢવાની દુઆ

اَلْحَمْدُ لِلّٰهِ عَلٰی كُلِّ حَالٍ ط

(હિસ્ન, ઈબ્ને માજહ)

## (૧૦) કોઈ હાજત પડે તો આ દુઆ વડે મદદ હાસિલ કરો

یَا وَاحِدُ یَا اَحَدُ یَا وَاجِدُ یَا جَوَّادُ
اِنْفَحْنَا مِنْكَ بِنَفْحَةِ خَیْرٍ اِنَّكَ
عَلٰی كُلِّ شَیْءٍ قَدِیْرٌ ط

આ દુઆ વિષે શેખ અબ્દુલ્લાહ કુરશી મિસરી અરબ જેઓ મિસરના મહાન શૈખો (બુઝુર્ગો)માંથી છે. તેમણે કહ્યું કે મેં મોટા

મોટા શૈખો સાથે મુલાકાત કરી છે અને ૬૦૦થી વધુ ઉસ્તાદોએ મને તા'લીમ આપી છે. તેમનું બયાન છે કે એક દિવસે હું હઝરત મુહમ્મદ મનાદ (તેઓ પોતાના સમયના મહાન વલી હતા) પાસે ગયો અને તેમનાથી મૈં દરખાસ્ત કરી કે મને કોઈ એવી દુઆ બતાવો કે જ્યારે મને કોઈ હાજત પડે તો તે વડે હું મદદ હાસિલ કરું. ત્યારે આપે ફરમાવ્યું કે આ દુઆ પઢયા કરો. મજકૂર દુઆનો તરજુમો આ છે કે હે એકલા ઝાતમાં ! હે એકલા સિફાતમાં ! હે મેળવનાર ! હે મહાન સખાવત કરનાર ! તારી ભલાઈની ખૂશ્બુ અમને પણ સુંઘાડ (એટલે લાભ કરી આપ). બેશક, તું દરેક વસ્તુ પર શક્તિમાન છે. (શમ્સુલ મઆરિફ, ભા. ૪)

## (૧૧) કોઈ કામ કરવા–ન કરવા વિશે શંકા થતી હોય તો....

اَللّٰهُمَّ اجْعَلْ لِّيْ مِنْ اَمْرِيْ هٰذَا فَرَجًا وَّمَخْرَجًا اِنَّكَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ط

**અર્થ :** હે અલ્લાહ ! મારા માટે મારા આ કામમાં આસાની અને છૂટકારાનો માર્ગ બનાવ. બેશક, તું દરેક વસ્તુ પર શક્તિમાન છે. (ચાલીસ રબ્બના)

**ફાયદો :** હઝરત ઈમામ શાફિઈ (રહ.) ફરમાવે છે કે, જેને કોઈ કામ કરવા–ન કરવા વિશે શંકા થતી હોય તો બેહતરી જાણવા માટે ઈશાની નમાઝ પછી સૂરએ "વલ્લયૂલિ ઈઝા યખ્શા" તથા સૂરએ "વદ્દુહા" અને સૂરએ "અલમ્ નશ્રહ" અને આ દુઆ રોજ સાત (૭) વાર પઢે. અલ્લાહના હુકમથી પહેલી યા બીજી અથવા ત્રીજી રાત સુધીમાં જે બેહતર હશે તે ગેબી માણસ આવી બતાવશે.

## (૧૨) હિફાઝતનો અમલ

اَللّٰهُ حَفِيْظٌ لَطِيْفٌ قَدِيْمٌ اَزَلِيٌّ
حَيٌّ قَيُّوْمٌ لَّا يَنَامُ ط

**''અલ્લાહુ હફીઝુન્ લતીફુન્ કદીમુન્ અઝલિય્યુન્ હય્યુન્ કય્યુમુન્ લા યનામુ.''**

(મુફીદ દુઆઓંકા ગુલદસ્તા, પેજ–૫૯, દા.ઉ. કંથારીઆ, પ્રકાશન નં. ૩૫૮)

જે માણસ સફરમાં આ આયત સાત વાર પઢશે તો તે દરેક પ્રકારની આફત–બલાથી બચેલો રહેશે. લખીને સાથે રાખશે તો સવારીના ખતરાથી મહફૂઝ રહેશે. લખીને જો ઘરમાં અથવા પેટીમાં રાખશે તો ચોરીનો ડર ન રહેશે. રોજ સવાર–સાંજ ૧૧ વાર પઢશે તો અમનો–અમાનમાં રહેશે. માલમાં બરકત થશે; દુઃખ–પરેશાની દૂર થશે.

## (૧૩) નફસની બુરાઈથી પનાહ માંગવાની દુઆ

હઝરત ઈમરાન ઈબ્ને હુસૈન (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એમના વાલિદ હઝરત હુસૈન (રદિ.)ને દુઆ માટે આ બે કલિમાત શિખવાડયા હતા :

اَللّٰهُمَّ اَلْهِمْنِىْ رُشْدِىْ وَاَعِذْنِىْ
مِنْ شَرِّ نَفْسِىْ ط

**અર્થ :** હે અલ્લાહ ! સીધા માર્ગની તરફ મને માર્ગદર્શન આપ અને મને મારા નફસની બુરાઈથી બચાવી લે. (તિરમિઝી શરીફ)

હિદાયત અલ્લાહ તઆલાની કુદરતમાં છે. તે જેને ચાહે હિદાયત આપે છે અને જેને ચાહે ગુમરાહ કરી દે છે. હિદાયત માંગતા રહેવું જોઈએ. નફસે અમ્મારહ હંમેશા ગુમરાહ કરવાની ફિકરમાં રહે છે. શયતાન તેનો માર્ગદર્શક હોય છે. એટલા માટે નફસની બુરાઈથી હંમેશા પનાહ માંગતા રહેવું જોઈએ, જેથી નફસ અને શયતાન અપમાનિત થાય.

## (૧૪) બીમારીઓથી પનાહ માંગવાની દુઆ

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ દુઆ ફરમાવ્યા કરતા હતા :

اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُبِكَ مِنَ الْبَرَصِ
وَالْجُنُوْنِ وَالْجُذَامِ وَسَيِّءِ الْاَسْقَامِ ط

**અર્થ :** હે અલ્લાહ ! હું તારી પનાહ ચાહું છું કોઢથી, પાગલપણાથી, રક્તપિત્તથી અને તમામ બુરી બીમારીઓથી.

(અબૂ દાવૂદ)

મનુષ્ય કમઝોર અને લાચાર છે. મુસીબતો, તકલીફો અને બીમારીઓને સહન કરી શકતો નથી, એ કારણે દરેક પ્રકારની બીમારીઓથી હંમેશા પનાહ માંગવી જોઈએ.

## (૧૫) એક અતિ જામિઅ-સર્વગ્રાહી દુઆ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવ્યા કરતા હતા :

اَللّٰهُمَّ اِنِّیْ اَسْئَلُکَ الْهُدٰی وَالتُّقٰی وَالْعَفَافَ وَالْغِنٰی ط

**અર્થ :** હે અલ્લાહ તઆલા ! હું તારાથી સવાલ કરું છું હિદાયતનો, પરહેઝગારીનો, પાકદામનીનો અને બેનિયાઝી યા માલદારીનો. (મુસ્લિમ શરીફ)

## (૧૬) ગુનાહોની બુરી અસરોથી પનાહ માંગવાની દુઆ

હઝરત આઈશા (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાની દુઆમાં આ કલિમાત ફરમાવ્યા કરતા હતા :

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُبِکَ مِنْ شَرِّمَا عَمِلْتُ وَمِنْ شَرِّمَا لَمْ اَعْمَلْ ط

**અર્થ :** હે અલ્લાહ ! હું તારી પાસે તે કામોની બુરાઈથી પણ પનાહ માંગુ છું, જે મેં કર્યા છે અને તે કામોની બુરાઈથી પણ પનાહ ચાહું છું, જે મેં કર્યા નથી. (મુસ્લિમ શરીફ)

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ દુઆમાં એવાં કામોથી પનાહ માંગી છે, જે અલ્લાહ તઆલાની રઝામંદીનું નિમિત્ત ન બને, કારણ કે અલ્લાહ તઆલાની પકડથી દરેક માણસે સદા ડરતાં જ રહેવું જોઈએ.

અમુક ઉલમાએ કિરામે આ હદીસનો ભાવાર્થ આ બયાન કર્યો છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આવું એ કારણે ફરમાવ્યું છે કે માણસે આ અભિમાનમાં સપડાવું જોઈએ નહિ કે હું ઘણો નેક અને પરહેઝગાર છું, ગુનાહોથી બચું છું; બલકે એવું સમજવું જોઈએ કે આ અલ્લાહ પાકનો ફઝલ અને તવફીક છે.

## (૧૭) હિફાઝતની દુઆ

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે એક સજ્જન નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થયા અને અરજ કરી કે, હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! ગઈ રાતે વીંછીના કરડવાથી મને ઘણી તકલીફ થઈ. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જો તમે સાંજના સમયે આ દુઆ પઢી લેત તો એ તમને તકલીફ ન પહોંચાડત :

أَعُوْذُ بِكَلِمَاتِ اللّٰهِ التَّآمَّاتِ
مِنْ شَرِّ مَا خَلَقَ ط

**અર્થ** : હું અલ્લાહ તઆલાના કામિલ યા સંપૂર્ણ કલિમાત દ્વારા તેની મખ્લૂકની બુરાઈથી પનાહ ચાહું છું. (મુસ્લિમ શરીફ)

## (૧૮) માલદારી અને ફકીરીની બુરાઈથી પનાહ માંગવાની દુઆ

હઝરત આઈશા (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ કલિમાત દ્વારા દુઆ માંગ્યા કરતા હતા :

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُبِکَ مِنْ فِتْنَةِ النَّارِ
وَعَذَابِ النَّارِ وَمِنْ شَرِّ الْغِنٰی وَالْفَقْرِ

**અર્થ :** હે અલ્લાહ તઆલા ! હું તારી પનાહ ચાહું છું આગના ફિત્નાથી, દોઝખના અઝાબથી અને માલદારી તથા ફકીરીની બુરાઈથી. (અબૂ દાવૂદ–તિરમિઝી)

## (૧૯) કોઈ વસ્તુ નુકસાન પહોંચાડી શકશે નહિ

હઝરત ઉસ્માન (રદિ.) ફરમાવે છે કે જનાબ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે માણસ દરરોજ સવાર–સાંજ ત્રણ વખત નીચેના કલિમાત પઢી લેશે તો એને કોઈ વસ્તુ નુકસાન પહોંચાડી શકશે નહિ. (તિરમિઝી શરીફ)

અબૂ દાવૂદ શરીફની રિવાયતમાં છે કે સવારે પઢી લેવાથી સાંજ સુધી અને સાંજે પઢી લેવાથી સવાર સુધી એને કોઈ આકસ્મિક આફત પહોંચશે નહિ. (અબૂ દાવૂદ શરીફ)

તે કલિમાત આ રહ્યાં :

بِسْمِ اللّٰهِ الَّذِىْ لَا يَضُرُّ مَعَ اسْمِهٖ شَىْءٌ فِى الْاَرْضِ وَلَا فِى السَّمَآءِ وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ط

**અર્થ :** અલ્લાહ તઆલાના નામથી અમે સવાર કરી (યા સાંજ કરી), જેના નામની સાથે આસમાન યા જમીનમાં કોઈ વસ્તુ નુકસાન પહોંચાડી શકતી નથી અને તે જાણનાર તથા સાંભળનાર છે. (તિરમિઝી)

## (૨૦) પત્નીથી હમબિસ્તરી-સંભોગ કરતી વખતે પઢવાની દુઆ

بِسْمِ اللّٰهِ اَللّٰهُمَّ جَنِّبْنَا الشَّيْطَانَ وَجَنِّبِ الشَّيْطَانَ مَا رَزَقْتَنَا ط

**અર્થ :** હું અલ્લાહ તઆલાનું નામ લઈને આ કામ કરું છું, હે અલ્લાહ તઆલા ! અમને શયતાનથી બચાવ અને તું અમને જે (અવલાદ) અતા ફરમાવે, એનાથી (પણ) શયતાનને દૂર રાખ.

આ દુઆ પઢી લીધા પછી તે વખતની હમબિસ્તરીથી જે અવલાદ પેદા થશે, શયતાન તેને કદાપિ નુકસાન પહોંચાડી શકશે નહિ. (બુખારી, મુસ્લિમ)

**નોટ :** આ દુઆ જરૂર પઢવી જોઈએ, કારણ કે સંભોગ વખતે અલ્લાહ તઆલાનું નામ ન લેવાથી શયતાનનો નુત્ફો પણ પુરુષના

નુત્ફાની સાથે અંદર ચાલ્યો જાય છે. ('હિસ્ન'નો હાશિયો)

## (૨૧) જયારે વીર્ય નીકળે તો દિલમાં આ દુઆ પઢવી

اَللّٰهُمَّ لَاتَجْعَلْ لِلشَّيْطَانِ فِيْمَا رَزَقْتَنِيْ نَصِيْبًا

**અર્થ :** હે અલ્લાહ તઆલા ! તું મને જે અવલાદ અતા ફરમાવે એમાં શયતાનનો જરાય ભાગ કરીશ નહિ.

**નોટ :** (૧) સાતમા દિવસે બાળકનું નામ પાડવું અને અકીકહ કરવો.

(૨) જયારે બાળક જન્મે તો એને અલ્લાહ તઆલાના કોઈ નેક બંદા પાસે લઈ જવું અને એમનાથી બરકતની દુઆ કરાવવી તથા ખજૂર યા ખારેક યા બીજી કોઈ ચીજ એમની પાસે ચવડાવી બાળકના મોઢામાં મુકાવવી.

(૩) બાળક જયારે બોલવા માંડે તો પ્રથમ એને લા ઈલા–હ ઈલ્લલ્લાહ શિખવાડવું અને આ આયત પણ યાદ કરાવવી : (હિસ્ન)

وَقُلِ الْحَمْدُ لِلّٰهِ الَّذِيْ لَمْ يَتَّخِذْ وَلَدًا وَّلَمْ يَكُنْ لَّهٗ شَرِيْكٌ فِي الْمُلْكِ وَلَمْ يَكُنْ لَّهٗ وَلِيٌّ مِّنَ الذُّلِّ وَكَبِّرْهُ تَكْبِيْرًا ﴿١١١﴾ (بنی اسرائیل ١٧:١١١)

**અર્થ :** અને (હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !

આપ ફરમાવી દો કે તમામ તારીફ તે અલ્લાહ તઆલા માટે છે, જેણે પોતાની કોઈ અવલાદ બનાવી નથી અને સલ્તનતમાં એનો કોઈ શરીક નથી અને લાચારીથી એનો કોઈ મદદગાર નથી અને આપ સારી રીતે અલ્લાહ તઆલાની મહાનતા બયાન કરતા રહો.

(બની ઈસ્રાઈલ)

## (૨૨) કામિયાબી માટેની દુઆ

(i) بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ط

اَلَّا تَعۡلُوۡا عَلَيَّ وَاۡتُوۡنِيۡ مُسۡلِمِيۡنَ ط
يَاخَيۡرَالۡمَقۡصُوۡدِيۡنَ يَاخَيۡرَالۡمَطۡلُوۡبِيۡنَ
يَاخَيۡرَالۡمَحۡبُوۡبِيۡنَ يُحِبُّوۡنَهُمۡ كَحُبِّ
اللّٰهِ ط وَالَّذِيۡنَ اٰمَنُوۡٓا اَشَدُّ حُبًّا لِّلّٰهِ ط

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**

**અલ્લા તઅ્લુ અલય્ય વઅ્તૂની મુસ્લિમી-ન, યા ખય્રલ્ મક્સૂદી-ન યા ખય્રલ્ મત્લૂબી-ન યા ખય્રલ્ મહ્બૂબી-ન યુહિબ્બૂનહુમ કહુબ્બિલ્લાહિ વલ્લઝી-ન આમનૂ અશદ્દુ હુબ્બલ્ લિલ્લાહ.** (મુફીદ દુઆઓંકા ગુલદસ્તા, પેજ-૬૦, પ્રકાશન નં. ૩૫૮)

આગળ-પાછળ ત્રણ ત્રણ વખત દુરૂદ શરીફ પઢવું. આ દુઆને દસ વખત પઢી, પોતાના મુખ ઉપર બન્ને હાથ ફેરવીને જવું.

(ii) بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ط

وَلَمَّا دَخَلُوۡا مِنۡ حَيۡثُ اَمَرَهُمۡ اَبُوۡهُمۡ ط

مَا كَانَ يُغْنِىْ عَنْهُمْ مِّنَ اللّٰهِ مِنْ شَىْءٍ
اِلَّا حَاجَةً فِىْ نَفْسِ يَعْقُوْبَ قَضٰهَاط

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**

**વલમ્મા દ-ખલૂ મિન્ હય્‌ષુ અ-મ-રહુમ અબૂહુમ, મા કા-ન યુગ્ની અન્હુમ મિનલ્લાહિ મિન્ શય્ઈન્ ઈલ્લા હાજતન્ ફી નફ્સિ યા'કૂ-બ કદાહા.**

(મુફીદ દુઆઓંકા ગુલદસ્તા, પેજ–૬૦, પ્રકાશન નં. ૩૫૮)

આ આયતને સાત વાર પઢીને જવું.

જો પઢી શકાય તો ૩૫ વખત યાસીન શરીફ પઢીને જવું.

જે કામ માટે જશો તેમાં ઈન્શાઅલ્લાહ કામિયાબી મળશે.

## (૨૩) મૌત ફિતરતે સલીમહ ઉપર થશે અને જન્નતમાં જશે

હઝરત બરાઅ્ બિન આઝિબ (રદિ.) બયાન કરે છે કે જનાબ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું, જયારે તમે સૂવાનો ઈરાદો કરો તો નમાઝના જેવું વુઝૂ કરીને પથારી ઉપર જમણા પાસાએ સૂઈ જાવ અને ફરી આ કલામ પઢવાનું રાખો :

اَللّٰهُمَّ اَسْلَمْتُ نَفْسِىْ اِلَيْكَ وَوَجَّهْتُ
وَجْهِىَ اِلَيْكَ وَفَوَّضْتُ اَمْرِىْ اِلَيْكَ
وَلَجَئْتُ ظَهْرِىْ اِلَيْكَ رَغْبَةً وَّرَهْبَةً

اِلَیْکَ لَا مَلْجَأَ وَلَا مَنْجَأَ مِنْکَ اِلَّا اِلَیْکَ ط
اَللّٰھُمَّ اٰمَنْتُ بِکِتَابِکَ الَّذِیْ اَنْزَلْتَ
وَنَبِیِّکَ الَّذِیْ اَرْسَلْتَ ط

**''અલ્લાહુમ્મ અસ્લમ્તુ નફ્સી ઈલય્-ક વ વજ્જહ્તુ વજ્હિ-ય ઈલય્-ક વ ફવ્વઝ્તુ અમ્રી ઈલય્-ક વ લજઅ્તુ ઝહ્રી ઈલય્-ક રગ્બતંવ્વ રહ્બતન્ ઈલય્-ક લા મલ્જ-અ વલા મન્જ-અ મિન્ક ઈલ્લા ઈલય્-ક. અલ્લાહુમ્મ આમન્તુ બિકિતાબિકલ્લઝી અન્ઝલ્ત વ નબિય્યિકલ્લઝી અર્સલ્ત.''**

**અર્થ :** યા અલ્લાહ ! મેં મારી જાતને તારા હવાલે કરી અને મેં મારા રુખને અને મારી જાતને તારા તરફ એકધ્યાન કર્યાં અને મારા સર્વે કાર્યો તને સોંપ્યાં ને મેં તારો જ આશરો લીધો. મારું વલણ અને મારી આશાઓ પણ તારી ઉપર જ અવલંબિત છે. તારો જ ડર મને લાગેલો રહે છે ને તારી પકડ અને તારા અઝાબથી બચવા તારી ઝાત સિવાય કોઈ બચાવની જગ્યા નથી; ન કોઈ છુટકારાનો માર્ગ છે, પરંતુ તારા ગઝબથી બચવા માટે તારી રહમત વગર અને તારી પકડથી બચવા માટે તારી માફી વિના બીજો કોઈ આરો નથી. હે અલ્લાહ ! હું તારી ઉતારેલ કિતાબ ઉપર અને તેં મોકલેલ નબી ઉપર ઈમાન રાખું છું.

જે માણસ ઉપરનાં કલામ પઢી સૂઈ જશે, ને પછી કંઈ વાત ન કરશે તો એવો માણસ જો તે જ રાત્રે મરી જશે તો તેની મોત ફિતરતે સલીમહ ઉપર થશે. (બુખારી, મુસ્લિમ વગેરે)

તિરમિઝીની રિવાયત છે કે જો એ માણસ એ જ રાતે મરી જશે તો જન્નતમાં જશે.

## (૨૪) ગુનાહ માફ કરી દેવાશે

(i) જયારે પણ કોઈ ખતા થઈ જવા પામે અથવા નાનો–મોટો ગુનાહ થઈ જાય અને અલ્લાહ તઆલાથી તવબા કરવા ચાહે તો અલ્લાહ તઆલા તરફ મુતવજ્જેહ (ધ્યાનસ્થ) થાય અને બંને હાથ અલ્લાહ તઆલા તરફ ઉઠાવીને આ દુઆ પઢે :

اَللّٰهُمَّ اِنِّیْ اَتُوْبُ اِلَیْکَ مِنْهَا
لَا اَرْجِعُ اِلَیْهَا اَبَدًا ط

**અર્થ :** હે અલ્લાહ ! હું તારી સામે આ (ખતા યા ગુનાહ)થી તૌબા કરું છું અને (સંકલ્પ કરું છું કે) હવે પછી કદાપિ આ (ખતા યા ગુનાહ નહિ કરું).

હદીસ શરીફમાં છે કે જે માણસ આ રીતે તૌબા કરશે તો એના ગુનાહ માફ કરી દેવાશે, શર્ત આ છે કે બીજી વાર તે જ ગુનાહ ન કરે. (હિસ્ન)

**(ii) કોઈ ભયંકર અપરાધ થઈ જવા પામે તો આ શબ્દો ત્રણ વાર પઢે :**

اَللّٰهُمَّ مَغْفِرَتُکَ اَوْسَعُ مِنْ ذُنُوْبِیْ
وَرَحْمَتُکَ اَرْجٰی عِنْدِیْ مِنْ عَمَلِیْ ط

**અર્થ :** હે અલ્લાહ ! તારી મગફિરત મારા ગુનાહોથી ઘણી જ વિશાળ છે અને મને પોતાના અમલની સરખામણીમાં તારી રહમતની ઘણી વધારે ઉમ્મીદ છે.

હદીસ શરીફમાં આવ્યું છે કે એક માણસ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં (રડતો–કકડતો) "હાય મારા ગુનાહ....હાય મારા ગુનાહ" કહેતો કહેતો આવ્યો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે માણસને ઉપર્યુક્ત દુઆ શિખવાડી. તેણે એ જ પ્રમાણે દુઆ કરી. આપે ફરમાવ્યું : "બીજી વાર કહો." તેણે બીજી વાર આ જ શબ્દો કહ્યા. આપે ફરમાવ્યું : "ત્રીજી વાર કહો." તેણે ત્રીજી વાર આ જ શબ્દો કહ્યા. ત્યાર બાદ આપે ફરમાવ્યું : "ઊઠો, જાઓ, અલ્લાહ તઆલાએ (તમારા ગુનાહ) માફ કરી દીધા." (હિસ્ન)

## (૨૫) હિફાઝતનો ખાસ અમલ

નીચે દર્શાવેલાં કલિમાત સવાર–સાંજ એક એક વાર પઢી લેવામાં આવે તો જિન્નાત અને ઈન્સાનથી હિફાઝત થાય છે :

اَعُوْذُ بِكَلِمَاتِ اللّٰهِ التَّآمَّةِ مِنْ غَضَبِهٖ
وَعِقَابِهٖ وَشَرِّ عِبَادِهٖ وَمِنْ هَمَزَاتِ الشَّيَاطِيْنِ
وَاَعُوْذُبِكَ رَبِّ اَنْ يَّحْضُرُوْنِ ط

**અઊઝુ બિકલિમાતિલ્લાહિત્તામ્મતિ મિન્ ગ–દબિહી વ ઈકાબિહી વ શર્રિ ઈબાદિહી વ મિન્ હ–મઝાતિશ્શયાતીનિ વ અઊઝુ બિ–ક રબ્બિ અંય્યહ્‌ઝુરૂન.**

**અર્થ :** અલ્લાહ તઆલાનાં સઘળાં કલિમાતના વાસ્તાથી હું તેના ક્રોધકોપથી અને તેના અઝાબથી અને તેના બંદાઓની બુરાઈથી અને શયતાનોના વસવસાઓથી અને મારી પાસે તેમના (શયતાનોના) હાજર થવાથી પનાહ માગું છું. (હિસ્ન)

## (૨૬) જાનમાલ અને પરિવારની હિફાઝત માટેનો અમલ

એક સહાબી (રદિ.)એ અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મને પોતાના જાન, પોતાની અવલાદ, પોતાના પરિવારજનો અને પોતાના માલ વિશે (સદા) ભય રહ્યા કરે છે. આપે ઈરશાદ ફરમાવ્યો : સવાર–સાંજ આ દુઆ પઢી લો :

بِسْمِ اللّٰهِ عَلٰى دِيْنِىْ وَنَفْسِىْ وَوَلَدِىْ وَاَهْلِىْ وَمَالِىْ ط

**બિસ્મિલ્લાહિ અલા દીની વ નફ્સી વ વ–લદી વ અહ્લી વ માલી.**

**અર્થ :** અલ્લાહ તઆલાના નામની બરકત થાય મારા દીનધર્મ, મારા જાન, મારી અવલાદ, મારા પરિવારજનો અને મારા માલ પર.

થોડા દિવસ પછી આ સહાબી આવ્યા તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પૂછયું : હવે શું હાલ છે ? અરજ કરી : કસમ છે તે ઝાતની, જેણે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને સત્યની સાથે નબી બનાવીને મોકલ્યા છે, મારો બધો જ ખૌફ દૂર થઈ ગયો છે. (કન્ઝુલ ઉમ્માલ : ૨/૨૩૬)

## (૨૭) મુશ્કેલ કામની આસાની માટે અને સંકટ સમયે પઢવાની દુઆ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

اَللّٰهُمَّ لَا سَهْلَ اِلَّا مَا جَعَلْتَهٗ سَهْلًا وَّاَنْتَ

تَجْعَلُ الْحَزَنَ سَهْلًا اِذَا شِئْتَ ط

**અર્થ :** હે અલ્લાહ ! કોઇ પણ કામ આસાન નથી. સિવાય કે જેને તું આસાન કરી દે અને જયારે તું ચાહે છે ત્યારે પથરીલી જમીન (મુશ્કેલ કામો)ને પણ નરમ અને હમવાર (સપાટ) કરી દે છે. (હિસ્ને હસીન)

## (૨૮) ઝુલ્મ, આફત, મુસીબત, જાદૂ અને શયતાનની શરારતથી હિફાઝતની દુઆ

નીચે દર્શાવેલી દુઆ હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના ખાસ ખાદિમ હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.)ને અચાનક આવી પડતી મુસીબતો અને દુર્ઘટનાઓથી બચવા માટે શિખવાડી હતી. આ દુઆની બરકતથી તેઓ દરેક પ્રકારના ઝુલ્મ–સિતમ અને ફિત્નાઓથી મહફૂઝ રહ્યા. ઘણા સહાબએ કિરામ (રદિ.)નો આ મા'મૂલ (નિત્યક્રમ) રહ્યો હતો. સવાર–સાંજ એક વખત આ દુઆ પઢયા કરો. ઝાલિમના ઝુલ્મથી, જાદૂગરના જાદૂથી, શયતાનની શરારતથી અલ્લાહ તઆલા હિફાઝત ફરમાવશે અને કોઇ પ્રકારની તકલીફ અને આફત પહોંચશે નહિ, ઇન્શા અલ્લાહ..... દુઆ આ પ્રમાણે છે :

بِسْمِ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ، مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ، لَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ، بِسْمِ اللّٰهِ عَلٰى دِيْنِىْ وَنَفْسِىْ، بِسْمِ اللّٰهِ عَلٰى اَهْلِىْ وَمَالِىْ، بِسْمِ اللّٰهِ عَلٰى كُلِّ شَىْءٍ اَعْطَانِيْهِ رَبِّىْ، بِسْمِ اللّٰهِ خَيْرِ الْاَسْمَاءِ، بِسْمِ اللّٰهِ رَبِّ الْاَرْضِ وَالسَّمَآءِ، بِسْمِ اللّٰهِ الَّذِىْ لَا يَضُرُّ مَعَ اسْمِهٖ دَآءٌ، بِسْمِ اللّٰهِ افْتَتَحْتُ وَ

عَلَى اللّٰهِ تَوَكَّلْتُ، لَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ، لَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ، لَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ، وَاللّٰهُ اَكْبَرُ، اَللّٰهُ اَكْبَرُ، اَللّٰهُ اَكْبَرُ، اَللّٰهُ اَكْبَرُ، لَآاِلٰهَ اِلَّا اللّٰهُ الْحَلِيْمُ الْكَرِيْمُ، لَآاِلٰهَ اِلَّا اللّٰهُ الْعَلِيُّ الْعَظِيْمُ، تَبَارَكَ اللّٰهُ رَبُّ السَّمٰوٰتِ السَّبْعِ وَرَبُّ الْعَرْشِ الْعَظِيْمِ، وَرَبُّ الْاَرَضِيْنَ، وَمَا بَيْنَهُمَا، وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ، عَزَّ جَارُكَ وَجَلَّ ثَنَاؤُكَ، وَلَآاِلٰهَ غَيْرُكَ، اِجْعَلْنِيْ فِيْ جِوَارِكَ مِنْ شَرِّ كُلِّ ذِيْ شَرٍّ، وَّمِنْ شَرِّ الشَّيْطَانِ الرَّجِيْمِ، اِنَّ وَلِيِّ ـَ اللّٰهُ الَّذِيْ نَزَّلَ الْكِتَابَ وَهُوَ يَتَوَلَّى الصَّالِحِيْنَ، فَاِنْ تَوَلَّوْا فَقُلْ حَسْبِيَ اللّٰهُ، لَآاِلٰهَ اِلَّا هُوَ، عَلَيْهِ تَوَكَّلْتُ وَهُوَ رَبُّ الْعَرْشِ الْعَظِيْمِ ط

(અલ્લામહ જલાલુદ્દીન સુયૂતી રહ. કૃત "જમ્ઉલ જવામિઅ્", "તારીખે ઈબ્ને અસાકિર", અબુશૈખ રહ. કૃત "કિતાબુસ્વાબ", શૈખ અબ્દુલ હક મુહદ્દિસ રહ. કૃત "ઈસ્તીનાસુ અન્વારિલ્ કબ્સિ ફી શર્હિ દુઆઈ અનસ", સંદર્ભ : "આપકે મસાઈલ ઔર ઉન્કા હલ" : ૮/૨૩૩–૨૩૪, "કન્ઝુલ ઉમ્માલ" : ભાગ–૨, પેજ : ૨૮૨/૨૮૩)

## (૨૯) રોઝીની વિશાળતા માટે મુજર્રબ અમલ

હઝરત મવલાના શાહ અબ્દુલ ગની ફૂલપૂરી (રહ.)એ

ફરમાવ્યું કે, હઝરત હાજી ઇમ્દાદુલ્લાહ મુહાજિરે મક્કી (રહ.)થી મન્કૂલ છે કે, જે માણસ સવારે સિત્તેર વખત પાબંદીથી આ (નીચે વર્ણવેલી) આયત પઢયા કરશે, તો તે રોઝીની તંગીથી મહફૂઝ રહેશે. ફરમાવ્યું : આ બહુ મુજર્રબ (અનુભવસિદ્ધ) અમલ છે :

اَللّٰهُ لَطِيْفٌۢ بِعِبَادِهٖ يَرْزُقُ مَنْ يَّشَآءُ ۚ وَهُوَ الْقَوِيُّ الْعَزِيْزُ ﴿١٩﴾

(سورۃ الشوریٰ ۴۲:۱۹)

(મઆરિફુલ કુર્આન : ૭/૬૮૭)

## (30) દરેક પ્રકારની પરેશાનીથી છુટકારો

બુખારી શરીફ અને મુસ્લિમ શરીફમાં છે કે, હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જ્યારે કોઇ બેચેની અને પરેશાનીનો સામનો કરવો પડતો, તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ દુઆ પઢતા હતા :

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ الْعَظِيْمُ الْحَلِيْمُ ۭ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ رَبُّ الْعَرْشِ الْعَظِيْمِ ۭ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ رَبُّ السَّمٰوٰتِ وَرَبُّ الْاَرْضِ وَرَبُّ الْعَرْشِ الْكَرِيْمِ ۭ

ઇમામ તબરી (રહ.)એ ફરમાવ્યું કે, સલફે સાલિહીન (પૂર્વજ બુઝુર્ગો) આ દુઆને "દુઆએ કર્બ" તરીકે ઓળખતા હતા અને મુસીબત તથા પરેશાની વખતે આ કલિમાત પઢીને દુઆ માંગતા રહેતા હતા. (કુર્તુબી, મઆરિફુલ કુર્આન : ૪/૫૧૧)

## (૩૧) જાની અને માલી દુર્ઘટનાઓથી બચવાનો વઝીફો

હઝરત તલક ઈબ્ને હબીબ (રહ.) ફરમાવે છે કે એક માણસ હઝરત અબુ દરદાઅ્ (રદિ.)ની ખિદમતમાં હાજર થયા અને અરજ કરી કે, "આપનું મકાન સળગી ગયું છે." આપે ફરમાવ્યું : "સળગ્યું નથી." પછી બીજા માણસે આ જ સમાચાર સંભળાવ્યા. આપે ફરમાવ્યું : "સળગ્યું નથી." પછી બીજા એક માણસે આવીને કહ્યું : "હે અબુ દરદાઅ્ ! આગની જવાળાઓ અને આગના લપકારા બહુ જ બુલંદ થયા; પરંતુ જ્યારે આપના મકાન સુધી આગ પહોંચી તો આગ હોલવાઈ ગઈ." આપે ફરમાવ્યું : "હું સારી પેઠે જાણતો હતો કે, અલ્લાહ તઆલા એવું કંઈ કરશે નહિ (કે જેથી મરું મકાન સળગી ઊઠે), કારણ કે મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાંભળ્યું છે કે, જે માણસ સવારના સમયે આ (નિમ્ન લિખિત) કલિમાત પઢી લેશે, તો સાંજ સુધી એને કોઈ મુસીબત પહોંચશે નહિ અને સાંજના સમયે આ કલિમાત પઢી લેશે, તો સવાર સુધી એને કોઈ મુસીબત પહોંચશે નહિ" (મેં સવારે આ કલિમાત પઢયા હતા, એ કારણે મને યકીન હતું કે મારું મકાન સળગી શકશે નહિ). તે કલિમાત આ **પ્રમાણે છે :**

اَللّٰهُمَّ اَنْتَ رَبِّیْ لَآاِلٰهَ اِلَّااَنْتَ عَلَيْكَ تَوَكَّلْتُ وَاَنْتَ رَبُّ الْعَرْشِ الْكَرِيْمِ ط مَاشَآءَاللّٰهُ كَانَ وَمَالَمْ يَشَأْ لَمْ يَكُنْ وَلَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ ط أَعْلَمُ اَنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَیْءٍ قَدِيْرٌ ط

وَاَنَّ اللّٰهَ قَدْ اَحَاطَ بِكُلِّ شَيْءٍ عِلْمًا ط اَللّٰهُمَّ اِنِّيْ اَعُوْذُبِكَ مِنْ شَرِّ نَفْسِيْ وَمِنْ شَرِّ كُلِّ دَآبَّةٍ اَنْتَ اٰخِذٌ بِنَاصِيَتِهَا اِنَّ رَبِّيْ عَلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ط

(દયલમી, સંદર્ભ : કન્ઝુલ ઉમ્માલ : ૨/૧૬૨–૧૬૩, નવવી કૃત "ઇબ્નુસ્સુન્ની", સંદર્ભ : અલ અઝૂકાર : ૭૫)

## (૩૨) એક મુફીદ દુઆ

اَللّٰهُمَّ عَافِنِيْ فِيْ بَدَنِيْ اَللّٰهُمَّ عَافِنِيْ فِيْ سَمْعِيْ اَللّٰهُمَّ عَافِنِيْ فِيْ بَصَرِيْ لَآ اِلٰهَ اِلَّا اَنْتَ ط

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ દુઆને સવાર–સાંજ ત્રણ–ત્રણ વાર પઢતા રહેતા હતા. (અબૂ દાવૂદ)

## (૩૩) નઝરે બદથી હિફાઝત

હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.)થી મરફૂઅન્ રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું :

જે માણસ કોઇ ચીજને જુએ અને તે ચીજ તેને સારી લાગે અને પછી તે

مَاشَآءَ اللّٰهُ لَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ ط

**"મા શાઅલ્લાહુ લા કુવ્વ–ત ઈલ્લા બિલ્લાહ"**

પઢી લે, તો એ ચીજને નઝરે બદ (બૂરી નજર) લાગશે નહિ.

(ઇબ્નુસ્સુન્ની, તોહ્ફ–એ–હુફ્ફાઝ : ૩૫૬, ફઝાઈલે હુફ્ફાઝે કુર્આન : ૧/૧૦૦૧)

**(૩૪)** જો કોઈ વ્યક્તિ પગમાં દર્દ હોય તો નીચે દર્શાવેલી દુઆ સાત (૭) વાર પઢીને દમ કરે :

بِسْمِ اللّٰهِ وَبِاللّٰهِ اَعُوْذُ بِاللّٰهِ وَقُدْرَتِهٖ مِنْ شَرِّ مَا فِيْهَا ط

(હયાતુસ્સહાબા : ભાગ–૨)

## (૩૫) દરેક ભલાઈથી માલામાલ–સંપન્ન

ખૂબ નાની–ટૂંકી (દુઆ) પરંતુ ખૂબ લાભદાયક છે. આ (દુઆ) પઢનાર ઈન્શા અલ્લાહ દરેક પ્રકારની ભલાઈથી માલામાલ–સંપન્ન થઈ જશે. દુઆ આ પ્રમાણે છે :

يَا بَدِيْعَ الْعَجَائِبِ بِالْخَيْرِ يَا بَدِيْعُ ط

**યા બદીઅલ્ અજાઈબિ બિલ્ ખય્રિ યા બદીઉ.**

**અર્થ :** હે અનોખી વસ્તુઓને ભલાઈના સાથે પેદા કરનાર ! હે નવી વસ્તુઓને પેદા કરનાર ! (ઝખીરએ આખિરત)

## (૩૬) માં–બાપ માટે ખૈર–ભલાઈની દુઆ

નીચે દર્શાવેલ આયતમાં માં–બાપ માટે દુઆ માગવાની રીત શીખવી છે. એમના માટે આ રીતે દુઆ માગો :

رَّبِّ ارْحَمْهُمَا كَمَا رَبَّيٰنِيْ صَغِيْرًا ﴿٢٤﴾ (بنی اسرائیل ۱۷:۲۴)

**રબ્બિર્ હમ્હુમા કમા રબ્બયાની સગીરા.**

(સૂરએ બની ઈસ્રાઈલ, રુકૂઅ ૩)

**અર્થ** : હે પરવરદિગાર ! એમના પર (માં-બાપ પર) રહમ-દયા ફરમાવ, જેમ કે એમણે મને બાળપણથી પાલવ્યો.

(ઝખીરએ આખિરત)

## (૩૭) કુટુંબના પરહેઝગાર થવા માટે અને પોતાને પરહેઝગારીના ઉચ્ચ દરજ્જા પર પહોંચાડવા માટેની દુઆ

પોતાના કુટુંબના પરહેઝગાર થવા માટે અને પોતાને તકવા-પરહેઝગારીના ઉચ્ચ દરજ્જા પર પહોંચાડવા માટેની દુઆ :

رَبَّنَا هَبْ لَنَا مِنْ أَزْوَاجِنَا وَذُرِّيَّاتِنَا قُرَّةَ أَعْيُنٍ وَّاجْعَلْنَا لِلْمُتَّقِينَ إِمَامًا (الفرقان ۲۵:۷۴)

**રબ્બના હબ્લના મિન્ અઝ્વાજિના વઝુર્રિય્યાતિના કુર્ર-ત અઅ્યુનિંવ્ વજ્અલ્ના લિલ્ મુત્તકી-ન ઈમામા.**

(અલ્ ફુરકાન, આયત ૭૪)

## (૩૮) રોઝીની વૃદ્ધિનો અમલ

જનાબ રસૂલે મકબૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે વ્યક્તિ ઈસ્તિગફારનો વઝીફો હંમેશા પઢતો રહેશે, તો અલ્લાહ તઆલા એને દરેક પ્રકારના કષ્ટ-તાણથી સુરક્ષિત રાખે છે અને એવી જગ્યાએથી રોઝી આપે છે, જ્યાંથી તેને વહેમ પણ ન હોય.

(અબૂ દાવૂદ, નસાઈ)

ઈસ્તિગફાર આ છે :

أَسْتَغْفِرُ اللّٰهَ رَبِّي مِنْ كُلِّ ذَنْبٍ أَذْنَبْتُهُ وَأَتُوبُ عَلَيْهِ ط

**અસ્તગ્ફિરુલ્લા-હ રબ્બી મિન્ કુલ્લિ ઝમ્બિન્ અઝ્નબ્તુહૂ વ અતૂબુ ઈલય્હ.**

## (૩૯) દીન ઉપર અડગ રહેવાની દુઆ

يَا مُقَلِّبَ الْقُلُوْبِ ثَبِّتْ قَلْبِيْ عَلٰى دِيْنِكَ ط

**યા મુકલ્લિબલ્ કુલૂબિ સબ્બિત્ કલ્બી અલા દીનિક.**

**અર્થ :** હે દિલોના પલટનાર ઝાત ! મારા દિલને પોતાના દીન પર જમાવી દે.

(તિરમિઝી, નસાઈ, હાકિમ, અહમદ, અબૂ યઅ્લા)

## (૪૦) ઈસ્લામ ઉપર મૃત્યુ થવાની દુઆ

આ હઝરત યૂસુફ (અલૈ.)ની છેલ્લી દઆ છે :

فَاطِرَ السَّمٰوٰتِ وَالْاَرْضِ قف اَنْتَ وَلِيّٖ فِي الدُّنْيَا وَالْاٰخِرَةِ ج تَوَفَّنِيْ مُسْلِمًا وَّاَلْحِقْنِيْ بِالصّٰلِحِيْنَ ۝١٠١ (يوسف ١٢:١٠١)

**ફાતિરસ્સમાવાતિ વલ્ અર્દિ, અન્ત વલિય્યી ફિદ્ દુન્યા વલ્ આખિરતિ તવફ્ફની મુસ્લિમંવ્ વ અલ્હિક્ની બિસ્સાલિહીન.**

(સૂરએ યૂસુફ, પા. ૧૩, રુકૂઅ ૧૧)

**અર્થ :** હે આસમાન અને જમીનને પેદા કરનાર ! દુનિયા અને આખિરતમાં તું જ મારો રફીક-સાથી છે. તું મને પોતાની ફરમાંબરદારીની હાલતમાં (દુનિયાથી) ઉઠાવી લે અને મને પોતાના નેક બંદાઓમાં શામિલ ફરમાવ.

## (૪૧) દરેક પ્રકારની ભલાઈની દુઆ

اَللّٰهُمَّ لَاتَدَعْ لَنَا ذَنْبًا اِلَّا غَفَرْتَهٗ وَلَاهَمًّا اِلَّا فَرَّجْتَهٗ وَلَادَيْنًا اِلَّا قَضَيْتَهٗ وَلَا حَاجَةً مِّنْ حَوَائِجِ الدُّنْيَا وَالْاٰخِرَةِ هِيَ لَكَ رِضًا اِلَّا قَضَيْتَهَا يَا اَرْحَمَ الرَّاحِمِيْنَ ط

**અલ્લાહુમ્મ લા તદઅ્ લના ઝમ્બન્ ઈલ્લા ગફર્તહૂ વલા હમ્મન્ ઈલ્લા ફર્રજ્તહૂ વલા દય્નન્ ઈલ્લા કદય્તહૂ વલા હાજતમ્ મિન્ હવાઈજિદ્ દુન્યા વલ્ આખિરતિ ઈલ્લા કદય્તહા યા અરહમર્રાહિમીન.**

**અર્થ :** હે અલ્લાહ ! અમારો કોઈ ગુનાહ માફ કર્યા વગર અને કોઈ ફિક્ર–ચિંતા દૂર કર્યા વગર અને કોઈ કર્ઝ–દેણું અદા કર્યા વગર ન છોડ. હે તમામ રહમ–દયા કરનારાઓથી વધીને રહમ કરનાર ! (તબરાની ફીલ કબીર, વ ફી કિતાબિદ્દુઆ અન અનસિન રદિ.)

## (૪૨) મગફિરતની દુઆ

رَّبِّ اغْفِرْ وَارْحَمْ وَاَنْتَ خَيْرُ الرّٰحِمِيْنَ ﴿١١٨﴾ (المؤمنون ٢٣:١١٨)

**રબ્બિગ્ ફિર્ વર્હમ્ વ અન્ત ખય્રુર્રાહિમીન.**

(ઝખીરએ આખિરત)

**અર્થ :** હે અલ્લાહ ! મારી મગફિરત ફરમાવ અને મારી ઉપર રહમ–દયા કર અને તું સૌથી વધુ રહમ કરનાર છે.

## (૪૩) દાઝેલા ઉપર આ દુઆ પઢીને દમ કરે

اَذْهِبِ الْبَاْسَ رَبَّ النَّاسِ اِشْفِ
اَنْتَ الشَّافِىْ لَاشَافِىْ اِلَّا اَنْتَ ط

**અઝ્હિબિલ્ બઅ્સ રબ્બન્નાસિ ઈશ્ફિ અન્તશ્શાફી લા શાફી ઈલ્લા અન્ત.**

**અર્થ :** હે સમગ્ર ઈન્સાનોના પરવરદિગાર ! તકલીફ દૂર ફરમાવ, તું શિફા આપ (કારણ કે) તારા સિવાય કોઈ શિફા આપનાર નથી.

(નસાઈ, અહમદ અનૂ મુહમ્મદ બિન હાતિબ, હિસ્ન : ૩૭૮)

## (૪૪) શયતાનની શરારત-દુષ્ટતા તથા લકવાથી સુરક્ષિત રહેશે

જે માણસ નીચે દર્શાવેલ આયત સૂતી વખતે પઢશે તો લકવા અને શયતાનની દુષ્ટતા—શરારતથી સુરક્ષિત રહેશે. (ઝખીરએ આખિરત ઉર્દૂ, પેજ—૨૩૩)

اِنَّ رَبَّكُمُ اللّٰهُ الَّذِىْ خَلَقَ السَّمٰوٰتِ
وَالْاَرْضَ فِىْ سِتَّةِ اَيَّامٍ ثُمَّ اسْتَوٰى عَلَى
الْعَرْشِ قف يُغْشِى الَّيْلَ النَّهَارَ يَطْلُبُهٗ حَثِيْثًا لا وَّ
الشَّمْسَ وَالْقَمَرَ وَالنُّجُوْمَ مُسَخَّرٰتٍۭ بِاَمْرِهٖ ط
اَلَا لَهُ الْخَلْقُ وَالْاَمْرُ ط تَبٰرَكَ اللّٰهُ رَبُّ
الْعٰلَمِيْنَ ﴿۵۴﴾ (الاعراف ۱۴:۵۴)

## (૪૫) વિવિધ બીમારીઓના નિવારણ માટે

જો કોઈ માણસ પર શંકા હોય કે એનું દિમાગી સંતુલન બગડી રહ્યું છે અથવા પોતાની હાલત–દશા લથડી રહી છે અથવા શંકા હોય કે કોઈએ એના પર કંઈક (જાદૂ) કરી દીધું છે, તો નીચે દર્શાવેલ આયત એકતાલીસ (૪૧) વાર પઢી પાણી પર દમ કરી પિવડાવે. આયત નીચે પ્રમાણે છે : (ઝખીરએ આખિરત ઉર્દૂ, પેજ–૨૪૫)




ذِىْ قُوَّةٍ عِنْدَ ذِى الْعَرْشِ مَكِيْنٍ ﴿٢٠﴾ مُّطَاعٍ ثَمَّ اَمِيْنٍ ﴿٢١﴾ وَمَا صَاحِبُكُمْ بِمَجْنُوْنٍ ﴿٢٢﴾ وَلَقَدْ رَاٰهُ بِالْاُفُقِ الْمُبِيْنِ ﴿٢٣﴾ وَمَا هُوَ عَلَى الْغَيْبِ بِضَنِيْنٍ ﴿٢٤﴾ وَمَا هُوَ بِقَوْلِ شَيْطٰنٍ رَّجِيْمٍ ﴿٢٥﴾ فَاَيْنَ تَذْهَبُوْنَ ﴿٢٦﴾ اِنْ هُوَ اِلَّا ذِكْرٌ لِّلْعٰلَمِيْنَ ﴿٢٧﴾ لِمَنْ شَآءَ مِنْكُمْ اَنْ يَّسْتَقِيْمَ ﴿٢٨﴾ وَمَا تَشَآءُوْنَ اِلَّآ اَنْ يَّشَآءَ اللّٰهُ رَبُّ الْعٰلَمِيْنَ ﴿٢٩﴾

(التکویر ۸۱:۲۰-۲۹)

## (૪૬) ઉમ્ર, રોઝીમાં બરકત તથા દુશ્મન ઉપર વર્ચસ્વ પામવા વગેરેની દુઆ

સવાર–સાંજ ત્રણ વખત આ કલિમાત પઢયા કરે :

سُبْحَانَ اللّٰهِ مِلْأَ الْمِيْزَانِ وَمَبْلَغَ الْعِلْمِ
وَمُنْتَهَى الرِّضَاءِ وَزِنَةَ الْعَرْشِ ط

**સુબ્હાનલ્લાહિ મિલ્અલ્ મીઝાનિ વ મબ્લગલ્ ઈલ્મિ વ મુન્તહર્રિદાઈ વ ઝિનતલ્ અર્શ.**

## (૪૭) જાદૂ વગેરેની અસર ખતમ કરવા માટેની આયત

જો કોઈને શંકા હોય કે આના પર જાદૂ કરવામાં આવ્યું છે અથવા એવી નિશાનીઓ સ્પષ્ટ થઈ રહી હોય, તો જાદૂની અસર ખતમ કરવા માટે અગિયાર દિવસ સુધી નીચે દર્શાવેલ આયત સો (૧૦૦) વખત પઢીને પોતાના ઉપર દમ કરી દે. આ દુઆ દરમિયાન કોઈ બીજો અમલ ન પઢે :

قُلْنَا لَا تَخَفْ اِنَّكَ اَنْتَ الْاَعْلٰى ﴿٦٨﴾ وَاَلْقِ مَا فِيْ
يَمِيْنِكَ تَلْقَفْ مَا صَنَعُوْا ۗ اِنَّمَا صَنَعُوْا كَيْدُ
سٰحِرٍ ۗ وَلَا يُفْلِحُ السَّاحِرُ حَيْثُ اَتٰى ﴿٦٩﴾

(طٰہٰ ۲۰:۶۸-۶۹)

**કુલ્ના લા તખફ્ ઈન્ન-ક અન્તલ્ અઅ્લા. વ અલ્કિ મા ફી યમીનિ-ક તલ્કફ્ મા સ-નઉ. ઈન્નમા સ-નઉ કય્દુ સાહિરિન્ વલા યુફ્લિહુસ્સાહિરુ હય્સુ અતા.**

(પા. ૧૬, સૂ. તા-હા, આ. ૬૮-૬૯, ઝખીર-એ-આખિરત)

## (૪૮) દુઆએ નબવી (સલ.)

اَللّٰهُمَّ اقْذِفْ فِيْ قَلْبِيْ رَجَاءَكَ وَاقْطَعْ رَجَائِيْ عَمَّنْ سِوَاكَ حَتّٰى لَااَرْجُوْااَحَدًا غَيْرَكَ اَللّٰهُمَّ مَاضَعُفَتْ عَنْهُ قُوَّتِيْ وَقَصُرَعَنْهُ عَمَلِيْ وَلَمْ تَنْتَهِ اِلَيْهِ رَغْبَتِيْ وَلَمْ تَبْلُغْهُ مَسْئَلَتِيْ وَلَمْ يَجْرِ عَلٰى لِسَانِيْ مِمَّا اَعْطَيْتَ اَحَدًامِّنَ الْاَوَّلِيْنَ وَالْاٰخِرِيْنَ مِنَ الْيَقِيْنِ فَخَصِّنِيْ بِهٖ يَا اَرْحَمَ الرَّاحِمِيْنَ ط

અલ્લાહુમ્મક્ ઝિફ્ ફી કલ્બી રજા-અ-ક વક્તઅ્ રજાઈ અમ્મન્ સિવા-ક હત્તા લા અર્જૂ અ-હ-દન્ ગય્-ર-ક. અલ્લાહુમ્મ મા ઝઉફત્ અન્હૂ કુવ્વતી વ કસુ-ર અન્હુ અ-મ-લી, વ લમ્ તન્તહિ ઈલય્હિ રગબતી, વ લમ્ તબ્લુગ્હુ મસ્અ-લ-તી, વ લમ્ યજ્રિ અલા લિસાની મિમ્મા અઅ્તય્-ત અ-હ-દમ્ મિનલ્ અવ્વલી-ન વલ્ આખિરી-ન મિનલ્ યકીનિ ફ-ખસ્સિની બિહી યા અર્હમ ર્રાહિમીન. ('નૂરુલ અબ્સાર', 'તારીખુલ ખુલફાઅ્')

## (૪૯) દુઆ

اَللّٰهُمَّ اَحْسِنْ عَاقِبَتَنَافِى الْاُمُوْرِ كُلِّهَا وَاَجِرْنَا مِنْ خِزْيِ الدُّنْيَاوَعَذَابِ الْاٰخِرَةِ ط

**અલ્લાહુમ્મ અહ્‌સિન્ આકિ-બ-તના ફિલ્‌ઉમૂરિ કુલ્લિહા વ અજિર્ના મિન્ ખિઝ્‌યિદ્દુન્યા વ અઝાબિલ્ આખિરહ્.**

**અર્થ :** હે અલ્લાહ ! અમારાં તમામ કામોનો અંજામ બેહતર ફરમાવ અને અમને દુનિયાના અપમાન અને આખિરતના અઝાબથી પનાહ અતા ફરમાવ. (અલ્ હિઝ્બ : ૬૦)

## (૫૦) યા અલ્લાહ ! મને એવો બંદો બનાવી લે

اَللّٰهُمَّ اجْعَلْنِيْ اُعَظِّمُ شُكْرَكَ وَاُكْثِرُ ذِكْرَكَ
وَاَتَّبِعُ نَصِيْحَتَكَ وَاَحْفَظُ وَصِيَّتَكَ ط

**અલ્લાહુમ્મજ્અલ્ની ઉઅઝ્ઝિમુ શુક્-ક વ ઉક્‌ષિરુ ઝિક્-ક વ અત્તબિઉ નસીહ-ત-ક વ અહ્‌ફઝુ વસિય્ય-ત-ક.**

**અર્થ :** હે અલ્લાહ ! મને તું એવો બંદો બનાવી લે કે તારો શુક્ર કર્યા કરું, તારી યાદ (ઝિક્ર) કર્યા કરું અને તારી નસીહતને માનું અને તારા હુકમને યાદ રાખું. (અલ્ હિઝ્બ : ૭૬)

## (૫૧) અલ્લાહુમ્મ ઈન્ન કુલૂ-બના....

اَللّٰهُمَّ اِنَّ قُلُوْبَنَا وَنَوَاصِيَنَا وَجَوَارِحَنَا بِيَدِكَ
لَمْ تُمَلِّكْنَا مِنْهَا شَيْئًا فَاِذَا فَعَلْتَ ذٰلِكَ بِنَا فَكُنْ
اَنْتَ وَلِيَّنَا وَاهْدِنَا اِلٰى سَوَآءِ السَّبِيْلِ ط

**અલ્લાહુમ્મ ઈન્ન કુલૂ-બના વ નવાસિ-યના વ જવારિ-હના બિ-યદિ-ક, લમ્ તુમલ્લિક્‌ના મિન્હા શય્આ. ફ-ઈઝા**

**ફઅલ્ત ઝાલિ-ક બિના ફ-કુન્ અન્ત વલિય્યના વહ્દિના ઈલા સવાઈસ્સબીલ.**

**અર્થ :** હે અલ્લાહ ! અમારાં દિલ, અમારી પેશાનીઓ અને અમારા તમામ અવયવો તારા જ અંકુશમાં છે. એમના પૈકી કોઈના પણ તેં અમને માલિક બનાવ્યા નથી. બસ, જયારે તેં અમને આવા લાચાર પેદા ફરમાવ્યા છે, તો હવે તું જ અમારો કારસાઝ (કાર્યસાધક) બની જા અને અમને સીધા રસ્તાની હિદાયત ફરમાવ. (અલ્ હિઝ્બ : ૭૭)

## (પર) પાંચ અહમ ચીજો માટે દુઆ

اَللّٰهُمَّ اِنِّیْ اَسْئَلُکَ الصِّحَّةَ وَالْعِفَّةَ وَالْاَمَانَةَ وَحُسْنَ الْخُلُقِ وَالرِّضَاءِ بِالْقَدْرِ ط

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ-ક સ્સિહ્હ-ત વલ્ઈફ્ફ-ત વલ્અમા-ન-ત વ હુસ્નલ્ ખુલુકિ વર્રિઝા-અ બિલ્કદ્રિ.**

**અર્થ :** હે અલ્લાહ ! હું તારાથી તંદુરસ્તી, પાકદામની, અમાનતદારી, સારા અખ્લાક અને તકદીર પર રાજી રહેવાનો સવાલ કરું છું. (અલ્ હિઝ્બ : ૭૭)

## (પ૩) તવક્કુલ, હિદાયત અને નુસરતની દુઆ

اَللّٰهُمَّ اجْعَلْنِیْ مِمَّنْ تَوَکَّلَ عَلَیْکَ فَکَفَیْتَهٗ وَاسْتَهْدَاکَ فَهَدَیْتَهٗ وَاسْتَنْصَرَکَ فَنَصَرْتَهٗ ط

**અલ્લાહુમ્મજ્અલ્ની મિમ્મન્ ત-વ-ક્ક-લ અલય્ક ફ-કફય્તહૂ વસ્તહ્દા-ક ફ-હદય્તહૂ વસ્તન્સ-ર-ક ફ-નસર્તહૂ.**

(મુફીદ દુઆઓંકા ગુલદસ્તા, પેજ-૧૩૦ પ્રકાશન નં. ૩૫૮, દા.ઉ. કંથારીઆ)

## (૫૪) વસવસાઓને ખૌફે ઈલાહીમાં ફેરવવાની દુઆ

اَللّٰهُمَّ اجْعَلْ وَسَاوِسَ قَلْبِىْ خَشْيَتَكَ وَ ذِكْرَكَ وَاجْعَلْ هِمَّتِىْ وَهَوَاىَ فِيْمَا تُحِبُّ وَتَرْضٰى ط

**અલ્લાહુમ્મજ્અલ્ વસાવિ-સ કલ્બી ખશ્ય-ત-ક વ ઝિક્-ક વજ્અલ્ હિમ્મતી વ હવા-ય ફીમા તુહિબ્બુ વ તર્દા.**

(મુફીદ દુઆઓંકા ગુલદસ્તા, પેજ-૧૩૧)

## (૫૫) રાતે યા દિવસે આ કલિમાત જરૂર પઢે અને અલ્લાહથી પોતાની હાજતની દુઆ માંગે

اَللّٰهُمَّ اِنِّىْ اَسْاَلُكَ صِحَّةً فِىْ اِيْمَانٍ، وَّاِيْمَانًا فِىْ حُسْنِ خُلُقٍ وَّنَجَاةً يَّتْبَعُهَا فَلَاحٌ، وَّرَحْمَةً مِّنْكَ وَعَافِيَةً وَّمَغْفِرَةً مِّنْكَ وَرِضْوَانًا ط

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ-ક સિહ્હતન્ ફિ ઈમાનિંવ્ વ ઈમાનન્ ફી હુસ્નિ ખુલુકિંવ્ વ નજાતંય્ યત્બઉહા ફલાહુંવ્ વ રહ્મતમ્ મિન્ક વ આફિ-યતંવ્ વ મગ્ફિ-રતમ્ મિન્ક વ રિદ્વાના.**

**અર્થ** : હે અલ્લાહ ! હું તારાથી સિહ્હતનો ઈમાનની સાથે અને ઈમાનનો સારા અખ્લાક સાથે અને એવી નજાતનો જેની સાથે (દુનિયા અને આખિરતની) ફલાહ હોય અને તારી રહમતનો અને આફિયતનો તથા તારી મગફિરત અને રઝામંદીનો સવાલ કરું છું. (તું મને આ સઘળી ચીજો અતા ફરમાવી દે.) (હિસ્ન : ૮૫)

## (૫૬) તીવ્ર બીમારીથી છૂટકારો

સૂરએ મુઅ્મિનૂનની નીચે દર્શાવેલી અંતિમ આયતો ખાસ ફઝીલત ધરાવે છે :

أَفَحَسِبْتُمْ أَنَّمَا خَلَقْنَٰكُمْ عَبَثًا وَأَنَّكُمْ إِلَيْنَا لَا تُرْجَعُونَ ﴿١١٥﴾ فَتَعَٰلَى ٱللَّهُ ٱلْمَلِكُ ٱلْحَقُّ ۖ لَآ إِلَٰهَ إِلَّا هُوَ رَبُّ ٱلْعَرْشِ ٱلْكَرِيمِ ﴿١١٦﴾ وَمَن يَدْعُ مَعَ ٱللَّهِ إِلَٰهًا ءَاخَرَ لَا بُرْهَٰنَ لَهُۥ بِهِۦ فَإِنَّمَا حِسَابُهُۥ عِندَ رَبِّهِۦٓ ۚ إِنَّهُۥ لَا يُفْلِحُ ٱلْكَٰفِرُونَ ﴿١١٧﴾ وَقُل رَّبِّ ٱغْفِرْ وَٱرْحَمْ وَأَنتَ خَيْرُ ٱلرَّٰحِمِينَ ﴿١١٨﴾ (المؤمنون ٢٣:١١٥–١١٨)

બગ્વી અને સઅ્લબીએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત કરી છે કે તેઓ એક બીમાર માણસ પાસેથી પસાર થયા, જે સખત બીમારીઓમાં સપડાયેલો હતો. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ તેના કાનમાં સૂરએ મુઅ્મિનૂનની ઉપરોક્ત આયતો પઢી દીધી, તો એ તે જ વખતે તંદુરસ્ત થઈ ગયો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)ને પૂછયું કે, આપે એના કાનમાં શું કહ્યું ? હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ

અરજ કરી કે આ (ઉપરોક્ત) આયતો પઢી છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : કસમ છે તે પવિત્ર ઝાતની કે જેના અંકુશમાં મારો પ્રાણ છે, જો યકીન ધરાવનારો કોઈ માણસ આ આયતોને પહાડ ઉપર પણ પઢશે તો તે પોતાના સ્થળેથી હટી અને હચમચી જશે.

(અબૂ યઅ્લા, કુર્તુબી, મઝહરી, મઆરિફુલ કુર્આન ૬/૩૨૮, તુહફ–એ–હુફ્ફાઝ : ૩૪૭)

## (૫૭) બીમારી, તકલીફ અને નાદારીથી નજાત

હઝરત અબૂ હુરયરહ (રદિ.)નું બયાન છે કે, એક દિવસે હું રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સથવારે બહાર નીકળ્યો. આપ (સલ.) એક એવા માણસ પાસેથી પસાર થયા, જે બહુ પરેશાન, ઉદાસ અને નાદાર હતા.

ફરમાવ્યું : હે સજ્જન ! તમારી બીમારી અને તંગદસ્તીમાં કેટલીક અશક્ય (કહી ન શકાય તેવી) પરિસ્થિતિ હું જોઈ રહ્યો છું ? શું તમને એવા કલિમાત ન શિખવાડી દઉં, જે તમારી આ બીમારી, તકલીફ અને તંગદસ્તીની હાલતને દૂર કરી દે ? આ કલિમાત પઢયા કરો :

تَوَكَّلْتُ عَلَى الْحَيِّ الَّذِىْ لَا يَمُوْتُ اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ
لَمْ يَتَّخِذْ وَلَدًا وَّلَمْ يَكُنْ لَّهٗ شَرِيْكٌ فِى الْمُلْكِ
وَلَمْ يَكُنْ لَّهٗ وَلِىٌّ مِّنَ الذُّلِّ وَكَبِّرْهُ تَكْبِيْرًا ط

**તવક્કલ્તુ અલલ્ હય્યિલ્લઝી લા યમૂતુ વલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી લમ્ યત્તખિઝ્ વ-લદંવ્ વ લમ્ યકુલ્લહૂ શરીકુન્ ફિલ્મુલ્કિ વ લમ્ યકુલ્લહૂ વલિય્યુમ્ મિનઝ્ઝુલ્લિ વ કબ્બિર્હૂ તક્બીરા.**

પછી આપ (સલ.) ફરી એક વાર તશરીફ લઈ ગયા તો તેમને સારી હાલતમાં પામ્યા. ફરમાવ્યું : કેવી સારી હાલત છે.

તેમણે અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ.) ! જયારથી આપે મને પેલા કલિમાત શિખવાડયા છે, હું બરાબર એનો વિર્દ (પઠન) કરતો રહું છું. (દૂર્રે મન્ષૂર : ૫/૩૫ર, તિલાવતુ કુર્આનિલ મજીદ)

## (૫૮) સંતાન-પ્રાપ્તિ માટે

اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ ط بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط
اَلَّذِيْٓ اَحْسَنَ كُلَّ شَيْءٍ خَلَقَهٗ وَبَدَاَ خَلْقَ الْاِنْسَانِ مِنْ طِيْنٍ ۝ ثُمَّ جَعَلَ نَسْلَهٗ مِنْ سُلٰلَةٍ مِّنْ مَّآءٍ مَّهِيْنٍ ۝ ثُمَّ سَوّٰىهُ وَنَفَخَ فِيْهِ مِنْ رُّوْحِهٖ وَجَعَلَ لَكُمُ السَّمْعَ وَالْاَبْصَارَ وَالْاَفْـِٕدَةَ ط قَلِيْلًا مَّا تَشْكُرُوْنَ ۝ (سورة السجدة ٣٢: ٧-٩)

**અલ્લઝી અહ્સ-ન કુલ્લ શય્ઈન્ ખ-લ-કહૂ વ બ-દ-અ ખલ્કલ્ ઈન્સાનિ મિન્ તીન. ષુમ્મ જ-અ-લ નસ્લહૂ મિન્ સુલાલતિમ્ મિમ્માઈમ્ મહીન. ષુમ્મ સવ્વાહુ વ ન-ફ-ખ ફીહિ મિર્રૂહિહી વ જ-અ-લ લકુમુસ્સમ્અ વલ્ અબ્સા-ર વલ્ અફ્ઈદહ. કલીલમ્ મા તશ્કુરૂન.** (સૂરએ સિજ્દહ : ૭ થી ૯)

**અર્થ :** તેણે જે પણ વસ્તુ બનાવી છે તે સૌને ઘણી જ સરસ બનાવી અને તેણે ગારાથી માનવીના સર્જનની શરૂઆત કરી. પછી

તેની નસલને સત્ત્વ કાઢેલા તુચ્છ પાણીથી બનાવી, પછી તેને પૂર્ણ કર્યો અને તેની અંદર પોતાની રૂહ ફૂંકી દીધી અને તેમને કાન અને આંખો અને દિલ અર્પણ કર્યાં, (પણ) તમે બહુ જ થોડો શુક્ર કરો છો.

**ફઝીલત :** જો કોઈ વ્યક્તિ અવલાદની નેઅમતથી મહરૂમ હોય તો તે અલ્લાહ પર ભરોસો રાખી પુષ્કળ પ્રમાણમાં આ આયતનો વિર્દ કરે.

## (૫૯) અવયવોની હિફાઝત માટે

اَعُوْذُبِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ ط بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

فَاَقِمْ وَجْهَكَ لِلدِّيْنِ حَنِيْفًا ۭ فِطْرَتَ اللّٰهِ الَّتِىْ فَطَرَ النَّاسَ عَلَيْهَا ۭ لَا تَبْدِيْلَ لِخَلْقِ اللّٰهِ ۭ ذٰلِكَ الدِّيْنُ الْقَيِّمُ ڎ وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُوْنَ ۝ (الروم ٣٠:٣٠)

**ફ-અકિમ્ વજ્હ-ક લિદ્દીનિ હનીફા. ફિત્રતલ્લાહિલ્લતી ફ-ત-રન્ના-સ અલય્હા. લા તબ્દી-લ લિ-ખલ્કિલ્લાહ. ઝાલિકદ્દીનુલ્ કય્યિમ્. વલાકિન્ન અક્ષરન્નાસિ લા યઅ્લમૂન.**

(સૂરએ રૂમ : ૩૦)

**અર્થ :** માટે (હે નબી સલ. !) આપ એકાગ્ર થઈને પોતાનું મુખ આ દીનની તરફ રાખી કાયમ થઈ જાવ, એ ફિતરત પર જેના પર અલ્લાહે ઈન્સાનોને પેદા કર્યા છે. અલ્લાહની સર્જિત વસ્તુને બદલવી જોઈએ નહિ. આ જ સાચો દીન છે; પરંતુ ઘણા લોકો સમજતા નથી.

**ફઝીલત :** જે માણસ એવું ચાહતો હોય કે એના તમામ

અવયવો જીવનભર દુરુસ્ત અને તંદુરસ્ત રહે તો તેણે આ આયતને દરરોજ ત્રણ વાર પઢીને પોતાના બદન પર દમ કરવો જોઈએ.

(આગળ–પાછળ દુરૂદ શરીફ અવશ્ય પઢવું.)

## (૬૦) પ્રસૂતિની આસાની માટેનો અમલ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી મવકૂફન્ રિવાયત છે કે આપે ઈરશાદ ફરમાવ્યો : જે સ્ત્રી માટે બાળકની પ્રસૂતિ (સુવાવડ) મુશ્કેલ થઈ પડે, તો તેને નીચે દર્શાવેલા કલિમાત અને આયાતને કોઈ કાગળ પર લખી ઘોળીને પિવડાવવામાં આવે :

بِسْمِ اللّٰہِ الرَّحْمٰنِ الرَّحِیْمِ ط

لَآ اِلٰہَ اِلَّا ھُوَ الْحَلِیْمُ الْکَرِیْمُ ط سُبْحَانَ اللّٰہِ وَتَعَالٰی رَبِّ الْعَرْشِ الْعَظِیْمِ ط اَلْحَمْدُ لِلّٰہِ رَبِّ الْعٰلَمِیْنَ ط کَاَنَّھُمْ یَوْمَ یَرَوْنَھَا لَمْ یَلْبَثُوْآ اِلَّا عَشِیَّۃً اَوْ ضُحٰھَا ط کَاَنَّھُمْ یَوْمَ یَرَوْنَ مَا یُوْعَدُوْنَ لَمْ یَلْبَثُوْآ اِلَّا سَاعَۃً مِّنْ نَّھَارٍ بَلٰغٌ فَھَلْ یُھْلَکُ اِلَّا الْقَوْمُ الْفٰسِقُوْنَ ط

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**

**લા ઈલા–હ ઈલ્લા હુવલ્ હલીમુલ્ કરીમ. સુબ્હાનલ્લાહિ વ તઆલા રબ્બિલ્ અર્શિલ્ અઝીમ. અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન... કઅન્નહુમ્ યવ્મ યરવ્નહા લમ્ યલ્બસૂ ઈલ્લા અશિય્યતન્ અવ્ દુહાહા.... કઅન્નહુમ્ યવ્મ યરવ્ન મા**

**ચૂઅદૂ-ન લમ્ યલ્બસૂ ઈલ્લા સાઅ-તમ્ મિન્નહારિન્ બલાગુન્ ફ-હલ્ યુહ્લકુ ઈલ્લલ્ કવ્મુલ્ ફાસિકૂન.**

**અર્થ :** અલ્લાહ તઆલા સિવાય કોઈ મા'બૂદ નથી, જે સહનશીલ (અને) દયાવાન છે. અલ્લાહ તઆલાની ઝાત પાક અને ઉચ્ચ છે, જે મહાન અર્શનો પરવરદિગાર છે.... સર્વ પ્રકારની તારીફ એક માત્ર અલ્લાહ તઆલા માટે જ છે, જે તમામ જગતોનો પાલનહાર છે.... જે દિવસે આ લોકો તે (કિયામત)ને જોશે તો તેમને એમ લાગશે કે (દુનિયામાં) માત્ર એક સાંજ યા સવાર જેટલું જ રોકાયા હતાં.... જે દિવસે આ લોકો તે (અઝાબ)ને જોઈ લેશે જેનો તેમને વાયદો કરવામાં આવે છે, ત્યારે તેમને એમ લાગશે કે જાણે તેઓ દુનિયામાં દિવસની એક પળ કરતાં વધુ રોકાયા ન હતાં અને વાત પહોંચાડી દેવામાં આવી. હવે નાફરમાન અને ફાસિક લોકો જ બરબાદ થશે. (બયહકી ફિદઅ્વાત, તુહ્ફ-એ-હુફ્ફાઝ : ૩૫૩, ફઝાઈલે હુફ્ફાઝે કુર્આન : ૯૯૩)

## (૬૧) આયાતે શિફા

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ۙ الرَّحْمٰنِ الرَّحِيْمِ ۙ مٰلِكِ يَوْمِ الدِّيْنِ ۙ اِيَّاكَ نَعْبُدُ وَاِيَّاكَ نَسْتَعِيْنُ ۙ اِهْدِنَا الصِّرَاطَ الْمُسْتَقِيْمَ ۙ صِرَاطَ الَّذِيْنَ اَنْعَمْتَ عَلَيْهِمْ ۙ۬ غَيْرِ الْمَغْضُوْبِ عَلَيْهِمْ وَلَا الضَّآلِّيْنَ ۧ

(سورة الفاتحہ)

وَ یَشْفِ صُدُوْرَ قَوْمٍ مُّؤْمِنِیْنَ ﴿۱۴﴾ (التوبة ۹:۱۴)

یٰۤاَیُّهَا النَّاسُ قَدْ جَآءَتْكُمْ مَّوْعِظَةٌ مِّنْ رَّبِّكُمْ وَ شِفَآءٌ لِّمَا فِی الصُّدُوْرِ ۙ۬ وَ هُدًی وَّ رَحْمَةٌ لِّلْمُؤْمِنِیْنَ ﴿۵۷﴾

(یونس ۱۰:۵۷)

یَخْرُجُ مِنْۢ بُطُوْنِهَا شَرَابٌ مُّخْتَلِفٌ اَلْوَانُهٗ فِیْهِ شِفَآءٌ لِّلنَّاسِ ؕ (النحل ۱۶:۶۹)

وَ نُنَزِّلُ مِنَ الْقُرْاٰنِ مَا هُوَ شِفَآءٌ وَّ رَحْمَةٌ لِّلْمُؤْمِنِیْنَ ۙ

(بنی اسرائیل ۱۷:۸۲)

وَ اِذَا مَرِضْتُ فَهُوَ یَشْفِیْنِ ﴿۸۰﴾ۙ (الشعراء ۲۶:۸۰)

قُلْ هُوَ لِلَّذِیْنَ اٰمَنُوْا هُدًی وَّ شِفَآءٌ ؕ (حم السجدة ۴۱:۴۴)

## દુઆએ ઈબ્રાહીમ અલયહિસ્સલામ

## دُعائے ابراهیم علیہ السلام

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِیْمِ

اَلَّذِیْ خَلَقَنِیْ فَهُوَ یَهْدِیْنِ ﴿۷۸﴾ۙ وَ الَّذِیْ هُوَ یُطْعِمُنِیْ وَ یَسْقِیْنِ ﴿۷۹﴾ۙ وَ اِذَا مَرِضْتُ فَهُوَ یَشْفِیْنِ ﴿۸۰﴾ۙ وَ الَّذِیْ یُمِیْتُنِیْ ثُمَّ یُحْیِیْنِ ﴿۸۱﴾ۙ وَ الَّذِیْۤ اَطْمَعُ اَنْ یَّغْفِرَ لِیْ

خَطِيْٓـَٔتِىْ يَوْمَ الدِّيْنِ ﴿٨٢﴾ رَبِّ هَبْ لِىْ حُكْمًا وَّ اَلْحِقْنِىْ بِالصّٰلِحِيْنَ ﴿٨٣﴾ وَاجْعَلْ لِّىْ لِسَانَ صِدْقٍ فِى الْاٰخِرِيْنَ ﴿٨٤﴾ وَاجْعَلْنِىْ مِنْ وَّرَثَةِ جَنَّةِ النَّعِيْمِ ﴿٨٥﴾

(سورۃ الشعراء ۲۶:۷۸-۸۵، پارہ ۱۹)

## ભાવાર્થ

(૭૮) સાંભળી લો ! જેણે મને પેદા ફરમાવ્યો છે, હિદાયતનો માર્ગ પણ મને તે જ બતાવશે.

(૭૯) તે જ મને ખવડાવે છે અને પિવડાવે પણ તે જ છે.

(૮૦) અને જયારે હું બીમાર પડું છું તો તેના જ શિફા આપવાથી મને તંદુરસ્તી હાસિલ થાય છે.

(૮૧) મને મોત પણ તે જ આપશે અને ફરી જીવંત પણ મને તે જ કરશે.

(૮૨) મેં અલ્લાહથી આશા લગાવી રાખી છે કે ઈન્સાફના દિવસે મારી ભૂલચૂકને તે જ માફ કરશે.

(૮૩) હે મારા પરવરદિગાર ! મને દાનિશમંદી અને દાનાઈ (જ્ઞાન, ડહાપણ, બુદ્ધિમત્તા, સમજદારી) અર્પણ કર ! અને મને નેક લોકોની સાથે શામિલ ફરમાવી લે.

(૮૪) અને ભવિષ્યમાં આવનારા લોકોમાં પણ મારી દઅવતની ચર્ચા સચ્ચાઈની બુનિયાદ પર જારી ફરમાવ.

(૮૫) અને મને નેઅમતવાળી જન્નતનો વારસદાર બનાવી દે !

(સૂરએ 'શુઅ્રાઅ્', આયત : ૭૮ થી ૮૫)

## ફઝીલત

ઈમામે તરીકત અબુલ કાસિમ કુરૈશી (રહમતુલ્લાહિ

અલયહ) ફરમાવે છે કે,

“મારો એક છોકરો એટલો બીમાર થયો કે મૌતના નજીક પહોંચી ગયો. મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ખ્વાબમાં જોયા. આપની ખિદમતે અકદસમાં છોકરાની હાલત બયાન કરી.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, “તે આયાતે શિફાથી મદદ કેમ લેતા નથી ?”

હું જાગ્યો અને વિચાર કર્યો તો આયાતે શિફા ૬ (છ) ઠેકાણે મળી, જેનું વર્ણન ઉપર થઇ ગયું છે.” (મદારિજુન્નુબુવ્વહ)

‘આયાતે શિફા’ પઢીને દમ કરી દે તો પણ ઇન્શાઅલ્લાહ શિફા હાસિલ થશે. અલબત્ત, માસિકવાળી ઔરત જયાં સુધી પાક ન થાય ત્યાં સુધી કોઇના પર દમ ન કરે. હા, પાકી હાસિલ થયા પછી ઇજાઝત છે.

★ જો કોઇ ઔરત બીમાર હોય અને તે માસિકની હાલતમાં હોય, તો એવી બીમાર ઔરત પર તેનો પતિ, ભાઇ કે કોઇ હૈઝથી પાક ઔરત દમ કરે તો કંઇ વાંધો નથી.

★ દરેક મુસલમાન મર્દ અને ઔરત આ “આયાતે શિફા”ને યાદ કરી લે તો બેહતર થશે કે જેથી અચાનક જરૂરત પડવાથી દુઆનો ઉપયોગ કરવામાં કોઇના મોહતાજ થવું ન પડે.

★ નાની નાની બીમારીઓ ઘરોમાં મોટા ભાગે લાહિક થતી રહે છે. એવા મોકા પર કોઇ પણ પાક સાફ મર્દ કે ઔરત બીમાર પર ‘આયાતે શિફા’ પઢીને દમ કરી દે તો પણ ઇન્શાઅલ્લાહ શિફા હાસિલ થશે. અલબત્ત, માસિકવાળી ઔરત જયાં સુધી પાક ન થાય ત્યાં સુધી કોઇના પર દમ ન કરે. હા, પાકી હાસિલ થવા પછી ઇજાઝત છે.

★ બીમાર જો કોઇ ઔરત હોય અને માસિકની હાલતમાં હોય, તો એવી બીમાર ઔરત પર તેનો પતિ, ભાઇ કે

કોઈ હૈઝથી પાક ઓરત દમ કરે તો કંઈ વાંધો નથી.

નોંધ : શક્ય હોય તો ઉપર આપેલી દુઆએ ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ને યાદ કરી લે અને દરરોજ જેટલી વખત ચાહે પઢી લે.

## (૬૨) અધધધ....સવાબ

હઝરત હસન (રદિ.)એ રિવાયત કરી છે કે, માણસ કબ્રસ્તાન જાય અને આ દુઆ પઢે :

اَللّٰهُمَّ رَبَّ الْاَجْسَادِالْبَالِيَةِ وَالْعِظَامِ النَّخِرَةِ الَّتِيْ خَرَجَتْ مِنَ الدُّنْيَاوَهِيَ بِكَ مُؤْمِنَةٌ اَدْخِلْ عَلَيْهَا رُوْحًا مِّنْ عِنْدِكَ سَلَامًا مِّنِّيْ ط

**અલ્લાહુમ્મ રબ્બલ્ અજ્સાદિલ્ બાલિયતિ વલ્ ઈઝામિન્નખિરતિલ્લતી ખરજત્ મિનદ્દુનિયા વ હિ-ય બિ-ક મુઅ્મિનતન્ અદ્ખિલ્ અલય્હા રુહમ્ મિન્ ઈન્દિ-ક સલામમ્ મિન્ની.**

—તો હઝરત આદમ (અલૈ.)થી લઈને તે વખત સુધી જેટલા મુસલમાન મરણ પામ્યા હશે તે બધાં જ અલ્લાહ તઆલાથી એની બખ્શિશની દુઆ કરે છે અને ઈબ્ને અબિ દુનિયાની રિવાયતમાં છે કે, હઝરત આદમ (અલૈ.)થી લઈ (એ દુઆ પઢે) તે વખત સુધી જેટલા મુસલમાનો મરણ પામ્યા છે અને મરશે તે બધાની સંખ્યા પ્રમાણે એને નેકી મળશે.

(હવાલો : મૌત—કબ્ર અને બરઝખનો ખરો અહેવાલ)

(મૌ. મુફ્તી અહમદ બેમાત સા. (રહ.)ની કિતાબ)

નોંધ : આ તમામ દુઆઓને પૂરા દિલથી અને પૂરા યકીનની સાથે પઢવામાં આવશે તો ઈન્શાઅલ્લાહ જરૂરથી ફાયદો થશે.

દુઆ માંગતા પહેલાં દુઆની આગળ—પાછળ દુરૂદ શરીફ અવશ્ય પઢવું.

## (ii) દુરૂદ શરીફો

### (૧) અવલાદની કામિયાબી અને ઈઝ્ઝત પ્રાપ્ત કરવા માટેનું બેહતરીન દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِالْعَالَمِيْنَ
حَبِيْبِكَ مُحَمَّدٍ وَّاٰلِهٖ صَلَاةً اَنْتَ
لَهَا اَهْلٌ وَّبَارِكْ وَسَلِّمْ كَذٰلِكَ ط

**ફાયદો :** જો કોઈ માણસ ફજર અને મગરિબની નમાઝ પછી ઈકોતેર વખત અને બીજી નમાઝો પછી સાત વખત આ દુરૂદ શરીફ પાબંદીથી પઢયા કરશે, તો અલ્લાહ તઆલા એને તથા એની અવલાદને સમાજમાં ઉચ્ચ, મોભાદાર અને ઈઝ્ઝતમય સ્થાન અર્પણ કરશે તથા એમને લોકપ્રિયતા નસીબ થશે.

(ઝરીઅતુલ્ વુસૂલ....૧૫૧)

### (૨) છોકરા કે છોકરીની શાદીમાં ઉદ્‌ભવતી રુકાવટને દૂર કરવાનું દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ
عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ
مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا

بَارَکْتَ عَلٰی اِبْرَاهِيْمَ وَعَلٰی اٰلِ اِبْرَاهِيْمَ اِنَّکَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

**ફાયદો :** જો કોઇ છોકરા કે છોકરીની શાદીમાં રુકાવટ ઊભી થાય અને સગાઇ નક્કી ન થતી હોય અથવા સદંતર કહેણ (રિશ્તો) આવતું જ ન હોય, તો છોકરો કે છોકરી અને એની વાલિદહ સવારે ફજરની નમાઝ પછી તથા સાંજે મગરિબની નમાઝ પછી પાંચ સો (૫૦૦) વખત દુરૂદે ઇબ્રાહીમી પઢીને દુઆ કરે, તો અલ્લાહ તઆલા બહુ જલદી નેક અને સારા રિશ્તાનો બંદોબસ્ત ફરમાવી દેશે અને રુકાવટ દૂર થઇ જશે. (ઝરીઅતુલ્ વુસૂલ....૧)

## (૩) ઘર અને સફરમાં ચોર-ડાકૂઓથી હિફાઝત પામવાનું મુજર્રબ દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰی مُحَمَّدِنِ النَّبِيِّ كَمَا اَمَرْتَنَا اَنْ نُّصَلِّيَ عَلَيْهِ ط وَصَلِّ عَلٰی مُحَمَّدِنِ النَّبِيِّ كَمَا يَنْبَغِيْ اَنْ يُّصَلّٰی عَلَيْهِ ط وَصَلِّ عَلٰی مُحَمَّدِنِ النَّبِيِّ بِعَدَدِ مَنْ صَلّٰی عَلَيْهِ ط وَصَلِّ عَلٰی مُحَمَّدِنِ النَّبِيِّ بِعَدَدِ مَنْ لَّمْ يُصَلِّ عَلَيْهِ ط وَصَلِّ عَلٰی مُحَمَّدِنِ النَّبِيِّ كَمَا تُحِبُّ وَتَرْضٰی اَنْ يُّصَلّٰی عَلَيْهِ ط

**ફાયદો :** જો કોઈ માણસ ઘરેથી નીકળવા પહેલાં અથવા કોઈ મુસાફિર પોતાના સફરમાં ૧૧ (અગિયાર) વખત આ દુરૂદ શરીફ પઢીને પોતાનાં બદન અને માલ–સામાન પર દમ કરી લેશે, તો દરેક પ્રકારની ચોરી, લૂંટફાટ, મારધાડ અને ડાકાટીથી અલ્લાહ તઆલા હિફાઝત ફરમાવશે તથા ઝાલિમ, ડાકૂ અને લૂંટારો એની તરફ નિગાહ પણ ઉઠાવી શકશે નહિ. તદુપરાંત, રાતે સૂતા પહેલાં મકાનની ચારે તરફ આ દુરૂદ શરીફને દસ વાર પઢીને ફૂંકી દેશે, તો ઈન્શાઅલ્લાહ એ મકાન ચોરી, લૂંટફાટ અને ડાકાટીથી મહફૂઝ રહેશે અને કોઈ બદનિય્યત એની તરફ મુખ પણ કરશે નહિ. મુજર્રબ (અનુભવસિદ્ધ) અમલ છે. (ઝરીઅતુલ્ વુસૂલ....૧૫૮)

## (૪) દરેક પ્રકારના દર્દ અને અસાધ્ય રોગ (ડાયાબિટીસ-કેન્સર)ના નિવારણ માટેનું દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ بِعَدَدِ كُلِّ دَاءٍ وَّ دَوَاءٍ وَّبَارِكْ وَسَلِّمْ ط

**ફાયદો :** કોઈ પણ પ્રકારના દર્દ અને બીમારીના નિવારણ માટે બીમાર પર આ દુરૂદ શરીફ પઢીને દમ કરે. એને પઢવાની પદ્ધતિ આ પ્રમાણે છે : આરંભ અને અંતમાં આ દુરૂદ શરીફ ત્રણ વાર પઢે અને દરમિયાનમાં સાત વાર સૂરએ ફાતિહા બિસ્મિલ્લાહ....સહિત અને ત્રણ વાર સૂરએ ઈખ્લાસ પઢીને બીમાર પર દમ કરી દે, તો તરત શિફા નસીબ થશે, ઈન્શાઅલ્લાહુલ્ અઝીઝ. તદુપરાંત, જો બીમારને અસાધ્ય રોગ લાગુ પડયો હોય અથવા બીમારી સખત હોય, તો આ દુરૂદ શરીફ આરંભ અને અંતમાં એક સો વાર પઢે. ડાયાબિટીસ અને કેન્સર

જેવા જીવલેણ રોગ માટે બહુ અકસીર છે. (ઝરીઅતુલ્ વુસૂલ....૧૪૪)

## (૫) મુસ્તકિલ મિઝાજી (સ્થિર-ચિત્તતા) પામવા અને સમયના વેડફાટથી બચવા માટેનું દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كُلَّمَا ذَكَرَهُ الذَّاكِرُوْنَ ط وَكُلَّمَا سَهٰى عَنْهُ الْغَافِلُوْنَ ط وَعَلٰٓى اٰلِ مُحَمَّدٍ وَّ بَارِكْ وَسَلِّمْ ط

**ફાયદો :** જે માણસ ફજરની નમાઝ પછી વઝીફારૂપે એક સો વખત આ દુરૂદ શરીફ પઢતો રહેશે, તો અલ્લાહ તઆલા એને દીની-દુન્યવી કામોમાં એકાગ્રતા અને મુસ્તકિલ મિઝાજી (સ્થિર-ચિત્તતા અને દઢ નિશ્ચય) અતા ફરમાવશે. તદુપરાંત, એની બરકતથી સમય વેડફવાથી બચી જવાશે અને કામોમાં આસાની પેદા થઈ જશે. (ઝરીઅતુલ્ વુસૂલ....૧૨૯)

## (૬) આંખોની સઘળી તકલીફો દૂર કરવા અને આંખોની રોશની સતેજ કરવા માટેનું મુજર્રબ દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدِ نِ السَّابِقِ لِلْخَلْقِ نُوْرُهٗ ط وَالرَّحْمَةِ لِلْعَالَمِيْنَ ظُهُوْرُهٗ ط

عَدَدَ مَنْ مَّضٰى مِنْ خَلْقِكَ وَمَنْ بَقِيَ ط وَمَنْ
سَعِدَ مِنْهُمْ وَمَنْ شَقِيَ ط صَلَاةً تَسْتَغْرِقُ
الْعَدَّ وَتُحِيْطُ بِالْحَدِّ ط صَلَاةً لَّا غَايَةَ لَهَا
وَلَا انْتِهَاءَ ط وَلَا أَمَدَ لَهَا وَلَا انْقِضَاءَ ط
صَلَوَاتِكَ الَّتِيْ صَلَّيْتَ عَلَيْهِ ط صَلَاةً دَائِمَةً
بِدَوَامِكَ ط وَعَلٰى اٰلِهٖ وَصَحْبِهٖ كَذٰلِكَ ط
وَالْحَمْدُ لِلّٰهِ عَلٰى ذٰلِكَ ط

**ફાયદો :** જો કોઇ માણસ દરેક નમાઝ પછી ત્રણ વાર ઉપર્યુક્ત દુરૂદ શરીફ પઢીને આંગળીઓ પર દમ કરે અને આંખો પર ફેરવી લે, તો અલ્લાહ તઆલા આંખની એવી તકલીફ પણ દૂર ફરમાવી દે છે, જેનાથી ડૉક્ટરો લાચાર થઇ ગયા હોય. ઉપરાંત, આંખની દષ્ટિ પણ સતેજ અને પ્રકાશિત થઇ જાય છે. મુજર્રબ– અનુભવસિદ્ધ અમલ છે. (ઝરીઅતુલ્ વુસૂલ....૧૪૦)

## (૭) પ્લેગ અને કોલેરા વગેરે બીમારીઓથી હિફાઝત

ઇબ્ને ખતીબ (રહ.)એ બયાન કર્યું છે કે, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર વધુ પ્રમાણમાં નીચે દર્શાવેલું દુરૂદ પઢવાથી પ્લેગ અને કૉલેરા (જેવી જીવલેણ બીમારીઓ)થી

હિફાઝત થાય છે અને આ દુરૂદ આ પ્રકારની વિનાશકારી બીમારીઓને દૂર કરે છે. (અલ્ કવ્લુલ્ બદીઅ્ : ૨૨૧)

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ صَلٰوةً تَعْصِمُنَا بِهَا مِنَ الْاَهْوَالِ وَالْاٰفَاتِ وَتُطَهِّرُنَا مِنْ جَمِيْعِ السَّيِّاٰتِ ط

## (૮) અનુભવસિદ્ધ તિરયાક-વઝીફો

બુઝુર્ગોમાંથી એક બુઝુર્ગે હઝરત શૈખ શિહાબુદ્દીન ઈબ્ને અરસલાન (જેઓ મહાન ઝાહિદ-ત્યાગી અને આલિમ હતા)ને સ્વપ્નમાં જોયા અને એમનાથી પોતાની બીમારીની ફરિયાદ કરી અને પોતાની તકલીફ જણાવી તો એમણે ફરમાવ્યું : તું અનુભવસિદ્ધ વઝીફાથી ગાફિલ છે. આ દુરૂદ શરીફ પઢયા કર. સૂઈને ઊઠયા પછી આ બુઝુર્ગે આ દુરૂદ શરીફ વધુ પ્રમાણમાં પઢયું અને એમની બીમારી દૂર થઈ ગઈ. (ફઝાઈલે દુરૂદ શરીફ)

દરેક પ્લેગી-મરકી અને જીવલેણ બીમારી માટે અનુભવસિદ્ધ છે. દુરૂદ શરીફ આ છે :

اَللّٰهُمَّ صَلِّ وَسَلِّمْ وَبَارِكْ عَلٰى رُوْحِ سَيِّدِنَا مُحَمَّدٍ فِى الْاَرْوَاحِ وَصَلِّ وَسَلِّمْ عَلٰى قَلْبِ سَيِّدِنَا مُحَمَّدٍ فِى الْقُلُوْبِ وَصَلِّ وَسَلِّمْ عَلٰى جَسَدِ سَيِّدِنَا مُحَمَّدٍ فِى الْاَجْسَادِ وَصَلِّ وَسَلِّمْ عَلٰى قَبْرِ سَيِّدِنَا مُحَمَّدٍ فِى الْقُبُوْرِ ط

## (૯) કારોબારમાં તરક્કી અને માલદારી પ્રાપ્ત કરવા માટેનું દુર્લભ દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ عَبْدِكَ وَرَسُوْلِكَ وَصَلِّ عَلَى
الْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنَاتِ وَالْمُسْلِمِيْنَ وَالْمُسْلِمَاتِ ط

**ફાયદો :** જો કોઈ માણસ પોતાના કારોબારમાં તરક્કી તથા માલ–દોલતમાં વિપુલતા ચાહતો હોય, તો પાબંદીથી ફુરસદના સમયે ત્રણ સો તેર વખત આ દુરૂદ શરીફ પઢીને દુઆ કરે, તો ઈન્શા અલ્લાહ બહુ જલદી માલી ખુશહાલી (સમૃદ્ધિ) નસીબ થશે અને કારોબારમાં તરક્કી પ્રાપ્ત થશે. (ઝરીઅતુલ્ વુસૂલ....૧૫૭)

## (૧૦) મનપસંદ રિશ્તા (વિવાહ)ની પ્રાપ્તિ માટેનું દુરૂદ શરીફ

اَلْحَمْدُ لِلّٰهِ ذِى الْعِزِّ وَالْكِبْرِيَآءِ وَصَلَّى اللّٰهُ
عَلٰى مُحَمَّدٍ خَاتَمِ الْاَنْبِيَآءِ ط

**ફાયદો :** ઝાહિર અને બાતિન (બાહ્ય અને આંતરિક) બન્ને રીતે બા–કમાલ અને મનપસંદ રિશ્તો (સગપણ) મેળવવા ઈચ્છતી વ્યક્તિ જો ઈશા પછી અથવા તહજ્જુદ વખતે ૧૧૦૦ (અગિયાર સો) વખત આ દુરૂદ શરીફ પઢીને બારગાહે ઈલાહીમાં દુઆ કરશે, તો અલ્લાહ તઆલા એની જાઈઝ દિલી મુરાદને પૂરી ફરમાવશે અને એ રિશ્તાથી પરસ્પર ઉલ્ફત અને મુહબ્બત નસીબ થશે (ઈન્શા અલ્લાહ). અમલની

મુદત એકાણું (૯૧) દિવસ છે. (ઝરીઅતુલ્ વુસૂલ....૮૭)

## (૧૧) ઝાલિમ શવહરના ઝુલ્મથી નજાત અને તંગદસ્તીથી હિફાઝત પામવા માટેનું મુજર્રબ દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ صَاحِبِ الْفَرْقِ وَالْفُرْقَانِ وَجَامِعِ الْوَرَقِ وَمُنْزِلِهٖ مِنْ سَمَآءِ الْقُرْاٰنِ وَعَلٰٓى اٰلِ مُحَمَّدٍ وَّسَلِّمْ ط

**ફાયદો :** જો શવહર મારઝૂડ અને અત્યાચાર કરતો હોય અથવા કોઈ માણસ તંગદસ્તી, નાદારી અને મોહતાજીનો શિકાર હોય, તો તે માણસ ફજરની નમાઝ પછી અથવા મગરિબ કે ઈશાની નમાઝ પછી ઈકોતેર (૭૧) વખત આ દુરૂદ શરીફ પઢીને દુઆ કરે, તો અલ્લાહ તઆલા પતિને પત્ની પ્રત્યે મહેરબાન કરી દેશે અને મોહતાજી તથા તંગદસ્તીથી મહફૂઝ રાખશે.

(ઝરીઅતુલ્ વુસૂલ....૧૭૯)

## (૧૨) લોકપ્રિયતા અને દિલો ઉપર અંકુશ મેળવવા માટેનું મુજર્રબ દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ صَلَاةً مَّقْرُوْنَةً بِذِكْرِهٖ ط اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ صَلَاةً جَامِعَةً بَيْنَ فَرَحِهٖ وَسُرُوْرِهٖ ط اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ صَلَاةً مُّحِيْطَةً بِطُوْرِهٖ وَصُوْرِهٖ ط

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ صَلٰوةً مُّنَوِّرَةً لِّقُلُوْبِ اَصْحَابِ صُدُوْرِهٖط اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ صَلَاةً شَارِحَةً لِّمَنْقُوْحِهٖ فِىْ مَسْطُوْرِهٖط وَصَلِّ عَلٰى جَمِيْعِ اِخْوَانِهٖ مِنَ الْاَنْبِيَاءِ وَالْاَوْلِيَاءِ بِعَدَدِ عُبُوْرِهٖ وَمُرُوْرِهٖ بَيْنَ الْمَاءِ وَطُهُوْرِهٖط وَالنُّوْرِ وَظُهُوْرِهٖط وَالْحَقِّ وَاُمُوْرِهٖط

**ફાયદો :** આ દુરૂદ શરીફમાં વશ કરવાની અજીબ શક્તિ છે. જો કોઇ વ્યક્તિ દરેક નમાઝ પછી ત્રણ વાર આ દુરૂદ શરીફ પઢવાનો મા'મૂલ બનાવી લેશે, તો અલ્લાહ તઆલા એને લોકોમાં અજીબ મકબૂલિયત અને સત્તાધારીઓની નિગાહમાં મહબૂબિયત અર્પણ કરશે. તદુપરાંત, જો કોઇ વ્યક્તિ અગિયાર વખત આ દુરૂદ શરીફને ગુલાબના અત્તર પર દમ કરી ચહેરા પર મસળીને સત્તાધીશ કે ઈચ્છિત વ્યક્તિને મળે તો તે વ્યક્તિ કોઈપણ પ્રકારની આનાકાની અને દલીલબાઝી વગર એનું કામ કરી આપશે. ઈન્ટરવ્યૂમાં કામિયાબી માટે બહુ અસરકારક છે.

(ઝરીઅતુલ્ વુસૂલ....૧૮૧)

## (૧૩) દિલની ગભરામણ અને બ્લડ પ્રેશર માટે બા-બરકત દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِ النَّبِيِّ الْاُمِّيِّ الطَّاهِرِ الزَّكِيِّ صَلَاةً تُحَلُّ بِهِ الْعُقَدُ وَتُفَكُّ بِهَا الْكُرَبُط

**ફાયદો :** જે માણસનું દિલ વારંવાર મૂંઝવણ અને ગભરામણ અનુભવતું હોય અને જે વ્યક્તિ પર અજાણ્યો કે અગોચર ખૌફ છવાયેલો રહેતો હોય યા જે માણસ બ્લડ પ્રેશરનો મરીઝ (રોગિષ્ઠ) હોય, તો ઉપરોક્ત દુરૂદ શરીફ દરરોજ ફજર અને મગરિબની નમાઝ પછી ૩૧૩ (ત્રણ સો તેર) વખત પઢીને છાતી પર ફૂંક મારે અને અડધા કપ પાણી પર દમ કરીને પછી એ પાણી પીતો રહે, તો ઈન્શા અલ્લાહ બહુ જલદી પીડામાં રાહત અને તંદુરસ્તી નસીબ થશે તથા દિલી ઈત્મીનાન નસીબ થશે. આ દુરૂદ શરીફ દિલના રોગમાં અત્યંત અકસીર છે.

(ઝરીઅતુલ્ વુસૂલ ઈલા જનાબિર્રસૂલ સલ. : ૯૮)

## (૧૪) ફળ-ફૂલ, મોસમી પાક અને અનાજને જીવજંતુઓ તથા ખેતીલક્ષી બીમારીઓથી બચાવવાનું ઉમદા દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ بِعَدَدِ اَوْرَاقِ الْاَشْجَارِ
وَبِعَدَدِ اَقْطَارِ الْاَمْطَارِ وَبِعَدَدِ دَوَابِّ الْبَرَارِىْ
وَالْبِحَارِ وَعَلٰى اٰلِهٖ وَصَحْبِهٖ وَسَلِّمْ ط

**ફાયદો :** જો ખેતીનું વાવેતર કરવા પહેલાં ૧૪૧૪ (ચૌદ સો ચૌદ) વખત આ દુરૂદ શરીફ પઢી, પાણી પર દમ કરીને ખેતરમાં છાંટવામાં આવશે, તો ખેતીનો પાક ખેતીલક્ષી બીમારીઓથી ઈન્શા અલ્લાહ મહફૂઝ રહેશે. ઉપરાંત, દરેક નમાઝ પછી ખેડૂત આ દુરૂદ શરીફને ૨૧ વાર પઢીને દુઆ કરતો રહેશે, તો ફસલમાં ખૂબ બરકત અને તરક્કી થશે.

(ઝરીઅતુલ્ વુસૂલ....૧૨૧)

## (૧૫) પતિ-પત્નીમાં મિસાલી મુહબ્બત અને ઉલફત પેદા કરવા માટે અજીબ-પવિત્ર દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ مُّعَطِّرِ الرُّوْحِ وَاٰلِهِ الطَّيِّبِيْنَ الطَّاهِرِيْنَ صَلَاةً تُعَطِّرُنَا بِهَا وَبَارِكْ وَسَلِّمْ ط

**ફાયદો :** પતિ-પત્નીમાં બેમિસાલ ઉલફત અને મુહબ્બત પેદા કરવા ચાહતા હોય અથવા બન્નેમાંથી કોઇ એક નારાજ હોય અને એને રાજી કરવાનો ઈરાદો હોય તો ફૂલો કે મુશ્ક-અંબરની ખુશ્બૂ પર અથવા કોઇ પણ પ્રકારની ખુશ્બૂ પર આ દુરૂદ શરીફ ૪૫૦ વાર, ૪૧ દિવસ સુધી દમ કરીને બન્ને પતિ-પત્ની સૂંઘશે તો ઈન્શા અલ્લાહ બન્ને એક-બીજાને ખૂબ ચાહવા માંડશે. આ અમલ મુજર્રબ (અનુભવસિદ્ધ) છે. જો ઈચ્છિત વ્યક્તિ દૂર હોય તો ખાંડ પર દમ કરીને કીડીઓને નાખી દો, તો ઈન્શા અલ્લાહ પતિ-પત્નીનાં દિલ એક-બીજા તરફ આકર્ષાવા માંડશે. (ઝરીઅતુલ્ વુસૂલ....૧૪૫)

## (૧૬) પોતાનું મકાન બનાવવા માટે મુજર્રબ દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِ النَّبِيِّ الْاُمِّيِّ وَاٰلِهٖ وَسَلِّمْ ط

**ફાયદો :** જે માણસ પોતાનું ઘર બનાવવા યા પ્રાપ્ત કરવા ચાહતો હોય તો ઉપરોક્ત દુરૂદ શરીફ જુમ્અહના દિવસે અસરની નમાઝ પછી એક હજાર (૧૦૦૦) વાર પઢીને દુઆ કરશે, તો અલ્લાહ

તઆલા માત્ર પોતાના ફઝલો–કરમથી એના (આગવા) ઘરનો ઈન્તિઝામ ફરમાવી આપશે અને રહેઠાણના સિલસિલામાં તે કદાપિ પરેશાન થશે નહિ, ઈન્શા અલ્લાહ. (ઝરીઅતુલ્ વુસૂલ ઈલા જનાબિર્રસૂલ સલ.....૧૪૮)

## (૧૭) દરેક પરીક્ષામાં કામિયાબી માટે મુજર્રબ દુરૂદ શરીફ

رَبِّ صَلِّ عَلٰى نَبِيِّ مُحَمَّدٍ وَّاٰلِهٖ أَجَلَّهَاط وَاقْضِ لِيْ بِجَاهِهٖ حَوَائِجِيْ كُلَّهَاط وَصَلِّ عَلَيْهِ كَمَا أَنْتَ اَهْلُهَاط وَسَلِّمْ وَشَرِّفْ وَكَرِّمْ دَائِمًاط

**ફાયદો :** કોઈ પણ પ્રકારની પરીક્ષામાં કામિયાબી માટે આ દુરૂદ શરીફને અજીબ તાસીર પ્રાપ્ત છે. જો તાલિબે ઈલ્મ કે વિદ્યાર્થી દરેક નમાઝ પછી ૧૧ (અગિયાર) વખત પઢીને પરીક્ષામાં કામિયાબી માટે દુઆ કરતો રહેશે, તો અલ્લાહ તઆલા સુંદર કામિયાબી અર્પણ કરશે. વિશેષ રૂપે મૌખિક પરીક્ષા પહેલાં ૧૧ (અગિયાર) વખત છાતી પર દમ કરવાથી જવાબો આસાન થઈ જાય છે અને કોઈ પણ પ્રકારની ગભરાહટ થતી નથી. (ઝરીઅતુલ્ વુસૂલ....૧૫૨)

## (૧૮) બેરોજગારીથી છૂટકારો મેળવવા અને હલાલ રોજગાર પ્રાપ્ત કરવા માટેનું અત્યંત અસરકારક દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ وَهَبْ لَنَا، اَللّٰهُمَّ مِنْ رِّزْقِكَ الْحَلَالَ الطَّيِّبَ الْمُبَارَكَ مَا تَصُوْنُ بِهٖ وُجُوْهَنَا عَنِ التَّعَرُّضِ اِلٰى اَحَدٍ

مِّنْ خَلْقِكَ وَاجْعَلْ لَّنَا، اَللّٰهُمَّ اِلَيْهِ طَرِيْقًا سَهْلًا مِّنْ غَيْرِ تَعَبٍ وَّلَانَصَبٍ وَّلَامِنَّةٍ وَّلَاتَبِعَةٍ وَّجَنِّبْنَا، اَللّٰهُمَّ الْحَرَامَ حَيْثُ كَانَ وَاَيْنَ كَانَ وَعِنْدَ مَنْ كَانَ وَحُلْ بَيْنَنَا وَبَيْنَ اَهْلِهٖ ط وَاقْبِضْ عَنَّا اَيْدِيَهُمْ وَاصْرِفْ عَنَّا قُلُوْبَهُمْ ط حَتّٰى لَانَتَقَلَّبَ اِلَّافِيْمَا يُرْضِيْكَ ط وَلَانَسْتَعِيْنُ بِنِعْمَتِكَ اِلَّا عَلٰى مَاتُحِبُّ بِرَحْمَتِكَ يَا اَرْحَمَ الرَّاحِمِيْنَ!

**ફાયદો :** જો કોઈ માણસ આર્થિક સંકડામણ–તંગદસ્તી, બેરોજગારી અને ભૂખમરાનો શિકાર હોય અને કોઈ પણ રીતે એનાથી છૂટકારો મેળવવાનો માર્ગ મળતો ન હોય, તો દરેક નમાઝ પછી ૭ (સાત) વખત અને મગરિબ પછી ૭૧ (ઈકોતેર) વખત આ દુરૂદ શરીફ પઢીને ખૂબ નમ્રતા અને કાકલૂદીપૂર્વક દુઆ કરશે તો બહુ જલદી હલાલ રોજગાર નસીબ થશે અને પુષ્કળ રોઝી મળતી થઈ જશે. અત્યંત અનુભવસિદ્ધ (મુજર્રબ) અમલ છે. (ઝરીઅતુલ્ વુસૂલ....૬૨)

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ فِى الْاَوَّلِيْنَ وَالْاٰخِرِيْنَ وَفِى الْمَلَاِ الْاَعْلٰى اِلٰى يَوْمِ الدِّيْنِ ط

• • •

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ مِّلْأَ السَّمٰوٰتِ وَمِلْأَ الْاَرْضِ وَمِلْأَ الْعَرْشِ الْعَظِيْمِ ط

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# આખિરતનો તોહફો

(નવા વધારા સહિત)

## પ્રકરણ-૧૧

કુર્આન અને હદીસની રોશનીમાં

**એઅતિકાફના સંપૂર્ણ મસાઈલ**

(મુફતીયાને કિરામના તસ્દીકનામા સાથે)

# અર્પણ

આપ સરવરે દો આલમ સલ્લલ્લાહુ અલચહિ વ સલ્લમની મુબારક ઝાતના નામ ઉપર કે જેમણે સૌ પ્રથમ ગાર હિરામાં એઅતિકાફ ફરમાવીને અલ્લાહના સંબંધની બુન્યાદ કાયમ કરી.

# સૂરએ ઈન્ઝાલ

બેશક, અમે આ (કુર્આન)ને શબે કદ્રમાં ઉતાર્યું છે અને તમને શું ખબર કે શબે કદ્ર શું છે ? શબે કદ્ર હજાર રાતોથી બેહતર છે. તે રાતમાં પરવરદિગારના હુકમથી ફરિશ્તાઓ અને રૂહો ઉતારવામાં આવે છે. જે દરેક સલામતીનો સંદેશ આપે છે અને આ રાતમાં પરોઢિયા સુધી રહે છે.

(છેલ્લા દસ દિવસના એઅતિકાફ કરનારને ઈન્શાઅલ્લાહ શબે કદ્ર નસીબ થાય છે.)

# અનુક્રમણિકા

| ક્રમ | વિષય | પેજ નં. |
|---|---|---|

| ક્રમ | વિષય | પેજ નં. |
|---|---|---|

| ક્રમ | વિષય | પેજ નં. |
|---|---|---|

★ બિસ્મિહી તઆલા ★

# કુર્આન અને હદીસની રોશનીમાં

# એઅતિકાફના સંપૂર્ણ મસાઈલ

## મુફતીયાને કિરામના તસ્દીકનામા સાથે

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

**નહમદુહુ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ.**

રમઝાનુલ મુબારકકે આખરી અશરહકા એઅતિકાફ સુન્નતે મુઅક્કદહ હૈં ઔર રમઝાનુલ મુબારકકી બરકતોં, રહમતોં ઔર સબસે બળહ કર શબે કદ્રકે હુસૂલકા બહુત આસાન તરીકા હૈ. મદીના મુનવ્વરહ તશ્રીફ લે જાનેકે બા'દ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પાબંદીસે ઈસ પર અમલ ફરમાયા, લિહાઝા ઈસ સુન્નત પર અમલ કરનેકા જઝબા ઔર શૌક પૈદા કરના ચાહિએ.

અલ્હમ્દુ લિલ્લાહ, બહુતસે અહલે ઈમાન બળે શૌકસે ઈસ

સુન્નત પર અમલ કરતે હૈં, મગર એઅતિકાફકે મસાઈલસે નાવાકિફ હોનેકી વજહસે સહીહ એઅતિકાફ ઔર ઈસકી બરકાતસે મહરૂમ રહતે હૈં. મૌલાના રફઅત કાસિમી સાહબ (દા.બ.)ને મુખ્તલિફ મુઅતબર ફતાવાસે એઅતિકાફકે જરૂરી મસાઈલ જમા કરકે એક રિસાલહ મુરત્તબ કિયા, જિસકા નામ **"મુકમ્મલ વ મુદલ્લલ મસાઈલે એઅતિકાફ"** હૈં. હમારે દોસ્ત જનાબ નિસાર અહમદ વાઘબકરીવાલોંને ઈસકી ઈફાદિયત વ અહમિયતકા એહસાસ કરતે હૂએ ગુજરાતીમેં ઈસકા તરજુમા કિયા હૈ. બા'ઝ બા'ઝ મકામાતસે ઈન્હોંને અહકરકો સુનાયા. માશાઅલ્લાહ, અચ્છા તરજુમા કિયા હૈ ઔર યહ રિસાલહ ઈસ કાબિલ હૈ કે હર મુઅતકિફ ઈસકા મુતાઅલા કરે ઔર ઈસકે મુતાબિક અમલ કરે.

દુઆ કરતા હૂં અલ્લાહ તઆલા ઈન્કી મેહનત કબૂલ ફરમાએ ઔર અપની રઝા નસીબ ફરમાએં ઔર ઉમ્મતકો ઈસસે ખૂબ ફૈઝ પહુંચાએ, આમીન ! **બ-હુરમતી સચ્યિદુલ મુર્સલીન. સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સહબિહી વ સલ્લમ.**

**સચ્યિદ મુફતી અબ્દુર્રહીમ લાજપુરી (રહ.)**

**મુન્શી સ્ટ્રીટ, રાંદેર, જિ. સુરત (ગુજરાત)**

**૧૮-૦૧-૯૬**

અહકર : મુન્દરજહ બાલા મઝમૂનસે પૂરી તરહ મુત્તફિક હૈં.

**ઈકરામુલ હક** ગુફિર લહૂ

*(હાલ લંડનમાં છે.)*

તા. ૧૭ જાન્યુ. ૯૬

મુફ્તી : જામિઅહ હુસૈનિય્યહ, રાંદેર,
સુરત-૩૯૫ ૦૦૫

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**

**હામિદંવ વ મુસલ્લિયંવ વ મુસલ્લિમા.**

એઅતિકાફના મસાઈલ અંગે વિવિધ ફતાવાઓની કિતાબોમાંથી મસાઈલ સંપાદિત કરી મૌલાના રિફાઅત કાસિમી સાહબે **"મસાઈલે એઅતિકાફ"** નામી કિતાબ ઉર્દૂમાં તૈયાર કરી છે તે ઉર્દૂ મસાઈલનું ગુજરાતી ભાષાંતર જનાબ નિસારભાઈ વાઘબકરીવાલા સાહબે કર્યું છે. નિસારભાઈએ ગુજરાતી કિતાબ તહકીક માટે કહયું. આ ગુજરાતી ભાષાંતરમાં એઅતિકાફના મસાઈલની સમજૂતી લખી છે. મજકૂર કિતાબ ઘણી જ ઉપયોગી, લાભદાયક અને અમલ કરવાને પાત્ર છે. એમાં ઘણી જ બેહતરીન, જાણવાજોગ અને અમલ કરવા લાયક એઅતિકાફ વિશે જરૂરી મસાઈલ જમા કરવામાં આવ્યાં છે, દરેક મુઅતકિફે જરૂર એનો અભ્યાસ કરવા અમારી ખાસ ભલામણ છે.

નાચીઝ,

**ઈસ્માઈલ વાડીવાલા**

ગુફિર લહૂ

મુફ્તી જામિઅહ હુસૈનિયહ-રાંદેર, સુરત

# એઅતિકાફ શું છે ?

રોઝા (અપવાસ) દ્વારા મનુષ્યની સાયકોલોજી (નફસિયાત)ને ઠરેલપણું લાવી એને શરીઅતના કામો કરવા લાયક બનાવ્યા હતાં. હવે જ્યારે વીસ દિવસ એ પ્રમાણે વિતાવ્યા જાણે રૂહાની દવાનો એક કોર્સ પૂરો થયો તો હવે અલ્લાહ તઆલાએ ઈચ્છયું કે, મારો બંદો મારા સિવાય આખી સૃષ્ટિથી સંપૂર્ણ અલગ થઈ, મેલજોલ છોડી મારા જ દ્વારે (દરવાજે) આવી પડે અને મારા સિવાય બીજા કોઈથી સંબંધ ન રહે.

રોઝામાં વ્હાલી પત્નીને ફકત દિવસ પૂરતી છોડાવી હતી જ્યારે બંદો એમાં પાર ઉતર્યો તો હવે દિવસ–રાત તેનાથી અલગ કરી તેની દરેક એકાંતની પળો પોતાને માટે જ કરી લીધી ને જણાવ્યું કે ખાવું, પીવું, સૂવું, આરામ કરવું–બધું જ અમારા દરવાજે જ કરો અને અમારી યાદ જે અત્યાર સુધી દુન્યાના કામધંધાની સાથે સાથે કરતા હતા હવે બધાંથી અલગ રહી મારી મસ્જિદોમાં જ થયા કરે, જેથી દુનિયાના ગંદા વાતાવરણથી અલગ એકાંતમાં રહેવાથી અમારી મુહબ્બત તમારા દિલમાં ઘર કરી જાય અને તેના ઉપર હવે હુકૂમત રહે તો ફકત એક અલ્લાહ વાહિદ વ કહહારની. (રમઝાન કયા હૈ, સફા–૧૪૦) એઅતિકાફ કરવાવાળાની મિસાલ એવી છે કે કોઈ વ્યકિત કોઈના દરવાજે જઈ પડે અને કહે કે હું ટળવાનો નથી જ્યાં સુધી મારી દરખાસ્ત કબૂલ થશે નહિ.

*નિકલ જાએ દમ તેરે કદમોંકે નીચે*
*યહી દિલકી હસરત યહી આરઝૂ હૈ.*

જો આ પ્રમાણે જ થાય તો પત્થરદિલ પણ પીગળી જ જાય. અલ્લાહ જલ્લ શાનહૂની કરીમ ઝાત તો બખ્શિશ માટે બહાનું શોધે છે, બલકે બહાના વગર રહમત વરસાવે છે, જેથી કોઈ વ્યકિત અલ્લાહ તઆલાના દરવાજે દુનિયાથી કપાઈ જઈ પડે છે તો તેના આવકારમાં શી ઢીલ હોઈ શકે અને જો અલ્લાહ જલ્લ શાનહુ જેનો મરતબો બુલંદ કરે તો તેના ભરપૂર ખઝાના વિશે કોણ કહી શકે ?

તદ્ઉપરાંત, મુઅતકિફની દરેક પળો ઈબાદતમાં ગણાય છે કે વ્યકિત સૂતાં જાગતાં દર વખત ઈબાદતમાં ગણાય છે અને અલ્લાહ તઆલાની નઝદીક છે. હદીસ શરીફમાં છે કે, જે મારા તરફ એક હાથ નજદીક હોય છે તો હું તેનાથી બે હાથ નઝદીક હોઉં છું અને જે મારી તરફ (ધીમેથી પણ) ચાલે છે તો હું તેની તરફ દોડીને આવું છું, જેથી તેમાં અલ્લાહના ઘરે ધામો નાખવો છે અને કરીમ મિઝબાન હંમેશા ઘરે આવવાવાળાનો ઈકરામ કરે છે. તદ્ઉપરાંત, અલ્લાહ તઆલાના કિલ્લામાં હિફાઝત થાય છે કે દુશ્મનની પહોંચ ત્યાં સુધી નથી. તદ્ઉપરાંત, એઅતિકાફમાં આમતેમ આવવા જવાનું કે કોઈ કામકાજ હોતું નથી, જેથી ઈબાદત અને કરીમ માલિકની યાદ સિવાય કોઈ કામ પણ હોતું નથી.

(ફઝાઈલે રમઝાન, પેજ : ૫૧)

## એઅતિકાફનો સવાબ

જો ફકત અલ્લાહ તઆલાને રાજી કરવા માટે જ એઅતિકાફ કરવામાં આવે તો ઘણી જ ઊંચી અને અઝીમુશ્શાન ઈબાદત છે. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)

એઅતિકાફ માટે ઘણી જ તકેદારી રાખતા. ઈમામ ઝુહરી (રહ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઘણાં કામો કયારેક કરતા અને કયારેક છોડી પણ દેતા, પરંતુ જયારથી મદીના મુનવ્વરહ તશરીફ લાવ્યા, છેલ્લા શ્વાસ સુધી કયારેય પણ રમઝાનના છેલ્લા દસ દિવસનો એઅતિકાફ છોડયો નથી. (અલબત્ત, બે વખત અમુક કારણસર છોડયો હતો, પરંતુ પાછળથી તેની કઝા ફરમાવી હતી), પરંતુ આશ્ચર્યની વાત છે કે લોકો સંપૂર્ણ રીતે તેની પાબંદી નથી કરતા.

એઅતિકાફ કરવાવાળા વિશે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું ફરમાન છે કે, 'હુવાયઅકી ફુઝઝુનુબ-લ યજરી લહૂ મિનલ હસનાતિ ક આમિલિલ હસનાતિ કુલ્લિહા'' અર્થાત : એઅતિકાફ કરવાવાળો ગુનાહોથી (પાપથી) બચે છે અને તેના માટે (વગર કર્યે) તેટલી જ નેકી (પુણ્ય) લખવામાં આવે છે જેટલી કરવાવાળાની લખવામાં આવે છે.

**ખુલાસો : આ હદીસમાં એઅતિકાફના બે મોટા ફાયદા વર્ણવવામાં આવ્યાં છે :**

(૧) એક એ કે વ્યકિત ગુનાહ (પાપ)થી બચે છે. જાહેર વાત છે કે માણસ જયાં પણ બેસે છે ત્યાં દરેક પ્રકારના લોકોથી મળવાનું થાય છે અને પછી દુનિયાભરના કિસ્સા-ઝઘડાનો સામનો થાય છે. તેમાં સાચું-જૂઠું, ગીબત, બોહતાન (તોહમત) વગેરે વગેરે જરૂર હોય છે. બચતાં બચતાં પણ માણસ પોતાના માહોલથી ભાગ્યે જ બચે છે, પરંતુ મસ્જિદમાં બેસી માણસ આ દરેક ઝઘડાથી બચી જાય છે. બીજી ઘણી જ કામની વાત જાણવા મળી કે ઘણી

બધી નેકીઓનો સવાબ વગર કર્યે જ મફતમાં મળ્યો. વાત એમ છે કે, અલ્લાહ તઆલા આપવા માટે બહાના શોધે છે કે કોઈ બહાનું મળે કે જેથી બંદાનો સન્માન કરું. એવું માલમ પડે છે કે અલ્લાહ તઆલાએ આપવાનું નક્કી કરી લીધું છે, પરંતુ કોઈ ને કોઈ બહાનાથી આપવા ચાહે છે.

એઅતિકાફવાળો જો કે ઘણાં નેક કામ દા. ત. જનાઝાની નમાઝ પઢવી, બીમારની ઈયાદત, એ કારણે નથી કરતો કે તે મસ્જિદમાં ઘેરાયેલો છે, જેથી કયાંક એ એમ ન વિચારી બેસે કે મેં તો એઅતિકાફ કર્યો અને સારા કામો કરવાની ઈબાદતોથી વંચિત રહી ગયો એટલે અલ્લાહ રબ્બુલ ઈઝઝતે આ બધા સવાબો વગર કર્યે જ આપી દીધાં. કેટલો સુંદર મોકો છે. હોય શકે છે કે, માણસ એઅતિકાફ ન કરત તો આટલી નેકી પણ ન કરી શકત, જેથી એઅતિકાફના લીધે તેને આ સવાબો પણ મળે છે.

(૨) એઅતિકાફુ અશરીન ફી રમઝાન કહજ્જતઈની વ ઉમરતઈન (રવાહ બયહકી સિરાજુમ્મુનીર)

અર્થાત્ : રમઝાનના છેલ્લા દસ દિવસના એઅતિકાફનો સવાબ બે હજ અને બે ઉમરહ બરાબર છે.

**ખુલાસો :** કદર કરવાવાળાની જરૂરત છે. જો કે દુનિયાનો કોઈ નફો શું તેનો દસમો હિસ્સો પણ આપણને દેખાય જાય છે તો પણ આપણે ખૂન પસીનો એક કરીને પણ તેને પ્રાપ્ત કરીએ છીએ, પરંતુ દીનના કામોની અમારી નજર સમક્ષ કોઈ કિંમત રહી નથી, જેથી એનાથી પણ મોટો નફો સાંભળીને અમારા કાન પર જુ સુદ્ધાં ચાલતી નથી. એક લાંબી હદીસનો ટૂંકસાર એ છે કે, જે વ્યકિત અલ્લાહ તઆલા માટે એક

દિવસનો એઅતિકાફ કરે છે તો અલ્લાહ તઆલા જહન્નમને તેનાથી જમીન અને આસમાનનું જે રાંતર છે તેટલું દૂર કરી દે છે. જાણે જહન્નમથી એને કાંઈ લેવાદેવા જ નથી, પરંતુ આપણામાંથી કેટલાં હશે જેને આ ફાયદા અને સવાબ સાંભળી દિલમાં શોખ અને ઉત્સાહ ઉત્પન્ન થાય છે કે આવવાવાળા રમઝાનમાં એઅતિકાફ માટે તૈયાર થાય.

એક સુંદર તરીકો આ સવાબ હાસિલ કરવા માટે સહેલો એ છે કે, પાંચેવ વખતની નમાઝ માટે મસ્જિદમાં દાખલ થાય તો એઅતિકાફની નિય્યત કરી લે. જ્યાં સુધી મસ્જિદમાં રહેશે, જો શાંત બેસી રહેશે તો પણ એઅતિકાફનો સવાબ મળતો રહેશે. જો કુર્આન શરીફ કે તસ્બીહ પઢશે તો તેનો સવાબ અલગ મળશે.

(રમઝાન કયા હે ? પેજ–૪૪, શર્હે બુખારી, જિ. ૫, પેજ–૩૭૧, સુનને ઈબ્ને માજહ, પેજ–૧૨૮)

"એઅતિકાફની રૂહ (અસલ)" હાફિઝ ઈબ્ને કય્યિમ (રહ.) ફરમાવે છે કે, એઅતિકાફનો મકસદ પાક હસ્તી સાથે મેળાપ કરવાનો છે કે બધી જ જરૂરિયાતોથી હટીને તેના બદલામાં તે પાક હસ્તી સાથે જોડાઈ જવું અને તેના સિવાય બધાંથી અલગ થઈ અલ્લાહની પાક હસ્તી સાથે મુહબ્બતમાં સમાઈ જાય. અહીં સુધી કે સૃષ્ટિની માયાને બદલે અલ્લાહ તઆલાની મુહબ્બત થઈ જાય. આ મુહબ્બત કબરની ગભરાહટ વખતે કામ આવશે કે જ્યારે તે દિવસે અલ્લાહ તઆલાની પાક ઝાત સિવાય કોઈ મદદગાર કે દિલ બહેલાવવાવાળો નહિ હશે. જો દિલ એનાથી પરિચિત હશે તો કેટલા આનંદમાં સમય પસાર થશે.

(ફઝાઈલે રમઝાન : પેજ : ૫૧)

# એઅતિકાફની હિકમત અને ફાયદા

એઅતિકાફમાં શરીઅતના હુકમ પ્રમાણે એમાં ફાયદા હોવાથી અહીં લખવામાં આવ્યા છે :

(૧) જો ફકત એટલું જ કહી દેવામાં આવે કે, ફકત એવી જગ્યાએ દસ દિવસ પસાર કરી દો કે જ્યાં પક્ષી પણ ફરકી ન શકે તો જાહેર છે કે, ત્યાં શાંતિ અને એકાંત વધારે મળશે, પરંતુ શું ફાયદો કે જ્યારે મનુષ્ય મટી મનુષ્યમાંથી જંગલી જાનવર થઈ જાય અને ખરાબ લોકોના સંપર્કમાંથી બચવાના શોખમાં સારા લોકોના સંપર્કથી પણ વંચિત રહી જાય. એટલે જ અલ્લાહ તઆલાએ એઅતિકાફ માટે મસ્જિદને પસંદ કરી, કેમ કે ખરાબ માનસ ધરાવતા લોકો તો મસ્જિદમાં આવશે નહિ, જેમની સોહબત નુકસાનકારક હોય. હંમેશા નમાઝી પરહેઝગાર અને તહજ્જુદગુઝાર લોકોથી જ વાસ્તો પડશે, તેમનાથી મળવાનું અને વાતચીત કરવાનું થશે. જેમની સોહબત ઘણી જ ફાયદાકારક નીવડશે, જેથી એ જ કારણે આવી મસ્જિદમાં જ્યાં પાંચ વખતની નમાઝ થાય છે ત્યાંનો હુકમ કર્યો. જો કોઈ વેરાન મસ્જિદમાં કે જ્યાં માણસનો દૂર દૂર સુધી પણ પત્તો ન મળે ને સારી સોબતથી વંચિત રહે.

(૨) એઅતિકાફમાં વ્યકિતને એકાંત મળી જાય છે અને દિલ દુનિયાની ફિકરોથી ખાલી થઈ જાય છે. માણસમાં અંદર કે બહાર અલ્લાહ તઆલાથી હટાવવાવાળી જે વસ્તુઓ હશે તે એકાંતના લીધે ધીરે ધીરે દૂર થઈ જશે અને દિલ સંપૂર્ણ દુનિયાના વિચારોથી ખાલી થઈ અલ્લાહ તઆલા તરફ ધ્યાન કેન્દ્રિત કરશે અને તેનામાં ઈબાદતોની બરકતો અને નૂર મેળવવાની આવડત કેળવાઈ જશે.

(૩) લોકોથી મળવામાં કે કામધંધામાં માણસથી જે નાની મોટી ભૂલો થઈ જાય છે, એઅતિકાફમાં તેનાથી માણસ બચશે.

(૪) અલ્લાહ તઆલા ફરમાવે છે કે, "જે વ્યકિત મારા તરફ એક હાથ આવે છે તો હું તેના તરફ બે હાથ પાસે થાઉં છું અને જે મારા તરફ ચાલીને આવે છે, હું તેના તરફ દોડીને તેને સમેટી લઉં છું." અને એઅતિકાફવાળો તો પોતાના ઘરબાર છોડીને ફકત મારા નજદીક જ નથી આવતો, પરંતુ અલ્લાહપાકના દરવાજે આવીને પડે છે. તો હવે તમે જ વિચારો કે અલ્લાહ તઆલા કેટલો નજદીક અને કેટલો મહેરબાન થશે.

(૫) શરીફ લોકો પોતાના ઘેર આવનાર મહેમાનની ઈઝઝત અને સેવા કરે છે, તો શું કરીમોના કરીમ અને મહેરબાનોનો મહેરબાન અલ્લાહ તઆલા ઈઝઝત અને આવકાર નહિ આપે ?

(૬) શયતાન મનુષ્યનો પણ દુશ્મન છે, પણ જ્યારે માણસ અલ્લાહના ઘરમાં હોય છે તો જાણે તે મજબૂત કિલ્લામાં છે. શયતાન તેનું કાંઈ પણ બગાડી શકતો નથી.

(૭) ફરિશ્તાઓની દરેક પળ ઈબાદત અને અલ્લાહ તઆલાની યાદમાં હોય છે. મુઅમિન બંદો પણ એઅતિકાફમાં બેસી પૂરો સમય અલ્લાહ તઆલાની યાદમાં છે અને ફરિશ્તાઓનું મળતાપણું કરી રહયો છે અને ફરિશ્તા જો કે અલ્લાહ તઆલાની ઘણી જ નજદીક છે, જેથી આ બંદો પણ અલ્લાહ તઆલાની નજદીકી પ્રાપ્ત કરી રહયો છે.

(૮) નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે, જ્યારે માણસ નમાઝના ઈન્તિઝારમાં રહે છે, તો

તેને નમાઝનો સવાબ મળે છે. એઅતિકાફમાં આ સવાબ ચોક્કસ પ્રાપ્ત થાય છે.

(૯) જ્યારે માણસ એઅતિકાફમાં રહે છે, તો તેને ઈબાદતનો સવાબ મળતો રહે છે. "જો શાંત બેસી રહે કે સૂઈ રહે કે પછી પોતાના કોઈ કામમાં તલ્લીન હોય."

(૧૦) એઅતિકાફવાળો દરેક મિનિટ–દરેક ક્ષણ ઈબાદતમાં છે તો શબે કદ્ર પ્રાપ્ત કરવાનો આનાથી વધારે સુંદર તરીકો કોઈ નથી, કારણ કે જ્યારે પણ શબે કદ્ર આવશે તો આ તો ઈબાદતમાં જ હશે.

(રમઝાન કયા હૈ ? પેજ–૧૪૬, મિશ્કાત શરીફ જિ. ૧, પેજ–૬૮)

## એઅતિકાફની શરતો

(૧) જે મસ્જિદમાં એઅતિકાફ કરવો હોય તો તેમાં પાંચેય વખતની નમાઝ જમાઅત સાથે થતી હોવી જોઈએ.

(૨) એઅતિકાફની નિય્યતથી થોભવું, કારણ કે વગર નિય્યતે અને વગર ઈરાદે થોભવાથી એઅતિકાફ નથી થઈ જતો, કેમ કે નિય્યતનું ચોક્કસ હોવા માટે નિય્યત કરવાવાળાનું મુસલમાન હોવું જરૂરી છે, જેથી અક્કલ અને ઈસ્લામની શરત હોવું પણ નિય્યતના બદલામાં આવી ગયું.

(૩) સ્ત્રીએ હૈઝ (માસિક) તથા નિફાસથી પાક હોવું અને જનાબત (નાપાકી)થી પાક હોવું, બાલિગ (પુખ્ત) હોવું કે પુરુષ હોવું એઅતિકાફ માટે જરૂરી નથી. નાબાલિગ,

પરંતુ સમજદાર સ્ત્રીનો એઅતિકાફ દુરુસ્ત છે.

(ઈલ્મુલ ફિકહ ભાગ–૩, પેજ–૬૪, બેહિશ્તી ઝેવર ભાગ–૧૧, પેજ–૧૨૭, હવાલો શર્હે તન્વીર ભાગ–૧, પેજ–૧૫૫)

## મસ્જિદની હદ

**મસ્અલહ** : મસ્જિદની છત મસ્જિદની હદમાં આવે છે, જેથી મુઅતકિફ મસ્જિદની છત પર આવી જઈ શકે છે, પણ તેનો ઉપર જવા માટેનો દરવાજો મસ્જિદમાંથી હોવો જોઈએ, જો દરવાજો બહાર હોય તો જવું નહિ.

**મસ્અલહ** : મસ્જિદનો પૂરો હિસ્સો મસ્જિદમાં જ ગણાય, પણ એઅતિકાફના બયાનમાં જ્યાં જ્યાં મસ્જિદ શબ્દ આવે એટલે સમજવું કે મુકર્રર કરેલી નમાઝ કે સજદા કરવાની જગ્યા જે અંદરનો ભાગ વરંડો સહન વગેરે છે. વુઝૂખાના, ગુસલખાના એ બહારનો ભાગ છે. (બહરુર્રાઈક)

**મસ્અલહ** : મુઅતકિફ વુઝૂખાના ઉપર વુઝૂ કરવા જઈ શકે છે, પણ ખાસ કુલ્લી કરવા કે હાથ ધોવા કે વાસણ ધોવા જઈ શકતો નથી. (બહરુર્રાઈક)

**મસ્અલહ** : બહુમાળી મસ્જિદમાં કોઈ પણ માળ ઉપર મુઅતકિફ જઈ શકે છે. એઅતિકાફ કરી શકે, પણ સીડી મસ્જિદમાં હોવી જોઈએ, સીડીના પગથિયા બહાર હોય તો ન ચાલે. હા, એના વગર છૂટકો જ નથી તો બેસવા પહેલાં નિય્યત કરી લે તો જઈ શકે છે, તેને ઈસ્તિસ્ના કહે છે. જુમ્આની નમાઝ માટે નિય્યત કરવી જરૂરી નથી. શરીઅતે તેને ઈજાઝત આપી છે. (શામી)

# એઅતિકાફના પ્રકારો

**એઅતિકાફના ત્રણ પ્રકારો છે :**

**(૧) વાજિબ એઅતિકાફ, (૨) સુન્નતે મુઅક્કદહ એઅતિકાફ અને (૩) મુસ્તહબ એઅતિકાફ.**

**(૧) વાજિબ એઅતિકાફ :** જો કોઈએ મન્નત (નઝર) માની હોય, કોઈથી સંબંધ પણ ન હોય, જેમ કે કોઈ વ્યકિત કોઈ જાતની શરત વગર એઅતિકાફની નઝર કરે કે હું અલ્લાહ તઆલાના વાસ્તે ત્રણ દિવસનો એઅતિકાફ કરીશ અથવા સંબંધિત જેમ કે, એવી શરત કરે કે જો મારું ફલાણું કામ થઈ જશે તો હું અલ્લાહ તઆલાના વાસ્તે બે દિવસનો એઅતિકાફ કરીશ તો આમ કરવાથી એઅતિકાફ વાજિબ થઈ ગયો અને તેની સાથે આપમેળે રોઝો પણ વાજિબ થઈ થશે, કારણ કે વાજિબ એઅતિકાફ માટે રોઝો શર્ત છે. જે કોઈ એઅતિકાફ કરશે તો રોઝો રાખવો જરૂરી થઈ જશે, બલકે અગર જો એમ કહે કે, હું રોઝો નહિ રાખીશ તો પણ રોઝો ફરજિયાત રાખવો જ પડશે. જો કોઈ રાતે એઅતિકાફની નિય્યત કરશે તો તે વ્યર્થ ગણાશે, કારણ કે રાતનો રોઝો હોતો નથી. હા, અગર જો રાત–દિવસ બન્નેની નિય્યત કરશે અથવા અમુક દિવસોની નિય્યત કરશે તો પછી એમાં રાત આપમેળે જ દાખલ થયેલી ગણાશે અને રાત્રે પણ એઅતિકાફ કરવો જરૂરી છે. જો એક દિવસના એઅતિકાફની નઝર કરે તો પછી એમાં રાત દાખલ નહિ ગણાશે. કોઈ પણ કારણથી રાખે તો રોઝો એઅતિકાફ માટે પૂરતો છે. દા. ત. કોઈ વ્યકિત રમઝાનમાં નઝરનો એઅતિકાફ રાખે તો એ નઝરના એઅતિકાફ માટે રમઝાનનો રોઝો પૂરતો છે. હા, પણ તે રોઝાનું વાજિબ હોવું જરૂરી છે.

નફલ રોઝા એમાં ચાલશે નહિ. દા. ત. કોઈ વ્યકિત નફલ રોઝા રાખે અને તે એઅતિકાફની નઝર કરે તો તે બરાબર નથી. જો કોઈ વ્યકિત પૂરા રમઝાન મહિનામાં એઅતિકાફની નઝર કરે અને સંજોગોનુસાર રમઝાનમાં નહિ કરી શકે તો કોઈ બીજા મહિનામાં તેના બદલે કરી લેવાથી તેની નઝર (મન્નત) પૂરી થઈ જશે, પરંતુ કઝામાં લગાતાર રોઝા રાખવા અને તેમાં એઅતિકાફ કરવું જરૂરી છે.

**(૨) એઅતિકાફે મસ્નૂન :** આમાં પણ રોઝો તો હોય જ છે એટલે કે એના માટે રોઝાની શરત કરવી જરૂરી નથી. એટલે કે રમઝાન માસના છેલ્લા દસ દિવસનો એઅતિકાફ સુન્નતે મુઅકકદહ છે. આ વીસ તારીખની સાંજે સૂર્યાસ્તના સમયથી પહેલાં શરૂ થઈ જાય છે અને ઈદનો ચાંદ જો ૨૯ હોય કે ૩૦ નો હોય–ચાંદ દેખાતા જ પૂરો થઈ જાય છે. હદીસ શરીફમાં આવે છે કે, આ એઅતિકાફ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હંમેશા પૂરી ચોકસાઈથી કર્યો છે.

આ એઅતિકાફ સુન્નતે મુઅકકદહ અલલ કિફાયહ છે. એટલે કે મહોલ્લા અથવા નાના ગામની વસ્તીમાંથી કોઈ એક વ્યકિતના કરવાથી દરેકના ઝિમ્મેથી ઝિમ્મેદારી પૂરી થઈ જાય છે, પરંતુ જો કોઈ એક વ્યકિત પણ નહિ કરશે તો દરેક ઉપર તેનો વબાલ (ગુનાહ) છે.(બેહિશ્તી ઝેવર ભાગ–૧૧, પેજ–૧૦૭, શામી, ભાગ–૨, પેજ–૧૭૮)

**(૩) એઅતિકાફે મુસ્તહબ :** આ એઅતિકાફમાં રોઝો જરૂરી નથી અને એની કોઈ મર્યાદા પણ નક્કી નથી. એક મિનિટ કે એથી ઓછો પણ થઈ શકે. (બેહિશ્તી ઝેવર ભાગ–૧૧, પેજ–૧૦૮, શામી, ભાગ–૨, પેજ–૧૭૭)

**મુસ્તહબ એઅતિકાફ માટે હઝરત શયખુલ હદીસ (રહ.) લખે છે કે,**

ઈમામ મુહમ્મદ (રહ.)ના મતે થોડીક વારનો એઅતિકાફ પણ જાઈઝ છે અને તેના ઉપર જ ફતવો છે એટલે કે દરેક વ્યકિતને જોઈએ કે જ્યારે પણ મસ્જિદમાં દાખલ થાય ત્યારે એઅતિકાફની નિય્યત કરી લે કે જેથી નમાઝ વગેરેમાં વ્યસ્ત (મશ્ગુલ) રહે તો પણ એઅતિકાફનો સવાબ મળતો રહે. મેં મારા વાલિદ સા. નવ્વરલ્લાહુ મરકદહૂને જોયા કે તેમની એ આદત હતી કે, જ્યારે પણ મસ્જિદમાં તશરીફ લાવતા તો જમણો પગ અંદર મૂકતાંની સાથે જ એઅતિકાફની નિય્યત કરી લેતા. કેટલીક વાર સેવકોની તા'લીમ અર્થે જોરથી પણ એઅતિકાફની નિય્યત કરતા.

(ફઝાઈલે રમઝાન, પેજ : ૫૦)

## એઅતિકાફ માટે સર્વોત્તમ જગ્યા

સૌથી ઉત્તમ તે એઅતિકાફ છે, જે મસ્જિદે હરામ એટલે કે કા'બા શરીફમાં કરવામાં આવે, તે પછી મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો એઅતિકાફ, તે પછી મસ્જિદે બયતુલ મુકદ્દસ અને ત્યાર પછી તે જામા મસ્જિદ જે જમાઅતથી નમાઝ થતી હોય. જો જામા મસ્જિદમાં જમાઅતનો બંદોબસ્ત ન હોય તો મહોલ્લાની મસ્જિદ ઉત્તમ છે. એના પછી એ મસ્જિદ જ્યાં મોટી જમાઅત થતી હોય. અવરતોએ પોતાના ઘરમાં જ્યાં નમાઝ પઢે છે, ત્યાં એઅતિકાફ કરવો અફઝલ છે.

(ઈલ્મુલ ફિકહ : ભાગ–૩, પેજ : ૪૬)

# રસૂલુલાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો એઅતિકાફ

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુબારક આદતે શરીફહ એ હતી કે, રમઝાનનો છેલ્લા દસ દિવસનો એઅતિકાફ ફરમાવતા હતા. જેવો રમઝાનનો છેલ્લો અશરહ આવતો તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) માટે મસ્જિદે મુકદસમાં ખાસ એક જગ્યા નકકી કરી દેવામાં આવતી અને ત્યાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) માટે કોઈ પરદો, ચટાઈ વગેરેથી આડ કરી દેવામાં આવતી અથવા કોઈ નાનો તંબુ જેવો બનાવી દેવામાં આવતો અને આખી રાત ઈબાદત કરી પછી વીસ તારીખની સવારની નમાઝ પઢી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ત્યાં ચાલ્યા જતા અને ઈદનો ચાંદ જોઈને મસ્જિદમાંથી બહાર તશરીફ લાવતા. તે દરમિયાન આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઝિયારત જો કોઈ પાક બીબીઓ કરવા ઈચ્છા ધરાવતાં તો તેઓ ત્યાં જ તશરીફ લઈ જતાં અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાસે થોડીક વાર બેસી પાછા ચાલ્યાં આવતાં. એકદમ સખત જરૂરત વગર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ત્યાંથી બહાર તશરીફ ન લાવતા. એક વખત આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પોતાનું માથું મુબારક ધોવડાવવું હતું તો ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા સિદીકા (રદિ.) માસિક (હેઝ)માં હતાં તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ માથું મુબારક ખીડકીની બહાર કરી દીધું તો ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા સિદીકા (રદિ.)એ માથું ચોળીને સાફ કરી દીધું.

(સહીહ બુખારી વગેરે) (ઈલ્મુલ ફિકહ, ભાગ–૩, પેજ–૪૫)

## પૈસા આપી એઅતિકાફ કરાવવો કેવું છે ?

**સવાલ** : કંઈક પૈસા આપી એઅતિકાફ કરાવવું કેવું છે ?

**જવાબ** : પૈસા (બદલો) વગેરે આપી એઅતિકાફ કરાવવું એ બરાબર નથી, કારણ કે ઈબાદત માટે મજૂરી આપવી અને લેવી એ બન્ને નાજાઈઝ છે. હા, નક્કી કર્યા વગર એઅતિકાફ કરાવ્યો અને બદલો (વળતર) આપવાનો કોઈ ઈશારો પણ ન હોય ત્યાં કંઈક આપી શકો છો, બલકે આ તો આપનું આ કાર્ય અમ્ર બિલ મઅરૂફમાં ગણાશે.

(ફતાવા દારુલ ઉલૂમ ભાગ–૬, પેજ–૫૧૬, દુર્રે મુખ્તાર બાબ સલાત જનાઈઝ ભાગ–૧, પેજ–૮૦૪)

**જો એક આબાદીનો માણસ બીજી આબાદીમાં એઅતિકાફ કરે તો સુન્નત કઈ આબાદી (વસતી)ની થશે ?**

**સવાલ** : જો એક વસતીનો માણસ બીજા ગામમાં જઈને એઅતિકાફ કરે તો સુન્નતે કિફાયહ કઈ આબાદી (વસતી)ની અદા થશે ?

**જવાબ** : ફુકહાની ઈબારતથી માલમ પડે છે કે તે ગામના લોકોની ઝિમ્મેદારી પૂરી થાય છે જે ગામમાં એઅતિકાફ થયો એટલા માટે કે એઅતિકાફ અશ્શહર સુન્નતે કિફાયહ છે. જુનો સંબંધ દરેક વસતી સાથે છે. જે વસતીમાં એઅતિકાફ છૂટવાથી ત્યાંના લોકો જ ગુનેહગાર થશે એવી જ રીતે તે વસતીમાં એઅતિકાફ કરવાથી તે વસતીના લોકોનો છૂટકારો થશે જેમાં એઅતિકાફ થયો હોય અને તે પણ અજનબી માણસે કર્યો અને

શહેર કે ગામના લોકોથી આ સુન્નત અદા થયેલી ગણાશે.

(ફતાવા દારુલ ઉલૂમ ભાગ–૬, પેજ–૫૧૬)

**સવાલ** : મોટા કસ્બાની મસ્જિદમાં એઅતિકાફ કરવાથી નજદીકના નાના કસ્બાની ઝિમ્મેદારી સુન્નતે કિફાયહ અદા થઈ જશે ?

**જવાબ** : મોટા કસ્બાની મસ્જિદમાં એઅતિકાફ કરવાથી નાના કસ્બાના લોકોની સુન્નતે કિફાયહ અદા થશે નહિ.

(ફતાવા દારુલ ઉલૂમ ભાગ–૬, પેજ–૫૦૬, દુર્રે મુખ્તાર)

## સુન્નત એઅતિકાફ ક્યારથી ક્યાં સુધી છે ?

**રમઝાન શરીફની વીસમી તારીખથી સૂરજ (ગુરૂબ) આથમ્યાની થોડીવાર પહેલાં સુન્નત એઅતિકાફ શરૂ થઈ જાય છે** અને રમઝાનની ૨૯ કે ૩૦ તારીખે એટલે કે જે વખતે ઈદનો ચાંદ દેખાઈ જાય ત્યાં સુધી છે. હા, અગર સૂર્યાસ્ત પહેલાં જ ચાંદ દેખાય જાય તો સૂરજ ગુરૂબ થાય પછી જ એમને ઉઠવું, ત્યાં સુધી એઅતિકાફમાં બેસવું જરૂરી છે.

(બેહિશ્તી ઝેવર ભાગ–૩, પેજ–૨૩, શામી, ભાગ–૨, પેજ–૧૭૯)

**સવાલ : દસ દિવસથી ઓછા સમયના એઅતિકાફ વિશે :**

જો કોઈ શરીરની કમજોરીના લીધે પૂરા દસ દિવસ એઅતિકાફ નહિ કરી શકે અને ત્રણ કે પાંચ દિવસ પછી

એટલે કે ૨૧ અને ૩૦ વચ્ચે એઅતિકાફ કરે તો સુન્નતનો સવાબ મળશે ?

**જવાબ** : સુન્નત એઅતિકાફ છેલ્લા દસ દિવસના બંધારણ સાથે છે અને જો આ બંધારણ પળાયું નહિ તો પછી સુન્નત અદા નહિ થાય, બલકે નફલ થશે.

(ઈમદાદ ફતાવા નવો ભાગ : ૨, પેજ : ૧૫૪)

## એકવીસમી રાતે એઅતિકાફમાં બેસે તો શું હુકમ છે ?

**સવાલ** : જે વ્યકિત એકવીસમી રાતે સેહરી ખાઈ સુબ્હે સાદિકથી પહેલાં એઅતિકાફની નિય્યત કરીને મસ્જિદમાં દાખલ થયો, તેનો એઅતિકાફ બરાબર થશે કે નહિ ?

**જવાબ** : સુન્નત આ પ્રમાણે છે કે વીસમી તારીખે સૂર્યાસ્ત (ગુરૂબ)ની પહેલાં જ મસ્જિદમાં દાખલ થઈ જાય. હવે જો એના પછી કોઈ પણ વખત દાખલ થાય તો નફલ થશે અને છેલ્લા દસ દિવસની સંપૂર્ણ એઅતિકાફની ફઝીલત મળશે નહિ. હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સંપૂર્ણ છેલ્લા દસ દિવસનો એઅતિકાફ કર્યો છે, જેની શરૂઆત વીસમી તારીખની સાંજથી જ થાય છે.

(ફતાવા દારુલ ઉલૂમ ભા. ૬, પેજ : ૫૦૮, દુર્રે મુખ્તાર ભાગ–૨, પેજ : ૧૭૭)

**સવાલ** : એક મુસાફિર મોલ્વી સાહેબ બે વરસથી અહીં છે. તેઓ એઅતિકાફના ઘણા ફાયદા બતાવે છે, પણ પોતે બેસતા નથી અને કારણ એ આગળ કરે છે કે, મારી સાથે

મારા ઘરમાં રહેવાવાળું કોઈ નથી. મારા સગાવહાલાં નથી, ઘર પાસે મેદાન છે, જેથી બીવી–બચ્ચાં ગભરાય છે. કોઈક વાર પથ્થરમારો પણ થાય છે. તો શું મોલ્વી સાહેબનો વાંધો બરાબર છે ?

**જવાબ** : ઉપર મુજબના કારણોને લઈને એઅતિકાફ છોડે તો વાંધો નથી અને તેમને મલામત પણ કરવી નહિ, કારણ કે છેલ્લા દસ દિવસનો રમઝાનનો એઅતિકાફ સુન્નત અલલ કિફાયહ છે.

(ફતાવા દારુલ ઉલૂમ ભા. ૬, પેજ : ૫૦, દુર્રે મુખ્તાર ભાગ–૨, પેજ : ૧૭૭)

## રોઝો રાખવાની શકિત નથી તો સુન્નત એઅતિકાફ થઈ જશે ?

**સવાલ** : રમઝાનના છેલ્લા દસ દિવસનો એઅતિકાફ કરવાનો ઈરાદો છે, પણ રોઝો રાખવાની તાકાત નથી તો રોઝા વગર એઅતિકાફ બરાબર છે કે નહિ ?

**જવાબ** : સુન્નત એઅતિકાફ માટે રોઝો રાખવો જરૂરી છે, જેથી રોઝા વગરનો એઅતિકાફ નફલી છે, સુન્નત એઅતિકાફ નથી જ. (ફતાવા રહીમીય્યહ ભાગ–૩, પેજ–૧૧૦)

## નાબાલિગ બાળકનો એઅતિકાફ કરવો કેવો છે ?

**સવાલ** : નાબાલિગ (સગીર) બાળક રમઝાનમાં છેલ્લા

દસ દિવસનો એઅતિકાફ કરી શકે છે કે નહિ ? અહીં એક નાબાલિગ છોકરાએ એઅતિકાફ કર્યો છે, જાઈઝ ન હોય તો ઉઠાવી દઈએ ?

**જવાબ** : નાબાલિગ છોકરો અગર સમજદાર હોય. નમાઝને સમજતો હોય અને બરાબર પઢતો હોય તો તેનો એઅતિકાફ થઈ શકે છે. આ એઅતિકાફ નફલ થશે, સુન્નત નહિ. અને જો છોકરો નાસમજ હોય તો એતિકાફમાં ન બેસે, કારણ કે મસ્જિદની બેઅદબીનો ભય છે.

(ફતાવા રહીમીય્યહ, પેજ–૨૦૬)

**નોંધ : ઘણી મસ્જિદમાં છેલ્લા દસ દિવસ નાના બાળકો એઅતિકાફમાં બેસે છે, વાતચીત કરે છે અને આજુબાજુવાળા મુઅતકિફોને તકલીફ થાય છે તેમ થવું જોઈએ નહિ. મુઅતિકાફ સૂતેલો હોય તો તેના નજદીક જોરથી કુર્આન શરીફની તિલાવત કરવાને બદલે આહિસ્તા આહિસ્તા તેને તકલીફ ન થાય એ રીતે પઢવું. અને મુઅતકિફને તકલીફ થતી હોય તો તેના ઉપરની લાઈટ પણ બંધ કરી દેવી જોઈએ.**

**(અનુવાદક)**

## જેના શરીરમાંથી દુર્ગંધ આવતી હોય તે એઅતિકાફમાં બેસે ?

**સવાલ** : એક વ્યકિતને જન્મથી જ નાકની બીમારી છે, જેથી કરીને દુર્ગંધ આવે છે. ઈલાજ કરવા છતાં પણ ફાયદો થતો નથી તો તે વ્યકિત એઅતિકાફમાં બેસે કે નહિ ? અને તે માણસ પાંચ વખતની નમાઝ પઢવા માટે મસ્જિદમાં જઈ

શકે ? જો બીજા નમાઝી તે દુર્ગંધ સહન કરવા રાજી હોય, બલકે તેની ગેરહાજરીથી દુઃખ થતું હોય તે છતાં તે માણસ મસ્જિદમાં અદબ ખાતર જાય કે નહિ ?

**જવાબ** : હદીસ શરીફમાં છે કે, 'જે વ્યક્તિ દુર્ગંધવાળા ઝાડથી ખાય, તે અમારી મસ્જિદ પાસે ન આવે. એટલા માટે કે જે વસ્તુથી ઈન્સાનને તકલીફ પહોંચે છે, તે વસ્તુથી ફરિશ્તાને પણ તકલીફ થાય છે.'

એટલા માટે જેના શરીરના કોઈ હિસ્સામાંથી દુર્ગંધ આવતી હોય, તેનાથી લોકો નારાજ હોય કે અણગમો હોય તો તેવા માણસે મસ્જિદમાં પણ ન આવવું અને એઅતિકાફમાં પણ બેસવું ન જોઈએ.' વસીલહ અહમદિયા શરહ તરીકા મુહમ્મદિય્યહમાં છે કે, જે વ્યક્તિના શરીરમાંથી તકલીફ આપે એવી દુર્ગંધ આવતી હોય તો તેને મસ્જિદમાંથી કાઢી મૂકવો જોઈએ.

આ હુકમ તે વખતે છે કે, જ્યારે દુર્ગંધ એટલી હદે હોય કે તે સહન કરી શકાતી ન હોય, પરંતુ જો લોકો તેને સહન કરી લેતા હોય તો પછી આ હુકમ નથી. તે છતાં પણ તેવા માણસે પોતે મસ્જિદમાં આવવાથી પરહેઝ કરવો જોઈએ. એટલા માટે કે મસ્જિદ એ ફરિશ્તાઓની હાજર થવાની જગ્યા છે. જો વધારે દુર્ગંધ ન હોય તો નમાઝ માટે અત્તર કે ખુશ્બુ વગેરે લગાવીને જાય.

## શું સ્ત્રી એઅતિકાફ કરી શકે છે ?

સ્ત્રી પોતાના ઘરમાં જ્યાં નમાઝ પઢે છે ત્યાં જ એઅતિકાફ કરે અને તેનું ત્યાં એઅતિકાફ કરવું એવું છે, જેમ કે પુરુષ

જમાઅત થતી હોય તેવી મસ્જિદમાં એઅતિકાફ કરે છે. ત્યાંથી જરૂરી હાજત વગર બીજા સમયે ત્યાંથી ખસે નહિ. સ્ત્રીઓ માટે એ પણ જાઈઝ છે કે જ્યાં નમાઝ પઢે છે તે સિવાયની જગ્યા ઉપર પણ એઅતિકાફ કરી શકે છે અને નમાઝની કોઈ જગ્યા મુકર્રર ન હોય તો ઘરમાં કોઈ જગા મુકર્રર કરી લે અને ત્યાં એઅતિકાફ કરે.

(ફતાવા આલમગીરી ભાગ–૨, પેજ–૩૦)

ફઝાઈલે રમઝાનમાં છે કે, સ્ત્રીએ પોતાના ઘરની મસ્જિદમાં એઅતિકાફ કરવો જોઈએ, કોઈ જગ્યા નકકી કરી લે. સ્ત્રીઓને પુરુષોની સરખામણીમાં એઅતિકાફ કરવું વધારે સહેલું છે. ઘરમાં બેઠાં બેઠાં ઘરનું કામ છોકરીઓ સાથે લેતી રહે અને મફતમાં સવાબ મળતો રહે, પરંતુ આટલું હોવા છતાં સ્ત્રીઓ જાણે છે કે આ સુન્નતથી બિલકુલ વંચિત રહે છે.

(ફઝાઈલે રમઝાન, પેજ : ૫૧)

## શું પત્નીએ એઅતિકાફ કરવા માટે પતિની ઈજાઝત લેવી જરૂરી છે ?

પત્નીની–જો તેનો પતિ હોય તો તેની રજા વગર એઅતિકાફ ન કરે અને જો પતિ પત્નીને રજા આપી ચૂકયો છે તો હવે પછી તેને રોકવાનો ઈખ્તિયાર નથી. જો ઓરતે એઅતિકાફની નઝર કરી છે તો પતિ પત્નીને રોકી શકે છે. અને જયારે પત્ની પતિના નિકાહમાંથી નીકળી જાય અને ગુલામ–બાંદી આઝાદ થઈ જાય તો તે વખતે તેની કઝા કરવી.

(ફતાવા આલમગીરી ઉર્દૂ પાકિસ્તાની ભાગ–૨, પેજ–૩૧)

## જો સ્ત્રીને એઅતિકાફની હાલતમાં માસિક આવી જાય તો ?

**સવાલ** : જો સ્ત્રીને એઅતિકાફની હાલતમાં માસિક આવી જાય તો બાકીના દિવસોના એઅતિકાફની કઝા કરશે કે નહિ ?

**જવાબ** : જો સ્ત્રીને એઅતિકાફની હાલતમાં માસિક આવી જાય તો જે દિવસે હૈઝ (માસિક) આવી ગયું તેટલા જ દિવસોની કઝા વાજિબ છે. (અહસન ફતાવા ભા. ૪, પેજ : ૫૦૨)

આ મસ્અલાની ચોખવટ બેહિશ્તી ઝેવરના બાજુના હાંસિયામાં આ રીતે કરવામાં આવી છે કે, જો સ્ત્રીને એઅતિકાફ દરમિયાન માસિક આવી જાય અથવા ખૂન દેખાય તો એઅતિકાફ છોડી દે. આ દિવસો દરમિયાન એઅતિકાફ દુરુસ્ત નથી, પણ પાક થવા પછી તેટલા દિવસોની કઝા કરવી જરૂરી છે. પછી આ કઝા રમઝાનમાં જ કરી તો રમઝાનનો રોઝો બસ–કાફી છે અને જો રમઝાન પછી કઝા કરશે તો દિવસનો રોઝો રાખવો જરૂરી છે.

(બેહિશ્તી ઝેવર ભાગ–૩, પેજ–૨૨)

## પાક બીબીઓનો એઅતિકાફ

હઝરત આયશા સિદીકહ (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) રમઝાનના છેલ્લા દસ દિવસનો એઅતિકાફ ફરમાવતા હતા. છેક વફાત સુધી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો

આ નિત્યક્રમ રહયો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પછી પણ આપની પાક બીબીઓ પાબંદીથી એઅતિકાફ ફરમાવતાં હતાં.

**ખુલાસો** : અઝવાજે મુતહ્હરાત (પાક બીબીઓ) પોતાના કમરામાં એઅતિકાફ ફરમાવતાં હતાં અને સ્ત્રીઓ માટે એઅતિકાફની જગ્યા તેમના ઘરની તે જ જગ્યા છે, જે જગ્યા તેમણે નમાઝ પઢવા માટે મુકર્રર કરી હોય. જો જગ્યા મુકર્રર ન કરી હોય તો એઅતિકાફ કરવાવાળી સ્ત્રીઓએ એવી જગ્યા મુકર્રર કરી લેવી જોઈએ.

## એઅતિકાફ માટે ચાદરોનો બંદોબસ્ત કરવો કેવું છે ?

**સવાલ** : મસ્જિદના એક ખૂણામાં એઅતિકાફ માટે ચાદરોનો બંદોબસ્ત કરવો કે સગવડ કરવી કેવું છે ? સુન્નત છે કે બિદઅત ?

**જવાબ** : એઅતિકાફ કરવાવાળા માટે મસ્જિદમાં સાઈડ પર ચાદર વગરેનો હુજરો બનાવવું મુસ્તહબ છે અને એમાં સતર (શરીરને ઢાંકવાનો ભાગ)ની હિફાઝત છે. તે સિવાય પણ ઘણી બધી મસ્લિહતો છે.

હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) માટે ચટાઈનો હુજરો બનાવવો સાબિત છે, બિદઅત નથી. અલબત્ત, મુઅતકિફ એ વાતનું ધ્યાન રાખે કે જરૂર કરતાં વધારે જગા ન રોકે, જેથી નમાઝીઓની તકલીફનું કારણ ન બને. સફોને બરાબર કરવામાં રુકાવટ ન બને. હુઝૂર નબીએ કરીમ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બોરીયા (ગુણપાટ) અને તુર્કી તંબુમાં એઅતિકાફ ફરમાવ્યો છે એનાથી માલૂમ પડે છે કે ચાદર વગેરેથી હુજરા (તંબુ) બનાવી લેવું હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાબિત છે, જેથી બિદઅત નથી.

(ફતાવા રહીમીય્યહ, ભાગ : ૫, પેજ–૨૦૫, મિશકાત શરીફ ભાગ : ૪, પેજ : ૩૨૯)

## એઅતિકાફ કરનાર માટે મસ્જિદની ચાદરો અને લાઈટ વાપરવું કેવું છે ?

**સવાલ** : મુઅતકિફ–એઅતિકાફ કરનાર મસ્જિદની ચાદરો વાપરે છે અને દરેક તંબુમાં એક એક બલ્બ હોય છે એવો તંબુ બનાવવાનો શરઈ હુકમ શું છે ? તેમાં મસ્જિદની ચાદરો વાપરવી કેવું છે? અને મુઅતકિફ દિવસ દરમિયાન સૂઈ રહે છે અને રાત્રે વાતોમાં મશગૂલ રહે છે તો મહેરબાની કરી આ વિશે પણ લખશો.

**જવાબ** : એઅતિકાફ કરનાર માટે આડ કરવી, તંબુ બનાવવો એ મુસ્તહબ છે. અગર કોઈએ મસ્જિદોમાં ચાદર રાખી છે તો વાંધો નથી. મસ્જિદના પૈસાથી ખરીદેલ હોય તો દુરુસ્ત નથી. પોતાની ચાદરો વાપરવી જોઈએ.

વીજળી–લાઈટ મસ્જિદના દસ્તુર મુજબ ચાલતી રહે તો વાપરવું દુરુસ્ત છે અને ચોક્કસ નક્કી કરેલા સમય કરતાં વધારે વાપરવું ઠીક નથી, **જેથી વધારે જેટલી વીજળી વપરાય, મુઅતકિફ બધાં ભેગા મળીને રકમ ચૂકવી દે, મસ્જિદનો હક બાકી ન રહે.**

**નોંધ : રાત્રે મસ્જિદમાં વાતો કરવાથી બેહતર એ છે કે સૂઈ જાય અથવા કુરઆને પાકની તિલાવત કર્યા કરે. (અનુવાદક)**

## મસ્જિદમાં વાતો કરવી

**સવાલ :** મુઅતકિફ જરૂરી વાતો કરી શકે છે. ફાલતુ વાતો કરવી જો કે ગુનાહની ન હોય, તેમ છતાં મસ્જિદમાં એ બરાબર નથી. એક હદીસ શરીફમાં છે કે, જ્યારે કોઈ વ્યકિત મસ્જિદમાં વાતો કરે છે તો ફરિશ્તાઓ તેને કહે છે : ઉસ્કુત યા વલિઅલ્લાહ : અર્થાત : ઓ અલ્લાહના વલી ! ચૂપ રહે. અને જો ચૂપ નહિ રહે અને વાતો ચાલુ રાખે તો ફરિશ્તાઓ તેને કહે છે : ઉસ્કુત યા બગીઝુલ્લાહ : અર્થાત : ઓ અલ્લાહના દુશ્મન ! ચૂપ રહે. અને જો એ પછી પણ ચૂપ નથી થતો અને દુનિયાની વાતોમાં મશગુલ રહે છે તો ફરિશ્તાઓ તેને કહે છે : ઉસ્કુત લઅનતુલ્લાહિ અલયક : અર્થાત : તારા ઉપર અલ્લાહની લા'નત, ચૂપ રહે.

(કિતાબુલ મુદખલ, ભાગ : ૩, પેજ : ૫૫)

## એક જગ્યાએ મસ્જિદમાં જમા થવું

વગર જરૂરતે એક જગ્યાએ મસ્જિદમાં જમા ન થવું. મુઅતકિફ ઈબાદત માટે અને અલ્લાહને રાજી કરવા માટે સવાબ કમાવવા માટે બેસે છે. જો દુનિયાની વાતોમાં મશગુલ રહેશે તો સવાબને બદલે ફરિશ્તાઓની લા'નત અને બદદુઆ લઈને જશે, જેથી મુઅતકિફોને જરૂરી છે કે એક જગ્યાએ

જમા નહિ થાય. પોતપોતાના હુજરામાં દુઆ, તિલાવત, નવાફિલ, ઝિક્ર અને દુરૂદ શરીફ વગેરેમાં જ મશગૂલ રહે અને જે કામ મસ્જિદ બહાર દુરુસ્ત નથી, તે કામ મસ્જિદમાં મુઅતકિફ માટે કેવી રીતે જાઈઝ થાય ?

(ફતાવા રહીમીય્યહ, ભાગ : ૫, પેજ–૨૦૪)

## શું મુઅતકિફ મસ્જિદમાં પલંગ પર સૂઈ શકે છે ?

**સવાલ** : શું મુઅતકિફ પોતાના એઅતિકાફની જગ્યા (હુજરા)માં પલંગ પર સૂઈ શકે ખરો ?

**જવાબ** : હા, મુઅતકિફ મસ્જિદમાં પલંગ પર સૂઈ શકે છે.

(ફતાવા રહીમીય્યહ, ભાગ : ૫, પેજ–૨૦૭, ઈમદાદુલ ફતાવા, ભાગ : ૪, પેજ : ૧૭)

## શું મુઅતકિફ મસ્જિદમાં ચાલી ફરી શકે છે ?

**સવાલ** : શું મુઅતકિફે મસ્જિદમાં જરૂરત પૂરતું ટહેલવું જાઈઝ છે કે નહિ ?

**જવાબ** : મુઅતકિફે મસ્જિદમાં ટહેલવું મુનાસિબ ન હોય તેવું વર્તન કરવું જે આદતની ખિલાફ હોય, બિલકુલ નાજાઈઝ છે અને આ ટહેલવું પણ એવું જ છે, મના કરવામાં આવશે,

પરંતુ મુઅતકિફને જરૂરત–હાજત પૂરતું જાઈઝ છે, પણ ટહેલવાની અદાથી મસ્જિદનો એહતિરામ જળવાય જે જરૂરી છે. એવી રીતે ન ચાલે કે મર્યાદા ન જળવાય.

(ફતાવા રહીમીય્યહ, ભાગ : ૫, પેજ–૨૦૭, ઈમદાદુલ ફતાવા, ભાગ : ૪, પેજ : ૧૭)

## શું મુઅતકિફ (પાદ) હવા છોડવા માટે મસ્જિદની બહાર જઈ શકે છે ?

**સવાલ :** શું મુઅતકિફ (પાદ) હવા છોડવા માટે મસ્જિદની બહાર જઈ શકે છે કે મસ્જિદમાં હવા છોડવાની છૂટ છે ?

**જવાબ :** મુઅતકિફ માટે સહીહ એ છે કે હવા છોડવા માટે મસ્જિદની બહાર ચાલ્યો જાય.

(ફતાવા રહીમીય્યહ, ભાગ : ૫, પેજ–૨૧૨)

**ઈમદાદુલ ફતાવામાં આ મસ્અલહ આ પ્રમાણે છે :**

વધારે દુરુસ્ત વાત એ છે કે, મસ્જિદની બહાર ચાલ્યા જવું જોઈએ અને રિવાયત સહીહ હોવાથી એઅતિકાફ કે વગર એઅતિકાફવાળા બન્ને માટે આ હુકમ છે કે મસ્જિદમાં હવા ન છોડે.

## શું નઝર (મન્નત)વાળો એઅતિકાફ કઝા રોઝાથી થઈ જશે ?

**સવાલ :** નઝર માનેલો એઅતિકાફ રમઝાન માસના કઝા

રોઝાના બદલામાં ચાલે કે નહિ ?

**જવાબ** : જો કોઈએ ખાસ રમઝાન મહિનામાં એઅતિકાફની નઝર માની હોય તો તેને રમઝાનના રોઝાની સાથે રાખી શકાય. જો રમઝાનમાં એઅતિકાફ ન કરી શકયો તો તે જ રમઝાનમાં કઝા રોઝા સાથે પણ અદા કરી શકે છે. નહિ તો પછી ખાસ રોઝા રાખીને એઅતિકાફ બીજા રમઝાનમાં કે વાજિબ આખિરમાં આ એઅતિકાફ અદા થશે નહિ. જો નક્કી કર્યા વગર એઅતિકાફની નિય્યત કરી હશે તો તેમાં અલગ રોઝા રાખવા પડશે, કઝા ચાલશે નહિ.

(અહસન ફતાવા, ભાગ : ૪, પેજ : ૫૦૭, દુર્રે મુખ્તાર, ભાગ–૨, પેજ : ૧૪૨)

## એઅતિકાફની નઝરનો તરીકો

જો કોઈએ એક રાતના એઅતિકાફની નઝર કરી અથવા કોઈ એવા દિવસની નઝર કરી કે જેમાં કંઈક ખાઈ–પી ચૂકયો હોય તો નઝર (મન્નત) અદા થશે નહિ અને એમ કહે કે, અલ્લાહ માટે મારા ઉપર વાજિબ છે કે એક મહિનાનો એઅતિકાફ વગર રોઝાએ કરીશ તો એના ઉપર વાજિબ છે કે, એઅતિકાફ કરે અને એઅતિકાફ માટે શર્ત છે કે રોઝો રાખવો અને એઅતિકાફ માટે જ રોઝો રાખવો. અગર કોઈએ રમઝાન મહિનામાં એઅતિકાફની નઝર માની તો આ નઝર સહીહ છે, પણ તે વ્યકિતએ રમઝાન મહિનાના રોઝા રાખ્યા અને એઅતિકાફ ન કર્યો તો તેના ઉપર વાજિબ છે કે તેની કઝા કરે અને એક મહિનાના રોઝા અને એઅતિકાફ કરે. જો બીજા કોઈ મહિનામાં એઅતિકાફ કરશે તો તેની નઝર અદા થશે નહિ. એ માટે જે રોઝા પોતાના સમયમાં છૂટી ગયા અને

જે વસ્તુ પોતાની જાત માટે વાજિબ થાય તે બીજાથી અદા ન થાય. અહીં સુધી કે કોઈ બીજા મહિનાની નઝર માની તો રમઝાનમાં અદા થશે નહિ. જો એઅતિકાફમાં રોઝો તોડી નાખ્યો તો ફરી એક માસના રોઝા એઅતિકાફ સાથે કઝા કર્યા તો જાઈઝ છે. એટલે કઝા અસલની બરાબર થઈ, જેથી સવારમાં કોઈનો નફલ રોઝો હતો અને કંઈક સમય પસાર થવા પછી કહે કે અલ્લાહ માટે આ વાજિબ છે કે આજના રોઝાનો એઅતિકાફ કરું છું તો તે એઅતિકાફ સહીહ થશે નહિ, કારણ કે એઅતિકાફ વાજિબ વગર વાજિબ રોઝાથી થશે નહિ. સવારે રોઝા નફલ હતો તો વાજિબ નહિ થાય.

(આલમગીરી ઉર્દૂ ભાગ–૨, પેજ–૩૦)

## એઅતિકાફ તૂટવા ઉપર કઝાનો શું હુકમ છે ?

**સવાલ** : જો કોઈ કારણથી એઅતિકાફ તૂટી જાય તો કઝા વાજિબ છે ?

**જવાબ** : નફલ એઅતિકાફની કઝા વાજિબ નથી, કારણ કે તે મસ્જિદની બહાર જવામાં તૂટતો નથી, બલકે પૂરો થઈ જાય છે. એઅતિકાફ નઝરનો હોય કે માનેલો તૂટી જાય તો દરેક દિવસની કઝા વાજિબ છે. ફરીથી એટલા જ દિવસો પૂરા કરે, કારણ કે એમાં લગાતાર (કન્ટીન્યુઈટી) લાઝિમ છે.

છેલ્લા દસ દિવસના રમઝાનના સુન્નત એઅતિકાફમાં ફકત તે જ દિવસની કઝા વાજિબ છે, જેમાં એઅતિકાફ તૂટી ગયો છે. તૂટી ગયા પછી આ એઅતિકાફ નફલ થઈ ગયો. એક દિવસની કઝા ચાહે તો રમઝાનમાં કરે અથવા રમઝાન

પછી નફલ રોઝાની સાથે કરી લે. એક દિવસની કઝામાં રાત–દિવસમાં બન્નેની કઝા છે બે પછી દિવસની ? એના વિશે કોઈ પાકી વાત જાણવામાં આવી નથી. કાયદાથી માલૂમ પડે છે કે, એઅતિકાફ જો દિવસમાં તુટયો હોય તો ફકત દિવસની કઝા કરે, સુબ્હે સાદિકથી શરૂ કરી ગુરૂબે આફતાબ સુધી એઅતિકાફ કરે.

પણ જો રાતના એઅતિકાફ તૂટયો હોય તો રાત–દિવસ બન્નેની કઝા વાજિબ છે. સૂર્યાસ્ત પહેલાંથી શરૂ કરી બીજા દિવસે સૂર્યાસ્ત પછી એટલે કે ૨૪ કલાકનો એઅતિકાફ વાજિબ છે અને કઝા માટે પણ આ જ હુકમ છે.

## સુન્નત એઅતિકાફની કઝા કેવી રીતે કરવી ?

**સવાલ** : રમઝાન મુબારકના છેલ્લા દસ દિવસનો એઅતિકાફ સુન્નતે મુઅક્કદહ અલલ કિફાયહ છે, મજબૂરીના લીધે તોડી નાખ્યો કે ભૂલથી તૂટી ગયો હોય તો તેની કઝા છે કે નહિ ?

**જવાબ** : બતાવેલી સૂરતમાં જે દિવસનો એઅતિકાફ તૂટયો છે, તે દિવસના એઅતિકાફની કઝા રોઝા સાથે લાઝિમ છે, પરંતુ મતફેર (ઈખ્તિલાફ) લઈને સાવચેતી ખાતર ઈખ્તિલાફથી બચવા રમઝાન પછી દસ દિવસના રોઝા સાથે કઝા કરે તો બેહતર છે.

(ફતાવા રહીમીય્યહ, ભાગ : ૩, પેજ–૧૧૦,
હવાલો : દુર્રે મુખ્તાર, ભાગ : ૨, પેજ : ૧૮૦)

## નફલ એઅતિકાફ તોડવાથી કઝા વાજિબ છે કે નહિ ?

**સવાલ** : નફલ એઅતિકાફમાં સખત જરૂરતથી એક રાત–દિવસથી પહેલાં બહાર નીકળી જાય અથવા રાત–દિવસથી વધારે બેસીને નીકળે કે રમઝાન પૂરો થવા પહેલાં નીકળે તો શું હુકમ છે ?

**જવાબ** : નફલ એઅતિકાફ તોડી નાખવાથી કઝા નથી, પછી એક દિવસ એક રાતથી પહેલાં હોય કે એક રાત–દિવસ જેટલું થઈ ગયું હોય, કારણ કે નફલ એઅતિકાફ ઓછામાં ઓછો એક મિનિટનો પણ હોય છે, તેના માટે રોઝો પણ શર્ત નથી, પણ વાજિબમાં એઅતિકાફ તૂટવાથી કઝા કરવી પડે અને રોઝો પણ રાખવો પડે. 'ફતાવા દારુલ ઉલૂમ, ભાગ : ૬, પેજ–૫૦૭) રદુલ મુહતાર, બાબે એઅતિકાફ, ભાગ : ૨, પેજ : ૧૭૯)

## જે મસ્જિદની નીચે દુકાનો હોય ત્યાં ઉપર એઅતિકાફની શું શર્ત છે ?

**સવાલ** : જમાઅતખાનું પૂરું બંધાયેલું છે. સહન નીચે દુકાનો છે. આજકાલ જમાઅતની નમાઝ સહનમાં થાય છે. સહનમાં મસ્જિદનો સવાબ નથી. હવે નમાઝ માટે સહનમાં આવવું કેવું છે ? એઅતિકાફ તૂટશે કે નહિ ?

**જવાબ** : પહેલાં તો દુકાનો અગર મસ્જિદ માટે વકફ હોય તો કેટલીક રિવાયતે ફિકહથી તે સ્થળને મસ્જિદ કહેવાની

ગુંજાઈશ છે. જમાઅતની જરૂરિયાત માટે એ રિવાયત ઉપર અમલ જાઈઝ છે અને માની લેવામાં આવે છે એનો હુકમ મસ્જિદનો નથી. તે છતાં જરૂરત વખતે મુઅતકિફનું મસ્જિદ બહાર નીકળવું જાઈઝ છે. જો તે જરૂરત તબઈ હોય કે દીન અને જમાઅત હાસિલ કરવું પણ દીની જરૂરત છે એટલે નીકળવું જાઈઝ છે. ત્રીજું કે પહેલેથી ખબર છે, અને અહીં સુધી આવવું પડશે તો જાણે કે દિલમાં નિય્યત હશે જ, જેથી દિલની નિય્યત ઉપર નીકળવું જાઈઝ થશે.

(ઈમદાદુલ ફતાવા ભાગ—૧, પેજ : ૧૭૪)

## જે મસ્જિદમાં પાંચ ટાઈમ નમાઝ ન થતી હોય ત્યાં એઅતિકાફનો શું હુકમ છે

**સવાલ :** અમારા ગામમાં મસ્જિદમાં પાંચ વખતની નમાઝ થતી નથી, તો તેમાં એઅતિકાફ કરી શકું કે નહિ ?

**જવાબ :** ભલે બીજા ટાઈમોમાં નમાઝ ન થતી હોય, પણ એઅતિકાફના સમયે નમાઝ થતી હોય તો એઅતિકાફ સહીહ થશે. ખુશીથી એઅતિકાફ કરો.

(ફતાવા રહીમીય્યહ, ભાગ : ૨, પેજ—૩૯)

**મસ્જિદ ન હોવાથી પાંચ ટાઈમની નમાઝ થતી હોય એવા મકાનમાં એઅતિકાફ કરવાનો શું હુકમ છે ?**

**સવાલ :** અમારા ગામમાં મસ્જિદમાં પાંચ વખતની નમાઝ થતી નથી, તો તેમાં એઅતિકાફ કરી શકું કે નહિ ?

**જવાબ** : જ્યારે વસ્તીમાં મસ્જિદ નથી, તો જે મકાનમાં પાંચ વખતની જમાઅતથી નમાઝ પઢવાનો બંદોબસ્ત છે તો તેમાં જ એઅતિકાફ કરવો. ઉમ્મીદ છે કે સુન્નતે મુઅક્કદહનો સવાબ મળી જશે અને જો નહિ કર્યો તો બેદરકારીનો ગુનોહ રહેશે. જેટલું થઈ શકે કરી ફીટવું જોઈએ. કબૂલ કરવું અલ્લાહ તઆલાના ઈખ્તિયારમાં છે.

**નોંધ** : જે મકાનમાં પાંચ વખતની જમાઅત સાથે નમાઝ પઢે છે તો ત્યાં જમાઅતનો સવાબ મળી જશે, પણ મસ્જિદનો સવાબ નહિ મળે એટલે કોશિશ કરી જલદીથી મસ્જિદ બનાવો.

## મસ્જિદ શહીદ થાય તો એઅતિકાફ ક્યાં કરવો ?

**સવાલ** : અમારા ગામમાં મસ્જિદ હતી, પરંતુ શહીદ કરી દીધી છે. હાલમાં બીજી જગ્યાએ મદ્રસામાં જમાઅત સાથે નમાઝ અદા કરીએ છીએ તો શું ત્યાં એઅતિકાફ કરી શકાય ?

**જવાબ** : અગર શહીદ કરેલી મસ્જિદમાં એઅતિકાફ કરવું શક્ય ન હોય અને વસ્તીમાં બીજી મસ્જિદ હોય તો ત્યાં એઅતિકાફ કરવો જોઈએ, એવી સૂરતમાં મદ્રસાનો એઅતિકાફ કાર્ય નથી અને બીજી મસ્જિદ ન હોય તો પછી ત્યાં અતિકાફ કરી શકાય.

## મુઅતકિફ નકકી જગ્યાએ જ બેસે કે પછી જગ્યા બદલી શકે છે ?

**સવાલ** : મુઅતકિફ પોતાના માટે જગ્યા નક્કી કરી લે છે, તો તેને તે જ જગ્યા ઉપર બેસવું કે પછી જગ્યા બદલી ગમે ત્યાં બેસી શકે છે ?

**જવાબ** : મુઅતકિફ મસ્જિદમાં જ્યાં પોતાનું દિલ ચાહે ત્યાં બેસી શકે છે, કંઈ વાંધો નથી.

(ફતાવા દારુલ ઉલૂમ, ભાગ : ૬, પેજ–૫૦૬) (દુર્રે મુખ્તાર, બાબે એઅતિકાફ, ભાગ : ૨, પેજ : ૩૭૪)

## જે હિસ્સો મસ્જિદનો દબાવીને લીધો હોય ત્યાં મુઅતકિફ રહી શકે છે ?

**સવાલ** : એક મસ્જિદમાં થોડીક જગ્યા દબાવીને દાખલ કરી છે. હવે એમ જોતાં બધો ભાગ મસ્જિદની જમીન દેખાય છે. હવે એ જગ્યાએ મુઅતકિફ બેસી શકે છે ? વુઝૂ માટે બેસી શકે કે નહિ ? એઅતિકાફ તૂટી જશે ? કઝા વાજિબ થશે ?

**જવાબ** : જાહેર છે કે જે જગ્યા દબાવીને મસ્જિદમાં દાખલ કરી હોય તે મસ્જિદ થતી નથી અને એઅતિકાફ માટે ત્યાં જવું કે બેસવું એઅતિકાફ તૂટવાનું કારણ બનશે અને કઝા પણ વાજિબ થશે.

(ફતાવા દારુલ ઉલૂમ, ભાગ : ૬, પેજ–૫૦૫)

## શું મુઅતકિફ જુમ્આ માટે પાસેના કસ્બામાં જઈ શકે છે ?

**સવાલ :** જો મુઅતકિફ એવી આબાદીની મસ્જિદમાં એઅતિકાફ કરે કે જ્યાં જુમ્આ થતી નથી તો શું જુમ્આ પઢવા માટે કસ્બા કે પાસેના મુકામ પર જઈ શકે જ્યાં જુમ્આની નમાઝ થઈ શકે ?

**જવાબ :** એઅતિકાફ એવી મસ્જિદમાં કરવો કે જ્યાં જુમ્આની નમાઝ થતી હોય. જો એવા નાના ગામમાં એઅતિકાફ કરવામાં આવે કે જ્યાં જુમ્આની નમાઝ ન થતી હોય તો એઅતિકાફ કરવાવાળાએ બીજા કસ્બામાં જ્યાં જુમ્આની નમાઝ થતી હોય ત્યાં જવું જાઈઝ નથી. મુકામી જુમ્આ મસ્જિદમાં જવું જાઈઝ છે.

(કિફાયતુલ મુફતી, ભાગ : ૪, પેજ : ૨૩૨)

બેહિશ્તી ઝેવરમાં લખ્યું છે કે મુકામી જુમ્આ મસ્જિદ જુમ્આની નમાઝ માટે એવા સમયે જાય કે તહિય્યતુલ મસ્જિદ અને જુમ્આની સુન્નતો ત્યાં પઢી શકે છે અને નમાઝ પછી સુન્નતો પઢવા માટે થોભવું જાઈઝ છે. આનો સમયનો અંદાજો તે જ વ્યકિત પર છોડવામાં આવે છે. જો અંદાજો ગલત થઈ જાય અને થોડા વધારે સમય પહેલાંથી પણ પહોંચી જાય તો ી. (બેહિશ્તી ઝેવર, ભાગ : ૧૧, પેજ : ૧૦૯, શામી ભાગ : ૨, પેજ ૧૮૩)

જો જુમ્આની નમાઝ માટે જાય અને તે જ મસ્જિદમાં નમાઝ પછી ત્યાં જ થોભી જાય અને એઅતિકાફને પૂરો કરે તો પણ જાઈઝ છે, પરંતુ મકરૂહ છે. (ઈલ્મુલ ફિકહ, ભાગ : ૩, પેજ–૪૮)

## એઅતિકાફની હાલતમાં બચ્ચાઓને ભણાવે તો કેવું છે ?

**સવાલ** : મસ્જિદના ઈમામ સાહબ મદ્રસામાં પઢાવે છે અને તેની ફીસ લે છે. તે રમઝાનના છેલ્લા અશરહમાં એઅતિકાફમાં બાળકોને તાલીમ આપી શકે કે નહિ ?

**જવાબ** : એઅતિકાફ માટે મદ્રસામાંથી રજા મેળવી લેવી, રજા નહિ મળે તો મજબુરન મસ્જિદમાં પઢાવે.

(ફતાવા રહીમીય્યહ ભાગ : ૫, પેજ : ૨૦૨)

## શું મુઅતકિફ સાથે બીજો કોઈ એઅતિકાફ વગરનો ઈફતાર કરે તો ?

**સવાલ** : મસ્જિદના ઈમામ સાહબ એઅતિકાફમાં છે, તેમની સાથે હાફિઝ સાહબ જેમનો એઅતિકાફ નથી તો એ ઈમામ સાહબ સાથે ઈફતાર કરી શકે ?

**જવાબ** : વધારે સાવચેતી એમાં જ છે કે હાફિઝ સાહબ ખારિજ મસ્જિદે શરઈ પોતાના કમરા વગેરેમાં ઈફતાર કરે. જો મસ્જિદમાં દાખલ થતી વખતે નફલ એઅતિકાફની નિય્યત કરી લે અને આ મુજબ નિય્યત કરે : **"નવયતુલ એઅતિકાફ મા દુમ્તુ ફિલ મસ્જિદ"** તો મુઅતકિફની સાથે ઈફતાર કરી શકે છે.

(ફતાવા રહીમીય્યહ ભાગ : ૫, પેજ : ૨૦૩, હવાલો આલમગીરી ભાગ : ૬, પેજ : ૨૧૫)

## મુઅતકિફનું બયતુલ ખલા (ટોયલેટ) માટે નીકળવું કેવું છે ?

જો અત્યંત જરૂરી હોય તો મુઅતકિફ મસ્જિદથી બહાર જાય અને જરૂરતથી ફારિગ થયા પછી ત્યાં થોભે નહિ અને બનતાં સુધી એવી જગ્યાએ પોતાની જરૂરત પૂરી કરે કે જે જગ્યા મસ્જિદની વધારે નજદીક હોય. દા. ત. પાખાના માટે જાય અને તેનું પોતાનું ઘર દૂર હોય અને તેના મિત્રનું ઘર નજદીક હોય તો પોતાના મિત્રના ઘેર જ જાય. હા, પોતાના ઘરની જ આદત હોય અને બીજી જગ્યાએ જરૂરત દફે ન થઈ શકતી હોય તો પછી પોતાના ઘેર જવું જાઈઝ છે.

(બેહિશ્તી ઝેવર, ભાગ : ૧૧, પેજ : ૧૦૯, શામી ભાગ : ૨, પેજ ૧૮૦)

## બયતુલ ખલા (ટોયલેટ) ખાલી ન હોય તો મુઅતકિફ વાટ જુએ ?

**સવાલ** : અગર મુઅતકિફ પોતાની હાજત માટે જાય અને બયતુલ ખલા ખાલી ન હોય તો બહાર ઊભો રહી વાટ જુએ કે પછી તરત પોતાની જગ્યા ઉપર મસ્જિદમાં પાછો ચાલ્યો જાય ? થોડી વાર પછી આવે ? ઘણી વખત આવવું–જવું પડે છે તો શું કરવું ?

**જવાબ** : એવી જરૂરત વખતે ત્યાં જ ઊભો રહી વાટ જોવી જાઈઝ છે. ત્યાં થોભી શકે છે.

**નોંધ** : બીજા લોકોને જોઈએ કે મુઅતકિફવાળા ભાઈને પહેલાં બયતુલ ખલામાં જવા દે. *(પ્રકાશક)*

## ખાવું ખાવા પહેલાં હાથ ધોવા માટે મસ્જિદની બહાર નીકળવું કેવું છે ?

**સવાલ** : શું મુઅતકિફ ખાવું ખાવા પહેલાં કે પછી હાથ ધોઈ શકે છે ? સાબુ કે તેના વગર મંજન કે ટુથપેસ્ટ કે મિસ્વાકથી દાંત સાફ કરી શકે કે નહિ ?

**જવાબ** : મુઅતકિફે હાથ ધોવા માટે મસ્જિદની બહાર નીકળવું જાઈઝ નથી. મસ્જિદની અંદર જ કોઈ વાસણમાં ધોઈ લે. મંજન કે મિસ્વાક વુઝૂની સાથે કરી શકે. ફકત મંજન માટે બહાર ન નીકળવું.

## શું મુઅતકિફ વુઝૂ માટે બહાર નીકળી શકે છે ?

**સવાલ** : શું મુઅતકિફ મસ્જિદ બહાર ફર્ઝ કે નફલ નમાઝ અથવા તિલાવત માટે જઈ શકે છે ?

**જવાબ** : જો મસ્જિદની અંદર બેસી વુઝૂ કરવાની જગા હોય કે પાણી બહાર પડે તો મસ્જિદની બહાર જવું નાજાઈઝ છે. જો એવી જગ્યા નથી તો જાઈઝ છે. વુઝૂ ફર્ઝ નમાઝ, નફલ નમાઝ કે તિલાવત કે ઝિક્ર કોઈ પણ માટે કરવાનું હોય દરેકના માટે આ જ હુકમ છે.

(અહસન ફતાવા પાકિસ્તાન, ભાગ : ૪, પેજ : ૫૦૦)

## મુઅતકિફ માટે તહિય્યતુલ વુઝૂ તહિય્યતુલ મસ્જિદનો શું હુકમ છે ?

**સવાલ** : મુઅતકિફ જયારે પણ વુઝૂ માટે જાય તો તહિય્યતુલ વુઝૂ અને તહિય્યતુલ મસ્જિદની નમાઝ પઢે ?

**જવાબ** : તહિય્યતુલ વુઝૂ પઢે અને તહિય્યતુલ મસ્જિદ દિવસમાં એક વાર પૂરતી છે. (ફતાવા રહીમીય્યહ ભાગ : ૫, પેજ : ૨૧૦)

## નફલ એતિકાફમાં ન્હાવા માટે નીકળવું કેવું છે ?

**સવાલ** : એક વ્યકિતએ આખા રમઝાન મુબારકનો એઅતિકાફ કર્યો, તેણે એઅતિકાફ કરતાં પહેલાં આ નિય્યત કરી હતી કે જુમ્આના ગુસ્લે મુસ્તહબ માટે જઈશ. મસ્જિદની હદમાં ગુસલખાનું છે એવા સંજોગોમાં ગુસલ માટે બહાર નીકળી શકે ? જો નિય્યત ન કરી હોય તો જઈ શકે ?

**જવાબ** : રમઝાનના છેલ્લા દસ દિવસનો એઅતિકાફ સુન્નતે મુઅક્કદહ અલલ કિફાયહ છે. આમાં અને નઝર (મન્નત)ના એઅતિકાફમાં "ફર્ઝ ગુસલ" સિવાય જુમ્આ વગેરેના ગુસલ માટે જવાની ઈજાઝત નથી. પહેલા અને બીજા અશરહ (વીસ દિવસ)નો એઅતિકાફ નફલ છે. (નઝર માનેલી ન હોવી જોઈએ.) એમાં જુમ્આ માટે કે (જનાઝાની નમાઝ કે ઈઆદત) નીકળવાની નિય્યત કરી હોય કે નહિ કરી હોય. નીકળવાથી એઅતિકાફ તૂટી જશે. તેને ફાસિદ હોવું નહિ

કહેવાય અને જયારે મસ્જિદમાં પાછો દાખલ થશે તો બીજી વાર નફલ એઅતિકાફ થઈ જશે.

(ફતાવા રહીમીય્યહ ભાગ : ૫, પેજ : ૨૧૦)

## શું મુઅતકિફ ગુસલ પછી નાપાક કપડાં ધોઈ શકે અને ઘેરથી ખાવાનું લાવી શકે ?

**સવાલ** : (૧) મુઅતકિફને જનાબત (નાપાકી) થઈ ગઈ. તેણે ગુસલખાનામાં જઈ ગુસલ કર્યું અને સાથે તેના નાપાક કપડાંને પણ જલદીથી ધોઈ લીધાં. આ કામથી પરવારી આવતી વખતે પાસેના માટલામાંથી પોતાની જરૂરત માટે પાણી ભરતો આવ્યો તો એનો શું હુકમ છે ?

(૨) મસ્જિદમાં ગુસલખાનું નથી, પાસે તળાવ છે. નાપાક કપડાં પહેરેલી હાલતમાં ગુસલકરી ઉભા ઉભા તે કપડાં પાક કરી લે તો ચાલે કે નહિ ?

(૩) મુઅતકિફને ખાવાનું પહોંચાડનાર કોઈ નથી તો પોતે ઘેર જઈ ખાવાનું લાવી શકે કે નહિ ?

**જવાબ** : જો એઅતિકાફ નઝર (મન્નત)નો હોય તો તેમાં ફકત ન્હાવા માટે મસ્જિદની બહાર જઈ શકે છે. કપડાં ધોવા કે પાણી ભરવા માટે થોભવું જાઈઝ નથી અને આમ કરવાથી તેને વાજિબ એઅતિકાફની કઝા કરવી પડશે. અને જો એઅતિકાફ નફલ હોય (આમાં સુન્નત એઅતિકાફ છેલ્લા રમઝાનના દસ દિવસનો શામેલ છે) તો તેમાં કપડાં ધોવા

લોટો ભરવાની ગુંજાઈશ છે, પરંતુ શરત એટલી છે કે મસ્જિદમાંથી ફકત ગુસલ માટે નીકળ્યો હોય.

(૨) ઉપરનો હુકમ આ પ્રમાણે જ છે.

(૩) જો ખાવા લાવવાવાળું કોઈ જ ન હોય તો ખાવાનું લેવા જઈ તરત પાછો ફરે. મસ્જિદની અંદર જ ખાવાનું ખાવું, બહાર ખાવું જોઈએ નહિ અને ખાવાનું પહોંચાડવા માટે કોઈ ઝરીયો હોય તો ખાવાનું લેવા પોતે ન જાય.

(કિફાયતુલ મુફતી ભાગ : ૪, પેજ–૨૩૪)

## મુઅતકિફ ગુસલ માટે પાણી ગરમ કરી શકે ?

**સવાલ** : મુઅતકિફ ગુસલ (નાપાકી દૂર કરવા અથવા જુમ્આ) માટે પાણી ગરમ કરી શકે કે ચૂલો સળગાવી શકે ?

**જવાબ** : મુઅતકિફ નાપાકીના ગુસલ માટે નીકળી શકે છે. બીજા ગુસલ માટે ઈજાઝત નથી. ગરમ પાણી આપવાવાળું કોઈ ન હોય તો પોતે મસ્જિદની હદમાં કરી શકે. જરૂરતે શરઈ છે, તેથી એઅતિકાફમાં કોઈ વિક્ષેપ નહિ પડે. ચૂલો સળગાવીને પાણી ગરમ કરી શકે છે.

## મુઅતકિફ લઘુશંકા (હાજત) માટે ગયો તો ગુસલ કરી શકે ?

**સવાલ** : અગર મુઅતકિફ શરઈ જરૂરી કામ જેવા કે

પેશાબ–પાખાનું વગેરે માટે નીકળે તો ફકત ગરમી માટે મેલ દૂર કરવા સંડાસ જવા પહેલાં કે પછી ગુસલ કરી શકે કે નહિ ?

**જવાબ :** જાઈઝ નથી. એઅતિકાફ ફાસિદ થઈ જશે. અલબત્ત, ગુસલખાનું સંડાસની પાસે જ હોય અને ગુસલ કરવામાં વુઝૂ જેટલો જ સમય લાગે, મોડું ન થાય તો પેશાબ–પાખાનથી પરવારીને ગુસલની ઈજાઝત છે. એમાં એવું પણ થઈ શકે છે કે, કપડાં ઉતારી ફકત લુંગી પહેરીને જાય અને નળ ખોલી શરીર પણ પાણી નાખી નીકળી આવે, ન સાબુ લગાડે કે ન વધારે શરીરને ચોળે, આવી રીતે સફાઈ તો થશે જ નહિ. અલબત્ત, ઠંડક થઈ જશે અને મસ્જિદ તરફ ચાલતાં ચાલતાં ટુવાલથી શરીર લૂછી લે તો કેટલાક અંશે સફાઈ પણ થઈ જશે. (અહસન ફતાવા, ભાગ : ૪, પેજ : ૫૦૫)

## મજબૂરીના લઈ મય્યિતને ગુસલ માટે બહાર નીકળવું કેવું છે ?

**સવાલ :** મુઅતકિફ જરૂરતથી નીકળે જેમ કે મય્યિતને ગુસલ આપવા માટે કે કોઈ નહિ હોય અથવા નમાઝે જનાઝહ પઢાવવાવાળો કોઈ ન હોય તો તેના મસ્જિદમાંથી બહાર નીકળવાથી એઅતિકાફ બાકી રહેશે કે તૂટી જશે ?

**જવાબ :** જરૂરી શરઈ હાજત સિવાય બીજી જરૂરતો માટે નીકળવું મુફસીદે એઅતિકાફ છે. દા. ત. બતાવેલી સૂરતમાં ગુસલે મય્યિત કે જનાઝહની નમાઝ કે ગવાહી આપવા માટે કે ચોક્કસ છે કે જો તે ગવાહી નહિ આપશે તો સામે નુકસાન થશે અને હક માર્યો જશે. એવી જ રીતે પાણીમાં ડૂબતાં

માણસને બચાવવા માટે નીકળે તો પણ એઅતિકાફ તો તૂટી જ જશે, પરંતુ ગુનેહગાર નહિ થાય, બલકે આવા સંજોગોમાં નીકળવું જરૂરી છે. (ફતાવા રહીમીય્યહ ભાગ : ૫, પેજ : ૨૦૫, હવાલો તહતાવી અલ મરાકિલ ફલાહ, પેજ : ૪૦૯)

## જનાઝહની નમાઝ માટે બહાર નીકળવું કેવું છે ?

**સવાલ** : મુઅતકિફને ખબર પડી કે જનાઝો આવ્યો છે અને પછી મસ્જિદથી નીકળી જનાઝહની નમાઝ પઢી તો શું એઅતિકાફ તૂટી ગયો અને કઝા લાઝિમ છે ? જો છે તો કેટલા દિવસની ? શું જનાઝહની નમાઝ માટે બહાર નીકળવું હાજતે શરઈય્યહ નથી ?

**જવાબ** : જનાઝહની નમાઝ પઢવાની જગ્યા મસ્જિદથી ખારિજ હશે તો એઅતિકાફ તૂટી જશે અને ઓછામાં ઓછી એક દિવસની કઝા લાગુ પડશે. હિમ્મત હોય તો પૂરા દસ દિવસની કઝા કરે તો તેમાં વધારે સાવચેતી છે. જનાઝહની નમાઝ માટે બહાર નીકળવું હાજતે શરઈય્યહમાં દાખલ નથી.

(ફતાવા રહીમીય્યહ ભાગ : ૫, પેજ : ૨૦૦, હવાલો તહતાવી અલ મરાકિલ ફલાહ, પેજ : ૪૦૯)

મઆરિફે મદીના પેજ : ૯૯માં આ મસ્અલહ આમ લખેલો છે :

અલ્લામા સહારનપુરી (રહ.) ફરમાવે છે કે, હનફિય્યહનો મસ્લક છે કે મુઅતકિફે બીમારના ખબરઅંતર પૂછવા કે

જનાઝહની નમાઝમાં એઅતિકાફની જગ્યાએથી બહાર નીકળવું જાઈઝ નથી, કારણ કે બીમાર પુરસી (ઈયાદત) ફરજ નથી અને તે જ રીતે જનાઝહની નમાઝ ફર્ઝે ઐન નથી, બલકે ફર્ઝે કિફાયહ છે. જેને બીજા લોકો કરી લે છે, જેથી મુઅતકિફે નીકળવું જાઈઝ નથી. સાહિબે દુર્રે મુખ્તાર કહે છે કે, વાજિબ એઅતિકાફમાં જરૂરત વગર એઅતિકાફથી બહાર નીકળવું હરામ છે, પરંતુ નફલ એઅતિકાફમાં બહાર નીકળવું જાઈઝ છે. એઅતિકાફ ખલાસ તો નથી થતો, પરંતુ તેની હદ પર પહોંચી જાય છે. એટલે કે નફલની કોઈ મુદત નકકી નથી, બલકે થોડીક વાર માટે પણ થઈ શકે છે. મુઅતકિફ જયારે નીકળશે ત્યારે તે પૂરો થયેલ ગણાશે.

(મઆરિફ મદીના ભાગ : ૧૦, પેજ : ૯૯)

## શું મુઅતકિફ બીજી જગ્યાએ કુર્આન શરીફ સંભળાવવા જઈ શકે ?

**સવાલ** : એક વ્યકિત હંમેશા છેલ્લા દસકામાં રમઝાનમાં એઅતિકાફમાં બેસે છે. આ વરસે એમ બન્યું કે તે વ્યકિતને કુર્આન શરીફ તરાવીહમાં સંભળાવવા માટે નવાબ સાહબને ત્યાં જવું પડે છે, તો શું આ જાઈઝ છે ?

**જવાબ** : જો એઅતિકાફમાં બેસતી વખતે આ નિય્યત કરે કે, તરાવીહમાં કુર્આન શરીફ સંભળાવવા માટે જઈશ તો જાઈઝ છે. (ફતાવા દારુલ ઉલૂમ ભાગ : ૬, પેજ : ૫૧૨) આ હુકમ નઝરના એઅતિકાફમાં છે, રમઝાનના એઅતિકાફમાં નથી.

## શું મુઅતકિફ અઝાન આપવા માટે જઈ શકે ?

**સવાલ** : શું મુઅતકિફ અઝાન આપવા માટે મસ્જિદની બહારની જગ્યાએ જઈ શકે કે નહિ ?

**જવાબ** : જો અઝાન આપવાની જગ્યાનો દરવાજો મસ્જિદમાં દાખલ છે તો જઈ શકે છે. દરેક વખતે જઈ શકે છે અને જો દરવાજો બહાર છે તો ફકત અઝાન આપવા માટે જ જઈ શકે છે.

*(અહસન ફતાવા ભાગ : ર, પેજ : ૪૯૮, રદ્દુલ મુહતાર, ભાગ : ર, પેજ : ૧૮૧)*

## શું મુઅતકિફ બીમારને જોઈ નુસખો (પ્રિસ્કીપ્શન) લખી શકે ?

**સવાલ** : શું મુઅતકિફ બીમારને જોઈ નુસખો (પ્રિસ્કીપ્શન) લખી શકે ?

**જવાબ** : મુઅતકિફ બીમારને જોઈ નુસખો લખી શકે છે, ઈલાજ પણ કરી શકે છે અને મુઅતકિફ હાજત માટે બહાર જાય અને ત્યાં કોઈ પૂછે તો દવા વગેરે હકીકત બતાવે તો જાઈઝ છે. *(ફતાવા દારુલ ઉલૂમ–૬, પેજ : ૫૦ર, રદ્દુલ મુહતાર, ભાગ : ર, પેજ : ૧૮૪–૧૮૫)*

**નોટ** : પરંતુ એના માટે ઊભા ન રહે, ચાલતા ચાલતાં બતાવી આપે. **(પ્રકાશક)**

## મુઅતકિફને મુકદ્દમાની તારીખ માટે નીકળવું કેવું છે ?

**સવાલ** : છેલ્લા દસકાના એઅતિકાફમાં એક વ્યકિતની કોર્ટની તારીખ છે, ત્યાં જવું જરૂરી છે તો આ સંજોગોમાં મુઅતકિફ કોર્ટમાં જઈ શકે ?

**જવાબ** : કોર્ટ માટે બહાર નીકળશે તો તેના સુન્નતે મુઅક્કદહ એઅતિકાફ રહેશે નહિ. જો મજબૂરીના લઈ નીકળે તો ગુનેહગાર નથી અને સાહિબૈન (રહ.)ના મસ્લક પ્રમાણે અગર અડધા દિવસથી વધારે બહાર રહે તો એઅતિકાફ ફાસિદ નથી. આવી મજબૂરી ઉપર તે મસ્લક ઉપર અમલ કરી શકાય છે. (ફતાવા રહીમીય્યહ ભાગ : ૫, પેજ : ૨૧૧, હવાલો તહતાવી અલ મરાકિલ ફલાહ, પેજ : ૪૬૯)

## શું મુઅતકિફ સરકારી પગાર લેવા નીકળી શકે ?

**સવાલ** : અહીં ઈંગ્લેન્ડમાં લોકો ભાગ્યે જ એઅતિકાફમાં બેસે છે. વધારે કરીને મુઅતકિફને હોય છે, જે કારખાનામાં કામ કરે છે, પણ એવા લોકોને ત્યાં જઈ સહી કરે તો જ પગાર મળે. જો ઓફિસ પર નહિ જાય તો પગાર મળે નહિ, તો શું પગાર લેવા માટે સહી કરવા જઈ શકે ?

**જવાબ** : એના વગર એનો ગુઝારો ન થઈ શકતો હોય તો અને સહી કરી તરત જ પાછો આવી શકતો હોય તો સાવચેતી માટે પાછળથી એક દિવસની કઝા પણ કરી લે અને તેના વગર ગુઝારો શકય હોય તો જવાની ઈજાઝત નથી. જશે તો

એઅતિકાફ તૂટી જશે અને તૂટવાનો ગુનોહ પણ થશે.

(ફતાવા રહીમીય્યહ ભાગ : ૬, પેજ : ૨૧૫)

## હજામત અને મુસ્તહબ ગુસલ માટે નીકળવું કેવું છે ?

**સવાલ** : મુઅતકિફ માટે એવા કામ હોય જે નઝાફત (સફાઈ)થી સંબંધ ધરાવે છે. દા. ત. માથાના વાળ કપાવવા અથવા મુસ્તહબ ગુસલ કરવા માટે મસ્જિદથી બહાર નીકળવું કેવું છે ?

**જવાબ** : મુઅતકિફ માટે માથું મુંડાવવું કે મુસ્તહબ ગુસલ કરવા માટે મસ્જિદથી બહાર નીકળવું બરાબર નથી. એઅતિકાફ ખરાબ કરવા બરાબર છે. માથું મુંડાવવું જ હોય તો એઅતિકાફની જગ્યામાં ચાદર વગેરે પાથરી માથું મુંડાવી શકે અને સંપૂર્ણ તકેદારી રાખે કે મસ્જિદમાં વાળ વગેરે પડે નહિ. (ફતાવા રહીમીય્યહ ભાગ : ૫, પેજ : ૨૦૧, આલમગીરી, ભાગ–૬, પેજ : ૨૧૫)

**નોંધ** : દસ દિવસના એઅતિકાફમાં એની જરૂરત પડતી નથી. –પ્રકાશક

## મુઅતકિફનું મસ્જિદમાં હજામત કરાવવું કેવું છે ?

**સવાલ** : મુઅતકિફ મસ્જિદમાં હજામત કરાવે તો જાઈઝ છે ?

**જવાબ** : પોતાની હજામત પોતે બનાવે તો જાઈઝ છે અને હજામથી બનાવવા વિશે ખુલાસો એ છે કે, વગર મજૂરીએ હજામત કરે. મુઅતકિફ મસ્જિદની અંદર રહે અને હજામ મસ્જિદની બહાર બેસીને હજામત કરે, મસ્જિદની અંદર પૈસા લઈ હજામત કરાવવી જાઈઝ નથી. (અહસન ફતાવા પાકિસ્તાની ભાગ : ૪, પેજ : ૫૦૬)

## શું મુઅતકિફ બીડી સિગારેટ પીવા માટે બહાર જઈ શકે ?

**સવાલ** : મુઅતકિફને બીડી પીવાની આદત છે. રાત્રે દસથી વધારે વખત બીડી પીએ છે તો શું આ તબઈ જરૂરતમાં દાખલ છે ? અને એના માટે નીકળવું શરઈ ઈજાઝત છે ? મોઢું સાફ કરે કે વુઝૂ કરે ?

**જવાબ** : એઅતિકાફ કરવાથી પહેલાં બીડી છોડવાની કોશિશ કરે, જો એમાં સફળતા ન મળે તો સંખ્યા ઘટાડે અને જો કેટલીક પીવી જ પડે તો જે વખતે પેશાબ–પાખાના (ઈસ્તિનજા) માટે જાય અથવા તહારત માટે જાય ત્યારે બીડીની હાજત પૂરી કરે. ખાસ પીવા માટે ન નીકળે, પણ જો મજબૂર થઈ જાય અને તબિયત ખરાબ થવાનો ભય હોય તો તેના માટે પણ નીકળી શકે છે કે આવી લાચારીની હાલતમાં તબઈ જરૂરત ગણાશે. તેમાં એઅતિકાફમાં દખલ કે બગાડ થશે નહિ. ફતાવા રહીમીય્યહ પેજ : ૫૭ માં છે કે, મગરિબની નમાઝ પછી મસ્જિદની બહાર જઈ બીડી પી કુલ્લી કરીને મોઢાની દુર્ગંધ દૂર કરીને ચાલ્યો આવે.

(ફતાવા રહીમીય્યહ ભાગ : ૫, પેજ : ૨૦૨)

## એઅતિકાફમાં મજબૂરીના લઈ કામ કરવું કેવું છે ?

**સવાલ** : સેવક પાસે પોસ્ટ ઓફિસનું કામ છે, શું એઅતિકાફ દરમિયાન કામ કરી શકું કે નહિ ? મોઢાથી કંઈ ના બોલું તો પણ ?

**જવાબ** : મુઅતકિફનું એઅતિકાફ માટે મસ્જિદમાં રહેવું જરૂરી છે. તેના વગર એઅતિકાફ નથી અને દુર્રે મુખ્તારમાં છે કે, મુઅતકિફે મસ્જિદમાં રહેવું જોઈએ. કુદરતી હાજત અને ગુસ્લે જનાબત માટે રજા છે, જેથી મસ્જિદની અંદર કામ કરવું અને મૌખિક વાતચીત કરવી જાઈઝ છે, પણ એ માટે બહાર નીકળવું જાઈઝ નથી અને એઅતિકાફમાં શાંત રહેવું નથી. અલબત્ત જરૂરત વિના બોલવું મકરૂહ છે. (ફતાવા દારુલ ઉલૂમ–૬, પેજ : ૫૧૩, રદ્દુલ મુહતાર–૨, પેજ : ૧૮૫)

## મુઅતકિફ સંભોગ કરી લે તો શું હુકમ છે ?

**સવાલ** : મુઅતકિફ જો સંભોગ કરી લે તો શું હુકમ છે ?

**જવાબ** : સંભોગ (સોહબત) વગેરે કરવું જાણીજોઈને કરે કે ભૂલથી એઅતિકાફનો ખ્યાલ નહિ રહેવાના કારણે મસ્જિદની અંદર કે બહાર દરેક સંજોગોમાં એઅતિકાફ તૂટી જશે અને જે કારણો સામાન્ય રીતે સંભોગના હોય છે, જેમ કે પ્યાર કરવું, અથવા ગળે મળી ભેટવું વગેરે પણ એઅતિકાફની હાલતમાં નાજાઈઝ છે, પણ તેનાથી એઅતિકાફ તૂટતો નથી

જયાં સુધી કે વીર્યનું સ્ખલન નહિ થાય. હા, જો તેમ કરવાથી વીર્યનું સ્ખલન થઈ જાય તો પછી એઅતિકાફ તૂટી જશે. અલબત્ત, વિચાર કરવાથી કે ખ્યાલમાં વીર્યનું સ્ખલન થઈ જાય તો એઅતિકાફ તૂટતો નથી.

(બેહિશ્તી ઝેવર–૧૧, પેજ : ૧૦૯)

હવાલા શર્હે અલ્હાબાદ (ભાગ : ૧, પેજ : ૨૧૧, શર્હે તન્વીર ભાગ : ૧, પેજ : ૫૮, કિતાબુલ ફતહ ભાગ : ૧, પેજ : ૯૫૦)માં આ મસ્અલો આ પ્રમાણે છે : "હાલતે એઅતિકાફમાં કામ ઉત્તેજિત કરે એવી વર્તણૂક કરવી હરામ છે. હા, જો ખ્યાલ આવવાથી એહતિલામ થઈ જાય અથવા વીર્ય સ્ખલન થઈ જાય તો પછી એઅતિકાફ તૂટશે નહિ, જો કે તેની આદત હોય કે ન હોય.

**નોંધ** : એઅતિકાફમાં દિમાગમાં ખરાબ ખ્યાલ કરવાથી બચવું, ખરાબ ખ્યાલ યાદ કરી તેના પર વિચારો કરવા નહિ, બલકે નેક ખ્યાલનો તસવ્વુર કરવો. **(પ્રકાશક)**

## મુઅતકિફને જો એઅતિકાફની જગ્યા પરથી કાઢી મૂકવામાં આવે તો ?

જો કોઈ વ્યકિતને જબરદસ્તી એઅતિકાફની જગ્યામાંથી કાઢી મૂકવામાં આવે તો એઅતિકાફ કાયમ રહેશે નહિ. દા. ત. કોઈ ગુનાહસર ગવર્મેન્ટ તરફથી વોરંટ હોય અને પોલીસ તેને પકડી લે અથવા કોઈ લેણદાર લેણા માટે તેને બહાર કાઢે અથવા કોઈ શરઈ કે પોતાની જરૂરત માટે પોતે નીકળે અને રસ્તામાં કોઈ લેણદાર પકડીને રોકી લે અથવા

તો બીમાર પડી જાય અને એઅતિકાફની જગ્યા પર પહોંચી ન શકે અને થોડી વાર થઈ જાય તો પણ એઅતિકાફ કાયમ રહેશે નહિ.

(બેહિશ્તી ઝેવર–૧૧, પેજ : ૧૦૯, શામી : ૨, પેજ : ૧૮૩)

## મુઅતકિફ ગાંડો થઈ જાય, બેભાન થઈ જાય તો શું હુકમ છે ?

ઈમામ આ'ઝમ (રહ.)ની નજદીક મુઅતકિફ થોડા દિવસો સુધી બેભાન રહે તો એઅતિકાફ ફાસિદ થઈ જશે. આ જ હુકમ ગાંડપણ માટે પણ છે, પરંતુ નશાની હાલતમાં રાત્રે આવે તો એઅતિકાફ તૂટશે નહિ. તેવી જ રીતે ગાળ–ગલોચ, લડાઈ–ઝઘડાથી પણ એઅતિકાફ ફાસિદ નહિ થાય. (કિતાબુલ ફિકહ–૧, પેજ : ૯૫૪) લેણદાર રોકી લે તો એઅતિકાફ તૂટી જશે. ચાલતાં ચાલતાં જવાબ આપે, થોભે નહિ, ચાલતાં ચાલતાં મસ્જિદમાં આવવાનું કહે.

(આલમગીરી)

## શું મુઅતકિફ કોઈ દુન્યવી કામમાં રોકાઈ શકે ?

વગર જરૂરતે એઅતિકાફની હાલતમાં દુનિયાના કોઈ કામમાં વ્યસ્ત થઈ જવું મકરૂહે તહરીમી છે. દા. ત. ખરીદ–વેચાણ વેપારનું કોઈ કામ. હા, જો કોઈ કામ ઘરમાં જરૂરી હોય દા. ત. ઘરમાં ખાવાનું ન હોય, તેના વગર કોઈ બીજો ભરોસાપાત્ર કે સંતોષકારક વ્યકિત ખરીદવા માટે ન હોય તો

તેવી હાલતમાં ખરીદ-વેચાણ કરી શકે છે, પણ જે વસ્તુ ખરીદવામાં આવે તેને કોઈ પણ હાલતમાં મસ્જિદમાં લાવવું જાઈઝ નથી, જેનાથી તેને લાવવાનું મસ્જિદનું રોકાણ કે ખરાબ થવાનો ભય હોય. હા, પણ આવું ન હોય તો કેટલાકની નજદીક જાઈઝ છે. (શરહ તન્વીર-૧, પેજ : ૧૫૭)

## ઉઝરના કારણે બહાર નીકળે તો ?

દા. ત. ડૂબી રહેલા માણસને બચાવવા કે આગ બુઝાવવા માટે કે મસ્જિદ પડી જવાના ભયે એઅતિકાફની જગ્યા છોડી બહાર નીકળવું ગુનાહ નથી, બલકે જાન બચાવવા માટે નીકળવું જરૂરી છે, પણ તેનાથી એઅતિકાફ કાયમ રહેશે નહિ.

(બેહિશ્તી ઝેવર ભાગ-૧૧, પેજ : ૧૦૯, શામી : ૨, પેજ : ૧૮૩)

## કેટલાક મુફસિદ અને ગેર મુફસિદ કામો

**સવાલ** : (૧) વુઝૂથી પહેલાં કારણ વગર વુઝૂ કરવું, વુઝૂની જગ્યા પર બેસી સાબુથી હાથ-મોં ધોવા, આ બધા કામો કરવાથી શું એઅતિકાફ તૂટી જશે ?

**જવાબ** : ઉપરોકત કારણોથી એઅતિકાફ તૂટી જશે.

**સવાલ** : (૨) વુઝૂ કર્યા પછી વુઝૂખાનામાં ઉભા રહી રૂમાલથી વુઝૂનું પાણી લૂછવું-આનાથી શું એઅતિકાફ

તૂટી જશે ?

**જવાબ** : હા, એઅતિકાફ તૂટી જશે.

**સવાલ** : (૩) વુઝૂથી પહેલાં વુઝૂખાનામાં હાથની ઘડિયાળ ઉતારી ખિસ્સામાં મૂકી પછી વુઝૂ કરવું અથવા ત્યાંથી ચાલતી વખતે હાથમાંથી ઘડિયાળ ઉતારી ખિસ્સામાં મૂકવી.

**જવાબ** : હા, જાઈઝ છે.

**સવાલ** : (૪) પેશાબખાનાની બહાર લાઈનમાં ઊભા રહી શકાય કે નહિ ?

**જવાબ** : હા, જાઈઝ છે.

**સવાલ** : (૫) વુઝૂખાના ઉપર ટોપી કે રૂમાલ ખીંટી ઉપર ટીંગાડી શકાય ?

**જવાબ** : હા, જાઈઝ છે.

**સવાલ** : (૬) પોતાના ઘેરથી ખાવા લાવવાવાળું કોઈ ન હોય તો ઘરે ખાવાનું લેવા જઈ શકાય કે નહિ ?

**જવાબ** : હા, જાઈઝ છે.

**સવાલ** : (૭) ઘરે ગયા તો માલુમ પડયું કે, વાર લાગશે તો ઈન્તિઝાર કરી ઘેર થોભી શકાય ?

**જવાબ** : હા, જાઈઝ છે.

**સવાલ** : (૮) એહતિલામ થઈ ગયું અને ઠંડું પાણી નુકસાન કરતું હોય તો પાણી ગરમ કરવા મસ્જિદમાંથી નીકળવું અથવા ગરમ પાણી માટે ઘેર જવું અને ત્યાં પાણી ગરમ થાય ત્યાં સુધી વાટ જોવી કેવું છે ?

**જવાબ** : એઅતિકાફ ફાસિદ થઈ જશે.

**સવાલ** : (૯) એઅતિકાફમાં બીમાર થઈ ગયો અને દવા લાવવાવાળું કોઈ નથી અથવા ડોકટર પાસે જવું જરૂરી છે તો એના માટે મસ્જિદમાંથી નીકળવું શરઈ રીતે કેવું છે ?

**જવાબ** : એઅતિકાફ ફાસિદ થઈ જશે.

(૯) એહતિલામની હાલતમાં તયમ્મુમ કરી મસ્જિદમાં થોભવું જાઈઝ નથી. મસ્જિદમાંથી તરત જ નીકળી જાય. મસ્જિદની બહાર પાણી ગરમ થવાની વાટ જોવા માટે થોભે તો જાઈઝ છે.

(૧૦) દવા માટે બહાર નીકળવાથી એઅતિકાફ ફાસિદ થઈ જશે અને તે દિવસની કઝા વાજિબ છે. અલબત્ત, સખત મજબૂરીની હાલતમાં નીકળે તો ગુનોહ નથી. એઅતિકાફ તો ફાસિદ થઈ જ જશે અને તેની કઝા કરવી પડશે. (અહસન ફતાવા પાકિસ્તાની ભાગ–૪, પેજ : ૫૦૮, હવાલો રદુલ મુહતાર, પેજ : ૧૪૫)

## મુઅતકિફ ભૂલથી મસ્જિદથી નીકળી જાય તો શું હુકમ છે ?

**સવાલ** : અગર મુઅતકિફ ભૂલથી મસ્જિદથી નીકળી ગયો તો શું હુકમ છે ?

**જવાબ** : જો મુઅતકિફ ભૂલથી મસ્જિદથી નીકળી જાય તો પણ એઅતિકાફ ફાસિદ થઈ જશે. (અહસનલ ફતાવા ભાગ–૨, પેજ : ૧૮૨, હવાલો રદુલ મુહતાર, પેજ : ૧૮૨)

ભૂલથી પણ એઅતિકાફમાં મસ્જિદને એક મિનિટથી પણ

ઓછો સમય છોડે તો જાઈઝ નથી.

(બેહિશ્તી ઝેવર–૧૧, પેજ : ૧૦૯, શર્હે બિદાયહ ભાગ : ૧, પેજ : ૨૧૦)

## વેપારીને કેટલીક વાતો મુબાહ અને જાઈઝ છે

મુઅતકિફ વેપારી કે કારખાનાવાળો હોય તો તે પોતાના મેનેજર કે માણસને બોલાવી વેપાર અંગે સૂચના આપી શકે છે, તેને લગતી પૂછપરછ કરી શકે છે, જરૂર જેટલી લેણદેણ સોદા કરી શકે છે. ગુંજાઈશ છે, પણ માલ મસ્જિદમાં લાવવો જોઈએ નહિ.

કપડાં બદલી શકે, ખુશ્બુ લગાવી શકે, માથામાં અને દાઢીમાં તેલ નાખી શકે, વાળ ઓળી શકે છે.

જરૂરત પૂરતી વાત કરી શકે, પણ તેને વિષય ન બનાવે. (મોબાઈલ ઉપર જરૂરત પૂરતી મજબૂરીમાં વાત કરી શકે.)

## મુઅતકિફની પાસે સ્ત્રીઓનું આવવું

ઘણા જ જરૂરી કામસર પત્ની અથવા મા દીકરી મસ્જિદમાં પરદામાં આવી શકે છે, પણ નમાઝના સમયે નહિ. મહરમ સ્ત્રીમાંથી કોઈ મળવા આવેલું હોય અને બીજો કોઈ વ્યકિત જોતો હોય તો તેને ખુલાસો કરવો જરૂરી છે કે આ મારી પત્ની છે કે મા દીકરી છે. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી એવું જ સાબિત છે.

## મુઅતકિફ ચૂપ બેસી રહે તો ?

એઅતિકાફની હાલતમાં મુઅતકિફે બિલકુલ ચૂપ બેસી રહેવું પણ મકરૂહે તહરીમી છે. હા, બુરી વાતો ઝબાનથી ન બોલે, જૂઠ ન બોલે, ગીબત ન કરે, બલકે કુરઆન શરીફની તિલાવત અથવા કોઈ દીની ઈલ્મ પઢવું કે પઢાવવું અથવા કોઈ ઈબાદતમાં પોતાનો સમય પસાર કરે. ખુલાસો એ કે ચૂપ બેસવું એ કોઈ ઈબાદત નથી.

(બેહિશ્તી ઝેવર–૧૧, પેજ : ૧૧૦, શર્હે બિદાયહ : ૧, પેજ : ૧૨૧)

**સારી વાતોની ટૂંકી લિસ્ટ આ છે :**

(૧) કુરઆન શરીફ પઢવું (૨) દુરૂદ શરીફ, તસ્બીહાત, ઈસ્તિગફારમાં મશ્ગુલ રહેવું (૩) સારી વાતો કરવી, તેને શીખવું અને શિખવાડવું, દીની કિતાબોનો અભ્યાસ કરવો, સાંભળવું તેમજ સંભળાવવું (૪) વઅઝ–નસીહત કરવી (૫) જામા મસ્જિદમાં એઅતિકાફ કરવું.

(રમઝાન કયા હે ? પેજ : ૧૪૮)

એઅતિકાફમાં કોઈ ખાસ શરત નથી, નમાઝ, તિલાવતે કુર્આન, દીની કિતાબોનું વાંચન અથવા ઝિક્રુલ્લાહ કરવો. મતલબ એ છે કે જે દિલ ચાહે તે ઈબાદત કરે. મુઅતકિફ સૂતેલો છે તો પણ ઈબાદતનું મીટર ચાલુ છે.

(અહકામ : રમઝાન દારુલ ઉલૂમ, પેજ : ૧૦)

**મકરૂહાતે એઅતિકાફ :** (૧) ચૂપચાપ બેસી રહેવું અને તેને એઅતિકાફની ઈબાદત સમજવું, લોકો એઅતિકાફમાં ચૂપચાપ બેસવું પણ કોઈ સવાબની વાત સમજે છે.

(૨) લડાઈ–ઝઘડો, શોરબકોર, બેહૂદા–વાહિયાત વાતો કરવી. (૩) ખરીદ, વેચાણની વસ્તુ મસ્જિદમાં લાવવી.

(રમઝાન કયા હે ? પેજ : ૧૪૯)

## એઅતિકાફના આદાબ

(૧) મુઅતકિફ પહેરેલા કપડા સિવાય પણ પોતાની સાથે બીજા કપડાં લાવે, કારણ કે કેટલીક વખત કપડાં બદલવાની જરૂરત પડી જાય છે.

(૨) જો એઅતિકાફની મુદત ઈદ સુધી પહોંચી જાય તો ઈદની રાત મસ્જિદમાં ગુઝારે, જેથી મસ્જિદથી નીકળી ઈદગાહ તરફ રવાનગી થાય અને એક ઈબાદત (એઅતિકાફ) બીજી ઈબાદત (ઈદની નમાઝ) સાથે મળી જાય.

(૩) મસ્જિદના અંદરના ભાગે થોભે, જેથી બીજાઓની વાતચીતથી એઅતિકાફમાં ખલલ ન પહોંચે.

(૪) એઅતિકાફ રમઝાન માસમાં કરે અને શબે કદ્ર મળવાની ઉમ્મીદમાં છેલ્લા દસ દિવસમાં કરે, કારણ કે આ દિવસોમાં શબે કદ્રની આશા વધુ છે.

(૫) સુન્નત એઅતિકાફ દસ દિવસથી ઓછો નહિ હોવો જોઈએ.

(૬) સારી વાત સિવાય બીજી કોઈ વાત ન કરે.

(૭) એઅતિકાફ માટે સર્વોત્તમ મસ્જિદ એટલે કે મસ્જિદે હરામ છે, તે પછી મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ), પછી મસ્જિદે અકસા છે. આ તે લોકો માટે છે કે

જેઓ ત્યાં રહે છે. તે પછી જુમ્આ મસ્જિદનો દરજ્જો છે.

(૮) એઅતિકાફ દરમિયાન કુર્આન શરીફ પઢવામાં, હદીસ પઢવા, દીનનો ઈલ્મ અને તેની તા'લીમમાં લાગેલો રહે.

## એઅતિકાફની મનાઈઓ

**હનફિય્યહ (રહ.)ની નજદીક કેટલીક વાતો મકરૂહે તહરીમી છે :**

(૧) ચૂપ રહેવું એ ખ્યાલથી કે એમાં વધારે સવાબ છે. જો આ ખ્યાલ ન હોય તો મકરૂહ નથી. **હા, પણ ચૂપ રહેવું જીભના ગુનાહથી બચવા માટે હોય તો ઘણી મોટી ઈબાદત છે.**

(૨) મસ્જિદમાં વેચવા માટે માલસામાન લાવવું મકરૂહે તહરીમી છે. અલબત્ત, ખરીદ વેચાણ કરવું તેના બાલ–બચ્ચાં માટે જરૂરી હોય તો મસ્જિદમાં કરી શકે, પરંતુ સામાન મસ્જિદમાં નહિ લાવે તો જાઈઝ છે, પણ વેપારના કરાર મસ્જિદમાં જાઈઝ નથી.

(કિતાબુલ ફતહ ભાગ–૧, પેજ : ૯૫૬)

**એક ગલતફહમી** (Missunderstanding)**નો ખુલાસો**

કેટલાક લોકો એમ સમજે છે કે મુઅતકિફ જયારે કોઈ જરૂરત માટે બહાર નીકળે તો તેને વાતચીત કરવી જાઈઝ નથી. આ ખોટું છે. ચાલતાં ચાલતાં વાતચીત કરવું, સલામનો જવાબ આપવો જાઈઝ છે. હા, વાતચીત કે બીજા કોઈ કામ માટે થોભવું જાઈઝ નથી. (રમઝાન કયા હૈ ? પેજ : ૧૫૧)

# એઅતિકાફના મુસ્તહબ્બાત

(૧) એઅતિકાફમાં નેક અને સારી વાતો કહે.

(૨) રમઝાન શરીફના છેલ્લા દસ દિવસનો સંપૂર્ણ એઅતિકાફ કરવાની કોશિશ કરે.

(૩) જ્યાં સુધી થઈ શકે જુમ્આ મસ્જિદમાં એઅતિકાફ કરવું.

(૪) પોતાની શકિતના હિસાબે પોતાનો સમય વધારેમાં વધારે અલ્લાહની યાદમાં ગુઝારે જેમ કે નવાફિલ પઢે, કુર્આન શરીફની તિલાવત કરે, ઈલ્મે દીનની સહીહ અને સારી કિતાબોનું વાંચન કરે. મુહસિને ઈન્સાનિયત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સીરત મુબારક, હઝરાતે અંબિયાએ કિરામ (અલૈ.)ના સહીહ કિસ્સાઓ, સહાબએ કિરામ (રદિ.) અઈમ્મએ ઈઝામ, અવલિયાએ કિરામ (રહ.)ના હાલાત અને નસીહતો, તેમના બોધદાયક વચનો અને મલફૂઝાતનું અધ્યયન (વાંચન) કરે. શરઈ મસાઈલની કિતાબોનું વાંચન કરે, પણ જે વાત પોતાની સમજમાં ન આવે તેનું અર્થઘટન પોતે ન કરે, બલકે કોઈ સારા આલિમને તેનો મતલબ પૂછે.

(૫) સુન્નત તરીકાનો ઝિક્ર કરે. આસાનીથી પઢી શકો તો નીચે મુજબ છે : સુબ્હાનલ્લાહ, અલ્હમ્દુ લિલ્લાહ, અલ્લાહુ અકબર, લા ઈલા–હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર રસૂલુલ્લાહ (સલ.), લા હવ્લ વલા કુવ્વ–ત ઈલ્લા બિલ્લાહ અને જે ઈસ્તિગફાર યાદ હોય તે પઢે જેમ કે અસ્તગફિરુલ્લાહ અથવા અસ્તગફિરુલ્લાહ રબ્બી મિન કુલ્લી ઝમ્બીંવ વ અતુબુ ઈલયહિ અથવા રબ્બિગ ફિરલી.

(૬) દુરૂદ શરીફ ખૂબ પઢે. સર્વોત્તમ દુરૂદ શરીફ તે છે જે નમાઝમાં પઢાય છે.

(૭) સલાતુત્તસ્બીહ પઢવાથી દસ જાતના ગુનાહ માફ થાય છે. રોજ પઢવી જોઈએ.

(૮) ઈશરાક, ચાશ્ત, અવ્વાબીન, તહજ્જુદ, તહિય્યતુલ વુઝૂ અને તહિય્યતુલ મસ્જિદ પઢવી જોઈએ.

(૯) ફજરથી ઈશરાક અને અસરથી મગરિબ સુધી ઝિક્રુલ્લાહ અને તિલાવતમાં મશગૂલ રહે.

(૧૦) શબે કદ્રની પાંચેય રાતો જાગીને ઈબાદતની કોશિશ કરે. મુનાજાતે મકબૂલની એક મંઝિલ રોજ પઢે. એમાં કુર્આન, હદીસની સર્વોત્તમ દુઆઓ છે. ૨૧, ૨૩, ૨૫, ૨૭, ૨૯ આ રાતોએ જાગવું.

(૧૧) જ્યાં સુધી શકય હોય ત્યાં સુધી પોતાના વર્તન અને શબ્દોથી બીજા એઅતિકાફવાળા અને નમાઝીઓ ભાઈઓને તકલીફ ન થાય તેની ખૂબ તકેદારી રાખે. (આલમગીરી અને ફત્હે કદીર)

(૧૨) ખાવા, પીવા, પહેરવામાં સાદગી હોય તો સારું.

## એઅતિકાફના મુબાહાત

**કેટલીક વાતો મુઅતકિફ માટે જાઇઝ અને મુબાહ છે :**

✦ મુઅતકિફ ખાવાપીવા કે જરૂરી સામાન સાથે રાખી શકે, પણ એટલું વધુ નહિ કે જેથી જગ્યા રોકાઈ જવાથી તકલીફ થવા લાગે. વાંચવા માટે દીની કિતાબો રાખી શકે છે.

✦ મુઅતકિફ કપડાં પણ બદલી શકે છે, ખુશ્બુ લગાડી શકે છે, માથામાં તેલ લગાવી શકે છે તથા પોતાના વાળ ઓઢી શકે છે. આ સર્વ કામો જાઈઝ છે.

✦ મુઅતકિફ માથું, દાઢી કે બદન ધોવા ચાહે કે કુલ્લી કરવા ચાહે તો એ વાતનું ધ્યાન રાખે કે મસ્જિદમાં વાળ કે પાણી પડે નહિ. તેલ, પાણીથી મસ્જિદની દિવાલો, સફો ખરાબ કરવાની મનાઈ છે.

✦ મુઅતકિફ જરૂરતના લઈ ચૂપ બેસે તો જાઈઝ છે; બલકે બેહતર છે.

**ખુલાસો** : આ વાતો એ વ્યકિતને માટે જરૂરી છે કે જે લગાતાર એક માસ અથવા એથી વધારે એઅતિકાફ કરી રહયો હોય, નહિ તો પછી દસ દિવસવાળા મુઅતકિફને આવી વસ્તુઓમાં વ્યસ્ત થવું સારું નથી. આ કામો એઅતિકાફ પછી જ કરે. બાળકો–બચ્ચાંઓને મહેનતાણું લીધા વગર મસ્જિદમાં કુર્આન શરીફ અને દીનની તાલીમ આપી શકે છે.

(બહરુર્રાઈક)

## એઅતિકાફના મકરૂહાત

એઅતિકાફમાં કેટલીક વાતોની મનાઈ છે. કેટલીક વાતો નાજાઈઝ અને હરામ છે. તે દરેકથી બચવાનું ધ્યાન રાખવું જોઈએ.

✦ એઅતિકાફની હાલતમાં મુઅતકિફ જાણીબુઝીને કે ભૂલથી રાતે કે દિવસે મસ્જિદમાં કે ઘરમાં પત્નીથી સંભોગ કરવું, આલિંગન કે ચુંબન લેવું કે આવેશની હાલતમાં તેનો

સ્પર્શ કરવો હરામ છે.

**નોંધ** : જે આ વિષયોથી એઅતિકાફ તૂટશેં કે બગડશે કે નહિ તેની ચર્ચા મુફસિદાતે એઅતિકાફમાં છે.

✦ કેટલીક વાતો દરેક સંજોગોમાં હરામ છે, પણ હાલતે એઅતિકાફમાં તો એની ઘણી જ સખતી છે. દા. ત. ગીબત કરવી, ચુગલી કરવી, લડવું અને લડાવવું, જૂઠી વાત કરવી કે જૂઠી કસમો ખાવી, તોહમત લગાડવી, કોઈ મુસલમાનને નાહક તકલીફ પહોંચાડવી, કોઈની ખામીઓ શોધવી, કોઈને બેઈઝઝત કરવો, ઘમંડ અને મોટાઈની વાતો કરવી, દેખાવ કરવો વગેરે વાતોથી ખૂબ બચવું. (શામી)

✦ જે વાતોમાં સવાબ કે અઝાબ નથી તે જરૂરત જેટલું કરી શકે. વગર કારણે મસ્જિદમાં વાતો કરવાથી નેકી ખતમ થઈ જાય છે. (દુર્રે મુખ્તાર)

**નોંધ : ચંદાવાળાઓ કે મળવાવાળાઓએ મુઅતકિફ સૂતેલો હોય તો તેને ઉઠાડવો જોઈએ નહિ.**

✦ મુઅતકિફે કોઈને મુબાહ વાતો કરવા માટે બોલાવવો અને વાતો કરવી મકરૂહ છે અને ખાસ એના માટે મેહફિલ જમાવવી નાજાઈઝ છે.

## મુઅતકિફનું અખબાર, ન્યૂઝ પેપર વાંચવું

મુઅતકિફે એવી ચોપડીઓ કે મેગેઝિન કે જેમાં જૂઠા કિસ્સા–કહાનીઓ હોય, દહરિય્યત લેખો હોય, ઈસ્લામ વિરુદ્ધ લેખો હોય, વલ્ગર, લિટરેચર તેવી જ રીતે ન્યૂઝ પેપર

વાંચવું, સાંભળવું વગેરેથી મુઅતકિફે બચવું જોઈએ, કારણ કે તેમાં ફોટાઓ હોય છે જે મસ્જિદમાં લાવવા જાઈઝ નથી તેમજ આ બધી વાતોથી મુઅતકિફ હઝરાત બચે અને જે હેતુ માટે એઅતિકાફ કર્યો છે તે જ મકસદમાં રહેવું જોઈએ.

## કેટલાક જરૂરી મસાઈલ

✦ મુઅતકિફે બિલકુલ ખામોશ ચૂપચાપ રહેવું અને પછી તેને ઈબાદત સમજવી મકરૂહે તહરીમી છે, પણ ઈબાદત ન સમજે તો જાઈઝ છે. (એઅતિકાફકે મસાઈલ ઔર ફઝાઈલ)

✦ વેપારી કે વગર વેપારીએ સામાન મસ્જિદમાં લાવીને વેચાણ કે ખરીદવું નાજાઈઝ છે. (રદ્દે મુહતાર, બહર)

✦ મુઅતકિફે પગાર લઈ મસ્જિદમાં કોઈ કામ કરવું જાઈઝ નથી ચાહે પછી તે મઝહબી કે ગેરમઝહબી હોય, દીની હોય કે દુન્યવી હોય કે બીજા કોઈ કામ એઅતિકાફને ફાસિદ કરવાવાળી વસ્તુઓ હોય.

✦ કેટલીક વાતો એવી છે કે જે કરવાથી સુન્નત એઅતિકાફ ફાસિદ થાય છે. નફલી એઅતિકાફનું બયાન આગળ આવશે.

**મસ્અલા :** મુઅતકિફે વગર જરૂરતે એક મિનિટ માટે પણ મસ્જિદથી બહાર નીકળી જાય તો ઈમામ અબૂ હનીફહ (રહ.)ના નજદીક એનો એઅતિકાફ તૂટી જશે. *(આલમગીરી)*

**મસ્અલા :** જાણીબુઝીને કે ભૂલથી બહાર જશે, તો પણ એઅતિકાફ તૂટી જશે.

**મસ્અલા :** મુઅતકિફના સગામાં કોઈ બીમાર થાય કે

ગુજરી જાય તો મુઅતકિફના જવાથી એઅતિકાફ તૂટી જશે, પણ ગુનાહ નહિ થશે, બલકે તેના કોઈ બીજા સંભાળ રાખવાવાળા ન હોય તો ચાલ્યા જવું બેહતર છે. પછીથી તેની કઝા કરી લે. એવી જ રીતે મય્યિતના ગુસલ કે દફન માટે કોઈ ન હોય તો ચાલ્યો જાય, એઅતિકાફ તૂટી જશે, ફરી પાછળથી કઝા કરી લે. (બહરુર્રાઈક)

**મસ્અલા :** એવી જ રીતે મય્યિતને કફન તૈયાર કરવા, જનાઝાની નમાઝ પઢવા, પઢાવવા, મય્યિતને કાંધો આપવા કે દફન કરવા જાય તો એઅતિકાફ તોડે નહિ, નાછૂટકે જાય તો એઅતિકાફ તૂટી જશે. પાછળથી તેની કઝા કરી લે.

(આલમગીરી)

**મસ્અલા :** શરઈ કે જરૂરી કામથી બહાર ગયો. રસ્તામાં કોઈ લેણદારે રોકી લોધો અથવા કોઈ બીજા માણસે રોકી લીધો અને તે રોકાઈ જાય તો ઈમામ અબૂ હનીફહ (રહ.)ના નજદીક મુઅતકિફનો એઅતિકાફ તૂટી ગયો, જેથી મુઅતકિફને જોઈએ કે રોકાઈને ઊભો ન રહે, બલકે ચાલતાં ચાલતાં તેને જવાબ આપે અથવા મસ્જિદમાં આવવાનું કહે. એક મિનિટ પણ જો ઊભો રહેશે તો એઅતિકાફ તૂટી જશે. (આલમગીરી)

**મસ્અલા :** મુઅતકિફ બીમાર પડી જાય અથવા ઘરે ચાલ્યો જાય તો ગુનેહગાર નહિ થાય, પણ એઅતિકાફ તો તૂટી જ જશે. (બહરુર્રાઈક)

**મસ્અલા :** એવી જ રીતે જાનમાલનો ભય હોય અને ઘરે જાય તો પણ એઅતિકાફ તૂટી જશે. (આલમગીરી)

**મસ્અલા :** કોઈ સરકારી કે ગેરસરકારી મુઅતકિફને જબરદસ્તી પકડીને બહાર કાઢી મૂકે તો એઅતિકાફ તૂટી જશે,

પણ તે ગનેહગાર નહિ થશે. (કાઝીખાં)

**મસ્અલા** : મસ્જિદ પડી જતી હોય અથવા કોઈ ડૂબતાને બચાવવા કે આગ ઓલવવા જાય તો સારું છે, ગુનાહ નહિ થાય, પણ એઅતિકાફ તૂટી જશે. (ઈલ્મુલ ફિકહ)

## એક સૂચના

ઉપર જણાવેલ મસાઈલમાં મુઅતકિફે મસ્જિદમાંથી નીકળવાને બદલે સારા માણસ સાથે મશ્વરો કરવો જોઈએ કે તેને બહાર જવા કરતાં એવી કોઈ તરકીબ છે કે તેમાં બહાર નીકળવા વગર કામ થઈ જાય તો પોતે ન નીકળે, અને જરાક ખતરો જોઈ તરત બહાર નીકળી પડે. હકીકતમાં કાબૂ બહાર ખતરામાં જ એઅતિકાફ તોડવો જોઈએ.

**મસ્અલા** : મુઅતકિફ ભૂલી ગયો કે પોતે એઅતિકાફમાં છે અને નીકળવા પછી થોડીવારે યાદ આવ્યું તો પણ એઅતિકાફ તૂટી જશે, ગુનેહગાર થશે નહિ. (કાઝીખાં)

**મસ્અલા** : એઅતિકાફની હાલતમાં છે અને જાણીબુઝીને કે ભૂલથી સંભોગ કરી લીધો. ચાહે દિવસ હોય કે રાત, સ્ખલન થાય કે ન થાય દરેક હાલતમાં એઅતિકાફ તૂટી જશે. (કાઝીખાં)

## હાજતે શરઈ

એવી જરૂરત કે જે શરઅન ફરજ કે વાજિબ હોય, પણ એઅતિકાફની જગ્યામાં થઈ શકતી ન હોય તો તેને હાજતે શરઈ કહે છે. (બહરુર્રાઈક)

# હાજતે તબઈ

એવાં કામો જેના માટે ઈન્સાન મજબૂર છે જેમ કે, પેશાબ–પાખાનું, ગુસ્લે જનાબત વગેરે.

**મસ્અલા** : મુઅતકિફ મસ્જિદમાં રહે. ફકત માથું કે હાથ બહાર કાઢી શકે તો એઅતિકાફ તૂટશે નહિ. (કાઝીખાં)

**મસ્અલા** : મુઅતકિફ નાક સાફ કરવા, થૂંકવા, ખાવા માટે પહેલા કે પછી હાથ ધોવા કે કુલ્લી કરવા બહાર જાય નહિ.

વુઝૂ કરવાની જગ્યા મસ્જિદથી બહાર હોય છે ત્યાં પણ જાય નહિ, મસ્જિદમાં વ્યવસ્થા થઈ શકે છે. (બહરુર્રાઈક)

**મસ્અલા** : ઠંડીમાં તડકો લેવા માટે સહનમાં જાય તો એઅતિકાફ તૂટી જશે. (બહર)

**મસ્અલા** : મુઅતકિફ ખાવાનું મંગાવવા માટે વ્યવસ્થા પહેલેથી કરી લે. ઘરેથી કે હોટલેથી ટાઈમ પર મસ્જિદમાં ખાવાનું મળી રહે તેની વ્યવસ્થા કરી લે. પોતે ખાવાનું લેવા ચાલ્યો જશે તો એઅતિકાફ તૂટી જશે, જેથી જવું નહિ. (બહરુર્રાઈક) મોબાઈલ કરી ખાવાનું મંગાવી શકે છે.

**મસ્અલા** : કોશિશ કરવા છતાં ખાવા લાવવાવાળો કોઈ ન હોય તો બહારથી લાવી શકે છે. જે ગુરૂબ પછી જ લાવે અથવા મોબાઈલ કરી ખાવા મંગાવે. (બહરુર્રાઈક)

**મસ્અલા** : કોઈ જ પાણી લાવવાવાળું ન હોય તો પાણી લઈ મસ્જિદમાં આવી પીએ. વાસણ ન હોય તો ત્યાં જલ્દી પી લે. ખાસ કરી ગરમીમાં સખ્ત જરૂરત પડી જાય છે. (બહરુર્રાઈક)

**મસ્અલા** : જાણીબુઝીને ખાઈ લે તો રોઝો તૂટી જશે અને સાથે સાથે એઅતિકાફ પણ તૂટી જશે. ભૂલથી ખાઈ–પી લે તો રોઝો અને એઅતિકાફ તૂટશે નહિ.

**મસ્અલા** : દવા બીજાથી મંગાવે, પોતે જશે તો એઅતિકાફ તૂટી જશે. (એઅતિકાફના ફઝાઈલ–મસાઈલ)

**મસ્અલા** : કોઈની રજા વગર કે ચોરીને ખાઈ લે તો ગુનેહગાર થશે, પણ એઅતિકાફ તૂટશે નહિ. (આલમગીરી)

**મસ્અલા** : ગાંડો થઈ જાય, બેહોશ થઈ જાય કે જિન ભૂતને કારણે હોય એક દિવસ–રાતથી વધારે એ હાલતમાં રહે તો દિવસની કઝા કરવી પડશે. એનાથી ઓછામાં એઅતિકાફ તૂટશે નહિ.

**મસ્અલા** : કોઈ કારણસર જમાઅત થઈ ગઈ તો બીજી મસ્જિદમાં ન જાય, પણ પેશાબખાના માટે બહાર ગયો અને પાછા ફરતી વખતે એમ લાગે કે હું મારી મસ્જિદમાં જઈશ તો જમાઅત નહિ મળે તો ત્યાં પાસેની મસ્જિદમાં જમાઅત તૈયાર હોય તો તરત જ નમાઝ પઢી લઈ પાછો ફરે, ત્યાં થોભે નહિ. (રદ્દુલ મુહતાર)

## મુઅતકિફ માટે અઝાનના મસાઈલ

**મસ્અલા** : અઝાન આપવા માટેની જગ્યા જેવી કે મિનારો કે મેહરાબ મસ્જિદની અંદર છે તો મુઅતકિફને અઝાન માટે મુકર્રર કર્યો હોય કે ન હોય તે અઝાન આપવા માટે જઈ શકે છે.

**મસ્અલા** : જો મસ્જિદની બાજુમાં બહાર અઝાન માટે જગ્યા મુકર્રર હોય તો ફકત અઝાન માટે જાય તો જાઈઝ છે.

# મુઅતકિફ માટે ટૂંકમાં જરૂરી કામો

(૧) મગરિબ પછી અવ્વાબીનની ૬ રકા'ત નમાઝ પઢી લેવી. પછી આયતુલ કુર્સી, ચાર કુલ પઢી દમ કરી થોડું ખાઈ, થોડો આરામ કરી ઈશાની તૈયારી કરો.

(૨) ઈશાની નમાઝ અને તરાવીહ પહેલી સફમાં પઢી ફારિગ થઈ કોઈ મુઅતબર દીની તા'લીમી કિતાબની તાલીમ થતી હોય તો બેસે. શબે કદ્રમાં વાંચનથી ફારિગ થઈ નવાફિલ, ઝિક્ર, તિલાવત તબિયત ચાહે ત્યાં સુધી પઢવી. જયારે સૂવાની ઈચ્છા હોય તો સુન્નત તરીકા પ્રમાણે સૂઈ જવું.

(૩) ગરમીમાં ૩ વાગ્યે ઉઠી ઈસ્તિન્જા વગેરેથી ફારિગ થઈ સુન્નત તરીકા પ્રમાણે વુઝૂ કરી અને તહિય્યતુલ વુઝૂ અને તહિય્યતુલ મસ્જિદ અને તહજ્જુદની નફલો પઢવી. પછી થોડીવાર ચૂપકીદીથી રડી રડીને ખૂબ દિલ લગાવી હાજતો, અમનશાંતિ અને દીન માટે દુઆ કરે.

(૪) સુબ્હે સાદિકથી પહેલાં પહેલાં સેહરીથી ફારિગ થઈ જઈ ફજરની નમાઝની તૈયારી કરી પહેલી તકબીરે અવલાથી નમાઝ પઢે.

(૫) ફજર પછી ચાર કુલ, આયતુલ કુરસી પઢીને પૂરા શરીર પર દમ કરે. ત્રીજો કલિમો, ઈસ્તિગફાર અને દુરૂદ શરીફની ત્રણ ત્રણ તસ્બીહ પઢે.

(૬) ઈશરાક પછી આરામ કરવો, ચાશ્ત માટે ઉઠી બેથી ચાર રકા'ત શકિત મુજબ રકા'ત પઢી બને તેટલી સારી રીતે સારા તલફ્ફુઝથી કુર્આન શરીફ પઢે. ઝોહર પછી થોડો આરામ કરે.

(૭) અસરની નમાઝ પહેલાં ઊંઘમાંથી ઉઠી વુઝૂ કરી તહિય્યતુલ વુઝૂ વગેરે પઢી અસરની નમાઝના ઈન્તિઝારમાં બેસે. નમાઝ પછી થોડી તિલાવત કરે, પછી ત્રણ તસ્બીહ ઉપર નં. ૫ મુજબ પઢે. મગરિબ પહેલાં ખૂબ દુઆમાં લાગી જાય. આ સમય ઘણો જ રહમતી છે. ઈફતારીની તૈયારીમાં સમય વેડફવો નહિ.

(૮) જે વાતો એઅતિકાફમાં કરવાની નથી તેનું ફરીથી વાંચન કરી લો અને તેનાથી બચો.

(૯) નમાઝ માટે મુઅતકિફ પોતે જગા રોકે અને આવીને બેસે. એવું ન બને કે પોતે બીજે કયાંક હોય અને ટુવાલ, રૂમાલ પાથરી જગા રોકે. તમારી કહેણ, મહેણ, વર્તનથી અને ઉઠવા બેસવાથી બીજા નમાઝીઓને તકલીફ ન પહોંચે તેનો ખ્યાલ રાખો, પોતાની અને મસ્જિદની સફાઈનો પણ ખ્યાલ રાખો. પોતાની અને સગાંસંબંધીઓની મગફિરત અને માફી માટે ખૂબ દુઆ કરે, અલ્લાહ તઆલાની રહમતનો ખાસ ઉમ્મીદવાર રહે અને માયૂસી–હતાશાથી દૂર રહે.



# રમઝાનને લગતા જરૂરી સવાલ જવાબ

હઝરત મુફ્તી ઈસ્માઈલ વાડીવાલા સા. (રહ.)

**સવાલ** : સદકએ ફિત્ર કોના ઉપર વાજિબ છે ? કોના તરફથી અદા કરવામાં આવે અને સદકએ ફિત્રનું વજન શું છે તે જણાવશો.

**જવાબ** : જેના ઉપર ઝકાત ફર્ઝ છે તેના ઉપર સદકએ ફિત્ર પણ વાજિબ છે. સોના ચાંદી અને વેપારનો માલ હોય અથવા જેની પાસે પોતાની જરૂરતથી વધારે ઘર, ફર્નિચર, કપડાં, તાંબા–પિત્તળના વાસણો કે જેની હંમેશા જરૂરત હોતી નથી. વરસ દરમિયાન કોઈક વાર ઉપયોગમાં આવતા હોય અને તેની કિંમત ૬૦૪ ગ્રામ ચાંદીના બરોબર થતી હોય તો એવા માણસ પર સદકએ ફિત્ર વાજિબ થાય છે. (હિદાયહ ૧૮૮) તથા ટી. વી. દરેક પ્રકારની મોજશોખની ચીઝો અસલી જરૂરતમાં દાખલ નથી, માટે એની કિંમત નિસાબ બરાબર થતી હોય અથવા બિન નિસાબી માલ સાથે મેળવી થતી હોય તો સદકએ ફિત્ર અદા કરવો જોઈએ.

સદકએ ફિત્ર પોતાના તરફથી, પોતાની નાબાલિગ અવલાદ તરફથી (અગર એમના પાસે માલ ન હોય) અને જેઓની જરૂરતો પૂરી કરવાનો ઝિમ્મેદાર હોય, જેઓની જરૂરતો પૂરી

કરવાની પોતાની ફરજ સમજતો હોય તો તેમના તરફથી સદકએ ફિત્ર અદા કરવું જરૂરી છે. બાલિગ અવલાદ તેમજ પોતાની અવરત તરફથી સદકએ ફિત્ર અદા કરવો જરૂરી નથી. છતાં અગર એમની ઈજાઝત વગર અદા કરશે તો પણ મુફતાબિહી કોલ પ્રમાણે અદા થઈ જશે. (હિદાયહ ૧૮૯) સદકએ ફિત્રમાં પોણા બે કિલો ઘઉં અથવા એટલા ઘઉંની કિંમત બજારમાં ચાલતી હોય તે આપવી જોઈએ. અગર કપડું, ચાવલ, જુવાર આપવી હોય તો પોણા બે કિલો ઘઉંની કિંમતમાં જેટલું અનાજ આવતું હોય તેટલું આપવું જોઈએ. એક સદકએ ફિત્ર એક ગરીબને તેમજ એકથી વધુને પણ આપવું દુરુસ્ત છે. તેમજ એકથી વધુ ફિત્રા એક ગરીબને આપી શકાય છે. (શામી)

**સવાલ** : મારા છોકરા યુ. કે.માં છે અને ત્યાંથી સદકએ ફિત્ર અદા કરવા માટે લખ્યું છે, પરંતુ યુ. કે. અને ઈન્ડિયાની કિંમતમાં તફાવત છે તો કયા હિસાબે સદકએ ફિત્ર આપવો ?

**જવાબ** : જેના તરફથી સદકએ ફિત્ર અદા કરવામાં આવે તે વ્યકિત જે જગ્યાએ હોય તો ત્યાં ફિત્રાની જે કિંમત ચાલતી હોય તે મુજબની કિંમત આપવી જરૂરી છે. માટે તમારા છોકરા યુ. કે.માં છે તો ત્યાં એક ફિત્રાની જે કિંમત હોય તે હિસાબે ફિત્રો અદા કરવો જોઈએ. ભલે, ઈન્ડિયામાં ગમે તે કિંમત હોય. 'વ બ મુઅતબર ફી સદકતિલ ફિતરી મકાનુર રઅસે અલ મુખરજિ અન્હુ ફિસ્સહીકે'

(બહરુર્રાઈક, ભાગ–૨, પેજ : ૨૫૦)

# સહરી અને ઈફતારની બરકત

(૧) નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, સહરી ખાતા રહો, કારણ કે સહરીમાં બરકત છે. (બુખારી, મુસ્લિમ અન અનસ (રદિ.)

(૨) આપણા અને અહલે કિતાબના રોઝાઓમાં સહરી ખાવાનો તફાવત છે. (મુસ્લિમ)

(૩) સહરી ખાવાવાળા ઉપર અલ્લાહ તઆલા અને તેના ફરિશ્તાઓ રહમત મોકલે છે. (તબરાની)

(૪) લોકો હંમેશા ખૈર ઉપર જ રહેશે, જયાં સુધી ઈફતારીમાં ઉતાવળ કરતા રહેશે અર્થાત સૂર્યાસ્ત થતાંની સાથે તરત જ રોઝો ખોલી નાખતા રહેશે. (બુખારી, મુસ્લિમ)

(૫) જયારે એક બાજુથી રાતનું આગમન થઈ ગયું (અર્થાત પૂર્વથી) અને બીજી બાજુથી (અર્થાત પશ્ચિમથી) દિવસે વિદાય લઈ લીધી તો રોઝો ઈફતાર કરવાનો સમય પૂરો થઈ ગયો. આગળ રાહ જોવી ફુઝૂલ છે, બલકે મકરૂહ છે. (મુસ્લિમ)

(૬) જયારે તમે રોઝો ખોલો તો ખજૂર વડે ઈફતાર કરો, કારણ કે ખજૂરમાં નિરંતર બરકત છે. જો ખજૂર ન મળે તો પાણી વડે રોઝો ઈફતાર કરો, કારણ કે તે જાહેર અને બાતિનને પાક કરનાર છે. (તિરમિઝી)

(૭) જેણે રોઝહદારને રોઝો ઈફતાર કરાવ્યો તેને રોઝહદાર

જેવો સવાબ મળશે. (બયહકી)

(૮) જે શખ્સ ભૂલથી રોઝામાં ખાઈ પી લે તો રોઝો પૂરો કરી લે, કારણ કે તેમાં તેનો કોઈ કસૂર નથી. તેને અલ્લાહે ખવડાવ્યો–પીવડાવ્યો.

## રમઝાન અને સખાવત

હઝરત અબૂ હુરૈરહ (રદિ.)એ ફરમાવ્યું કે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બધા લોકોમાં સૌથી વધુ સખી હતા અને રમઝાન શરીફમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સખાવત ખૂબ વધી જતી હતી. રમઝાનની દરેક રાતમાં હઝરત જિબ્રઈલ (અલૈ.) નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી મુલાકાત કરતા હતા તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પવનથી પણ વધુ સખત થઈ જતા હતા. એ પવન જે વરસાદ લઈને મોકલવામાં આવે છે. (બુખારી, મુસ્લિમ)

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે, જયારે રમઝાન શરીફની શરૂઆત થતી તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પ્રત્યેક કેદીને મુકત કરી દેતા હતા અને પ્રત્યેક માંગનારની હાજત પૂરી કરતા હતા. (બયહકી)

મતલબ એ છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આમ પણ કોઈને મહરૂમ રાખતા ન હતા, પરંતુ રમઝાનુલ મુબારમાં તેનો એહતિમામ વધુ ફરમાવતા હતા.

## રોઝો શરીરની ઝકા છે

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, દરેક વસ્તુની ઝકાત હોય છે અને શરીરની ઝકાત રોઝો છે. (ઈબ્ને માજહ)

શિયાળાની ઋતુમાં રોઝો રાખવો શ્રમ વગર સવાબ મેળવવા જેવો હોય છે. (તિરમિઝી) અને તે એટલા માટે કે શિયાળાની ઋતુમાં તરસ લાગતી નથી અને દિવસ જલ્દી પસાર થઈ જાય છે. અફસોસ કે ઘણા લોકો આટલી સરળતામાં પણ રોઝાની નેઅમતોથી મહરૂમ રહે છે.

સમગ્ર રમઝાન માસમાં આ ચાર કામ મહત્ત્વના છે, જે કરતા રહેવા જોઈએ : (૧) કલિમહ (લા ઈલા–હ ઈલ્લલ્લાહ) પઢતા રહેવું, (૨) ગુનાહોની માફી માટે (અસ્તગફિરુલ્લાહ), (૩) (જન્નત પામવા માટે) અસ્અલુકલ જન્નહ અને (૪) (દોઝખથી પનાહ માટે) વ અઉઝુ બિ–ક મિનન્નાર. (ફઝાઈલે રમઝાન)

રમઝાન માસમાં દુઆઓનો ખાસ એહતિમામ કરવો જોઈએ.

## ઈદની નમાઝનો તરીકો

પહેલા આ પ્રમાણે નિય્યત કરે કે, હું ઈદુલ ફિત્રની બે રકા'ત ઝાઈદ તકબીરોની સાથે આ ઈમામ પાછળ પઢું છું.

ત્યાર બાદ તકબીરે તહરીમા કહી કાનો સુધી હાથ ઉઠાવો અને પછી બાંધી દો. પછી 'સના' પઢો. સના પઢયા પછી ત્રણ વધારાની તકબીરો પૈકી બે તકબીરો કહયા પછી હાથ કાનો સુધી ઉઠાવો અને ત્રીજી તકબીર કહયા પછી હાથ ઉઠાવી બાંધી લો અને કિરાઅત તરફ ધ્યાન લગાવો. બીજી રકા'તમાં પહેલા ઈમામ સા. કિરાઅત પઢશે અને તે પછી ત્રણ વધારાની તકબીરો કહેવામાં આવશે. ત્રણેવ તકબીરો વખતે હાથ કાનો સુધી ઉઠાવી છોડી આપવા અને ચોથી તકબીર રુકૂઅની થશે, જેમાં હાથ ઉઠાવ્યા વગર રુકૂઅમાં જાઓ. નમાઝ પછી ધ્યાનથી ઈમામનો ખુત્બો સાંભળો. આ ખુત્બો સાંભળવો વાજિબ છે.

અગર કોઈ ઈદની નમાઝમાં એવા સમયે પહોંચે કે ઈમામ ત્રણ વધારાની તકબીરો કહી ચૂકયા હોય અને કિરાઅત શરૂ થઈ ગઈ હોય તો આવનાર નિય્યત કરી તકબીરે તહરીમા કહી ત્રણ વધારાની તકબીરો પણ કહી લે. અને અગર ઈમામ સા. રુકૂઅમાં હોય તો તકબીરે તહરીમા કહી લે અને વધારાની તકબીરો કહેવા પછી પણ અગર ઈમામ સા. રુકૂઅ મળવાનો ગુમાન હોય તો કયામમાં ત્રણ વધારાની તકબીરો કહીને ઈમામ સા. સાથે રુકૂઅમાં શામિલ થાય. અગર રુકૂઅમાં શામિલ થાય તો રુકૂઅની તસ્બીહ ન કહે, બલકે તકબીરો હાથ ઉઠાવ્યા વગર કહી લે. અગર બીજી રકા'તમાં શામિલ થયો તો ઈમામના સલામ ફેરવ્યા પછી ઊભો થઈ છૂટેલી રકા'ત એ પ્રમાણે અદા કરે કે પહેલા કિરાઅત કરી લે અને ત્યાર બાદ તકબીરો કહે. (શામી ભાગ-૧)

## જેનાથી રોઝો તૂટતો નથી, પણ મકરૂહ થાય છે

✦ એઅતિકાફમાં મોબાઈલથી કરેલો સોદો વાજબી ગણાશે. મસ્જિદમાં વગર મજબૂરીથી મોબાઈલથી બચવું. રીંગટોન બંધ રાખવી.

✦ કોઈ વસ્તુનું ચાખવું જે પેટમાં ન જાય. ફરઝ રોઝહ હોય કે નફલ. અલબત્ત, જરૂરી હોય કે કોઈ સ્ત્રીનો પતિ ગુસ્સાવાળો હોય તો ખાવાનું નમક ચાખી લે, બાવરચી માટે પણ આ હુકમ છે.

✦ કોઈ સ્ત્રી પોતાના બાળકને મજબૂરીમાં પોતે ચાખીને ખવડાવે. જો બીજો કોઈ પાસે વગર રોઝહની વ્યકિત ન હોય તો જાઈઝ છે.

✦ પત્નીને ચુંબન લેવું મકરૂહ છે. પતિના દિલ પર કાબૂ ન હોય તો બચવું જોઈએ.

✦ પોતાના મોઢામાં થૂંક ભેગું થયું હોય અને તે ગળી જાય તો મકરૂહ છે, પણ રોઝહ તૂટતો નથી.

✦ દાંતમાં તકલીફ હોય અને સખત જરૂરી હોય તો દવા લગાડવું મકરૂહ છે. સખત જરૂરત હોય તો લગાડી શકાય છે.

✦ મિસ્વાક કરી શકાય, તાજું હોય કે સૂકું.

✦ નાપાકીની હાલતમાં ટાઈમ ન હોય તો પહેલાં સેહરી

કરી લે, બાદમાં ગુસલ કરી લે, પણ ફજર કઝા ન થવી જોઈએ.

✦ કુલ્લી કરી શકો, નાકમાં ધીમેથી પાણી નાખી શકો. પાણી ખેંચીને ચઢાવવું જોઈએ નહિ.

✦ સખત ગરમીમાં માથા ઉપર કે શરીર ઉપર પાણી નાખી શકાય, ટુવાલ ભીંજવી માથા ઉપર નાખી શકાય.

✦ માખી કે ધૂળ કે બલગમ હલક–ગળાથી નીચે ઉતરવાથી રોઝહ તૂટતો નથી.

✦ ભૂલમાં ખાઈ, પી લીધું તો રોઝહ તૂટતો નથી. કોઈ ઝઈફ બીમાર હોય તો રોકવું નહિ. ખાઈ–પી લેવું. અલ્લાહે તેને ખવડાવ્યું.

✦ તંદુરસ્તને રોઝહ યાદ દેવડાવવો વાજિબ છે.

(આલમગીરી ભાગ–૧, પેજ : ૨૦૦)

✦ આંખમાં દવા નાખી શકાય, ઈન્જેકશન લઈ શકાય, બોટલ ચઢાવી શકાય, તાકત–શકિતના ઈન્જેકશન લેવા નહિ.



કુર્આન શરીફમાં છે કે :

اِنَّ الَّذِيْنَ قَالُوْا رَبُّنَا اللّٰهُ ثُمَّ اسْتَقَامُوْا تَتَنَزَّلُ عَلَيْهِمُ الْمَلٰٓئِكَةُ اَلَّا تَخَافُوْا وَلَا تَحْزَنُوْا وَاَبْشِرُوْا بِالْجَنَّةِ الَّتِيْ كُنْتُمْ تُوْعَدُوْنَ ۝ نَحْنُ اَوْلِيٰٓؤُكُمْ فِي الْحَيٰوةِ الدُّنْيَا وَفِي الْاٰخِرَةِ (حم السجدة ۴۱: ۳۰-۳۱)

**ભાવાર્થ** : જેમણે ઈકરાર કર્યો અને માની લીધું કે અમારો પરવરદિગાર માત્ર અલ્લાહ છે અને અમે તેના જ બંદા અને ઈબાદત કરનારા છીએ. તે પછી તેઓ આ કોલ–કરાર પર મક્કમ રહે (અર્થાત અલ્લાહના હુકમોને તાબે રહીને જિંદગી એવી રીતે ગુઝારે જેવી રીતે અલ્લાહને રબ માનવા પછી ગુઝારવી જોઈએ) તો તે મક્કમ રહેનારાઓ પાસે ફરિશ્તાઓ આવે છે અને તેઓને પયગામ આપે છે કે, કોઈ પણ પ્રકારનો ખોફ અને ગમ ન કરો. તમને તે જન્નતની ખૂશખબર થાઓ, જેનો તમારાથી વાયદો કરવામાં આવતો હતો. અમે તમારા સાથી છીએ, દુનિયાની જિંદગીમાં પણ અને આખિરતમાં પણ.

قَدْ اَفْلَحَ مَنْ زَكّٰىهَا ۝ وَقَدْ خَابَ مَنْ دَسّٰىهَا ۝

(الشمس ۹۱: ۹-۱۰)

**ભાવાર્થ** : તે જ બંદો કામિયાબ અને સફળ થયો જેણે પોતાના નફસની ઈસ્લાહ અને સુધારણા કરી અને તે નિષ્ફળ થયો જેણે તેને ધૂળમાં રગડોળી દીધો.

# અનુક્રમણિકા

# દરેક ઈમાનવાળા મર્દો, ઔરતો અને બાળકો માટે યકીની ફાયદાવાળી ઘણી જ મુબારક દુઆઓ

## (૧) કર્ઝની અદાયગી માટે

اَللّٰهُمَّ فَارِجَ الْهَمِّ ، كَاشِفَ الْغَمِّ ، مُجِيْبَ الدَّعْوَةِ الْمُضْطَرِّيْنَ رَحْمٰنَ الدُّنْيَا وَالْاٰخِرَةِ وَرَحِيْمَهُمَا ، اَنْتَ تَرْحَمُنِىْ ، فَارْحَمْنِىْ بِرَحْمَةٍ تُغْنِيْنِىْ بِهَا عَنْ رَّحْمَةِ مَنْ سِوَاكَ ط

(અલ્લાહુમ્મ ફારિજલ હમ્મિ, કાશિફલ ગમ્મિ મુજિ-બ દઅ્વતિલ મુઝતર્રિ-ન રહમાનદ્ દુન્યા વલ આખિરતી વ ર-હીમહુમા, અન્ત તર્હમ્ની, ફર્હમ્ની બિરહ્મતિ તુગ્નીની બિહા અર્ રહમતિ મન સિવાક.)

**અર્થ :** અય અલ્લાહ ! અય ગમને દૂર કરવાવાળા ! અય પરેશાનીને દૂર કરવાવાળા ! અય મજબૂર–લાચારોની પુકાર પર પહોંચવાવાળા !અય દુનિયા અને આખિરતમાં મોટી મહેરબાની કરવાવાળા અને બંને જહાંનમાં બેહદ રહમ

કરવાવાળા ! માત્ર તું મારા ઉપર મહેરબાની કરીશ. તો તું મારા ઉપર એવી રહમત ઉતાર કે જેના કારણે તું મને તારા સિવાય દરેકની મહેરબાનીથી બેનિયાઝ કરી દે.

**ફઝીલત** : હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે કે, હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ મને ફરમાવ્યું કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મને એક દુઆ શિખાવડી છે, તે તમે સાંભળી ? મેં પૂછયું, કે તે દુઆ કઈ છે ? ફરમાવ્યું : હઝરત ઈસા (અલૈ.) પોતાના અસ્હાબને આ દુઆ શિખવાડયા કરતા હતા. અગર કોઈના ઉપર પહાડ જેટલા સોના બરાબર કર્ઝ હોય તો તે પણ અલ્લાહ તઆલા તેનાથી અદા કરાવી દેશે. મારા ઉપર કંઈક કર્ઝ હતું, તે કર્ઝ મને ઘણું ભારે–વધારે માલુમ પડતું હતું સો હું આ દુઆ પઢતો રહયો. બસ, અલ્લાહ તઆલાએ મારા કર્ઝની અદાયગી માટેનો બંદોબસ્ત કરી દીધો. હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે કે, અસ્મા બિન્તે ઉમૈસનું મારા જિમ્મે એક દીનાર અને ત્રણ દિરહમ કર્ઝ હતું. જ્યારે તે મારી પાસે આવતાં તો મને એમનું મોઢું જોવાની–મુલાકાત કરવાની પણ શર્મ આવતી. મારી પાસે કર્ઝ અદા કરવા માટે કંઈ પણ ન હતું. તો હું આ દુઆ પઢતી રહી. થોડો જ સમય વિત્યો હશે કે અલ્લાહ તઆલાએ મને જબરદસ્ત (માલી એ'તિબારથી) નવાઝી, જે ન સદકો હતો અને ન કોઈની મિલકત હતી. મારા કર્ઝને પણ સારી રીતે અદા કરી દીધું અને અબ્દુર્રહમાન (હઝરત આઈશા (રદિ.)ના ભાઈ)ની બેટીને મેં ત્રણ અવકિયા ચાંદીનું ઘરેણું પહેરાવ્યું અને ઘણી વધારે બચત પણ થઈ.

(અલ મુસ્તદરક : હવાલા નં. ૧૯૪૧, ૨/૧૯૮)

## (૨) જાદુની હિફાઝત માટે મુફીદ કલિમાત

اَعُوْذُبِوَجْهِ اللّٰهِ الْعَظِيْمِ الَّذِىْ لَيْسَ شَىْءٌ اَعْظَمَ مِنْهُ، وَبِكَلِمَاتِ اللّٰهِ التَّآمَّاتِ الَّتِىْ لَايُجَاوِزُهُنَّ بَرٌّوَّلَافَاجِرٌ، وَبِاَسْمَاءِاللّٰهِ الْحُسْنٰى كُلِّهَا مَاعَلِمْتُ مِنْهَاوَمَالَمْ اَعْلَمْ مِنْ شَرِّمَاخَلَقَ وَبَرَءَ وَذَرَءَ۔

(અઉઝુ બિવજ્હિલ્લાહિલ અઝીમીલ્લઝી લય્સ શયઉન અઅ્ઝ-મ મિન્હુ, વ બિ કલિમાતિલ્લાહિત્તામ્માતિલ્લતિ લા યુજાવિઝુહુન્ન બર્રુંવ્ વલા ફાજિર. વ બિઅસ્માઇલ્લાહિલ હુસ્ના કુલ્લિહા મા અલિમ્તુ મિન્હા વ મા લમ અઅ્લમ, મિન શર્રિ મા ખલ-ક વ બ-ર-અ વ ઝ-ર-અ.)

**અર્થ** : એવી વસ્તુની બુરાઈથી હું તારી પનાહ લઉં છું જે અલ્લાહે પેદા કરી છે અને બેનમૂના બનાવી અને ફેલાવી. તે અઝમતવાળા અલ્લાહના ચહેરાની કે જે અલ્લાહથી વધુ કોઈ વસ્તુ અઝમતવાળી નથી અને અલ્લાહના બધા જ તે કલિમાતની કે જેનાથી કોઈ નેક અને ફાસિક–ફાજિર પણ બહાર નથી અને અલ્લાહના તે બધા સદ્ગુણી નામોની કે જેને હું જાણું છું અને જેને હું જાણતો નથી.

**ફઝીલત** : હઝરત કઅબ અહબાર (રદિ.)થી રિવાયત છે

કે, જો અમુક કલિમાતનો હું વિર્દ—વઝીફો (પઢવાનો મા'મૂલ) ન રાખત તો યહૂદ મને (જાદુના બળે) ગધેડો બનાવી દેત. એટલા માટે જાદુથી હિફાઝતના માટે આ દુઆ પઢતા રહેવી જોઇએ. (અલ મુઅત્તા હવાલા નં. ૧૯૧૦, ૪/૪૯૦)

## (૩) જિન્નાતથી હિફાઝત માટે દુઆ

اَعُوْذُ بِوَجْهِ اللّٰهِ الْكَرِيْمِ، وَبِكَلِمَاتِ اللّٰهِ التَّآمَّاتِ اللَّاتِيْ لَا يُجَاوِزُهُنَّ بَرٌّ وَّلَا فَاجِرٌ، مِّنْ شَرِّ مَا يَنْزِلُ مِنَ السَّمَآءِ وَشَرِّ مَا يَعْرُجُ فِيْهَا، وَشَرِّ مَا ذَرَأَ فِي الْاَرْضِ وَشَرِّ مَا يَخْرُجُ مِنْهَا، وَمِنْ فِتْنَةِ اللَّيْلِ وَالنَّهَارِ وَمِنْ طَوَارِقِ اللَّيْلِ وَالنَّهَارِ اِلَّا طَارِقًا يَّطْرُقُ بِخَيْرٍ يَّا رَحْمٰنُ۔

**(અઉઝુ બિવજ્હિલ્લાહિલ કરીમ, વ બિ કલિમાતિલ્લા-હિત્તામ્માતિલ્લતિ લા યુજાવિઝુહુન્ન બર્રુંવ્ વલા ફાજિર. મિન શર્રિ મા યન્ઝિલુ મિનસ્સમાઇ વ શર્રિ મા યઅ્રુજુ ફિહા, વ શર્રિ મા ઝ-ર-અ ફિલ અર્દિ વ શર્રિ મા યખરુજુ મિન્હા, વ મિન ફિત્નતિલ લય્લિ વન્નહારિ વ મિન તવારિકીલ લય્લિ વન્નહારિ ઇલ્લા તારિકંય્ યત્રુકુ બિખય્રિંય્ યા રહમાન.)** (અબૂદાવૂદ શરીફ)

**અર્થ** : હું પનાહ લઉં છું અલ્લાહની જે બહુ જ રહમ—વાળો છે અને અલ્લાહના તે બધા કલિમાતથી કે જેનાથી કોઈ નેક અને ફાસિક, ફાજિર માણસ પણ બહાર નથી. તે દરેક

વસ્તુની બુરાઈથી જે આસમાનથી ઉતરે છે અને તે દરેક વસ્તુની બુરાઈથી જે આસમાનમાં ચઢે છે અને તે દરેક વસ્તુની બુરાઈથી જેને અલ્લાહ તઆલાએ જમીનમાં ફેલાવી છે અને તે દરેક વસ્તુની બુરાઈથી જે જમીનમાંથી નીકળે છે અને રાત–દિવસના ફિત્નાઓ (મુસીબતો)ની બુરાઈથી અને (રાત–દિવસમાં આવવાવાળી) મુસીબતોની બુરાઈથી પનાહ લઉં છું, સિવાય તે મુસીબતોથી કે જે ખૈર અને બરકત લઈને આવે. અય રહમ કરવાવાળા !

એક ખબીસ જિન્નાત આગનો અંગારો લઈને હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાછળ પડયો તો એને દફે–દૂર કરવા માટે હઝરત જિબ્રઈલ (અલૈ.)એ ઉપરોકત દુઆ શિખવાડી.

અને આયતુલ કુર્સીની ફઝીલતમાં આ પણ આવ્યું છે કે, જે ઘરમાં આયતુલ કુર્સી પઢવામાં આવે, શયતાન ત્યાંથી ચાલ્યો જાય છે.

## (૪) શયતાની ફરેબ, ધોકા અને શરથી હિફાઝત માટે દુઆ

اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ ط

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

وَقُلْ رَّبِّ اَعُوْذُ بِكَ مِنْ هَمَزٰتِ الشَّيٰطِيْنِ

وَاَعُوْذُ بِكَ رَبِّ اَنْ يَّحْضُرُوْنِ ط

(અઉઝુ બિલ્લાહિ મિનશ્શયતા નિર્રજીમ, બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ. વ કુર્રબ્બી અઉઝુ બિ-ક મિન હ-મ-ઝાતિશ્- શયાતીનિ વ અઉઝુ બિ-ક રબ્બિ અંય્ યહઝુરુન.)

**અર્થ** : હું પનાહ લઉં છું અલ્લાહની મરદૂદ શયતાનથી. શરૂ અલ્લાહના નામથી જે બેહદ રહમ કરવાવાળો છે અને તમે કહો અય મારા પરવરદિગાર ! હું તારી પનાહ ચાહું છું શયતાનોની છેડછાડથી અને અય પરવરદિગાર ! તારી પનાહ ચાહું છું આ વાતથી કે શયતાન મારી પાસે આવે.

**ફઝીલત** :આ દુઆ પોતાના અર્થના એ'તિબારથી શયતાનના શર અને મક્ર–ફરેબથી બચવાના માટે એક જામિઅ દુઆ છે. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મુસલમાનોને આ દુઆ પઢવાની તલ્કીન ફરમાવી છે.

એના સિવાય શયાતીન અને જિન્નાતના બીજા અસરાત અને હુમલાથી બચવાના માટે પણ આ દુઆ મુજર્રબ–અનુભવસિદ્ધ છે. (મઆરિફુલ કુર્આન : ૬/૩૩૦, કુર્તુબી : ૧૨/૧૪૮)

## (૫) ગભરાહટના સમયે પઢવાની દુઆ

سُبْحَانَ الْمَلِكِ الْقُدُّوْسِ رَبِّ الْمَلٰئِكَةِ وَالرُّوْحِ،
جَلَّتِ السَّمٰوٰتُ وَالْاَرْضُ بِالْعِزَّةِ وَالْجَبَرُوْتِ۔

**(સુબ્હાનલ મલિકિલ કુદ્દુસી રબ્બિલ મલાઇતિર્રુહ, જલ્લતિસ્સમાવાતુ વલ અર્દુ બિઇઝઝતિ વલ જ-બરુત.)**

**અર્થ :** હું પાકી બયાન કરું છું તે (અલ્લાહ)ની કે જે હકીકી બાદશાહ છે, સઘળી બુરાઈઓથી પાક છે. ફરિશ્તાઓ અને રૂહ (જિબ્રઈલ)નો પરવરદિગાર છે. અલ્લાહની ઈઝઝત અને કુદરતથી આસમાન અને જમીનને ઈઝઝત મળી.

**ફઝીલત :** હઝરત અનસ બિન માલિક (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના કોઈ પણ સહાબીને આંખમાં બીમારી થતી તો આ દુઆ પઢતા હતા. (ઈબ્નુસ્સુન્ની : ૫૬૫, પેજ : ૧૧૪)

## (૬) ઊંઘ માટે બેહતરીન દુઆ

اَللّٰهُمَّ غَارَتِ النُّجُوْمُ، وَهَدَأَتِ الْعُيُوْنُ وَأَنْتَ حَيٌّ قَيُّوْمٌ لَّاتَأْخُذُكَ سِنَةٌ وَّلَانَوْمٌ، يَاحَيُّ يَاقَيُّوْمُ! أَهْدِئْ لَيْلِيْ وَأَنِمْ عَيْنِيْ۔

**(અલ્લાહુમ્મ ગારતિન્નુજુમ, વહદાતિલ ઉયૂન, વ અન્ત હય્યુન કય્યૂમ, લા તઅ્ખુઝુ-ક સિનતુંવ્ વલા નવ્મ, યા હય્યુ યા કય્યુમ, અહદી લયલિ વઅનિમ અયનિ.)**

**અર્થ** : અય અલ્લાહ ! તારાઓ ડૂબી ગયા અને ઝરણા થંભી ગયા (શાંત પડી ગયા) અને તું દરેક જગ્યાએ હાજર છે, દરેકને સાંભળવાવાળો છે. તને ન તો ઊંઘ આવે છે. અય જિન્દા અને દરેકને સાંભળવાવાળા ! મારી રાત પૂરસુકૂન બનાવી દે અને મને સૂવડાવી દે.

**ફઝીલત** : હઝરત ઝૈદ ઈબ્ને સાબિત (રદિ.)એ ફરમાવ્યું કે, મેં હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને શિકાયત કરી કે, મને ઊંઘ નથી આવતી, તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે, તમે આ દુઆ પઢતા રહો. મેં આ દુઆ પઢી તો અલ્લાહ તઆલાએ મારી એ તકલીફને દૂર કરી દીધી.

(ઈબ્નુસ્સુન્ની : ૭૪૯, પેજ : ૨૨૨)

## (૭) ઔરતો અને બાળકો માટે હિફાઝતની દુઆ

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ لَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ، مَاشَاءَاللّٰهُ كَانَ وَمَالَمْ يَشَالَمْ يَكُنْ، أَعْلَمُ اَنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ وَّاَنَّ اللّٰهَ قَدْاَحَاطَ بِكُلِّ شَىْءٍ عِلْمًا۔

**(સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી લા કુવ્વ-ત ઇલ્લા બિલ્લાહ, માશા અલ્લાહુ કા-ન વમા લમ યશઅ્ લમ**

**યકુન, અઅ્લમૂ અન્નલ્લા-હ અલા કુલ્લિ શયઇન કદીર. વ અન્લ્લા-હ કદ અહા-ત બિકુલ્લિ શયઇન ઇલ્મા.)**

**અર્થ** : હું અલ્લાહ તઆલાની પાકી અને વખાણ બયાન કરું છું, અલ્લાહ તઆલાના સિવાય કોઇ પણ નેકી કરવાની તાકત આપવાવાળો નથી, જે અલ્લાહે ચાહયું તે થયું અને જે અલ્લાહે ન ચાહયું તે ન થયું. મને યકીન છે કે, અલ્લાહ તઆલા દરેક કામ પર શકિતમાન છે અને અલ્લાહના ઈલ્મે દરેક વસ્તુને ઘેરી લીધેલ છે.

**ફઝીલત** : અબૂ દાવૂદ શરીફમાં છે કે, એક સહાબિય્યહ જે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના બાળકોની ખિદમત કર્યા કરતાં હતાં, એમનાથી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સાહિબઝાદીથી રિવાયત બયાન કરવામાં આવી છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અમને શિખવ્યું હતું કે, સવારમાં આ (ઉપરોકત) અલફાઝ સાથે દુઆ માંગ્યા કરો. બેશક, જે એ પ્રમાણે દુઆ માંગે, સાંજ સુધી એની હિફાઝત થશે અને જે સાંજે એ શબ્દોની સાથે દુઆ માંગે, એની સવાર સુધી હિફાઝત કરવામાં આવશે.

(અબૂ દાવૂદ ૨/૬૯૨)

એટલા માટે અવરતો અને બાળકોએ તો ઉપરની દુઆ સવાર–સાંજ જરૂર પઢી લેવી જોઇએ.

## (૮) બીમારની ઈયાદત વખતે સાત (૭) વખત પઢવાની દુઆ

اَسْئَلُ اللّٰهَ الْعَظِيْمَ رَبَّ الْعَرْشِ الْعَظِيْمِ اَنْ يَّشْفِيَكَ-

(અસ્અલુલ્લાહલ અઝી-મ રબ્બલ્ અર્શિલ અઝીમિ અંય્ યશ્ફી-ય-ક.)

**અર્થ** : તે અલ્લાહ જે પોતે અઝીમ છે અને અઝીમ અર્શનો માલિક છે, હું એનાથી સવાલ કરું છું કે, તે તમને શિફા–તંદુરસ્તી અતા ફરમાવે.

**ફઝીલત** : હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે, જે માણસના મોતનો વખત જ ન આવ્યો હોય, એને અલ્લાહ તઆલા આ દુઆની બરકતથી શિફા અતા ફરમાવી દે છે.

(અબૂ દાવૂદ, કિ. જનાઈઝ, તિરમિઝી કિ. તિબ્બ)

## (૯) અલ્લાહ તઆલા ગમને ખુશીથી બદલી આપશે

اَللّٰهُمَّ اِنِّيْ عَبْدُكَ اِبْنُ عَبْدِكَ اِبْنُ اَمَتِكَ، نَاصِيَتِيْ بِيَدِكَ، مَاضٍ فِيَّ حُكْمُكَ عَدْلٌ فِيَّ قَضَائُكَ، اَسْئَلُكَ بِكُلِّ اِسْمٍ هُوَلَكَ سَمَّيْتَ بِهٖ نَفْسَكَ اَوْ

عَلَّمْتَهُ أَحَدًا مِّنْ خَلْقِكَ اَوْ اَنْزَلْتَهُ فِيْ كِتَابِكَ اَوِ اسْتَأْثَرْتَ بِهٖ فِيْ عِلْمِ الْغَيْبِ عِنْدَكَ اَنْ تَجْعَلَ الْقُرْاٰنَ رَبِيْعَ قَلْبِيْ وَنُوْرَ صَدْرِيْ، وَجَلَاءَ حُزْنِيْ، وَذَهَابَ هَمِّيْ۔

**(અલ્લાહુમ્મ ઇન્ની અબ્દુ-ક ઇબ્નુ અબ્દી-ક ઇબ્નુ ઉમ્મતિ-ક, નાસિયતી બિયદિ-ક, માદીન ફિય્ય હુકમુ-ક અદલુન ફિય્ય કઝાઉ-ક, અસ્અલુ-ક બિકુલ્લિ ઇસ્મિન હુ-વ લ-ક સમ્મય્ત બિહી નફસિ-ક અવ અલ્લમ્તહૂ અ-હ-દમ મિન ખલ્કિ-ક અવ અન્ઝલ્ત-હૂ ફિ કિતાબિ-ક અવિસ્તઅ્શર્ત બિહી ફિ ઇલ્મીલ ગયબિ ઇન્દ-ક અન તજઅ-લલ્ કુર્આ-ન રબીઅ કલ્બિ વ નૂ-ર સદરિ, વ જલા-અ હુઝની, વ ઝહા-બ હમ્મિ.)**

**અર્થ :** અય અલ્લાહ ! હું તારો ગુલામ છું અને તારા ગુલામનો પુત્ર છું અને તારી બાંદીનો પુત્ર છું. મારી પેશાની તારા કબજામાં છે. તારો હુકમ મારા ઉપર ચાલે છે, મારા વિશે કરેલો તારો ફેંસલો ઇન્સાફવાળો છે. હું તારાથી તારા તે ઈસ્મે આ'ઝમના વસીલાથી દુઆ કરું છું કે જે નામ તારા માટે ખાસ છે અથવા તેં પોતાની કોઇ મખ્લૂકને શિખવાડયા છે અથવા કુર્આનમાં ઉતાર્યા છે અથવા પોતાના ગૈબના ખઝાનામાં મહફૂઝ રાખ્યાં છે કે તું કુર્આનને મારા દિલની બહાર, મારી આંખોની રોશની બનાવી દે અને મારા ગમ અને પરેશાનીઓને ખત્મ થવાનો ઝરીઓ બનાવી દે.

**ફઝીલત :** હદીસ શરીફમાં છે કે, જે માણસ કોઇ ગમ યા ફિક્રમાં પરેશાન હોય તો તે આ કલિમાત—શબ્દોના ઝરીએ દુઆ કરે. ઈર્શાદ ફરમાવ્યો,

જે માણસ પણ આ કલિમાતને પઢશે, તો અલ્લાહ તઆલા એના ગમ–પરેશાનીને યકીનન કુશાદગી–વિશાળતાથી બદલી આપશે.

સહાબએ કિરામ (રદિ.)એ ફરમાવ્યું,

શું અમે (આ દુઆ) બીજાઓને પણ ન શીખવીએ ?

હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે,

'કેમ નહિ, તમે આ કલિમાત–દુઆની તાલીમ આપો.'

(મુસ્નદે અહમદ, ૩૭૦૪, ૧/૬૪૬)

## (૧૦) બુરું ઘડપણ, કંજૂસાઈ, બુઝદિલી, દુનિયાના ફિત્ના અને કબ્રના અઝાબથી હિફાઝતના માટે એક સર્વગ્રાહી દુઆ

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُبِکَ مِنَ الْبُخْلِ وَاَعُوْذُبِکَ مِنَ الْجُبْنِ وَاَعُوْذُبِکَ مِنْ اَنْ اُرَدَّ اِلٰی اَرْذَلِ الْعُمُرِ وَاَعُوْذُبِکَ مِنْ فِتْنَةِ الدُّنْيَا وَعَذَابِ الْقَبْرِ۔

(અલ્લાહુમ્મ ઇન્ની અઉઝુ બિ-ક મિનલ બુખ્લિ વ અઉઝુ બિ-ક મિનલ જુબ્ની વ અઉઝુ બિ-ક મિન અન ઉરદ્દ ઇલા અરઝલીલ ઉમુરિ વ અઉઝુ બિ-ક મિન ફિત્નતિદ દુન્યા વ અઝાબિલ કબ્ર.)

**અર્થ :** અય અલ્લાહ ! હું કંજૂસીથી તારી પનાહ ચાહું છું અને હું તારી પનાહ ચાહું છું બુઝદિલીથી અને હું તારી પનાહ ચાહું છું કે મને બેકાર ઉમર (ઘડપણ) તરફ ફેરવવામાં આવે અને હું તારી પનાહ ચાહું છું દુનિયાના ફિત્નાથી અને કબ્રના અઝાબથી.

**ફઝીલત :** નસાઇ શરીફમાં હઝરત સઅદ (રદિ.)થી હદીસ રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ દુઆ વધુ પ્રમાણમાં માગ્યા કરતા હતા.

અને આ હદીસના રાવી હઝરત સઅદ (રદિ.) ખાસ પાબંદીથી આ દુઆ પોતાની બધી અવલાદને યાદ કરાવતા હતા.

(મઆરિફુલ કુર્આન : ૬/૨૪૧, કન્ઝુલ ઉમ્માલ : ૫૦૯૫, ૨/૬૯૦)

## (૧૧) કોઈ ખાસ માણસ, જૂથ અને ઝાલિમ બાદશાહના ખૌફના સમયે પઢવાની ચાર દુઆઓ

### (૧) જો કોઇ માણસથી (કોઇ પ્રકારનો) ખૌફ-ડર હોય તો આ દુઆ પઢે :

اَللّٰهُمَّ اكْفِنَاهُ بِمَا شِئْتَ۔

અલ્લાહુમ્મક્ફિનાહુ બિમા શિઅ્ત.

**અર્થ :** અય અલ્લાહ ! તું અમને એ માણસથી બચાવ, જેવી રીતે તું ચાહે. (કન્ઝુલ ઉમ્માલ અવ્વલ : ૨/૧૬૯, અઝકાર, ફઝાઇલે સૂ. નિસાઅ્)

અમુક વખતે માણસ અચાનક કોઇ રસ્તે ફસાઇ જાય છે અને આગળ આવવા પછી માલુમ પડે છે કે, અહિંયા તો ભય છે તો એ વખતે પણ આ દુઆ પઢવી જોઇએ.

## (૨) કોઇ ખાસ ફોજ યા લશ્કરથી ભય હોય તો આ દુઆ પઢે

اَللّٰهُمَّ اِنَّا نَجْعَلُكَ فِىْ نُحُوْرِهِمْ
وَنَعُوْذُبِكَ مِنْ شُرُوْرِهِمْ-

**(અલ્લાહુમ્મ ઇન્ના નજઅલુ-ક ફિ નુહુરિહીમ વ નઉઝુબિ-ક મિન શુરુરિહીમ.)**

**અર્થ :** અય અલ્લાહ ! અમે તને એમના મુકાબલામાં (પોતાના માટે) બચાવ–ઢાલ બનાવીએ છીએ અને એની બુરાઇઓથી તારી પનાહ ચાહીએ છીએ.

(અબૂ દાવૂદ : ૧૫૩૮, અસ્સલાત મા યકૂલુર્રજુલુ ઇઝા ખાફ કવ્મનૂ)

## (3) જો કોઇને બાદશાહ, હાકિમ અથવા કોઇ ઝાલિમ અને જાબિર માણસ યા કૌમથી ભય હોય તો ત્રણ વખત આ દુઆ પઢે

اَللّٰهُ اَكْبَرُ اَللّٰهُ اَكْبَرُ مِنْ خَلْقِهٖ جَمِيْعًا اَللّٰهُ اَعَزُّ مِمَّا
اَخَافُ وَاَحْذَرُ، اَعُوْذُبِاللّٰهِ الْمُمْسِكِ السَّمَاوَاتِ السَّبْعِ
اَنْ يَّقَعْنَ عَلَى الْاَرْضِ اِلَّا بِاِذْنِهٖ مِنْ شَرِّ عَبْدِكَ

فَلَانٍ وَّجُنُوْدِهٖ وَاَتْبَاعِهٖ وَاَشْيَاعِهٖ مِنَ الْجِنِّ وَالْاِنْسِ
اِلٰهِىْ كُنْ لِّىْ جَارًا مِّنْ شَرِّهِمْ وَجَلَّ ثَنَاؤُكَ وَعَزَّ
جَارُكَ وَتَبَارَكَ اسْمُكَ وَلَآ اِلٰهَ غَيْرُكَ ط

**(અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, મિન ખલ્કિહી જમીઅન અલ્લાહુ અઅઝ્ઝુ મિમ્મા અખાફુ વ અહ્ઝરુ, અઉઝુ બિલ્લાહિલ મુમ્સીકીસ સમાવાતિસ્સબ્અ અંય્ યકઅ્-ન અલલ અર્દિ ઇલ્લા બિઇઝનિહી, મિન શર્રિ અબ્દિ-ક ફુલાનિંવ વ જુનુદિહિ વ અત્બાઇહી અશ્યાઇહી મિનલ જિન્ની વલ ઇન્સિ. ઇલાહી કુન લી જારમ મિન શર્રિહિમ વ જલ્લ શનાઉ-ક વ અઝ્ઝ જારુ-ક વ તબારકસ્મુ-ક વલા ઇલા-હ ગયરુક.)**

**અર્થ** : અલ્લાહ સૌથી મોટો છે, અલ્લાહ પોતાની તમામ મખ્લૂકથી વધારે તાકતવર (અને ગાલિબ) છે. અલ્લાહ એનાથી પણ વધારે તાકતવર (અને ગાલિબ) છે, જેનો મને ડર છે અને જેનાથી હું ડરી રહયો છું. હું તે અલ્લાહની પનાહ લઉં છું, જેના સિવાય કોઈ માબૂદ નથી અને જેણે પોતાના હુકમના સિવાય આસમાનને જમીન પર પડવાથી રોકી રાખ્યું છે (અને અય અલ્લાહ ! હું તારી પનાહ લઉં છું) તારા ફલાણા બંદાથી અને એની ફોજ અને લશ્કરથી અને એના નોકરો અને ખિદમતગુઝારોના શરથી—ચાહે તે જિન્નાત હોય યા ઈન્સાન. અય અલ્લાહ ! તું એ બધાના શર—નુકસાનથી મને પનાહ દેવાવાળો બની જા. તારી તારીફ અને વખાણ ઘણા મોટા છે—વખાણને લાયક છે—અને તારાથી પનાહ

લેવાવાળા (હંમેશા) ગાલિબ હોય છે અને તારા સિવાય કોઈ પણ ઈબાદતના લાયક નથી.

(મજમઉઝ્ ઝવાઈદ : ૧૦/૨૧૯, અલ અદઈય્યહ, મા યકૂલુ ઈઝા ખાફ સુલ્તાનન્ : ૧૮૪૪૮)

## (૪) અને આ દુઆ પણ પઢે

اَللّٰهُمَّ اِلٰهَ جِبْرَئِيْلَ وَمِيْكَائِيْلَ وَاِسْرَافِيْلَ وَاِلٰهَ اِبْرَاهِيْمَ وَاِسْمٰعِيْلَ وَاِسْحٰقَ عَافِنِيْ وَلَاتُسَلِّطَنَّ اَحَدًا مِّنْ خَلْقِكَ عَلَيَّ بِشَيْءٍ لَّاطَاقَةَ لِيْ بِهٖ۔

**(અલ્લાહુમ્મ ઇલા-હ જિબ્રઇ-લ વ મિકાઇ-લ વ ઇસ્રાફી-લ વ ઇલાહ ઇબ્રાહી-મ વ ઇસ્માઇ-લ વ ઇસ્હા-ક આફિની વલા તુસલ્લીતન્ન અ-હ-દમ મિન ખલ્કિ-ક અલય્ય બિશયઇન લા તા-ક-ત લિ બિહી.)**

**અર્થ** : અય અલ્લાહ ! અય જિબ્રઈલ અને મિકાઈલ અને ઈસ્રાફીલના મા'બૂદ ! અને ઈબ્રાહીમ, ઈસ્માઈલ અને ઈસ્હાક (અલયહિમુસ્સલાતુ વસ્સલામ)ના મા'બૂદ ! તું મને આફિયત દે અને મારા ઉપર પોતાની મખ્લૂકમાંથી કોઈને પણ એવી ચીજના સાથે મુસલ્લત ન કર, જેને (દફે–દૂર કરવા યા બરદાશ્ત કરવા)ની મારામાં શકિત નથી.''

(હિસ્ને હસીન : ૩૨૩, બાદશાહ યા ઝાલિમકે ખૌફકે વકતકી દુઆ)

## (૧૨) હઝરત અનસ (રદિ.)ની દુઆ

اَللّٰهُ اَكْبَرُ، اَللّٰهُ اَكْبَرُ، اَللّٰهُ اَكْبَرُ، بِسْمِ اللّٰهِ عَلٰى نَفْسِىْ وَدِيْنِىْ بِسْمِ اللّٰهِ عَلٰى اَهْلِىْ وَمَالِىْ، بِسْمِ اللّٰهِ عَلٰى كُلِّ شَىْءٍ اَعْطَانِىْ رَبِّىْ، بِسْمِ اللّٰهِ خَيْرِ الْاَسْمَاءِ، بِسْمِ اللّٰهِ رَبِّ الْاَرْضِ وَالسَّمَآءِ، بِسْمِ اللّٰهِ الَّذِىْ لَا يَضُرُّ مَعَ اِسْمِهٖ دَاءٌ، بِسْمِ اللّٰهِ افْتَتَحْتُ وَعَلَى اللّٰهِ تَوَكَّلْتُ اَللّٰهُ اَللّٰهُ رَبِّىْ لَا اُشْرِكُ بِهٖ شَيْئًا اَسْاَلُكَ اَللّٰهُمَّ بِخَيْرِكَ مِنْ خَيْرِكَ الَّذِىْ لَا يُعْطِيْهِ غَيْرُكَ عَزَّ جَارُكَ وَجَلَّ ثَنَائُكَ وَلَآ اِلٰهَ اِلَّا اَنْتَ اجْعَلْنِىْ فِىْ عِيَاذِكَ وَجِوَارِكَ مِنْ كُلِّ سُوْءٍ وَّمِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ اَللّٰهُمَّ اِنِّىْ اَسْتَجِيْرُكَ مِنْ جَمِيْعِ كُلِّ شَىْءٍ خَلَقْتَ وَاَحْتَرِسُ بِكَ مِنْهُنَّ وَاُقَدِّمُ بَيْنَ يَدَىَّ، بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط قُلْ هُوَاللّٰهُ اَحَدٌ ۝ اَللّٰهُ الصَّمَدُ ۝ لَمْ يَلِدْ ۝ وَلَمْ يُوْلَدْ ۝ وَلَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ ۝ عَنْ اَمَامِىْ وَمِنْ خَلْفِىْ وَعَنْ يَّمِيْنِىْ وَعَنْ شِمَالِىْ وَمِنْ فَوْقِىْ وَتَحْتِىْ ط

(અત્તરગીબ)

(અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, બિસ્મિલ્લાહિ અલા નફસી વ દીની, બિસ્મિલ્લાહિ અલા અહલી વ માલી, બિસ્મિલ્લાહિ અલા કુલ્લિ શયઇન અઅ્તાની રબ્બી, બિસ્મિલ્લાહિ ખયરિલ અસ્માઇ, બિસ્મિલ્લાહિ રબ્બિલ અર્દિ વસ્સમાઅ, બિસ્મિલ્લાહિલ્લઝી લા યદુર્રુ મ-અ ઇસ્મિહી દાઅ, બિસ્મિલ્લાહિ અફ્તતહ્તુ વ અલલ્લાહિ તવક્કલતુ, અલ્લાહુ અલ્લાહુ રબ્બિ લા ઉશ્રિ-કુ બિહી શયઅન અસ્અલુક, અલ્લાહુમ્મ બિખય્રિ મિન ખય્રિ-ક મિન ખય્રિકલ્લઝી લા યુઅ્તિહી ગય્રુ-ક અઝ્-ઝ જારુ-ક વ જલ્લ સનાઉ-ક વલા ઇલા-હ ઇલ્લા અન્તઝઅલ્ની ફિ ઇયાદિ-ક વ જવારિ-ક મિન કુલ્લિ સુઇમ મિનશ્શયતાનિર્રજીમ. અલ્લાહુમ્મ ઇન્ની અસ્તજીરુ-ક મિન જમીઇ કુલ્લિ શયઇન ખલક્ત વ અહ્તરિસુ બિ-ક મિન્હુન્ન વ ઉકદ્દિમુ બય્ન યદય્ય. બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ. કુલ હુવલ્લાહુ અહદ. અલ્લાહુસ્સમદ, લમ યલીદ, વલમ યુલદ, વલમ યકુલ્લહુ કુફુવન અહદ. અન ઇમામી વ મિન ખલ્ફિ વ અંય્ યમીની વ અન શિમાલી વ મિન ફવ્કિ વ તહ્તિ.

**અર્થ** : અલ્લાહની ઝાત સૌથી મોટી છે. અલ્લાહની ઝાત સૌથી મોટી છે. અલ્લાહની ઝાત સૌથી મોટી છે. અલ્લાહ તઆલાના નામની બરકત મારા જાન પર અને મારા દીન પર. અલ્લાહ તઆલાના નામની બરકત મારા ઘરવાળાંઓ પર, મારા માલ પર, અલ્લાહ તઆલાના નામની બરકત દરેક તે ચીઝ પર જે મારા પરવરદિગારે મને અતા કરી. અલ્લાહ તઆલાના નામથી જે બધા નામોથી બેહતર છે. અલ્લાહ તઆલાના નામથી જે રબ છે જમીન અને આસમાનનો.

અલ્લાહ તઆલાના નામથી જેની બરકતથી કોઇ બીમારી નુકસાન નથી પહોંચાડી શકતી. અલ્લાહ તઆલાના જ નામની બરકતથી મેં શરૂઆત કરી અને અલ્લાહ તઆલાની ઝાત પર મેં ભરોસો કર્યો. અલ્લાહ જ અલ્લાહ મારો પરવરદિગાર છે. હું કોઇને એનો શરીક–ભાગીદાર નથી ઠરાવતો. અય અલ્લાહ ! હું તારા ખૈરના વસીલાથી તારાથી માંગું છું, તે ભલાઇ જે તારા સિવાય કોઇ આપી નથી શકતું. તારી પનાહ ઇઝઝતવાળી છે અને તારી સના–તારીફ મોટી છે અને તારા સિવાય કોઇ મા'બૂદ–ઇબાદતના લાયક નથી, મને તારી પનાહ–હિફાઝતમાં લઇ લે દરેક બુરાઇથી અને શયતાન મરદૂદથી. અય અલ્લાહ ! હું તારી પનાહ ચાહું છું દરેક તે મખ્લૂકથી જેને તેં પેદા કરી, અને તારી હિફાઝત માંગું છું એ બધાથી અને આગળ રાખું છું આ સૂરત (સૂરએ ઇખ્લાસ)ને.




قُلْ هُوَ اللّٰهُ اَحَدٌ ۚ اَللّٰهُ الصَّمَدُ ۚ لَمْ يَلِدْ ۙ
وَلَمْ يُوْلَدْ ۙ وَلَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ

(الاخلاص ۱۱۲: ۱-۴)

**અર્થ** : (હે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આપ ફરમાવી દો કે, તે અલ્લાહ એક છે, અલ્લાહ બેનિયાઝ છે, એની કોઇ અવલાદ નથી અને ન તે કોઇની અવલાદ છે અને કોઇ એના બરાબર છે. પોતાની સામેથી, અને પાછળથી, ડાબી અને જમણી તરફથી, પોતાના ઉપરથી અને નીચેથી.)

સૂ. ઈખ્લાસ બિસ્મિલ્લાહની સાથે મુકમ્મલ–પૂરી પઢે.

**ફઝીલત** : હઝરત અનસ (રદિ.) આ દુઆની બરકતથી દરેક પ્રકારના ઝુલ્મ–સિતમ અને ફિત્નાથી મહફૂઝ–હિફાઝતમાં રહયા. ઘણા બધા સહાબએ કિરામ (રદિ.)નો આ દુઆ પઢવાનો મા'મૂલ–નિત્યક્રમ રહયો હતો. સવાર–સાંજ એક વખત આ દુઆ પઢતા રહે. ઝુલ્મ, જાદુ અને શયતાની અસરોથી અલ્લાહ તઆલા હિફાઝત ફરમાવશે અને કોઈ પણ પ્રકારની તકલીફ કે આફત–મુસીબત પહોંચશે નહિ, ઈન્શા અલ્લાહુ તઆલા.

## (૧૩) તકવા, પરહેઝગારી હાસિલ કરવા માટેની દુઆ

તકવા–પરહેઝગારી ઘણી મોટી નેઅમત છે. તકવાનો અર્થ અલ્લાહ તબારક વ તઆલાની નારાજગી અને એના અઝાબનો ખૌફ–ભય દિલમાં (એવી રીતે) બેસી જાય કે ગુનોહ કરવો મુશ્કેલ માલૂમ પડે. પોતાને પણ ગુનાહથી વહશત–બીક હોય અને કોઈ મુસલમાનને ગુનાહમાં મુબ્તલા–સંડોવાયેલો જોઈને દિલમાં કુળ્હન પેદા થાય, ગમ–દુઃખ થાય, આંખોથી આંસૂ વહેવા માંડે અને એ તકવાની નેઅમત પર અલ્લાહ તબારક વ તઆલાના ઘણા મોટા મોટા વાયદાઓ છે. અલ્લાહ તબારક વ તઆલા ફરમાવે છે :

وَمَنْ يَّتَّقِ اللّٰهَ يَجْعَلْ لَّهٗ مَخْرَجًا ۝ وَّ
يَرْزُقْهُ مِنْ حَيْثُ لَا يَحْتَسِبُ (الطلاق ٦٥:٢-٣)

**વ મંય્ યત્તકિલ્લા-હ યજઅલ્ લહૂ મખ્રજા. વ યર્જુક્હુ મિન હય્સુ લા યહ્તસિબ.**

**અર્થ** : અને જે કોઇ અલ્લાહ તઆલાથી ડરે છે તો અલ્લાહ તઆલા તેના માટે કુશાદગી–વિશાળતા પેદા કરી દે છે એવી જગ્યાએથી એને રોઝી પહોંચાડે છે કે જ્યાં એનો ગુમાન પણ નથી હોતો." (સૂરએ તલાક : આયત : ૨/૩)

માણસ નેકી તો કરી લે છે, પરંતુ શયતાન તેને ગુનાહોમાં રચ્યાપચ્યા–મશગુલ રાખવાની કોશિશ કરે છે. ખાસ કરીને એવું થાય છે કે, મા–બાપના ઈન્તિકાલ થઈ જવા પછી માલની વહેંચણી કરવાથી શયતાન રોકે છે કે, ભાઈ–બહેનોમાં માલની વહેંચણી ન કરો. હવે નેકીઓ તો થઈ ગઈ, પરંતુ અલ્લાહ તઆલાના આટલા મોટા હુકમથી શયતાને રોકી દીધા, પરંતુ જ્યારે તકવા–પરહેઝગારીની દોલત પ્રાપ્ત થઈ જશે તો ઈન્તિકાલ થવાના પછી તરત જ મય્યિતના માલિકીપણામાં જે કાંઇ છે–સોય–દોરાથી લઈને મોટામાં મોટી ચીઝ સુધીની વહેંચણી કરવી આસાન થશે, મુઆમલાતમાં સફાઈની ફિકર થશે અને રિશ્તેદારો–સગાં–વહાલાંઓના હકોને અદા કરવા આસાન થઈ જશે. શાદીઓમાં ફુઝૂલખર્ચી અને બે–પર્દા અવરતોનું બહાર નીકળવું મુશ્કેલ થશે. આ બધું તકવાની દોલતથી જ પ્રાપ્ત થશે. માટે દરેક મુસલમાને તકવા–પરહેઝગારી અલ્લાહ તઆલાથી માંગતા રહેવી જોઈએ. એટલા માટે આ દુઆ માંગો :

اَللّٰهُمَّ اٰتِ نَفْسِىْ تَقْوٰهَا وَزَكِّهَا اَنْتَ
خَيْرُ مَنْ زَكّٰهَا اَنْتَ وَلِيُّهَا وَمَوْلَاهَا۔

**અર્થ** : અય અલ્લાહ ! તું મારા નફસને પાકીઝગી અતા ફરમાવ અને એને પાક કર. તું જ બધાથી બેહતર પાક–સાફ કરવાવાળો છે. તું જ આ નફસનો મવલા અને આકા છે.

(મુસ્નદે અહમદ : ૪/૩૭૧, રકમ : ૧૮૮૨૧)

## (૧૪) જયારે બાળક બોલવા શીખે તો એને સૌથી પહેલાં શું યાદ કરાવે ?

وَقُلِ الْحَمْدُ لِلّٰهِ الَّذِىْ لَمْ يَتَّخِذْ وَلَدًا وَّلَمْ يَكُنْ لَّهٗ شَرِيْكٌ فِى الْمُلْكِ وَلَمْ يَكُنْ لَّهٗ وَلِىٌّ مِّنَ الذُّلِّ وَكَبِّرْهُ تَكْبِيْرًا ۝

(بنی اسرائیل ١٧:١١١)

**અર્થ** : (અને ફરમાવી દો કે) બધા વખાણ ફકત અલ્લાહ તઆલા માટે જ છે. જેણે ન (કોઈને પોતાનો) બેટો બનાવ્યો અને ન બાદશાહતમાં તેનો કોઈ ભાગીદાર છે અને તે કમજોર નથી કે કોઈ તેનો મદદગાર હોય અને (અય લોકો !) તમે તેની ખૂબ જ પાકી બયાન કરો.

**ફઝીલત** : હદીસ શરીફમાં છે કે, બની અબ્દુલ મુત્તલિબમાંથી બાળક બોલવાના કાબિલ થઈ જતું તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એને ઉપરોકત આયત શિખવાડતા.

## (૧૫) જે માણસ દુનિયાના બધા સહારાથી નાઉમ્મીદ થઈ ગયો હોય તેના માટે એક સર્વગ્રાહી દુઆ

اَللّٰهُمَّ رَحْمَتَكَ اَرْجُوْا فَلَا تَكِلْنِىْٓ اِلٰى نَفْسِىْ طَرْفَةَ عَيْنٍ وَاَصْلِحْ لِىْ شَاْنِىْ كُلَّهٗ لَآاِلٰهَ اِلَّآ اَنْتَ ط

**અર્થ** : અય અલ્લાહ ! હું તારી રહમતની આશા રાખું છું કે તું મને એક ઘડી માટે પણ મારા નફસના હવાલે કરીશ નહિ અને મારા બધા જ કામોને દુરુસ્ત ફરમાવી દે. (બેશક) તારા સિવાય કોઈ હાકિમ અને મા'બૂદ નથી. (તિર્મિઝી શરીફ)

## (૧૬) પહાડોના બરાબર અજરો-સવાબ

اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطَانِ الرَّجِيْمِ ط بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

وَقُلِ الْحَمْدُ لِلّٰهِ الَّذِىْ لَمْ يَتَّخِذْ وَلَدًا وَّلَمْ يَكُنْ لَّهٗ شَرِيْكٌ فِى الْمُلْكِ وَلَمْ يَكُنْ لَّهٗ وَلِىٌّ مِّنَ الذُّلِّ وَكَبِّرْهُ تَكْبِيْرًا ﴿۱۱۱﴾

(بنی اسرائیل ۱۷:۱۱۱)

**અર્થ** : હું પનાહ ચાહું છું અલ્લાહ તઆલાની મરદૂદ શયતાનથી. શરૂ અલ્લાહના નામથી કે જે બેહદ મહેરબાન અને નિહાયત રહમ કરનાર છે. બધા વખાણ ફકત અલ્લાહ તઆલા માટે જ છે, જેણે ન (કોઈને પોતાનો) બેટો બનાવ્યો અને ન બાદશાહતમાં તેનો કોઈ ભાગીદાર છે અને તે કમજોર

નથી કે કોઈ તેનો મદદગાર હોય અને (અય લોકો !) તમે તેની ખૂબ જ પાકી બયાન કરો.

**ફઝીલત** : જે માણસ આ આયતને પઢશે તો એના માટે પહાડોના બરાબર અજર–સવાબ લખવામાં આવશે.

(કુર્તુબી : ૧૦/૩૪૫)

## (૧૭) શિર્ક અને દેખાડાથી હિફાઝત

શિર્કે અકબર (એટલે કે અલ્લાહ તઆલાની સાથે કોઈને શરીક કરવો) શિર્કે અસગર (એટલે કે રિયાકારી, કોઈને દેખાડવા માટે અમલ કરવો) બંનેથી હિફાઝત માટેની જામિઅ દુઆ આ છે :

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُبِکَ اَنْ اُشْرِکَ بِکَ وَاَنَا اَعْلَمُ وَاَسْتَغْفِرُکَ لِمَا لَا اَعْلَمُ۔

**અર્થ** : અય અલ્લાહ ! હું જાણી જોઈને તારી સાથે ભાગીદાર કરવાથી તારી પનાહ અને હિફાઝતમાં આવું છું અને એવા ગુનાહોથી મગફિરત ચાહું છું કે જે મારી જાણમાં નથી.

**ફઝીલત** : હઝરત અબૂ બક્ર સિદ્દીક (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક વખત શિર્કનો તઝકિરહ–ઝિક્ર ફરમાવ્યો કે શિર્ક તમારા અંદર એવી રીતે છુપાઈને આવી જાય છે જેવી રીતે કે, અવાજ વગરની કીડીની ચાલ અને ફરમાવ્યું કે, હું તમને એક એવું

કામ બતાવું છું કે, જયારે તમે તે કામ કરી લો તો શિર્કે અકબર (મોટું શિર્ક) અને શિર્કે અસગર (નાનું શિર્ક એટલે કે રિયા–દેખાડાના માટે કોઈ કામ કરવું) એ બધાથી મહફૂઝ–સુરક્ષિત થઈ જાઓ. તમે ત્રણ વખત આ દુઆ કર્યા કરો અને પછી ઉપરોકત દુઆ બતાવી. (મઆરિફુલ કુર્આન : ૫/૬૬૩)

## (૧૮) અલ્લાહની નજરે રહમત અને ૭૦,૦૦૦ ફરિશ્તાઓની દુઆએ મગફિરત

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે વ્યકિતએ નમાઝ માટે ઘરેથી નીકળતી વખતે આ (નીચે દર્શાવેલી) દુઆ પઢી, તો અલ્લાહ તઆલા નજરે રહમત (કૃપા–દષ્ટિ)થી તેના તરફ મુતવજ્જેહ થશે અને સિત્તેર હજાર ફરિશ્તાઓ તેના માટે મગફિરતની દુઆ કરશે (અહિંયા સુધી કે નમાઝથી ફારિગ થઈ જાય). તે દુઆ આ પ્રમાણે છે :

اَللّٰهُمَّ اِنِّىْ اَسْئَلُكَ بِحَقِّ السَّآئِلِيْنَ عَلَيْكَ وَبِحَقِّ مَمْشَاىَ هٰذَا اِلَيْكَ فَاِنِّىْ لَمْ اَخْرُجْ اَشَرًّا وَّلَا بَطَرًا وَّلَا رِيَاءً وَّلَا سُمْعَةً وَّخَرَجْتُ اتِّقَاءَ سَخَطِكَ وَابْتِغَاءَ مَرْضَاتِكَ فَأَسْئَلُكَ اَنْ تُعِيْذَنِىْ مِنَ النَّارِ وَأَنْ تَغْفِرَلِىْ ذُنُوْبِىْ، اِنَّهٗ لَا يَغْفِرُ الذُّنُوْبَ اِلَّا اَنْتَ۔

**(અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલ-ક બિ-હક્કિસ્સાઇલી-ન અલય્ક વ બિ હક્કિ મમ્શા-ય હાઝા ઇલય્ક, ફ ઇન્ની લમ્ અખ્રુજ અશરંવ્ વલા બ-ત-રંવ્ વલા રિયાઅંવ્ વલા સુમ્અતંવ્ વ ખરજ્તુત્તિકા-અ સ-ખ-તિ-ક વબ્તિગા-અ મર્દાતિ-ક ફ-અસ્અલુ-ક અન્ તુઇઝ-ની મિનન્નારિ વ અન્ તગ્ફિર લી ઝુનૂબી, ઇન્નહૂ લા યગ્ફિરુઝ્ ઝુનૂ-બ ઇલ્લા અન્ત.)**

(**અર્થ** : હે અલ્લાહ ! હું તારી પાસે તે હકના વાસ્તાથી માંગું છું, જે માંગનારાઓનો તારા ઝિમ્મે છે અને મારા આ તારી તરફ ચાલવાના તુફૈલથી (હું તારાથી માંગું છું). તું સારી પેઠે જાણે છે કે ન અહંકાર અને ન તો અભિમાન અને ન તો સંભળાવવાના શોખમાં હું પોતાના ઘરેથી નીકળ્યો છું, (બલકે) તારી નારાજગીથી બચવા માટે અને તારી ખુશ્નૂદી ઢૂંઢવા (પ્રાપ્ત) કરવા માટે (ઘરેથી) નીકળ્યો છું. બસ, હું તારાથી આ વાતનો સવાલ કરું છું કે, તું મને દોઝખથી પોતાની રહમતની પનાહમાં લઈ લે અને મારા ગુનાહોને માફ ફરમાવી દે, કારણ કે તારા સિવાય બીજો કોઈ ગુનાહોને માફ કરી શકતો નથી.)

*(ઈબ્ને માજહ : ૫૭, ઈબ્ને ખુઝયમહ, બિ-સનદિન સહીહિન કઝા ફિત્તરગીબ : ૧/૨૧૫, કન્ઝુલ ઉમ્માલ : ૧૫/૩૯૬-૪૧૫૩૫, સંદર્ભ : હઝ. મવ. મુહમ્મદ યૂનુસ પાલનપૂરી સા. મ. ઝિ. કૃત 'ગુલદસ્ત-એ-મગફિરત' : ૧૧૮)*

**નોટ** : હિસાબ માંડો. પાંચેય નમાઝો માટે ઘરેથી નીકળતી વખતે આ દુઆ પઢવાથી ૩,૫૦,૦૦૦ (ત્રણ લાખ પચાસ હજાર) ફરિશ્તાઓ ઈસ્તિગફાર (મગફિરતની દુઆ) કરશે.

## (૧૯) એક લાખ નેકીઓ મળશે, ઉપરાંત.....

હઝરત ઉમ્મે સલમા (રદિ.) ફરમાવે છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ સવારના સમયે (નીચે દર્શાવેલી) દુઆ પઢી લેશે, તો તેની રૂહને લીલા (રંગના) પક્ષીઓની શકલ–સૂરતમાં જન્નતમાં આઝાદ છોડી મૂકવામાં આવશે, તે ચાહે ત્યાં (જન્નતમાં મુકતપણે) વિહરશે (હરી ફરી શકશે) :

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ تَوَاضَعَ كُلُّ شَىْءٍ لِعَظَمَتِهٖ وَالْحَمْدُ لِلّٰهِ الَّذِىْ ذَلَّ كُلُّ شَىْءٍ لِعِزَّتِهٖ وَالْحَمْدُ لِلّٰهِ الَّذِىْ اَخْضَعَ كُلُّ شَىْءٍ لِمُلْكِهٖ-

**અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી તવાદ-અ કુલ્લુ શય્ઇલ્ લિ અઝ્મતિહી, વલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી ઝલ્લ કુલ્લુ શય્ઇલ્ લિ ઇઝ્ઝતિહી, વલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી અખ્દ-અ કુલ્લુ શય્ઇલ્ લિ મુલ્કિહી.**

[અર્થ : તમામ તારીફો તે જ અલ્લાહ તઆલા માટે છે, જેની અઝમત (મહાનતા)ની સામે સઘળી ચીજ–વસ્તુઓ ઝુકેલી (નત મસ્તક) છે અને દરેક પ્રકારની તારીફ તે અલ્લાહ તઆલા માટે છે, જેની ઈઝઝતની સામે તમામ ચીજો અપમાનિત (ઝલીલ) છે અને સઘળી તારીફ તે અલ્લાહ તઆલા માટે છે, જેની હુકૂમત (સત્તા) અને સલ્તનતની સામે સૌ ઝુકેલાં છે.] (અદ્દુઆઉલ્ મસ્નૂન : ૨૨૪–બિ–સનદિન ઝઈફ)

# (૨૦) એક મસ્નૂન દુઆ

હુઝૂર નબીએ અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ દુઆ ફરમાવ્યા કરતા હતા :

اَللّٰهُمَّ اَغْنِنِیْ بِالْعِلْمِ، وَزَیِّنِّیْ بِالْحِلْمِ، وَاَکْرِمْنِیْ بِالتَّقْوٰی، وَجَمِّلْنِیْ بِالْعَافِیَةِ۔

**અલ્લાહુમ્મ અગ્નિની બિલ્ ઇલ્મિ, વ ઝય્યિન્ની બિલ્ હિલ્મી, વ અક્‌રિમ્ની બિત્તક્‌વા વ જમ્મિલ્ની બિલ્ આફિયહ્.**

[અર્થ : હે અલ્લાહ ! મને ઇલ્મ દ્વારા બેનિયાઝ (નિઃસ્પૃહ) ફરમાવી દે (અર્થાત્ ઇલ્મે ઉખ્રવીથી નવાઝી દે) અને મને સંયમ તથા સહનશીલતાના-ગુણની સુશોભિત ફરમાવી દે અને મને તકવા દ્વારા મુકર્રમ (સન્માનિત) ફરમાવ અને મને આફિયત (ક્ષેમ–કુશળતા અને સુખશાંતિ)નું સૌંદર્ય અતા ફરમાવ.]

(અલ હિલ્મ : ૧૯, "નિદાએ શાહી", ઓકટોબર–૨૦૦૮, પેજ : ૬)

અર્થ–ભાવાર્થ નજર સમક્ષ રાખીને ઉપરોકત મસ્નૂન દુઆ પઢવાનો ખાસ ઇહ્‌તિમામ (પ્રબંધ) કરવો જોઇએ.

## (૨૧) હુસ્ને ઈબાદત, લિસાને સાદિક અને કલ્બે સલીમના માટે દુઆ

اَللّٰهُمَّ اِنِّیْ اَسْئَلُکَ الثَّبَاتَ فِی الْاَمْرِ وَاَسْئَلُکَ عَزِیْمَةَ الرُّشْدِ وَاَسْئَلُکَ شُکْرَ نِعْمَتِکَ وَحُسْنَ عِبَادَتِکَ وَاَسْئَلُکَ لِسَانًا صَادِقًا وَّقَلْبًا سَلِیْمًا وَّاَعُوْذُبِکَ مِنْ شَرِّمَا تَعْلَمُ وَاَسْئَلُکَ مِنْ خَیْرِ مَاتَعْلَمُ وَاَسْتَغْفِرُکَ مَاتَعْلَمُ، اِنَّکَ اَنْتَ عَلَّامُ الْغُیُوْبِ ط

**અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુ-કસ્સબા-ત ફિલ્અમ્રાં વ અસ્અલુ-ક અઝીમતર્રુશ્દી વ અસ્અલુકશ્શુક્ર નિઅ્મત-ક વ હુસ્ન ઇબાદતિ-ક વ અસ્અલુ-ક લિસાનન્ સાદિકંવ્ વ કલ્બન સલીમંવ્ વ અઉઝુ બિ-ક મિન શર્રિ મા તઅ્લમુ વ અસ્અલુ-ક મિન ખય્રિ મા તઅ્લમુ વ અસ્તગ્ફિરૂ-ક મા તઅ્લમુ. ઇન્ન-ક અન્ત અલ્લામુલ ગુયૂબ.**

અર્થ : "અય અલ્લાહ ! હું માંગુ છું ઈસ્લામ પર સાબિત– કદમી અને માંગુ છું નેક કામનો ઈરાદો અને માંગુ છું તારી નેઅમતોની શુક્રગુઝારી અને સારી ઈબાદત અને માંગુ છું સાચી ઝુબાન અને સલામત રહેવાવાળું દિલ અને તારી પનાહ ચાહું છું તે બુરાઈઓથી, જેને તું જાણે છે અને સવાલ કરું છું તારાથી તે ભલાઈઓનો જેને તું જાણે છે અને બખ્શિશ (માફી) ચાહું છું તે ગુનાહોથી જેને તું જાણે છે. બેશક, તું જ ગૈબની (વાતોને) જાણવાવાળો છે." (તિરમિઝી : ૨/૧૭૮, અદઅ્વાત)

## (૨૨) દુન્યવી આરઝૂઓ પર અલ્લાહની મુહબ્બત ગાલિબ રહેવા માટે બેહતરીન દુઆ

اَللّٰهُمَّ اجْعَلْ حُبَّكَ اَحَبَّ الْاَشْيَاءِ اِلَيَّ وَاجْعَلْ خَشْيَتَكَ اَخْوَفَ الْاَشْيَاءِ عِنْدِىْ وَاقْطَعْ عَنِّىْ حَاجَاتِ الدُّنْيَا بِالشَّوْقِ اِلٰى لِقَائِكَ وَاِذَا اَقْرَرْتَ اَعْيُنَ اَهْلِ الدُّنْيَا مِنْ دُنْيَاهُمْ فَاَقْرِرْ عَيْنِىْ مِنْ عِبَادَتِكَ۔

**અલ્લાહુમ્મજ્અલ્ હુબ્બ-ક અહબ્બલ અશ્યા-ઇ ઇલય્ય વજ્અલ્ ખશ્યત-ક અખ્વફલ અશ્યા-ઇ ઇન્દી વક્તઅ્ અન્ની હાજાતિદ્દુન્યા બિશ્શવકિ ઇલા લિકાઇ-ક વ ઇઝા અકરર્ત અઅ્યુ-ન અહલિદ્દુન્યા મિન દુન્યાહુમ ફક્રિર્ અય્નિ મિન ઇબાદતિ-ક.**

અર્થ : ''અય અલ્લાહ ! મને તારી મુહબ્બત બધાથી વધારે પ્યારી કરી દે અને તારો ખૌફ દરેક ચીજના ખૌફથી વધારે વધારી દે અને તારી મુલાકાતની તડપ અતા ફરમાવીને દુનિયાની દરેક હાજતો મારા દિલમાંથી કાઢી નાખ અને જ્યારે દુનિયાવાળાઓને દુનિયા આપીને તેમની આંખો ઠંડી કરે તો મારી આંખો તારી ઈબાદતથી ઠંડી કરી આપજે. (કન્ઝુલ ઉમ્માલ, અવ્વલ : ૨/૯૪, અલ અઝકાર, અલ ફસ્લુસ્સાદિસ)

## (૨૩) અલ્લાહની મુહબ્બત માટે બે દુઆઓ

(૧) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહ તઆલાની મુહબ્બત તલબ (પ્રાપ્ત) કરવા માટે આ દુઆને માંગ્યા કરતા હતા :

اَللّٰهُمَّ اِنِّیْ اَسْئَلُکَ حُبَّکَ وَحُبَّ مَنْ یُّحِبُّکَ
وَالْعَمَلَ الَّذِیْ یُبَلِّغُنِیْ حُبَّکَ ط اَللّٰهُمَّ اجْعَلْ
حُبَّکَ اَحَبَّ اِلَیَّ مِنْ نَّفْسِیْ وَمَالِیْ وَاَهْلِیْ وَمِنَ
الْمَاءِ الْبَارِدِ ط

**અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુ-ક હુબ્બ-ક વ હુબ્બ મંય્ યુહિબ્બુ-ક વલ અમલલ્ લઝી યુબલ્લિગુની હુબ્બ-ક. અલ્લાહુમ્મજ્ અલ હુબ્બ-ક અહબ્બ ઇલય્ય મિન નફસી વ માલી વ અહલી વ મિનલ મા-ઇલ બારિદ.**

અર્થ : "અય અલ્લાહ ! હું તારી મુહબ્બત અને તારા ચાહવાવાળાઓની મુહબ્બત માંગુ છું અને એવા અમલની તવફીક ચાહું છું જે મને તારી મુહબ્બત તરફ લઇ જાય. અય અલ્લાહ ! તું પોતાની મુહબ્બત મારા જાન–માલ અને અહલો–અયાલ અને ઠંડા પાણીથી પણ વધારે મારા માટે પસંદીદહ બનાવી દે." (તિરમિઝી : ૨/૧૮૭, અદઅવાત)

(૨)

اَللّٰھُمَّ ارْزُقْنِیْ حُبَّکَ وَحُبَّ مَنْ یَّنْفَعُنِیْ حُبُّہٗ عِنْدَکَ، اَللّٰھُمَّ مَارَزَقْتَنِیْ مِمَّا اُحِبُّ فَاجْعَلْہُ قُوَّۃً لِّیْ فِیْمَا تُحِبُّ، اَللّٰھُمَّ وَمَازَوَیْتَ عَنِّیْ مِمَّا اُحِبُّ فَاجْعَلْہُ فَرَاغًا لِّیْ فِیْمَا تُحِبُّ ط

**અલ્લાહુમ્મર્જુકની હુબ્બ-ક વ હુબ્બ મંય્ યન્ફઉની હુબ્બહૂ ઇન્દ-ક. અલ્લાહુમ્મ મા રઝકતની મિમ્મા ઉહિબ્બ ફજ્અલ્હૂ કુવ્વતલ લી ફીમા તુહિબ્બુ. અલ્લાહુમ્મ વ મા જવય્-ત અન્ની મિમ્મા ઉહિબ્બુ ફજ્અલ્હૂ ફરાગલ લી ફીમા તુહિબ્બુ.**

અર્થ : ''અય અલ્લાહ ! તું મને તારી મુહબ્બત અતા ફરમાવ અને એ લોકોની મુહબ્બત, જેની મુહબ્બત તારા નજીક મને નફો પહોંચાડે. અય અલ્લાહ ! જે મારી પસંદીદહ ચીજ તેં મને આપી છે, એને તું એવા કામોની અદાયગીમાં કુવ્વતનો ઝરીઓ બનાવી દે, જે તને પસંદ હોય. અય અલ્લાહ ! જે મારી પસંદીદહ ચીજ તેં મારાથી રોકી દીધી છે, તું હવે એના ખ્યાલ માત્ર પણ મારા દિલમાંથી કાઢી નાખીને મને એવા (નેક) કામોમાં લગાવી દે, જે તને પસંદ હોય.''

(તિરમિઝી : ૨/૧૮૭, અદઅૂવાત)

# (૨૪) દિલમાં ઈમાન રચીપચી જવા (પુખ્ત થવા) માટેની છ દુઆઓ

(૧)

اَللّٰهُمَّ اِنِّیۡ اَسۡئَلُکَ اِیۡمَانًا یُّبَاشِرُ قَلۡبِیۡ وَیَقِیۡنًا صَادِقًا حَتّٰی اَعۡلَمَ اِنَّهٗ لَا یُصِیۡبُنِیۡ اِلَّا مَا کَتَبۡتَ لِیۡ وَرَضِّنِیۡ مِنَ الۡمَعِیۡشَةِ بِمَا قَسَمۡتَ لِیۡ ط

"અય અલ્લાહ ! હું તારાથી તે ઈમાન માંગુ છું, જે મારા દિલમાં પેવસ્ત થઇ જાય અને તે સાચું યકીન કે (જેને) હું ખૂબ જાણી લઉં કે જે વાત તેં મારા તકદીરમાં લખી દીધી છે બસ, તે જ (વાત) મને પેશ આવી શકે છે અને રઝામંદી માંગુ છું તે રોઝી પર જે તેં મારા માટે તકસીમ કરી દીધી છે."

(કન્ઝુલ ઉમ્માલ, ૧ : ૨/૮૧, અલ અઝકાર, અલ ફસ્લુસ્સાદિસ, રકમ : ૩૬૫૪)

(૨)

اَللّٰهُمَّ اَعۡطِنِیۡ اِیۡمَانًا وَّیَقِیۡنًا لَّیۡسَ بَعۡدَهٗ کُفۡرٌ وَّرَحۡمَةً اَنَالُ بِهَا شَرَفَ کَرَامَتِکَ فِی الدُّنۡیَا وَالۡاٰخِرَةِ ط

"અય અલ્લાહ ! મને એવું ઈમાન અને એવું યકીન આપ કે જેના પછી કુફ્ર ન થાય અને તે રહમત અતા ફરમાવ જેના સબબમાં દુનિયા અને આખિરતમાં તારી અર્પણ કરેલી બુઝુર્ગીનો શર્ફ હાસિલ કરી શકું." (કન્ઝુલ ઉમ્માલ, ૧ : ૨/૭૫, અલ્ અઝ્કાર, અલ ફસ્લુસ્સાદિસ, રકમ : ૩૬૦૫)

(૩)

اَللّٰهُمَّ اِنِّىْ اَسْأَلُكَ اِيْمَانًا لَّا يَرْتَدُّ وَنَعِيْمًا لَّا يَنْفَدُ وَمُرَافَقَةَ نَبِيِّنَا مُحَمَّدٍ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ فِىْ اَعْلٰى دَرَجَةِ الْجَنَّةِ جَنَّةِ الْخُلْدِ ط

"અય અલ્લાહ ! હું તારાથી (એવું) ઈમાન માંગુ છું જે ન છુટે અને એવી નેઅમતનો તલબગાર છું, જે કદી પણ ખત્મ ન થાય અને આપના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની રફાઅત ચાહું છું, જન્નતના બધાથી ઊંચા દરજ્જામાં, જે હંમેશા રહેવાવાળી જન્નત છે." (મુસ્દરકે હાકિમ : ૧/૭૧૫, અદુઆઅ, રકમ : ૩૬૫૪)

(૪)

اَللّٰهُمَّ زَيِّنَّا بِزِيْنَةِ الْاِيْمَانِ وَاجْعَلْنَا هُدَاةً مُّهْتَدِيْنَ ط

''અય અલ્લાહ ! તું અમને ઈમાનની ઝીનત (ખુબસૂરતી)થી રોશન કરી દે અને રસ્તો બતાવવાવાળો અને ખુદ રસ્તાનો માર્ગદર્શક બનાવી દે.''

(મુસ્દરકે હાકિમ : ૧/૭૧૩, અદ્દુઆઅ, રકમ : ૧૯૭૫)

(૫)

اَللّٰهُمَّ اِنِّىْٓ اَسْئَلُكَ صِحَّةً فِىْ اِيْمَانٍ وَّاِيْمَانًا فِىْ حُسْنِ خُلُقٍ وَّنَجَاحًا يَّتْبَعُهٗ فَلَاحٌ وَّرَحْمَةً مِّنْكَ وَعَافِيَةً وَّمَغْفِرَةً مِّنْكَ وَرِضْوَانًا۔

''અય અલ્લાહ ! હું તારાથી ઈમાનમાં દુરુસ્તીનો તાલિબ છું (એટલે કે કામિલ–સંપૂર્ણ ઈમાનનો) અને એ ઈમાનનો જે સારા અખ્લાકની સાથે હોય અને (દુનિયામાં) એવી નજાતનો જેના પછી પૂરેપૂરી કામિયાબી નસીબ થાય (એટલે કે આખિરતમાં) અને તારા જ તરફથી ખાસ રહમતનો અને સલામતીનો અને માફીનો અને (તારી) રઝામંદીનો તલબગાર છું. (મુસ્તદરકે હાકિમ : ૧/૭૧૨, અદ્દુઆઅ, રકમ : ૧૯૭૧)

(૬)

اَللّٰهُمَّ حَبِّبْ اِلَيْنَا الْاِيْمَانَ وَزَيِّنْهُ فِىْ قُلُوْبِنَا وَكَرِّهْ اِلَيْنَا الْكُفْرَ وَالْفُسُوْقَ وَالْعِصْيَانَ وَاجْعَلْنَا مِنَ الرَّاشِدِيْنَ ط

''અય અલ્લાહ ! અમારા દિલોમાં ઈમાનની મુહબ્બત નાખી દે અને એને અમારા દિલોની ઝીનત બનાવી દે અને

નફરત નાખી દે અમારા દિલોમાં કુફ્રની, ગુનાહોની અને નાફરમાનીની અને અમને નેક રસ્તા પર ચાલવાવાળાઓમાં બનાવી દે.'' (મુસ્નદે અહમદ : ૩/૪૩૪, રકમ : ૧૫૦૬૬)

અશ્આર :

**દારે ફાનીકી સજાવટ પર ન જા,**
**નેકીયોંસે અપના અસ્લી ઘર સજા**
**ફિર વહાં બસ ચૈનકી બંસી બજા,**
**ઇન્નહુ કદ ફાઝ ફૌઝન મન ન જા,**

يَارَبِّ صَلِّ وَسَلِّمْ دَائِمًا اَبَدًا
عَلٰى حَبِيْبِكَ خَيْرِ الْخَلْقِ كُلِّهِمِ

**યા રબ્બિ સલ્લિ વ સલ્લિમ્ દાઇમન્ અ-બ-દા, અલા હબીબિ-ક ખય્રિલ્ ખલ્કિ કુલ્લિહિમી.**

## (૨૫) એક ઘણી જ મુબારક દુઆ

اَللّٰهُمَّ اِنِّىْ اَسْأَلُكَ الْعَافِيَةَ فِى الدُّنْيَا وَالْاٰخِرَةِ، اَللّٰهُمَّ اِنِّىْ اَسْأَلُكَ الْعَفْوَ وَالْعَافِيَةَ فِىْ دِيْنِىْ وَدُنْيَاىَ وَاَهْلِىْ وَمَالِىْ، اَللّٰهُمَّ اسْتُرْ عَوْرَاتِىْ وَاٰمِنْ رَّوْعَاتِىْ، اَللّٰهُمَّ احْفَظْنِىْ مِنْ بَيْنِ يَدَىَّ وَمِنْ خَلْفِىْ وَعَنْ يَّمِيْنِىْ وَعَنْ شِمَالِىْ وَمِنْ فَوْقِىْ وَاَعُوْذُ بِعَظَمَتِكَ اَنْ اُغْتَالَ مِنْ تَحْتِىْ۔

"અય અલ્લાહ ! હું તારાથી દુનિયા અને આખિરતમાં આફિયત માંગુ છું. અય અલ્લાહ ! હું તારાથી માફી અને આફિયત (દુનિયા અને આખિરતની મુસીબતોથી નજાત)નો સવાલ કરું છું–પોતાના દીનમાં પણ, પોતાની દુનિયામાં પણ, પોતાના ઘરવાળાઓ માટે પણ અને પોતાના માલના માટે પણ. અય અલ્લાહ ! મારી ઐબોની પર્દાપોશી ફરમાવ અને મારા ખૌફ અને પરેશાનીને અમનો–અમાનમાં બદલી દે. અય અલ્લાહ ! મારી સામેથી પણ હિફાઝત કર, મારી પાછળથી પણ, જમણી તરફથી પણ અને ડાબી તરફથી પણ અને ઉપરથી પણ (કે કોઈ આફત આસમાનથી ન આવે) અને હું તારી અઝમતની પનાહ માંગુ છું એ વાતથી કે પોતાના પગ નીચે (જમીનના કોઈ અઝાબથી) હલાક કરી દેવામાં આવું (એટલે કે ઝલઝલા–ધરતીકંપથી)."

(અબૂ દાવૂદ : ૨/૩૩૬, અલ અદબ, મા યકૂલુ ઈઝા અસ્બ–હ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિયલ્લાહુ તઆલા અન્હૂ ફરમાવે છે કે, આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સવાર–સાંજ આ શબ્દોથી દુઆ માંગ્યા કરતા હતા અને એ મુબારક દુઆનો મા'મૂલ છેવટ સુધી રહયો, અહિંયા સુધી કે આપ (સલ.) દુનિયાથી રુખ્સત થઈ ગયા.

આ દુઆ ઘણી જ મુબારક છે અને (આ દુઆને) સવાર–સાંજ જરૂર માંગવી (પઢવી) જોઈએ.

## (૨૬) સવાર–સાંજ માંગવાની મુબારક દુઆ

اَللّٰهُمَّ فَاطِرَ السَّمٰوٰتِ وَالْاَرْضِ عَالِمَ الْغَيْبِ
وَالشَّهَادَةِ لَآاِلٰهَ اِلَّا اللّٰهُ اَنْتَ رَبَّ كُلِّ شَيْءٍ وَّ
مَلِيْكَهٗ اَعُوْذُبِكَ مِنْ شَرِّ نَفْسِيْ وَمِنْ شَرِّ
الشَّيْطٰنِ وَشِرْكِهٖ وَاَنْ اَقْتَرِفَ عَلٰى نَفْسِيْ
سُوْٓءً اَوْاَجُرَّهٗ اِلٰى مُسْلِمٍ

અલ્લાહ ! અય આસમાનો અને જમીનોને પેદા કરવાવાળા ! અય જાહિર અને બાતિનને જાણવાવાળા ! તારા સિવાય કોઈ મા'બૂદ નથી. અય દરેક ચીજના રબ અને એના માલિક અને પરવરદિગાર ! હું તારી પનાહ લઉં (ચાહું) છું પોતાના નફસના મક્ર (ફરેબ) અને શયતાનના શરથી અને એ વાતથી કે તે મને શિર્કમાં મુબ્તલા કરી દે અને એ વાતથી કે હું ખુદ કોઈ બુરાઈ કરું અથવા કોઈ બીજા મુસલમાનને એમાં મુબ્તલા (શામિલ) કરું." (તિરમિઝી : ૨/૧૯૩, અદઅ્વાત)

હઝરત અબૂ બક્ર સિદ્દીક (રદિ.)એ ફરમાવ્યું : અય અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મને એવી દુઆ બતાવી દો, જેને હું સવાર–સાંજ માંગતો (પઢતો) રહું. તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉપરોકત દુઆ પઢવાનો હુકમ ફરમાવ્યો.

(તિરમિઝી : ૨/૧૯૩, અદઅ્વાત)

## (૨૭) હિફાઝતની દુઆ

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ وَلَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ ط
مَاشَآءَ اللّٰهُ كَانَ وَمَالَمْ يَشَأْ لَمْ يَكُنْ أَعْلَمُ اَنَّ
اللّٰهَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ وَّاَنَّ اللّٰهَ قَدْ اَحَاطَ
بِكُلِّ شَيْءٍ عِلْمًا ط

**અર્થ** : ''અલ્લાહ તઆલા પાક છે અને બધી જ તારીફ–વખાણ એના જ માટે છે. અલ્લાહ તઆલાની મદદ સિવાય બુરાઈથી બચવાની તાકત નથી. જે અલ્લાહ તઆલાએ ચાહયું, તે થઈ ગયું અને જે ન ચાહયું તે ન થયું. હું ખૂબ જાણું છું કે અલ્લાહ તઆલા દરેક ચીઝ પર કુદરતવાળો છે અને બેશક, અલ્લાહ તઆલાના ઈલ્મએ દરેક ચીઝને ઘેરી લીધી છે.

(અબૂ દાવૂદ : ૨/૩૩૬, અલ અદબ, મા યકૂલુ ઈઝા અસ્બ–હ)

અબૂ દાવૂદ શરીફમાં છે કે, એક સહાબિય્યહ–જે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાહિબઝાદીઓની ખિદમત કર્યા કરતાં હતાં–એમણે રિવાયત કરી છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અમને આ શિખવાડયું હતું કે, સવારમાં આ અલ્ફાઝ–શબ્દો સાથે દુઆ માંગ્યા કરો. બેશક, જે (શખ્સ) સવારમાં આ પ્રમાણે દુઆ માંગે, સાંજ

સુધી એની હિફાઝત થશે અને જે સાંજે (આ શબ્દોની સાથે) દુઆ માંગે, સવાર સુધી એની હિફાઝત થશે.

(અબૂ દાવૂદ : ૨/૩૩૬, અલ અદબ, મા યકૂલુ ઈઝા અસ્બ—હ)

## (૨૮) પહાડના બરાબર કર્ઝથી છુટકારો પામવાની દુઆ

اَللّٰهُمَّ مٰلِكَ الْمُلْكِ تُؤْتِي الْمُلْكَ مَنْ تَشَآءُ وَتَنْزِعُ الْمُلْكَ مِمَّنْ تَشَآءُ ۖ وَتُعِزُّ مَنْ تَشَآءُ وَتُذِلُّ مَنْ تَشَآءُ ۭ بِيَدِكَ الْخَيْرُ ۭ اِنَّكَ عَلٰي كُلِّ شَيْءٍ قَدِيْرٌ ۝۲۶

رَحْمٰنَ الدُّنْيَا وَالْاٰخِرَةِ تُعْطِيْهُمَا مَنْ تَشَآءُ وَتَمْنَعُ مِنْهُمَا مَنْ تَشَآءُ، اِرْحَمْنِيْ رَحْمَةً تُغْنِيْنِيْ بِهَا عَنْ رَّحْمَةِ مَنْ سِوَاكَ۔

**અર્થ** : "અય અલ્લાહ ! અય તમામ મુલ્કના માલિક ! તું (મુલ્કનો જેટલો હિસ્સો ચાહે) જેને ચાહે તેને આપે છે અને જેનાથી ચાહે મુલ્ક(નો હિસ્સો) લઈ લે છે અને જેને ચાહે

ગાલિબ કરી દે છે અને જેને ચાહે પરાસ્ત કરી દે છે. તારા જ ઈખ્તિયારમાં બધી ભલાઈ છે. બેશક, તું જ દરેક ચીજ પર પૂરી કુદરત રાખવાવાળો છે. અય દુનિયા અને આખિરતના મહેરબાન બાદશાહ ! તું જેને ચાહે બંને (દુનિયા તથા આખિરત) અતા ફરમાવે અને જેને ચાહે બંનેને રોકી દે છે, મારી ઉપર એવી રહમત ફરમાવ જેના ઝરીઆથી તારા સિવાયની રહમતથી મને મુસ્તગ્ની–બેપરવા કરી દે."

(મજમઉઝ ઝવાઈદ : ૧/૨૧૭, અલ અદઈય્યહ, અદુઆઉ લિ–કઝાઈદ્દૈન, રકમ : ૧૭૪૪૩)

**ફઝીલત** : હઝરત મુઆઝ બિન જબલ (રદિ.)થી રિવાયત છે કે, એક વખત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જુમ્આના દિવસે મને ન જોયો. જ્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ નમાઝ પઢાવી તો મારી પાસે તશરીફ લાવ્યા અને ઈરશાદ ફરમાવ્યો કે, તમે જુમ્આના દિવસે કેમ ન આવ્યા ? મેં કહયું કે, યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મારી ઉપર એક યહૂદીનું એક અવકિયહ ચાંદી કર્ઝ હતું. હું તમારી પાસે આવી રહયો હતો, પરંતુ રસ્તામાં એણે મને રોકી લીધો. બસ, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : હે મુઆઝ ! શું હું તમને એવી દુઆ ન બતાવી દઉં કે જેને તમે પઢો તો અગર તમારા ઉપર (પહાડના બરાબર અને એક રિવાયતના મુતાબિક ઉહુદ પહાડના બરાબર) કર્ઝ હશે તો અલ્લાહ તબારક વ તઆલા એને અદા ફરમાવી દેશે. પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉપરોકત દુઆ તાલીમ ફરમાવી.

## (૨૯) વાલિદૈનના હકકોની અદાયગી માટે નમાઝ

એક હદીસમાં હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો :

مَنْ صَلّٰى لَيْلَةَ الْجُمُعَةِ بَيْنَ الْمَغْرِبِ وَالْعِشَاءِ رَكْعَتَيْنِ يَقْرَأُ فِىْ رَكْعَتَيْنِ فَاتِحَةَ الْكِتَابِ وَاٰيَةَ الْكُرْسِيِّ مَرَّةً وَّسُوْرَةَ الْاِخْلَاصِ وَالْمُعَوِّذَتَيْنِ خَمْسَ مَرَّاتٍ، فَاِذَا فَرَغَ اَسْتَغْفِرُاللّٰهَ خَمْسَ مَرَّاتٍ وَّصَلّٰى عَلَى النَّبِيِّ خَمْسَ عَشَرَةَ مَرَّةً وَّجَعَلَ ثَوَابَهَا لِوَالِدَيْهِ فَقَدْ اَدّٰى حَقَّهُمَا وَلَا يَعْلَمُ ثَوَابَهَا اِلَّا اللّٰهُ تَعَالٰى۔

**અર્થ** : જે માણસ જુમ્અહની રાતે (જુમેરાતનો સૂરજ ડૂબ્યા પછી) મગરિબ અને ઈશા દરમિયાન બે રકા'ત નમાઝ એવી રીતે પઢે કે એક વાર સૂરએ ફાતિહા, એક વાર આયતુલ કુર્સી અને **સૂરએ ઇખ્લાસ (કુલ હુવલ્લાહુ અહદ) તથા મુઅવ્વિઝતૈન (સૂરએ ફલક અને સૂરએ નાસ)**—આ

ત્રણેય સૂરતો પાંચ પાંચ વખત પઢે. (બીજી રકા'ત પણ એ જ પ્રમાણે પઢે) અને જ્યારે નમાઝથી ફારિગ થઈ જાય તો પાંચ વાર ઈસ્તિગફાર કરે અને પંદર વાર હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર દુરૂદ મોકલે. ત્યાર બાદ વાલિદૈનની રૂહોને એનો સવાબ બખ્શી દે. (તો હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે, જેણે આ પ્રમાણે ઈસાલે સવાબ કર્યો) તો તેણે પોતાના વાલિદૈનનો હક અદા કરી દીધો અને અમલના (પુષ્કળ અને અપાર) સવાબને અલ્લાહ તઆલા સિવાય કોઈ બીજું જાણતું નથી—આવરી શકતું નથી.)

(તબરાની ફિલ કબીર : ૯/૨૬૫, સંદર્ભ : મવલાના મુહમ્મદ ખુબૈબ મહમૂદાબાદી કૃત : "અવલાદકે હુકૂક" : ૬૪)

## (૩૦) જેણે સિજદામાં ત્રણ વખત રબ્બિગ ફિર લિ કહયું, એના ગુનાહ માફ

**હદીસ** : હઝરત અબૂ સઈદ (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂરે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : "જે માણસે સિજદહની હાલતમાં ત્રણ વખત رَبِّ اغْفِرْلِيْ (રબ્બિગ્ ફિર લી) કહયું, સિજદામાંથી તે માણસ હજુ માથું ઉઠાવવા પણ નહિ પામે કે એની મગફિરત કરી આપવામાં આવશે." (કન્ઝુલ ઉમ્માલ : ૭/૪૬૫ : ૧૯૮૦૮)

## (૩૧) અશહદુ અલ્લા ઈલા-હ ઈલ્લલ્લાહ કહો, તમારા ગુનાહ માફ

હદીસ : જ્યારે બંદો أَشْهَدُ أَنْ لَّآ إِلٰهَ إِلَّا اللّٰهُ. (**અશહદુ અલ્લા ઇલા-હ ઇલ્લલ્લાહ**) કહે છે તો અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે કે, "અય મારા ફરિશ્તાઓ! મારા બંદાએ જાણી લીધું કે, મારા સિવાય બીજો કોઈ એનો રબ-પાલનહાર નથી અને હું તમને ગવાહ બનાવું છું કે, મેં એ બંદાની મગફિરત ફરમાવી દીધી."

(કન્ઝુલ ઉમ્માલ : ૧/૪૮ : ૧૩૬)

## (૩૨) મુસાફહા વખતે બંને યગ્ફિરુલ્લાહુ લના વલકુમ અને મિજાઝપુર્સી વખતે અલ્હમ્દુ લિલ્લાહ કહો, બંનેના ગુનાહ માફ

**હદીસ** : હઝરત બરાઅ બિન આઝિબ (રદિ.) ફરમાવે છે કે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : "જ્યારે બે મુસલમાન મુલાકાતના સમયે મુસાફહા કરે છે અને અલ્લાહ તઆલાની તારીફ કરે છે અને અલ્લાહ તઆલાથી મગફિરતની ઉમ્મીદ તલબ કરે છે (એટલે કે મુસાફહાના સમયે يَغْفِرُ اللّٰهُ لَنَا وَلَكُمْ (**યગ્ફિરુલ્લાહુ લના વ-લ-કુમ**) અને મિજાઝપુર્સીના સમયે اَلْحَمْدُ لِلّٰهِ (**અલ્હમ્દુ લિલ્લાહ**') કહે છે) તો એમની મગફિરત કરી દેવામાં આવે છે.

(અબૂ દાવૂદ : ૨/૭૦૮)

## (૩૩) ખાધા પછી અને કપડા પહેરતી વખતે નીચેની દુઆ પઢો, તમારા આગલા પાછલા ગુનાહ માફ

**હદીસ** : હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : ''જેણે ખાવું ખાઈને આ દુઆ પઢી :

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ اَطْعَمَنِىْ هٰذَا الطَّعَامَ وَرَزَقَنِيْهِ مِنْ غَيْرِ حَوْلٍ مِّنِّىْ وَلَا قُوَّةٍ ط

**(અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી અત્અ–મની હાઝત્તઆ–મ વ રઝકનિહી મિન ગયરિ હવ્લિમ મિન્ની વલા કુવ્વહ.)**

**અર્થ** : તમામ વખાણ અલ્લાહ તઆલાના માટે જ છે, જેણે મને આ ખાવું ખવડાવ્યું અને મારી કોશિશ અને શકિત વગર મને એ નસીબ ફરમાવ્યું તો એના આગલા અને પાછલા ગુનાહ માફ થઈ જાય છે અને જે માણસે કપડાં પહેરતી વખતે આ દુઆ પઢી :

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ كَسَانِىْ هٰذَا الثَّوْبَ وَرَزَقَنِيْهِ مِنْ غَيْرِ حَوْلٍ مِّنِّىْ وَلَا قُوَّةٍ ط

**(અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી કસાની હાઝસ્સવ્બ વ રઝકનિહી મિન ગયૃરિ હવ્લિમ મિન્ની વલા કુવ્વહ.)**

**અર્થ** : તમામ વખાણ અલ્લાહ તઆલાના માટે જ છે, જેણે મને આ કપડું પહેરાવ્યું અને મારી કોશિશ અને શકિતના વગર મને એ નસીબ ફરમાવ્યું તો એના આગલા અને પાછલા ગુનાહ માફ થઈ જાય છે. (અબૂ દાવૂદ : ૨/૫૫૮)

## (૩૪) જુમ્આની નમાઝ પછી સૂ. ફાતિહા, સૂ. ઈખ્લાસ અને મુઅવ્વઝતૈન સાત સાત વખત પઢો, બધા ગુનાહ માફ થશે

**(૧) હદીસ** : હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : જે માણસ જુમ્આની નમાઝ પછી "**કુલ હુવલ્લાહુ અહદ, કુલ અઊઝુ બિરબ્બિલ ફલક અને કુલ અઊઝુ બિરબ્બિન્નાસ**" સાત સાત વખત પઢશે તો અલ્લાહ રબ્બુલ ઈઝઝત આવતી જુમ્આ સુધી બુરાઈથી પનાહમાં રાખશે." (ગુનાહોના બચાવથી વધીને ઈન્સાનના માટે કઈ મોટી વાત હોય શકે છે.)

(અમલુલ યવ્મ વલ્લયલહ ભાગ : ૧, પેજ : ૧૪૫)

**(૨) હદીસ** : અને કુશૈરીની રિવાયતમાં હદીસના શબ્દો આ પ્રમાણે છે :

"જે માણસ જુમ્આના દિવસે ઈમામના સલામ ફેરવ્યા પછી એ જ હાલતમાં બેસીને "**સૂ. ફાતિહા, કુલ હુવલ્લાહુ અહદ, કુલ અઊઝુ બિરબ્બિલ ફલક અને કુલ અઊઝુ બિરબ્બિન્નાસ**" સાત સાત વખત પઢશે તો એના આગલા–પાછલા ગુનાહોની મગફિરત કરી દેવામાં આવશે અને જેટલાય માણસો કિયામતના દિવસ પર ઈમાન રાખે છે એની સંખ્યાના પ્રમાણમાં એને અજર– સવાબ અતા કરવામાં આવશે.

(કઝા ફિલ ખસાલિ અલ મુકફફરતિલ મુકદ્દમહ વલ મુતઅખ્ખિરહ ઈબ્ને હજર અસ્કલાની, પેજ : ૯૮)

## (૩૫) અય અલ્લાહ ! તારી મગફિરત મારા ગુનાહોથી ઘણી વિશાળ છે અને હું પોતાના અમલથી વધારે તારી રહમતનો ઉમ્મીદવાર છું, ત્રણ વખત કહેવાથી ગુનાહ માફ થશે

**હદીસ** : હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.) ફરમાવે છે કે, એક માણસ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થયો અને કહેવા લાગ્યો, "હાય મારા ગુનાહ ! હાય મારા ગુનાહ ! ! એ માણસે આ શબ્દો બે કે ત્રણ વખત કહયા. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એ માણસને કહયું, તમે પઢો :

اَللّٰهُمَّ مَغْفِرَتُكَ اَوْسَعُ مِنْ ذُنُوْبِ
وَرَحْمَتُكَ اَرْجٰى عِنْدِىْ مِنْ عِلْمٍ۔

**(અલ્લાહુમ્મ મગફિરતુ-ક અવ્સ-અ મિન ઝુનૂબી વ રહમત-ક અર્ઝા ઇન્દી મિન ઇલ્મિ.)** અય અલ્લાહ ! તારી મગફિરત મારા ગુનાહોથી ઘણી જ વિશાળ છે અને હું મારા અમલના પ્રમાણમાં તારી રહમતનો વધારે ઉમ્મીદવાર છું. આ માણસે આ કલિમાત કહયા. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : ફરીથી આ કલિમાત કહો. એ માણસે આ કલિમાત ફરીથી કહયા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરી ઈરશાદ ફરમાવ્યો : ફરીથી આ કલિમાત કહો. એ માણસે ત્રણ વખત આ જ શબ્દો કહયા. ત્યાર પછી રસૂલુલ્લાહ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરી ઈરશાદ ફરમાવ્યો : ઉઠી જાવ, અલ્લાહ તઆલાએ તમારી મગફિરત ફરમાવી દીધી.'' (મુસ્તદરકે હાકિમ)

## (૩૬) અલ્લાહુમ્મગ ફિર લી પઢો, ગુનાહ માફ થશે

**હદીસ** : હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : અય એ'અરાબી ! જ્યારે તેં સુબ્હાનલ્લાહ કહયું તો અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે કે, તેં સાચું કહયું અને જ્યારે તેં અલ્હમદુ લિલ્લાહ કહયું તો અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે કે, તેં સાચું કહયું અને જ્યારે તેં લા ઈલા–હ ઈલ્લલ્લાહ કહયું તો અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે કે, તેં સાચું કહયું અને જ્યારે તેં અલ્લાહુ અકબર કહયું તો અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે કે, તેં સાચું કહયું અને જ્યારે તેં આમ કહયું કે, (અય અલ્લાહ ! તું મને માફ કરી દે) તો અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે કે, મેં તને માફ કરી દીધો અને જ્યારે તે આમ કહે છે કે, (અય અલ્લાહ ! તું મારા પર રહમ ફરમાવ) તો અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે કે, મેં તારા પર રહમ ફરમાવી અને જ્યારે તું આ પ્રમાણે કહે છે કે, (અય અલ્લાહ ! તું મને રોઝી અતા ફરમાવ) તો અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે કે, મેં તને રોઝી આપી દીધી.''

(શુઅબુલ ઈમાન બયહકી : ૪૩૨૧: ૬૧૯)

## (૩૭) દરેક નમાઝથી પહેલા ઈસ્તિગફાર કહો, ગુનાહ માફ થશે

**હદીસ** : હઝરત ઉમ્મે રાફિઅ (રદિયલ્લાહુ તઆલા અન્હા)થી રિવાયત છે કે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : જ્યારે તમે નમાઝના માટે ઊભાં થાવ તો દસ વખત સુબ્હાનલ્લાહ કહો અને દસ વખત લા ઈલા–હ ઈલ્લલ્લાહ કહો અને દસ વખત અલ્લાહુ અકબર કહો અને દસ વખત ઈસ્તિગફાર કહો. ''સુબ્હાનલ્લાહ''ના જવાબમાં અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે કે, આ મારા માટે છે અને જ્યારે તમે લા ઈલા–હ ઈલ્લલ્લાહ કહો તો અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે કે, આ મારા માટે છે અને જ્યારે તમે અલ્લાહ તઆલાની તારીફ–વખાણ કર્યા તો અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે કે, આ મારા માટે છે અને જ્યારે તમે અસ્તગ્ફિરુલ્લાહ કહો તો અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે કે, મેં તારી મગફિરત ફરમાવી દીધી. (દસ વખત અસ્તગ્ફિરુલ્લાહ પઢવા પર જવાબમાં દસ વખત ઈરશાદ થાય છે કે, મેં તારી મગફિરત ફરમાવી દીધી.)

(ઈબ્નુસ્સુન્ની ફિ અમલુલ યવ્મિ વલ્લયલહ અન ઈમામ રાફિઅ કઝા ફી, કન્ઝુલ ઉમ્માલ ૭/૫૩૧)

## (૩૮) મગફિરતની ઉમ્મીદ રાખો, ગુનાહ માફ થશે

જો તમે ચાહો તો હું તમને બતાવી દઉં કે અલ્લાહ જલ્લ જલાલુહુ કિયામતના દિવસે ઈમાનવાળાઓથી સૌથી પહેલાં

શું ઈરશાદ ફરમાવશે ? અને લોકો સૌથી પહેલા અલ્લાહ તઆલાની હુઝૂરમાં શું અરજ કરશે ? અલ્લાહ તઆલા ઈમાનવાળાઓથી ફરમાવશે કે, "શું તમને મારી મુલાકાત મહબૂબ–પસંદ હતી ?" તે અરજ કરશે કે, જી હા, બેશક, અય અમારા રબ ! ઈરશાદ થશે : કઈ બાબત પર ? તે અરજ કરશે કે, અમને તારી મગફિરત અને માફીની ઉમ્મીદ હતી. અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવશે : "મેં તમને બખ્શી દીધા, માફ કરી દીધા."

(અત્તબરાની ફિલ કબીર ૨૦/૧૨૫, મુસ્નદે અહમદ : ૫/૨૩૮)

## (૩૯) ગુનાહ પર શરમિંદગીનો ઈઝહાર કરો, ગુનાહ માફ થશે

**હદીસ** : હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિ.) રિવાયત ફરમાવે છે કે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : "જે માણસે કોઈ ગલતી–ભૂલ કરી યા કોઈ ગુનાહ કર્યો અને પછી એના પર શરમિંદહ થયો તો આ શરમિંદગી એના ગુનાહનો કફફારો છે."

(બયહકી)

## (૪૦) અલ્લાહ તઆલાના ક્રોધ–કોપથી અલ્લાહની પનાહ

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُ بِمُعَافَاتِکَ مِنْ عُقُوْبَتِکَ
وَاَعُوْذُ بِرِضَاکَ مِنْ سَخَطِکَ وَاَعُوْذُ بِکَ

مِنْکَ اَللّٰھُمَّ لَا اَسْتَطِیْعُ ثَنَاءً عَلَیْکَ وَلَوْ حَرَصْتُ وَلٰکِنْ اَنْتَ کَمَا اَثْنَیْتَ عَلٰی نَفْسِکَ ط

**અર્થ** : હે અલ્લાહ ! તારી ક્ષમાશીલતા અને દરગુઝર દ્વારા તારી સઝાથી હું તારી પનાહ ચાહું છું અને તારી રઝામંદી દ્વારા તારા ક્રોધ–કોપથી હું તારી પનાહ ચાહું છું અને તારાથી (તારી પકડથી) તારી જ પનાહ ચાહું છું. હે અલ્લાહ ! મને ગમે તેટલો શોખ હોય અને હું ગમે તેટલું જોર લગાવું, છતાં હું તારી તારીફનો પૂરતો હક કદાપિ અદા કરી શકતો નથી. ખરેખર, તું તો એવો જ છે, જેવી રીતે તેં પોતાની તારીફ બયાન ફરમાવી છે.

(તબરાની ફિલ્ અવ્સત, હયાતુસ્સહાબા : ૩/૩૯૨)

## (૪૧) અલ્લાહના ક્રોધ–કોપથી અલ્લાહની પનાહ

اَللّٰھُمَّ اِنِّیْ اَعُوْذُ بِرِضَاکَ مِنْ سَخَطِکَ وَبِمُعَافَاتِکَ مِنْ عُقُوْبَتِکَ وَاَعُوْذُبِکَ مِنْکَ لَا اُحْصِیْ ثَنَاءً عَلَیْکَ اَنْتَ کَمَا اَثْنَیْتَ عَلٰی نَفْسِکَ ط

**અર્થ** : હે અલ્લાહ ! (તારી જલાલી સિફાતથી તારી જ જમાલી સિફાતની પનાહ લઉં છું) હું તારી રઝામંદી

(પ્રસન્નતા) દ્વારા તારા ક્રોધ–કોપથી પનાહ લઉં છું અને તારી માફી (ક્ષમાદાન) દ્વારા તારા અઝાબથી પનાહ લઉં છું (મતલબ કે) તારાથી–તારી ઝાત દ્વારા તારી ઝાતની જ પનાહ લઉં છું. હું તારી સંપૂર્ણ તારીફ (સ્તુતિ) કરી શકતો નથી. બસ, તું એવો જ છે, જેવી કે ખુદ તેં પોતાની તારીફ ફરમાવી છે. (સહીહ મુસ્લિમ)

## (૪૨) કબ્રના અઝાબ અને કબ્રના ફિત્નાથી અલ્લાહની પનાહ

اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُبِكَ مِنْ عَذَابِ الْقَبْرِ وَمِنْ فِتْنَةِ الْقَبْرِ ط

**અર્થ :** હે અલ્લાહ ! કબ્રના અઝાબથી અને કબ્રના ફિત્ના (અજમાયશ)થી હું તારી પનાહ ચાહું છું.

(મુસ્નદે અહમદ, હયાતુસ્સહાબા : ૩/૩૮૭)

## (૪૩) અલ્લાહના ગઝબથી અલ્લાહની પનાહ

اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُ بِنُوْرِ وَجْهِكَ الْكَرِيْمِ الَّذِىْ اَضَاءَتْ لَهُ السَّمٰوٰتُ وَاَشْرَقَتْ لَهُ الظُّلُمٰتُ وَصَلُحَ عَلَيْهِ اَمْرُ الدُّنْيَا وَالْاٰخِرَةِ اَنْ تُحِلَّ عَلَىَّ غَضَبَكَ اَوْتُنْزِلَ عَلَىَّ سَخَطَكَ ط

**અર્થ** : હે અલ્લાહ ! હું તારી તે કરીમ ઝાતના નૂરના વસીલાથી તારી પનાહ લઉં છું, જેનાથી સઘળાં આકાશો ઝગમગી રહયાં છે અને બધા જ અંધકાર રોશન છે અને જેના કારણે દુનિયા તથા આખિરતનાં કામ દુરુસ્ત છે, આ વાતથી (પનાહ લઉં છું) કે તું મારાથી ગુસ્સે થાય અથવા મારાથી ખફા—નારાજ થાય. (કન્ઝુલ ઉમ્માલ, અલ્ જામિઉસ્સગીર)

## (૪૪) ગુમરાહીથી અલ્લાહ તઆલાની પનાહ

اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُبِكَ بِعِزَّتِكَ لَآاِلٰهَ اِلَّا اَنْتَ اَنْ تُضِلَّنِىْ، اَنْتَ الْحَىُّ الَّذِىْ لَا يَمُوْتُ وَالْجِنُّ وَالْاِنْسُ يَمُوْتُوْنَ ط

**અર્થ** : હે અલ્લાહ ! તારી ઈઝઝતના સદકે હું તારી પનાહ લઉં છું—મા'બૂદ કોઈ નથી, માત્ર તું જ છે—આ વાતથી કે તું મને ગુમરાહ કરી દે. તું હંમેશાહંમેશ—સદા સર્વદા જીવંત રહેનાર છે, કદી ફના (મરણશરણ) થનાર નથી અને (તારા સિવાય) જિન્નાત હોય કે ઈન્સાન—સૌ એક દિવસ

મરણશરણ થશે. (બુખારી, મુસ્લિમ)

## (૪૫) સ્ત્રીઓના ફિત્ના અને કબ્રના અઝાબથી અલ્લાહની પનાહ

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُبِکَ مِنْ فِتْنَةِ النِّسَآءِ وَاَعُوْذُبِکَ مِنْ عَذَابِ الْقَبْرِ ط

**અર્થ** : હે અલ્લાહ ! સ્ત્રીઓના ફિત્ના અને કબ્રના અઝાબથી હું તારી પનાહ લઉં છું. (અલ્ જામિઉસ્સગીર)

## (૪૬) શયતાન અને તેના લશ્કરથી અલ્લાહની પનાહ

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُبِکَ مِنْ اِبْلِیْسَ وَجُنُوْدِهٖ ط

**અર્થ** : હે અલ્લાહ ! હું તારી પનાહ લઉં છું શયતાનથી અને તેના લશ્કરથી.

(અલ્લામહ સુયૂતી રહ. કૃત અમલુલ્ યવ્મિ વલ્લયલહ્)

## (૪૭) મરદૂદ શયતાનથી અલ્લાહની પનાહ

اَعُوْذُ بِاللّٰهِ الْعَظِيْمِ وَوَجْهِهِ الْكَرِيْمِ
وَسُلْطَانِهِ الْقَدِيْمِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ ط

**અર્થ** : હું મરદૂદ (હડધૂત) શયતાનથી અઝમતવંત અલ્લાહની અને તેની કરીમ ઝાતની અને તેની કદીમ સલ્તનતની પનાહ ચાહું છું.

(અબૂ દાવૂદ, હયાતુસ્સહાબા : ૩/૩૯૪)

## (૪૮) સફરની યાતનાઓ અને કષ્ટથી અલ્લાહની પનાહ

اَللّٰهُمَّ اِنِّيْ اَعُوْذُبِكَ مِنْ وَّعْثَاءِ السَّفَرِ وَكَابَةِ
الْمَنْظَرِ وَسُوْءِ الْمُنْقَلَبِ فِي الْاَهْلِ وَالْمَالِ ط

**અર્થ** : હે અલ્લાહ ! સફરની મશક્કત (યાતના)થી અને કષ્ટદાયક મંઝર (દૃશ્ય)થી અને પરિવારજનો તથા માલ–દોલતમાં બુરી રીતે પરત આવવાથી હું તારી પનાહ ચાહું છું.

(અબૂ દાવૂદ, મુસ્લિમ, તિરમિઝી, જમ્ઉલ ફવાઈદ : ૨/૨૬૧,
હયાતુસ્સહાબા : ૩/૩૯૫)

## (૪૯) તમામ મખ્લૂકની બુરાઈથી અલ્લાહની પનાહ

اَللّٰهُمَّ اِنِّیۡ اَعُوۡذُ بِکَ مِنۡ شَرِّ مَا اَنۡتَ اٰخِذٌۢ بِنَاصِیَتِہٖ ط

## (૫૦) આખિરતની ઝિલ્લત (અપમાન)થી અલ્લાહની પનાહ

اَللّٰهُمَّ اِنِّیۡ اَعُوۡذُ بِکَ اَنۡ تَصُدَّ عَنِّیۡ وَجۡهَکَ یَوۡمَ الۡقِیٰمَةِ ط

**અર્થ :** હે અલ્લાહ ! હું આ વાતથી તારી પનાહ લઉં છું કે તું કિયામતમાં પોતાનું મુખ મારાથી ફેરવી લે.

(સુયૂતી રહ. કૃત અમલુલ્ યવ્મિ વલ્લયૂલહ)





## (૫૧) સવારે દસ (૧૦) વખત પઢવાની છ (૬) મહાન ફઝીલતો

لَآاِلٰهَ اِلَّااللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ، سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ، اَسْتَغْفِرُاللّٰهَ وَلَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ ط اَلْاَوَّلُ وَالْاٰخِرُ وَالظَّاهِرُوَالْبَاطِنُ بِيَدِهِ الْخَيْرُ ط يُحْيِيْ وَيُمِيْتُ وَهُوَعَلٰى كُلِّ شَيْئٍ قَدِيْرٌ ط

**(લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર, સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી, અસ્તગ્ફિરુલ્લાહ વલા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહ, અલ અવ્વલુ વલ્ આખિરુ, વઝ્ ઝાહિરુ વલ્ બાતિનુ બિ-યદિહિલ ખય્ર, યુહ્યી વ યુમીતુ વ હુ-વ અલા કુલ્લિ શય્ઈન્ કદીર.)**

**અર્થ :** અલ્લાહ તઆલા સિવાય કોઈ મા'બૂદ નથી અને અલ્લાહ ઘણો મહાન છે. અને અલ્લાહ તઆલા પાક છે અને તેના જ માટે દરેક પ્રકારની તારીફ છે. હું અલ્લાહ તઆલાથી મગફિરત તલબ કરું છું અને અલ્લાહ તઆલાની તવફીક વગર નેકી કરવાની શકિત મળી શકતી નથી. તે જ સૌથી પહેલો અને તે જ સૌથી છેલ્લો છે અને તે જ જાહેર છે અને તે જ ગુપ્ત છે. બધી જ ભલાઈ તેના જ હાથ (અંકુશ)માં છે. તે જ જીવન અને મૌત અર્પણ કરે છે અને તે જ દરેક ચીજ પર શકિતમાન છે.

**ફઝીલત** : હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત ઉસ્માન (રદિ.)ને ફરમાવ્યું કે, હે ઉસ્માન (રદિ.) ! જે માણસ આ (ઉપરોકત) કલિમાતને સવારમાં દસ વાર પઢી લે, તો અલ્લાહ તઆલા તેને છ (૬) ફઝીલતો અતા ફરમાવે છે :

(૧) તે શયતાન અને તેના લાવ–લશ્કરથી બચી જાય છે. (૨) તેને એક કિન્તાર (૧૪૬૯ કિલો અને ૬૬૪ ગ્રામ) અજર મળે છે. (૩) જન્નતમાં તેનો એક દરજ્જો બુલંદ થાય છે. (૪) હૂરે ઈન સાથે તેના નિકાહ કરાવવામાં આવે છે. બાર (૧૨) ફરિશ્તા તેની મૌતના સમયે આવે છે અને તેને જન્નતની બશારત (ખુશખબરી) સંભળાવશે અને (૬) તેને એવા માણસ સમાન સવાબ અર્પણ કરવામાં આવે છે, જેણે કુર્આન, તવરાત, ઈન્જીલ અને ઝબૂર પઢી હોય. તદુપરાંત, તેને એક મકબૂલ હજ અને એક મકબૂલ ઉમરહનો સવાબ મળે છે અને જો તે જ દિવસે તેની વફાત થઈ જાય, તો તેને શહાદતનો દરજ્જો મળે છે.

(તફસીરે ઈબ્ને કસીર : ૪/૪૩૯, બિખરે મોતી : ૭/૧૪૨)



## રહમત અને મગફિરત

قُلْ يٰعِبَادِيَ الَّذِيْنَ اَسْرَفُوْا عَلٰٓى اَنْفُسِهِمْ لَا تَقْنَطُوْا مِنْ رَّحْمَةِ اللّٰهِ ۭ اِنَّ اللّٰهَ يَغْفِرُ الذُّنُوْبَ جَمِيْعًا ۭ اِنَّهٗ هُوَ الْغَفُوْرُ الرَّحِيْمُ ۝ (الزمر ۳۹:۵۳)

**"આપ ફરમાવી દો કે, અય મારા બંદાઓ ! જેમણે પોતાના ઉપર ઝિયાદતી-ઝુલ્મ કર્યો છે, તમે અલ્લાહ તઆલાની રહમતથી નાઉમ્મીદ ન થાઓ, ખરેખર અલ્લાહ તઆલા તમામ ગુનાહોને માફ ફરમાવી દેશે. બેશક, તે ઘણો બખ્શવા-વાળો અને ઘણી વિશાળ રહમતવાળો છે."**

**નોંધ :** આ તમામ દુઆઓને પૂરા દિલથી અને યકીનની સાથે પઢવામાં આવશે તો ઈન્શાઅલ્લાહુ તઆલા જરૂરથી ફાયદો થશે.

*દુઆઓના અર્થ અને ભાવાર્થ નજર સમક્ષ રાખીને તમામ દુઆઓ પઢવાનો ખાસ ઈહતિમામ (પ્રબંધ) કરવો જોઈએ.*

**(દુઆ માંગતા પહેલા દુઆની આગળ-પાછળ દુરૂદ શરીફ અચૂક-અવશ્ય પઢવું.)**

# ચુનંદા અશઆર

કુછ સમઝમે નહીં આતા યહ તિલસ્મે હસ્તી,

ઉસકી કુદરતકે કરિશ્મે ભી અજબ હોતે હૈં,

જાન જબ ખાકમેં પડતી હૈ તો હોતી હૈ ખુશી,

ખાક જબ ખાકમેં મિલતી હૈં તો સબ રોતે હૈં.



આખિરતકી ફિકર કરની હૈ ઝરૂર,

જૈસી કરની વૈસી ભરની હૈ ઝરૂર,

ઉમર યહ એક દિન ગુઝરની હૈ ઝરૂર,

કબરમેં મય્યિત ઉતરની હૈ ઝરૂર.



યહ ઈકામત હમેં પયગામે સફર દેતી હૈ,

ઝિંદગી મૌતકે આનેકી ખબર દેતી હૈ.



કિતને મુફલિસ હો ગએ, કિતને તવંગર હો ગએ,

ખાકમેં જબ મિલ ગએ, તો દોનોં બરાબર હો ગએ.



# દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰٓی اٰلِ
مُحَمَّدٍ کَمَا صَلَّیْتَ عَلٰٓی اِبْرَاھِیْمَ
وَعَلٰٓی اٰلِ اِبْرَاھِیْمَ اِنَّکَ حَمِیْدٌ
مَّجِیْدٌ ط اَللّٰھُمَّ بَارِکْ عَلٰی مُحَمَّدٍ
وَّعَلٰٓی اٰلِ مُحَمَّدٍ کَمَا بَارَکْتَ عَلٰٓی
اِبْرَاھِیْمَ وَعَلٰٓی اٰلِ اِبْرَاھِیْمَ
اِنَّکَ حَمِیْدٌ مَّجِیْدٌ ط

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

લા ઈલા-હ ઈલ્લલ્લાહુ

મુહમ્મદુર્રસૂલુલ્લાહ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)

# પ્રકરણ-૧૩

# ચાલીસ રબ્બના

અને

# મંઝિલ

**ચુનંદા અશઆર :**

**(૧) નેકિયાં તેરી તરાઝૂમેં તુલે યા ન તૂલે,**
**દાગે સિયાહ તેરે દામનસે ધુલે યા ન ધુલે,**
**આજ હી તૂ કર લે અપને ગુનાહોંસે તૌબા,**
**ખુદા જાને કલકો તેરી આંખેં ખુલે યા ન ખુલે.**

**(૨) બહારે દુન્યા હે ચંદ રોઝા, ન ચલ યહાં સર ઉઠા ઉઠાકર,**
**ખુદાને ખુદ હી મિટા દીએ હૈં હઝારોં નકશે બના બના કર.**

**(૩) દિલે મુર્દા દિલ નહીં હે, ઉસે ઝિંદા કર દો-બારહ,**
**કે યહી હે ઉમ્મતોંકે મર્ઝે કુહનકા ચારહ.**

*—ઈકબાલ (રહ.)*

**શબ્દાર્થ : મર્ઝે કુહન :** પુરાણો રોગ ✹ **ચારહ :** ઉપચાર/ઈલાજ

**(૪) કેહ કે ઉઠતા હૂં જો "યા અલ્લાહ" મૈં અપને કામસે,**
**હાય કયા તસ્કીન મિલતી હે મુઝે તેરે નામસે.**

**શબ્દાર્થ : તસ્કીન :** સાંત્વના

**વહ આએ ના-ખુદાએ કશ્તીએ અહલે ઝમીં બન કર,**
**વહ આએ ઈસ જહાંમેં રહમતુલ્ લિલ આલમીં બન કર.**

**શબ્દાર્થ : ના-ખુદાએ કશ્તીએ અહલે ઝમીં :** જમીનવાળાઓની કશ્તીના નાવિક

(૫) **બુલબુલને આશિયાના ચમનસે ઉઠા લિયા,**
**અપની બલાસે બૂમ રહે યા હુમા રહે !**

**ભાવાર્થ :** વૃદ્ધાવસ્થામાં જ્યારે દુનિયાથી વિદાય થવાની તૈયારી થઈ રહી હોય ત્યારે આખી દુનિયામાં શું થઈ રહયું છે એની ઝંઝટમાં પડવાની શી જરૂર છે ? !

## અનુક્રમણિકા

# ચાલીસ રબ્બના

કુર્આન મજીદમાં વિવિધ ઠેકાણે "રબ્બના" શબ્દ આવેલો છે. ઈન્સાન એને જો ખુશૂઅ-ખુઝૂઅ (કાકલૂદી અને આજિઝી)થી પઢે તો દિલની એક અજબ કેફિયત અનુભવશે. એને પઢવાનો સૌથી મુનાસિબ અને સારો સમય ફજર પહેલા અથવા ફજર પછીનો છે. વઝીફો પઢતાં પહેલા અને પછી અચૂક "દુરૂદ શરીફ" પઢવું. વઝીફો બને તો તેનો મતલબ સમજીને પઢે તો વધારે બેહતર રહેશે. આશા છે કે, મુસલમાનો આ કિંમતી અને ઉપયોગી સંગ્રહથી ખૂબ ખૂબ લાભ ઉઠાવશે, ઈન્શા અલ્લાહ.

مَنْ عَمِلَ صَالِحًا مِّنْ ذَكَرٍ اَوْ اُنْثٰى وَهُوَ مُؤْمِنٌ
فَلَنُحْيِيَنَّهٗ حَيٰوةً طَيِّبَةً ۚ ط (النحل ١٦:٩٧)

(**ભાવાર્થ** : જે બંદો કે બંદી સારા કામો કરે અને દિલથી તે મોમિન પણ હોય તો અમે તેને 'હયાતે તય્યિબહ'ની નેઅમતથી નવાઝીશું.)

  

## દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

### ★ ચાલીસ રબ્બના ★

اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ ○

**તર્જુમો :** હું શયતાન મરદૂદથી અલ્લાહની પનાહ ચાહું છું.

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

**તર્જુમો :** હું અલ્લાહના નામથી શરૂ કરું છું, જે મહાન મહેરબાન (અને) રહમ કરનાર છે.

رَبَّنَا تَقَبَّلْ مِنَّا ؕ اِنَّكَ اَنْتَ السَّمِيْعُ الْعَلِيْمُ ۝١٢٧ (૧)

**તર્જુમો :** હે અમારા પરવરદિગાર ! તું અમારા આ'માલને

કબૂલ કર. બેશક. તું સાંભળનાર (અને) જાણનાર છે.

(૨) رَبَّنَا وَاجْعَلْنَا مُسْلِمَيْنِ لَكَ وَمِنْ ذُرِّيَّتِنَآ أُمَّةً مُّسْلِمَةً لَّكَ وَأَرِنَا مَنَاسِكَنَا وَتُبْ عَلَيْنَا إِنَّكَ أَنْتَ التَّوَّابُ الرَّحِيمُ (البقرہ۲: ۱۲۷-۱۲۸)

તર્જુમો : હે અમારા પરવરદિગાર ! અમને તું ફરમાંબરદાર બનાવ અને અમારી અવલાદમાંથી પણ એક તારી ફરમાંબરદાર (તાબેદાર) જમાઅત બનાવ અને અમને હજના અહકામ બતાવ અને અમને માફ કર. બેશક, તું જ તવબા કબૂલ કરનાર (અને) મહેરબાન છે.

(૩) رَبَّنَآ اٰتِنَا فِي الدُّنْيَا حَسَنَةً وَّفِي الْاٰخِرَةِ حَسَنَةً وَّقِنَا عَذَابَ النَّارِ (البقرہ۲: ۲۰۱)

હે અમારા પાલનહાર ! અમને દુનિયામાં ભલાઇ અને આખિરતમાં પણ ભલાઇ અતા કર અને અમને દોઝખના અઝાબથી બચાવ.

(૪) رَبَّنَآ اَفْرِغْ عَلَيْنَا صَبْرًا وَّثَبِّتْ اَقْدَامَنَا وَانْصُرْنَا عَلَى الْقَوْمِ الْكٰفِرِيْنَ (البقرہ۲: ۲۵۰)

હે અમારા પરવરદિગાર ! અમારી ઉપર સબર નાઝિલ ફરમાવ અને અમને સાબિત–કદમ રાખ અને કાફિરોના વિરુદ્ધ અમારી મદદ ફરમાવ.

(૫ رَبَّنَا لَا تُؤَاخِذْنَآ إِن نَّسِينَآ أَوْ أَخْطَأْنَا ۚ (البقرہ۲:۲۸۶)

હે અમારા પરવરદિગાર ! જો અમે ભૂલચૂક કરીએ તો અમારી પકડ ફરમાવીશ નહિ.

(૬) رَبَّنَا وَلَا تَحْمِلْ عَلَيْنَآ إِصْرًا كَمَا حَمَلْتَهُۥ عَلَى الَّذِينَ مِن قَبْلِنَا ۚ (البقرہ۲:۲۸۶)

હે અમારા પરવરદિગાર ! અને અમારી ઉપર એવો સખત બોજ મૂકીશ નહીં, જેવો કે અમારાથી આગલા લોકો પર મૂકયો હતો.

(૭) رَبَّنَا وَلَا تُحَمِّلْنَا مَا لَا طَاقَةَ لَنَا بِهِۦ ۖ وَاعْفُ عَنَّا ۗ وَاغْفِرْ لَنَا ۗ وَارْحَمْنَآ ۚ أَنتَ مَوْلَىٰنَا فَانصُرْنَا عَلَى الْقَوْمِ الْكَٰفِرِينَ ﴿٢٨٦﴾ (البقرہ۲:۲۸۶)

હે અમારા પરવરદિગાર ! અમારી પાસે એવો બોજ ઊંચકાવીશ નહીં, જેની અમારામાં શકિત નથી અને અમને માફ કર અને અમને બખ્શી દે અને અમારા પર રહમ કર, તું જ અમારો બેલી છે તો તું કાફિરોના મુકાબલામાં અમારી મદદ ફરમાવ.

(૮) رَبَّنَا لَا تُزِغْ قُلُوبَنَا بَعْدَ إِذْ هَدَيْتَنَا وَهَبْ لَنَا مِن لَّدُنكَ رَحْمَةً ۚ إِنَّكَ أَنتَ الْوَهَّابُ ﴿٨﴾ (آل عمران۳:۸)

હે અમારા પરવરદિગાર ! જયારે તેં અમને હિદાયત આપી તો પછી અમારા દિલોને (અવળા માર્ગે) વાળીશ નહીં અને પોતાની પાસેથી અમને રહમત અર્પણ કર.

બેશક, તું જ સઘળું આપનાર છે.

(૯) رَبَّنَآ اِنَّكَ جَامِعُ النَّاسِ لِيَوْمٍ لَّا رَيْبَ فِيْهِ ؕ اِنَّ اللّٰهَ لَا يُخْلِفُ الْمِيْعَادَ ۝٩ (آلِ عمران ۳:۹)

હે અમારા પરવરદિગાર ! (આ દુઆનું કારણ એ જ છે કે) તું આખી માનવજાતને એક (હશ્રના) દિવસે એકત્ર કરનાર છે. જે(ના આવવા)માં જરા પણ શંકા નથી. (કારણ કે) અલ્લાહ તઆલા પોતાના વાયદાનો કદી પણ ભંગ કરતો નથી.

(૧૦) رَبَّنَآ اِنَّنَآ اٰمَنَّا فَاغْفِرْ لَنَا ذُنُوْبَنَا وَقِنَا عَذَابَ النَّارِ ۝١٦ (آلِ عمران ۳:۱۶)

હે અમારા પરવરદિગાર ! અમે તારા ઉપર ઈમાન લાવ્યા છીએ. તું અમારા ગુનાહોને માફ કર અને અમને દોઝખના અઝાબથી બચાવ.

(૧૧) رَبَّنَآ اٰمَنَّا بِمَآ اَنْزَلْتَ وَاتَّبَعْنَا الرَّسُوْلَ فَاكْتُبْنَا مَعَ الشّٰهِدِيْنَ ۝٥٣ (آلِ عمران ۳:۵۳)

હે અમારા પરવરદિગાર ! તેં જે વસ્તુ ઉતારી એને અમે માની લીધી અને તારા રસૂલ (સલ.)ની પૈરવી કરી તો તું અમને માનવાવાળાઓની જમાઅતમાં લખી દે.

(૧૨) رَبَّنَا اغْفِرْ لَنَا ذُنُوْبَنَا وَاِسْرَافَنَا فِيْٓ اَمْرِنَا وَثَبِّتْ اَقْدَامَنَا وَانْصُرْنَا عَلَى الْقَوْمِ الْكٰفِرِيْنَ ۝١٤٧

(آلِ عمران ۳:۱۴۷)

હે અમારા પરવરદિગાર ! અમારા ગુનાહોને માફ કરી દે અને જો અમારા કામમાં અમે હદ ઓળંગી ગયા હોય તો એને પણ માફ કરી દે અને અમને સાબિતકદમ રાખ અને કાફિરોના મુકાબલામાં અમારી મદદ કર.

(૧૩) رَبَّنَا مَا خَلَقْتَ هٰذَا بَاطِلًا ۚ سُبْحٰنَكَ فَقِنَا عَذَابَ النَّارِ ﴿۱۹۱﴾ (آل عمران ۳:۱۹۱)

હે અમારા પરવરદિગાર ! તેં આ (કાયનાત)ને વ્યર્થ બનાવી નથી. તારી ઝાત બધી ખામીઓથી પાક છે તો તું અમને દોઝખના અઝાબથી બચાવ.

(૧૪) رَبَّنَآ اِنَّكَ مَنْ تُدْخِلِ النَّارَ فَقَدْ اَخْزَيْتَهٗ ۭ وَمَا لِلظّٰلِمِيْنَ مِنْ اَنْصَارٍ ﴿۱۹۲﴾ (آل عمران ۳:۱۹۲)

હે અમારા પરવરદિગાર ! જેમને તેં દોઝખમાં નાંખ્યા તેમને તેં અપમાનિત કર્યા અને ત્યાં ગનેહગારોનો કોઇ મદદગાર નથી.

(૧૫) رَبَّنَآ اِنَّنَا سَمِعْنَا مُنَادِيًا يُّنَادِيْ لِلْاِيْمَانِ اَنْ اٰمِنُوْا بِرَبِّكُمْ فَاٰمَنَّا ۖ (آل عمران ۳:۱۹۳)

હે અમારા પરવરદિગાર ! બેશક, અમે એક પુકારનારને સાંભળ્યો કે જે ઈમાનની દા'વત આપે છે કે હે (લોકો !) પોતાના રબ પર ઈમાન લઈ આવો, જેથી અમે તારા ઉપર ઈમાન લઈ આવ્યા

(૧૬) رَبَّنَا فَاغْفِرْ لَنَا ذُنُوْبَنَا وَكَفِّرْ عَنَّا سَيِّاٰتِنَا وَتَوَفَّنَا مَعَ الْاَبْرَارِ ﴿۱۹۳﴾ (آل عمران ۳:۱۹۳)

હે અમારા પરવરદિગાર ! હવે તું અમારા ગુનાહોને માફ કરી દે અને અમારી બુરાઈઓને અમારાથી દૂર કર અને નેક લોકો સાથે સામિલ કરીને અમને દુનિયાથી ઉઠાવજે.

(૧૭) رَبَّنَا وَاٰتِنَا مَا وَعَدْتَّنَا عَلٰى رُسُلِكَ وَلَا تُخْزِنَا يَوْمَ الْقِيٰمَةِ ۭ اِنَّكَ لَا تُخْلِفُ الْمِيْعَادَ ۝ (آل عمران ۳:۱۹۴)

હે અમારા પરવરદિગાર ! તેં તારા રસૂલો મારફત જે વચનો અમને આપ્યાં છે તે અતા કર અને કિયામતના દિવસે અમને અપમાનિત કરીશ નહીં. બેશક, તું (કદી) વચનભંગ કરતો નથી.

(૧૮) رَبَّنَآ اٰمَنَّا فَاكْتُبْنَا مَعَ الشّٰهِدِيْنَ ۝ (المائدۃ ۵:۸۳)

હે અમારા પરવરદિગાર ! અમે ઈમાન લઈ આવ્યા, જેથી તું અમને સાચા લોકો સાથે લખી આપ

(૧૯) رَبَّنَآ اَنْزِلْ عَلَيْنَا مَاۗىِٕدَةً مِّنَ السَّمَاۗءِ تَكُوْنُ لَنَا عِيْدًا لِّاَوَّلِنَا وَاٰخِرِنَا وَاٰيَةً مِّنْكَ ۚ وَارْزُقْنَا وَاَنْتَ خَيْرُ الرّٰزِقِيْنَ ۝ (المائدۃ ۵:۱۱۴)

હે અમારા પરવરદિગાર ! અમારા ઉપર આકાશેથી એક દસ્તરખ્વાન ઉતાર કે, જે અમારા આગલા અને પાછલા લોકો માટે ઈદ (ખૂશી) બની જાય અને તારા તરફથી કોઈ નિશાની બની જાય અને અમને રોઝી અર્પણ કર અને તું જ સર્વશ્રેષ્ઠ રોઝી આપનાર છે.

(૨૦) رَبَّنَا ظَلَمْنَآ اَنْفُسَنَا ۫ وَاِنْ لَّمْ تَغْفِرْ لَنَا وَتَرْحَمْنَا لَنَكُوْنَنَّ مِنَ الْخٰسِرِيْنَ ۝ (الاعراف ۷:۲۳)

હે અમારા પરવરદિગાર ! અમે અમારી જાત (સ્વજાત) પર જુલ્મ કર્યો છે. જો તું અમારી મગફિરત નહીં કરે અને અમારા ઉપર રહમ નહીં કરે તો અમે જરૂર નુકસાન ઉઠાવનારાઓમાંથી થઈ જઈશું.

(૨૧) رَبَّنَا لَا تَجۡعَلۡنَا مَعَ الۡقَوۡمِ الظّٰلِمِيۡنَ (الاعراف ۷:۴۷)

હે અમારા પરવરદિગાર ! અમને ગુનેહગાર લોકોમાં શામેલ કરીશ નહીં.

(૨૨) رَبَّنَا افۡتَحۡ بَيۡنَنَا وَبَيۡنَ قَوۡمِنَا بِالۡحَقِّ وَاَنۡتَ خَيۡرُ الۡفٰتِحِيۡنَ (الاعراف ۷:۸۹)

હે અમારા પરવરદિગાર ! તું અમારી અને અમારી કૌમ વચ્ચે હકનો ફૈંસલો કર અને તું સૌથી સારો ફૈંસલો કરનાર છે.

(૨૩) رَبَّنَاۤ اَفۡرِغۡ عَلَيۡنَا صَبۡرًا وَّتَوَفَّنَا مُسۡلِمِيۡنَ (الاعراف ۷:۱۲۶)

હે અમારા પરવરદિગાર ! અમારા ઉપર સબ્રનો દ્વાર ખોલી દે અને અમને મુસલમાન હોવાની હાલત પર મૌત આપ.

(૨૪) رَبَّنَا لَا تَجۡعَلۡنَا فِتۡنَةً لِّلۡقَوۡمِ الظّٰلِمِيۡنَ ۙ وَنَجِّنَا بِرَحۡمَتِكَ مِنَ الۡقَوۡمِ الۡكٰفِرِيۡنَ (یونس ۱۰:۸۵-۸۶)

હે અમારા પરવરદિગાર ! અમને ઝાલિમ કૌમ માટે આજમાઈશ ન બનાવ અને પોતાની રહમતથી અમને કાફિર લોકોથી છૂટકારો આપ.

(૨૫) رَبَّنَآ اِنَّكَ تَعْلَمُ مَا نُخْفِيْ وَمَا نُعْلِنُ ؕ وَمَا يَخْفٰى عَلَى اللّٰهِ مِنْ شَيْءٍ فِي الْاَرْضِ وَلَا فِي السَّمَآءِ ﴿۳۸﴾ (ابراہیم ۱۴:۳۸)

હે અમારા પરવરદિગાર ! બેશક, તું તે સર્વ કાંઇ જાણે છે, જેને અમે છુપાવીએ છીએ અને જેને અમે જાહેર કરીએ છીએ અને અલ્લાહ તઆલાથી જમીન કે આસમાનમાંની કોઇ વસ્તુ છૂપી નથી.

(૨૬) رَبَّنَا وَتَقَبَّلْ دُعَآءِ ﴿۴۰﴾ (ابراہیم ۱۴:۴۰)

હે અમારા પરવરદિગાર ! અમારી આ દુઆને કબૂલ ફરમાવ.

(૨૭) رَبَّنَا اغْفِرْ لِيْ وَلِوَالِدَيَّ وَلِلْمُؤْمِنِيْنَ يَوْمَ يَقُوْمُ الْحِسَابُ ﴿۴۱﴾ (ابراہیم ۱۴:۴۱)

હે અમારા પરવરદિગાર ! તે દિવસે કે જ્યારે હિસાબ થશે ત્યારે તું મારી, મારા માં–બાપની અને સઘળાં મુઅમિનોની મગફિરત કરી આપજે.

(૨૮) رَبَّنَآ اٰتِنَا مِنْ لَّدُنْكَ رَحْمَةً وَّهَيِّئْ لَنَا مِنْ اَمْرِنَا رَشَدًا ﴿۱۰﴾ (الکہف ۱۸:۱۰)

હે અમારા પરવરદિગાર ! અમને તારી પાસેથી રહમત અતા કર અને અમારા કામોની સુધારણા સંપૂર્ણ કરી આપ

(૨૯) رَبَّنَآ اِنَّنَا نَخَافُ اَنْ يَّفْرُطَ عَلَيْنَآ اَوْ اَنْ يَّطْغٰى ﴿۴۵﴾ (طٰہٰ ۲۰:۴۵)

હે અમારા પરવરદિગાર ! અમને ડર છે કે તે (ફિરઔન)

અમારી ઉપર અતિશયોક્તિ (ઝિયાદતી) અથવા શરારત ન કરવા લાગે.

(૩૦) رَبُّنَا الَّذِيْٓ اَعْطٰى كُلَّ شَيْءٍ خَلْقَهٗ ثُمَّ هَدٰى ۝ (طٰهٰ ٢٠:٥٠)

અમારો પરવરદિગાર તે છે, જેણે દરેક વસ્તુને તેનું સંપૂર્ણ સ્વરૂપ આપ્યું, પછી તેને સૂઝ આપી.

(૩૧) رَبَّنَآ اٰمَنَّا فَاغْفِرْ لَنَا وَارْحَمْنَا وَاَنْتَ خَيْرُ الرّٰحِمِيْنَ ۝ (المؤمنون ٢٣:١٠٩)

હે અમારા પરવરદિગાર ! અમે ઈમાન લઈ આવ્યા, જેથી તું અમને માફ કરી દે અને અમારા પર રહમ ફરમાવ અને તું તો બધા રહમ કરનારાઓમાં (સૌથી) વધુ રહમ કરનાર છે.

(૩૨) رَبَّنَا اصْرِفْ عَنَّا عَذَابَ جَهَنَّمَ ۖ اِنَّ عَذَابَهَا كَانَ غَرَامًا ۝ اِنَّهَا سَآءَتْ مُسْتَقَرًّا وَّمُقَامًا ۝ (الفرقان ٢٥:٦٥-٦٦)

હે અમારા પરવરદિગાર ! અમારાથી દોઝખના અઝાબને હટાવી આપજે. બેશક, એનો અઝાબ તો પૂરેપૂરો લાગવાવાળો છે. બેશક, તે (દોઝખ) તો ઘણું ખરાબ ઠેકાણું અને રહેઠાણ છે.

(૩૩) رَبَّنَا هَبْ لَنَا مِنْ اَزْوَاجِنَا وَذُرِّيّٰتِنَا قُرَّةَ اَعْيُنٍ وَّاجْعَلْنَا لِلْمُتَّقِيْنَ اِمَامًا ۝ (الفرقان ٢٥:٧٤)

હે અમારા પરવરદિગાર ! અમને અમારી અવરતો અને

અવલાદ તરફથી આંખોની ઠંડક અર્પણ કર અને અમને પરહેઝગારોના ઈમામ બનાવી દે.

(૩૪) (فاطر ۳۵:۳۴) رَبَّنَا لَغَفُوْرٌ شَكُوْرٌ ۝

બેશક, અમારો પરવરદિગાર અત્યંત માફ કરનાર (અને) કદર કરનાર છે.

(૩૫) رَبَّنَا وَسِعْتَ كُلَّ شَيْءٍ رَّحْمَةً وَّعِلْمًا فَاغْفِرْ لِلَّذِيْنَ تَابُوْا وَاتَّبَعُوْا سَبِيْلَكَ وَقِهِمْ عَذَابَ الْجَحِيْمِ ۝ (المؤمن ۴۰:۷)

હે અમારા પરવરદિગાર ! દરેક ચીઝ પર તારી રહમત અને ઈલ્મ છવાયેલ છે. તો તું તેવા લોકોને બખ્શી દે, જે તૌબા કરે છે અને તારા માર્ગે ચાલે છે અને તેમને તું દોઝખના અઝાબથી બચાવ.

(૩૬) رَبَّنَا وَاَدْخِلْهُمْ جَنّٰتِ عَدْنِ ِۨالَّتِيْ وَعَدْتَّهُمْ وَمَنْ صَلَحَ مِنْ اٰبَآئِهِمْ وَاَزْوَاجِهِمْ وَذُرِّيّٰتِهِمْ ؕ اِنَّكَ اَنْتَ الْعَزِيْزُ الْحَكِيْمُ ۝ وَقِهِمُ السَّيِّاٰتِ ؕ وَمَنْ تَقِ السَّيِّاٰتِ يَوْمَئِذٍ فَقَدْ رَحِمْتَهٗ ؕ وَذٰلِكَ هُوَ الْفَوْزُ الْعَظِيْمُ ۝ (المؤمن ۴۰:۹)

હે અમારા પરવરદિગાર ! તું તેમને સદા રહેવાની જન્નતમાં દાખલ કર જેનો તેં એમને વાયદો કર્યો છે અને તેમના માં-બાપ, અવરતો અને તેમની ઔલાદમાંથી જે નેક હોય તેમને પણ (જન્નતમાં દાખલ કર) બેશક, તું જ જબરદસ્ત હિકમતવાળો છે અને (કિયામતના દિવસે)

તેમને બુરાઈઓથી સુરક્ષિત રાખ અને તે દિવસે જેને તેં બુરાઈઓથી બચાવી લીધો તો બેશક, તેં તેના પર રહમ ફરમાવી અને એ જ મોટી સફળતા છે.

(૩૭) رَبَّنَا اغْفِرْ لَنَا وَلِإِخْوَانِنَا الَّذِينَ سَبَقُونَا بِالْإِيمَانِ وَلَا تَجْعَلْ فِي قُلُوبِنَا غِلًّا لِّلَّذِينَ آمَنُوا رَبَّنَا إِنَّكَ رَءُوفٌ رَّحِيمٌ ﴿١٠﴾ (الحشر۵۹:۱۰)

હે અમારા પરવરદિગાર ! અમને અને અમારા તે ભાઈઓને જેઓ અમારાથી પહેલાં ઈમાન લાવ્યા છે તેમને માફ કરી દે અને ઈમાનવાળાઓ પ્રત્યે અમારા દિલોમાં વેર–કપટ ન નાખ. હે અમારા પરવરદિગાર ! તું જ મહાન અને દયાળુ છે.

(૩૮) رَبَّنَا عَلَيْكَ تَوَكَّلْنَا وَإِلَيْكَ أَنَبْنَا وَإِلَيْكَ الْمَصِيرُ ﴿٤﴾

હે અમારા રબ ! તારા ઉપર અમે ભરોસો કર્યો અને તારા તરફ જ રજૂ થયા અને તારા જ તરફ બધાએ પાછા ફરવાનું છે.

(૩૯) رَبَّنَا لَا تَجْعَلْنَا فِتْنَةً لِّلَّذِينَ كَفَرُوا وَاغْفِرْ لَنَا رَبَّنَا ج إِنَّكَ أَنتَ الْعَزِيزُ الْحَكِيمُ ﴿٥﴾ (الممتحنة۶۰:۴-۵)

હે અમારા પરવરદિગાર ! અમને કાફિરો માટે આજમાઈશ બનાવીશ નહીં અને હે અમારા પરવરદિગાર ! અમને માફ કર. બેશક, તું જ બળવાન (અને) હિકમતવાન છે.

(٤٥) (التّحريم ٦٦:٨) رَبَّنَآ اَتۡمِمۡ لَنَا نُوۡرَنَا وَاغۡفِرۡ لَنَا ۚ

હે અમારા પરવરદિગાર ! અમારા માટે અમારા નૂરને સંપૂર્ણ કરી દે અને અમારી મગફિરત કર. બેશક, તું સર્વ ચીઝ કરવા શક્તિમાન છે.

• • •

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

• • •

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ فِى الْاَوَّلِيْنَ وَالْاٰخِرِيْنَ وَفِى الْمَلَاِ الْاَعْلٰى اِلٰى يَوْمِ الدِّيْنِ ط

• • •

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ مِّلْاَ السَّمٰوٰتِ وَمِلْاَ الْاَرْضِ وَمِلْاَ الْعَرْشِ الْعَظِيْمِ ط

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

આ મંઝિલ આસેબ, (જિન્નાત), જાદુ અને બીજા નુકસાનાતથીં હિફાઝત માટે એક ઘણો જ અનુભવસિદ્ધ અમલ છે. આ હઝરત શયખુલ હદીસ (રહ.) અને એમના ખાનદાની મશાયખો અને અકાબિરોના અનુભવસિદ્ધ અમલોમાંથી છે.



**હઝરત શયખુલ હદીસ મવલાના મુહમ્મદ ઝકરિય્યા સા. (રહ.)**

# મંઝિલ

## બિસ્મિહી તઆલા

### હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.........

નીચે જે આયાતે કુર્આની (મંઝિલ) દર્શાવવામાં આવી છે, તે અમારા ખાનદાનમાં "મંઝિલ"ના નામથી મશ્હૂરો–મા'રૂફ છે. અમારા ખાનદાનના અકાબિર અમલિયાત અને અદવિય્યહમાં આ મંઝિલનો ઘણો જ ઈહતિમામ (પ્રબંધ) ફરમાવ્યા કરતા હતા અને બચ્ચાઓ–બાળકોને બચપણથી જ આ મંઝિલને ઘણી જ પાબંદીથી યાદ કરાવવાનો દસ્તૂર (અમલ) હતો. નકશ અને તા'વીઝાતના મુકાબલામાં આયાતે કુર્આની અને તે દુઆઓ જે હદીસ શરીફમાં વારિદ થઈ છે, ખરેખર ઘણી જ વધારે મુફીદ અને મુઅસ્સર (અસર કરવા–વાળી) છે. અમલિયાતમાં એનો જ ઘણો વધારે ઈહતિમામ કરવો જોઈએ. ફખ્રે રસૂલ સરવરે કાઈનાત હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દીની યા દુન્યવી કોઈ પણ હાજત (જરૂરત) એવી નથી છોડી કે જેના માટે દુઆનો તરીકો તા'લીમ ન ફરમાવ્યો હોય. એવી રીતે અમુક આયતોને ખાસ મકસદના માટે પઢવું મશાઈખોના તજરુબા (અનુભવ)થી સાબિત છે. આ મંઝિલ આસેબ (જિન્નાત) અને ખતરાત (નુકસાનાત)થી હિફાઝત માટે એક ઘણો જ અનુભવસિદ્ધ અમલ છે. આ આયતો કોઈ પણ રીતે કમી–બેસી (વધારો–ઘટાડો) સાથે "અલ કવલુલ જમીલ" અને "બેહિશ્તી ઝેવર"માં લખી છે. "અલ કવલુલ જમીલ"માં

હઝરત શાહ વલિય્યુલ્લાહ મુહદ્દિસ દહેલ્વી (કુદ્દિ—સ સિર્રહૂ) તહરીર ફરમાવે છે : તેત્રીસ (૩૩) આયતો એવી છે કે જે જાદુના અસરને દફે (દૂર) કરે છે અને શયાતીન, ચોર—ડાકૂ અને ઝેરીલા જાનવરથી પનાહ—હિફાઝત થઈ જાય છે અને ''બેહિશ્તી ઝેવર''માં હઝરત થાનવી (નવ્વરલ્લાહુ મરકદહૂ) તહરીર ફરમાવે છે કે, અગર કોઈના ઉપર જિન્નાતનો અસર હોય તો આ આયતો લખીને મરીઝ (બીમાર)ના ગળામાં લટકાવી દે અને પાણી પર દમ કરીને મરીઝ—બીમાર ઉપર છંટકાવ કરી દે.

**(બંદહ મુહમ્મદ તલ્હા કાંધલવી ઈબ્ને હઝરત મવલાના મુહમ્મદ ઝકરિય્યા સાહબ (રહ.)**

## દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰٓی اٰلِ مُحَمَّدٍ کَمَا صَلَّیْتَ عَلٰٓی اِبْرَاھِیْمَ وَعَلٰٓی اٰلِ اِبْرَاھِیْمَ اِنَّکَ حَمِیْدٌ مَّجِیْدٌ ط اَللّٰھُمَّ بَارِکْ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰٓی اٰلِ مُحَمَّدٍ کَمَا بَارَکْتَ عَلٰٓی اِبْرَاھِیْمَ وَعَلٰٓی اٰلِ اِبْرَاھِیْمَ اِنَّکَ حَمِیْدٌ مَّجِیْدٌ ط

# મંઝિલની ખાસ ફઝીલત

પાછળના પેજોમાં જે કુર્આની આયાત દર્શાવવામાં આવી છે તે ''મંઝિલ''ના નામથી મશ્હૂર છે. નકશ અને તઅવીઝાતના મુકાબલામાં આયાતે કુર્આની અને દુઆઓ જે હદીસે પાકમાં વારિદ થઈ છે, ખરેખર ઘણી જ વધારે મુફીદ–ફાયદાકારક અને મુઅસ્સર (અસર કરવાવાળી) છે. અમલિયાતમાં એનો જ ઘણો વધારે ઈહતિમામ (પ્રબંધ) કરવો જોઈએ. ફખ્રે રસૂલ સરવરે કાઈનાત હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દીની યા દુન્યવી કોઈ પણ હાજત (જરૂરત) એવી નથી છોડી કે જેના માટે દુઆનો તરીકો તા'લીમ ન ફરમાવ્યો હોય. એવી રીતે અમુક આયતોને ખાસ મકસદના માટે પઢવું મશાઈખોના તજરુબા (અનુભવ)થી સાબિત છે.

આ મંઝિલ આસેબ (જિન્નાત), સહ્ર (જાદુ) અને અમુક બીજા ખતરાત (નુકસાનાત)થી હિફાઝત માટે એક ઘણો જ અનુભવસિદ્ધ અમલ છે. આ આયતો કોઈ પણ રીતે કમી–બેસી (વધારો–ઘટાડો) સાથે ''અલ કવલુલ જમીલ'' અને ''બેહિશ્તી ઝેવર''માં લખી છે. ''અલ કવલુલ જમીલ''માં હઝરત શાહ વલિય્યુલ્લાહ મુહદ્દિસ દહેલ્વી (કુદ્દિ–સ સિર્રહૂ) તહરીર ફરમાવે છે : તેત્રીસ (૩૩) આયતો એવી છે કે જે જાદુના અસરને દફે (દૂર) કરે છે અને શયાતીન, ચોર–ડાકૂ અને ઝેરીલા જાનવરથી પનાહ–હિફાઝત થઈ જાય છે.

''બેહિશ્તી ઝેવર''માં હઝરત થાનવી (નવ્વરલ્લાહુ મરકદહૂ) તહરીર ફરમાવે છે કે, અગર કોઈના ઉપર જિન્નાતનો અસર હોય તો આ આયતો લખીને મરીઝ (બીમાર)ના ગળામાં લટકાવી દે અને પાણી પર દમ કરીને મરીઝ–બીમાર ઉપર છંટકાવ કરી દે અને જો ઘરમાં અસર હોય તો એ પાણીને પઢીને ઘરના ચારેવ ખૂણામાં છંટકાવ કરી દે.

હઝરત મવલાના મુહમ્મદ તલ્હા કાંધલવી લખે છે કે, ''અમારા ઘરની મસ્તૂરાત (અવરતો)ને આ મુશ્કેલી પેશ આવતી કે તરત જ તેઓ આ મંઝિલને તજવીઝ કરીને અસલ કિતાબમાં નિશાની લગાવીને યા નકલ કરીને પઢતાં હતાં. એટલા માટે ખ્યાલ થયો કે, અગર એને અલગ એક મુસ્તકીલ બાબ (કિતાબ)ની શકલમાં પ્રકાશિત કરવામાં આવે તો સહૂલત થઈ જાય.

આ વાત પણ કાબિલે લિહાઝ છે કે, અમલિયાત અને દુઆઓમાં વધારે દખલ પઢવાવાળાઓની તવજ્જુહ (ધ્યાન) અને એકાગ્રતામાં હોય છે. જેટલી તવજ્જુહ અને અકીદત (યકીન)થી પઢવામાં આવે એટલી જ મુઅસ્સર (અસરકારક) સાબિત થાય છે. અલ્લાહ જલ્લ શાનુહુના કલામમાં (ખરેખર) ઘણી જ બરકતો છે. વલ્લાહુ મુઅફિફક.





**મંઝિલ : હઝરત શૈખ (રહ.)એ મુન્તખબ-ચૂંટેલી આયાતની તરતીબ આ પ્રમાણે છે :**

| સૂરત | સિપારહ | સૂરતનું નામ | મખ્સૂસ આયાત | આયાત |
|---|---|---|---|---|
| ૧ | ૧ | સૂ. ફાતિહા—૧ | ૧ થી ૭ | ૭ |
| ૨ | ૧ | અલ બકરહ—૨ | ૧ થી ૫ | ૫ |
| ૩ | ૨ | અલ બકરહ—૨ | ૧૬૩ | ૧ |
| ૪ | ૩ | અલ બકરહ—૨ | ૨૫૫ થી ૨૫૭ | ૩ |
| ૫ | ૩ | અલ બકરહ—૨ | ૨૮૪ થી ૨૮૬ | ૩ |
| ૬ | ૩ | આલિ ઈમરાન—૩ | ૧૮ | ૧ |
| ૭ | ૩ | આલિ ઈમરાન—૩ | ૨૬ થી ૨૭ | ૨ |
| ૮ | ૮ | અલ અઅરાફ—૭ | ૫૪ થી ૫૬ | ૩ |
| ૯ | ૧૫ | અલ ઈસ્રાઅ—૧૭ | ૧૧૦ થી ૧૧૧ | ૨ |
| ૧૦ | ૧૮ | અલ મુઅમિનૂન—૨૩ | ૫૪ થી ૫૬ | ૩ |
| ૧૧ | ૨૩ | સૂ. સાફફાત—૨૭ | ૧ થી ૧૧ | ૧૧ |
| ૧૨ | ૨૭ | સૂ. રહમાન—૫૫ | ૩૩ થી ૪૦ | ૮ |
| ૧૩ | ૨૮ | સૂ. હશ્ર—૫૯ | ૨૧ થી ૨૪ | ૪ |
| ૧૪ | ૨૯ | સૂ. જિન્ન—૭૨ | ૧ થી ૪ | ૪ |
| ૧૫ | ૩૦ | સૂ. કાફિરુન—૧૦૯ | ૧ થી ૬ | ૬ |
| ૧૬ | ૩૦ | સૂ. ઈખ્લાસ—૧૧૨ | ૧ થી ૪ | ૪ |
| ૧૭ | ૩૦ | સૂ. ફલક—૧૧૩ | ૧ થી ૫ | ૫ |
| ૧૮ | ૩૦ | સૂ. નાસ—૧૧૪ | ૧ થી ૬ | ૬ |

# منزل

ایاتها ۷ | ۱ سُورَةُ الْفَاتِحَةِ مَكِّيَّةٌ ۵ | ركوعها ۱

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ۙ الرَّحْمٰنِ الرَّحِيْمِ ۙ مٰلِكِ يَوْمِ الدِّيْنِ ۭ اِيَّاكَ نَعْبُدُ وَاِيَّاكَ نَسْتَعِيْنُ ۭ اِهْدِنَا الصِّرَاطَ الْمُسْتَقِيْمَ ۙ صِرَاطَ الَّذِيْنَ اَنْعَمْتَ عَلَيْهِمْ ۙ۬ غَيْرِ الْمَغْضُوْبِ عَلَيْهِمْ وَلَا الضَّاۗلِّيْنَ ۧ

آمين (سورة الفاتحه)




الٓمّٓ ۝١ ذٰلِكَ الْكِتٰبُ لَا رَيْبَ ۛۚ فِيْهِ ۛۚ هُدًى لِّلْمُتَّقِيْنَ ۝٢ الَّذِيْنَ يُؤْمِنُوْنَ بِالْغَيْبِ وَيُقِيْمُوْنَ الصَّلٰوةَ وَمِمَّا رَزَقْنٰهُمْ يُنْفِقُوْنَ ۝٣ وَالَّذِيْنَ يُؤْمِنُوْنَ بِمَآ اُنْزِلَ اِلَيْكَ وَمَآ اُنْزِلَ مِنْ قَبْلِكَ ۚ وَبِالْاٰخِرَةِ هُمْ يُوْقِنُوْنَ ۝٤ اُولٰٓئِكَ عَلٰى هُدًى مِّنْ رَّبِّهِمْ ۗ وَاُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ ۝٥ وَاِلٰهُكُمْ اِلٰهٌ وَّاحِدٌ ۚ لَآ اِلٰهَ اِلَّا هُوَ الرَّحْمٰنُ الرَّحِيْمُ ۝١٦٣

(سورۃ البقرہ)

اَللّٰهُ لَآ اِلٰـهَ اِلَّا هُوَ ۚ اَلْحَيُّ الْقَيُّوْمُ ۚ۬ لَا

تَاْخُذُهٗ سِنَةٌ وَّلَا نَوْمٌ ؕ لَهٗ مَا فِي السَّمٰوٰتِ

وَمَا فِي الْاَرْضِ ؕ مَنْ ذَا الَّذِيْ يَشْفَعُ

عِنْدَهٗۤ اِلَّا بِاِذْنِهٖ ؕ يَعْلَمُ مَا بَيْنَ اَيْدِيْهِمْ

وَمَا خَلْفَهُمْ ۚ وَلَا يُحِيْطُوْنَ بِشَيْءٍ مِّنْ عِلْمِهٖۤ

اِلَّا بِمَا شَآءَ ۚ وَسِعَ كُرْسِيُّهُ السَّمٰوٰتِ

وَالْاَرْضَ ۚ وَلَا يَئُوْدُهٗ حِفْظُهُمَا ۚ وَهُوَ

الْعَلِيُّ الْعَظِيْمُ ﴿٢٥٥﴾ لَآ اِكْرَاهَ فِي الدِّيْنِ ۟ۙ

قَدْ تَّبَيَّنَ الرُّشْدُ مِنَ الْغَيِّ ۚ فَمَنْ

يَّكْفُرْ بِالطَّاغُوْتِ وَيُؤْمِنْۢ بِاللّٰهِ فَقَدِ

اسْتَمْسَكَ بِالْعُرْوَةِ الْوُثْقٰى ۗ لَا انْفِصَامَ لَهَا ۗ وَاللّٰهُ سَمِيْعٌ عَلِيْمٌ ﴿٢٥٦﴾ اَللّٰهُ وَلِيُّ الَّذِيْنَ اٰمَنُوْا ۙ يُخْرِجُهُمْ مِّنَ الظُّلُمٰتِ اِلَى النُّوْرِ ؕ وَالَّذِيْنَ كَفَرُوْٓا اَوْلِيٰٓـُٔهُمُ الطَّاغُوْتُ ۙ يُخْرِجُوْنَهُمْ مِّنَ النُّوْرِ اِلَى الظُّلُمٰتِ ؕ اُولٰٓئِكَ اَصْحٰبُ النَّارِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿٢٥٧﴾

(البقرہ ۲:۲۵۶-۲۵۷)

لِلّٰهِ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى الْاَرْضِ ؕ وَاِنْ تُبْدُوْا مَا فِىْٓ اَنْفُسِكُمْ اَوْ تُخْفُوْهُ يُحَاسِبْكُمْ بِهِ اللّٰهُ ؕ فَيَغْفِرُ لِمَنْ يَّشَآءُ وَيُعَذِّبُ مَنْ

يَشَآءُ ؕ وَاللّٰهُ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ ﴿٢٨٤﴾

اٰمَنَ الرَّسُوْلُ بِمَآ اُنْزِلَ اِلَيْهِ مِنْ رَّبِّهٖ

وَالْمُؤْمِنُوْنَ ؕ كُلٌّ اٰمَنَ بِاللّٰهِ وَمَلٰٓئِكَتِهٖ

وَكُتُبِهٖ وَرُسُلِهٖ قف لَا نُفَرِّقُ بَيْنَ اَحَدٍ

مِّنْ رُّسُلِهٖ قف وَقَالُوْا سَمِعْنَا وَاَطَعْنَا ۗ

غُفْرَانَكَ رَبَّنَا وَاِلَيْكَ الْمَصِيْرُ ﴿٢٨٥﴾ لَا

يُكَلِّفُ اللّٰهُ نَفْسًا اِلَّا وُسْعَهَا ؕ لَهَا مَا

كَسَبَتْ وَعَلَيْهَا مَا اكْتَسَبَتْ ؕ رَبَّنَا لَا

تُؤَاخِذْنَآ اِنْ نَّسِيْنَآ اَوْ اَخْطَاْنَا ۚ رَبَّنَا وَلَا

تَحْمِلْ عَلَيْنَآ اِصْرًا كَمَا حَمَلْتَهٗ عَلَى

الَّذِيْنَ مِنْ قَبْلِنَا ۚ رَبَّنَا وَلَا تُحَمِّلْنَا مَا لَا طَاقَةَ لَنَا بِهٖ ۚ وَاعْفُ عَنَّا ۗ وَاغْفِرْ لَنَا ۗ وَارْحَمْنَا ۗ اَنْتَ مَوْلٰىنَا فَانْصُرْنَا عَلَى الْقَوْمِ الْكٰفِرِيْنَ ﴿٢٨٦﴾ (البقرہ۲:۲۸۴-۲۸۶)

شَهِدَ اللّٰهُ اَنَّهٗ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۙ وَالْمَلٰٓئِكَةُ وَاُولُوا الْعِلْمِ قَآئِمًا بِالْقِسْطِ ۭ لَآ اِلٰهَ اِلَّا هُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿١٨﴾ (آل عمران۳:۱۸)

قُلِ اللّٰهُمَّ مٰلِكَ الْمُلْكِ تُؤْتِي الْمُلْكَ مَنْ تَشَآءُ وَتَنْزِعُ الْمُلْكَ مِمَّنْ تَشَآءُ ۡ وَتُعِزُّ مَنْ تَشَآءُ وَتُذِلُّ مَنْ تَشَآءُ ۭ بِيَدِكَ

الْخَيْرُ ۭ اِنَّكَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿٢٦﴾ تُوْلِجُ
الَّيْلَ فِي النَّهَارِ وَتُوْلِجُ النَّهَارَ فِي الَّيْلِ ۡ
وَتُخْرِجُ الْحَيَّ مِنَ الْمَيِّتِ وَتُخْرِجُ الْمَيِّتَ
مِنَ الْحَيِّ ۡ وَتَرْزُقُ مَنْ تَشَاۗءُ بِغَيْرِ
حِسَابٍ ﴿٢٧﴾ (اٰلِ عمران ٣:٢٦-٢٧)

اِنَّ رَبَّكُمُ اللّٰهُ الَّذِيْ خَلَقَ السَّمٰوٰتِ
وَالْاَرْضَ فِيْ سِتَّةِ اَيَّامٍ ثُمَّ اسْتَوٰى عَلَى
الْعَرْشِ ۣ يُغْشِي الَّيْلَ النَّهَارَ يَطْلُبُهٗ
حَثِيْثًا ۙ وَّالشَّمْسَ وَالْقَمَرَ وَالنُّجُوْمَ مُسَخَّرٰتٍۢ
بِاَمْرِهٖ ۭ اَلَا لَهُ الْخَلْقُ وَالْاَمْرُ ۭ تَبٰرَكَ

اللّٰهُ رَبُّ الْعٰلَمِيْنَ ﴿٥٤﴾ اُدْعُوْا رَبَّكُمْ تَضَرُّعًا

وَّ خُفْيَةً ؕ اِنَّهٗ لَا يُحِبُّ الْمُعْتَدِيْنَ ﴿٥٥﴾ۚ وَلَا

تُفْسِدُوْا فِى الْاَرْضِ بَعْدَ اِصْلَاحِهَا

وَادْعُوْهُ خَوْفًا وَّطَمَعًا ؕ اِنَّ رَحْمَتَ اللّٰهِ

قَرِيْبٌ مِّنَ الْمُحْسِنِيْنَ ﴿٥٦﴾ (الاعراف ٧: ٥٤-٥٦)

قُلِ ادْعُوا اللّٰهَ اَوِ ادْعُوا الرَّحْمٰنَ ؕ اَيًّا مَّا

تَدْعُوْا فَلَهُ الْاَسْمَآءُ الْحُسْنٰى ۚ وَلَا تَجْهَرْ

بِصَلَاتِكَ وَلَا تُخَافِتْ بِهَا وَابْتَغِ بَيْنَ

ذٰلِكَ سَبِيْلًا ﴿١١٠﴾ وَقُلِ الْحَمْدُ لِلّٰهِ الَّذِىْ لَمْ

يَتَّخِذْ وَلَدًا وَّلَمْ يَكُنْ لَّهٗ شَرِيْكٌ فِى

الْمُلْكِ وَلَمْ يَكُنْ لَّهٗ وَلِيٌّ مِّنَ الذُّلِّ

وَكَبِّرْهُ تَكْبِيْرًا ﴿۱۱۱﴾ (بنی اسرائیل ۱۷:۱۱۰-۱۱۲)

اَفَحَسِبْتُمْ اَنَّمَا خَلَقْنٰكُمْ عَبَثًا وَّاَنَّكُمْ اِلَيْنَا

لَا تُرْجَعُوْنَ ﴿۱۱۵﴾ فَتَعٰلَى اللّٰهُ الْمَلِكُ الْحَقُّ ۚ لَآ

اِلٰهَ اِلَّا هُوَ ۚ رَبُّ الْعَرْشِ الْكَرِيْمِ ﴿۱۱۶﴾ وَمَنْ

يَّدْعُ مَعَ اللّٰهِ اِلٰهًا اٰخَرَ ۙ لَا بُرْهَانَ لَهٗ بِهٖ ۙ

فَاِنَّمَا حِسَابُهٗ عِنْدَ رَبِّهٖ ۗ اِنَّهٗ لَا يُفْلِحُ

الْكٰفِرُوْنَ ﴿۱۱۷﴾ وَقُلْ رَّبِّ اغْفِرْ وَارْحَمْ وَ

اَنْتَ خَيْرُ الرّٰحِمِيْنَ ﴿۱۱۸﴾ (المؤمنون ۲۳:۱۱۵-۱۱۸)

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

وَالصّٰٓفّٰتِ صَفًّا ۙ﴿۱﴾ فَالزّٰجِرٰتِ زَجۡرًا ۙ﴿۲﴾
فَالتّٰلِيٰتِ ذِكۡرًا ۙ﴿۳﴾ اِنَّ اِلٰهَكُمۡ لَوَاحِدٌ ؕ﴿۴﴾
رَبُّ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ وَمَا
بَيۡنَهُمَا وَرَبُّ الۡمَشَارِقِ ؕ﴿۵﴾ اِنَّا زَيَّنَّا
السَّمَآءَ الدُّنۡيَا بِزِيۡنَةِ ۣالۡكَوَاكِبِ ۙ﴿۶﴾
وَحِفۡظًا مِّنۡ كُلِّ شَيۡطٰنٍ مَّارِدٍ ۚ﴿۷﴾ لَا
يَسَّمَّعُوۡنَ اِلَى الۡمَلَاِ الۡاَعۡلٰى وَيُقۡذَفُوۡنَ
مِنۡ كُلِّ جَانِبٍ ۖ﴿۸﴾ دُحُوۡرًا وَّلَهُمۡ عَذَابٌ
وَّاصِبٌ ۙ﴿۹﴾ اِلَّا مَنۡ خَطِفَ الۡخَطۡفَةَ

فَاَتْبَعَهٗ شِهَابٌ ثَاقِبٌ ﴿۱۰﴾ فَاسْتَفْتِهِمْ اَهُمْ
اَشَدُّ خَلْقًا اَمْ مَّنْ خَلَقْنَا ؕ اِنَّا خَلَقْنٰهُمْ
مِّنْ طِيْنٍ لَّازِبٍ ﴿۱۱﴾ (الصّٰفّٰت ۳۷:۱-۱۱)

يٰمَعْشَرَ الْجِنِّ وَالْاِنْسِ اِنِ اسْتَطَعْتُمْ
اَنْ تَنْفُذُوْا مِنْ اَقْطَارِ السَّمٰوٰتِ
وَالْاَرْضِ فَانْفُذُوْا ؕ لَا تَنْفُذُوْنَ اِلَّا
بِسُلْطٰنٍ ﴿۳۳﴾ۚ فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿۳۴﴾
يُرْسَلُ عَلَيْكُمَا شُوَاظٌ مِّنْ نَّارٍ ۙ وَّنُحَاسٌ
فَلَا تَنْتَصِرٰنِ ﴿۳۵﴾ۚ فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا
تُكَذِّبٰنِ ﴿۳۶﴾ فَاِذَا انْشَقَّتِ السَّمَآءُ

فَكَانَتْ وَرْدَةً كَالدِّهَانِ ۚ ﴿٣٧﴾ فَبِاَيِّ اٰلَآءِ

رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٣٨﴾ فَيَوْمَئِذٍ لَّا يُسْـَٔلُ

عَنْ ذَنْۢبِهٖٓ اِنْسٌ وَّلَا جَآنٌّ ۚ ﴿٣٩﴾ فَبِاَيِّ

اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٤٠﴾ (الرحمٰن ۵۵:۳۳-۴۰)

لَوْ اَنْزَلْنَا هٰذَا الْقُرْاٰنَ عَلٰى جَبَلٍ

لَّرَاَيْتَهٗ خَاشِعًا مُّتَصَدِّعًا مِّنْ خَشْيَةِ

اللّٰهِ ۭ وَتِلْكَ الْاَمْثَالُ نَضْرِبُهَا لِلنَّاسِ

لَعَلَّهُمْ يَتَفَكَّرُوْنَ ﴿٢١﴾ هُوَ اللّٰهُ الَّذِيْ

لَآ اِلٰهَ اِلَّا هُوَ ۚ عٰلِمُ الْغَيْبِ وَالشَّهَادَةِ ۚ

هُوَ الرَّحْمٰنُ الرَّحِيْمُ ﴿٢٢﴾ هُوَ اللّٰهُ الَّذِيْ

لَآ اِلٰهَ اِلَّا هُوَ ۚ اَلْمَلِكُ الْقُدُّوْسُ

السَّلٰمُ الْمُؤْمِنُ الْمُهَيْمِنُ الْعَزِيْزُ

الْجَبَّارُ الْمُتَكَبِّرُ ؕ سُبْحٰنَ اللّٰهِ عَمَّا

يُشْرِكُوْنَ ﴿٢٣﴾ هُوَ اللّٰهُ الْخَالِقُ الْبَارِئُ

الْمُصَوِّرُ لَهُ الْاَسْمَآءُ الْحُسْنٰى ؕ

يُسَبِّحُ لَهٗ مَا فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ ۚ

وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿٢٤﴾ (الحشر ٥٩: ٢١-٢٤)

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

قُلْ اُوْحِىَ اِلَىَّ اَنَّهُ اسْتَمَعَ نَفَرٌ مِّنَ

الْجِنِّ فَقَالُوْٓا اِنَّا سَمِعْنَا قُرْاٰنًا

عَجَبًا ۙ﴿۱﴾ يَّهْدِيْٓ اِلَى الرُّشْدِ فَاٰمَنَّا بِهٖ ۭ وَلَنْ نُّشْرِكَ بِرَبِّنَآ اَحَدًا ۙ﴿۲﴾ وَّاَنَّهٗ تَعٰلٰى جَدُّ رَبِّنَا مَا اتَّخَذَ صَاحِبَةً وَّلَا وَلَدًا ۙ﴿۳﴾ وَّاَنَّهٗ كَانَ يَقُوْلُ سَفِيْهُنَا عَلَى اللّٰهِ شَطَطًا ۙ﴿۴﴾ (الجن ۷۲:۱-۴)

| اٰياتها ٦ | ١٠٩ سُوْرَةُ الْكٰفِرُوْنَ مَكِّيَّةٌ ١٨ | ركوعها ١ |
|---|---|---|

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

قُلْ يٰٓاَيُّهَا الْكٰفِرُوْنَ ۙ﴿۱﴾ لَآ اَعْبُدُ مَا تَعْبُدُوْنَ ۙ﴿۲﴾ وَلَآ اَنْتُمْ عٰبِدُوْنَ مَآ اَعْبُدُ ۚ﴿۳﴾ وَلَآ اَنَا عَابِدٌ مَّا عَبَدْتُّمْ ۙ﴿۴﴾

وَلَآ اَنۡتُمۡ عٰبِدُوۡنَ مَآ اَعۡبُدُ ۝٥ لَكُمۡ دِيۡنُكُمۡ وَلِىَ دِيۡنِ ۝٦

(الکفرون ۱۰۹:۱-۷)

| اٰیاتها ۴ | ۱۱۲ سُوۡرَةُ الۡاِخۡلَاصِ مَكِّيَّةٌ ۲۲ | رکوعها ۱ |
| --- | --- | --- |

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

قُلۡ هُوَ اللّٰهُ اَحَدٌ ۝١ اَللّٰهُ الصَّمَدُ ۝٢ لَمۡ يَلِدۡ ۙ وَلَمۡ يُوۡلَدۡ ۝٣ وَلَمۡ يَكُنۡ لَّهٗ كُفُوًا اَحَدٌ ۝٤

۱ ۳۴۵۶۷۸۹۱

(الاخلاص ۱۱۲:۱-۴)

| اٰیاتها ۵ | ۱۱۳ سُوۡرَةُ الۡفَلَقِ مَكِّيَّةٌ ۲۰ | رکوعها ۱ |
| --- | --- | --- |

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

قُلۡ اَعُوۡذُ بِرَبِّ الۡفَلَقِ ۝١ مِنۡ شَرِّ مَا خَلَقَ ۝٢ وَمِنۡ شَرِّ غَاسِقٍ اِذَا وَقَبَ ۝٣

وَمِنْ شَرِّ النَّفّٰثٰتِ فِی الْعُقَدِ ۝۴ وَمِنْ شَرِّ حَاسِدٍ اِذَا حَسَدَ ۝۵ (الفلق ۱۱۳:۱-۵)

| ركوعها ۱ | ۱۱۴ سُوْرَةُ النَّاسِ مَكِّيَّةٌ ۲۱ | اٰياتها ۶ |
|---|---|---|

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

قُلْ اَعُوْذُ بِرَبِّ النَّاسِ ۝۱ مَلِكِ النَّاسِ ۝۲ اِلٰهِ النَّاسِ ۝۳ مِنْ شَرِّ الْوَسْوَاسِ ۵ الْخَنَّاسِ ۝۴ الَّذِیْ يُوَسْوِسُ فِیْ صُدُوْرِ النَّاسِ ۝۵ مِنَ الْجِنَّةِ وَالنَّاسِ ۝۶ (النّاس ۱۱۴:۱-۶)



# દુર્ઘટના અને આફતથી બચવાનો અમલ

હઝરત તલક (રદિ.) ફરમાવે છે કે, એક માણસ, સહાબી હઝરત અબૂ દરદાઅ (રદિ.)ની ખિદમતમાં હાજર થયો અને અરજ કરી કે, આપનું મકાન ભસ્મિભૂત થઈ ગયું. ફરમાવ્યું, નથી સળગ્યું. પછી બીજા માણસે આવીને આ જ સમાચર આપ્યા. ફરમાવ્યું, ના, નથી સળગ્યું. પછી ત્રીજા માણસે આવીને આ જ ખબર આપી તો ફરમાવ્યું, ના, નથી સળગ્યું. ત્યાર બાદ ફરી બીજા એક અન્ય માણસે આવીને કહયું કે, હે અબૂ દરદાઅ ! આગની જ્વાળાઓ ઘણી બુલંદ–તેજ થઈ, પરંતુ જ્યારે આપના મકાન સુધી આગ પહોંચી તો (આગ) હોલવાઈ ગઈ. ફરમાવ્યું કે, હું જાણતો હતો કે અલ્લાહ તઆલા આવું કરશે નહિ (કે મારું મકાન સળગી જાય), કારણ કે મેં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળ્યું છે કે, જે માણસ સવારના વખતે આ (નીચે ટાંકેલા) કલિમાત પઢી લે છે તો સાંજ સુધી એને કોઈ મુસીબત નહિ પહોંચે. (મેં સવારમાં આ કલિમાત (દુઆ) પઢી લીધા હતા. આ કારણે મને (સંપૂર્ણ) યકીન હતું કે, મારું મકાન સળગી શકતું નથી. તે કલિમાત (શબ્દો) આ છે :

اَللّٰهُمَّ اَنْتَ رَبِّیْ لَآ اِلٰهَ اِلَّا اَنْتَ عَلَیْکَ تَوَکَّلْتُ وَاَنْتَ رَبُّ
الْعَرْشِ الْکَرِیْمِ ط مَاشَآءَ اللّٰهُ کَانَ وَمَالَمْ یَشَأْ لَمْ یَکُنْ
وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِیِّ الْعَظِیْمِ ط اَعْلَمُ اَنَّ اللّٰهَ
عَلٰی کُلِّ شَیْءٍ قَدِیْرٌ ط وَاَنَّ اللّٰهَ قَدْ اَحَاطَ بِکُلِّ شَیْءٍ عِلْمًا ۝
اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُ بِکَ مِنْ شَرِّ نَفْسِیْ وَمِنْ شَرِّ کُلِّ دَآبَّةٍ
اَنْتَ اٰخِذٌ بِنَاصِیَتِهَا ط اِنَّ رَبِّیْ عَلٰی صِرَاطٍ مُّسْتَقِیْمٍ ۝

## મુન્જિયાત

અલ્લામહ ઈબ્ને શીરીન (રહ.)ના ઝરીયાથી તજરુબા–અનુભવ સાથે મુસીબત અને ગમ દૂર કરવાવાળી આ સાત આયતો જે મુન્જિયાતના નામે મશહૂર છે, તે આ છે :

# منجیات

علامہ ابن سیرین رحمۃ اللہ علیہ کے ذریعہ سے تجربہ کے ساتھ مصیبت وغم کو دُور کرنے والی یہ سات آیتیں جو منجیات کے نام سے معروف ہیں وہ یہ ہیں :

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

قُلْ لَّنْ يُّصِيْبَنَآ اِلَّا مَا كَتَبَ اللّٰهُ لَنَا ۚ هُوَ مَوْلٰىنَا ۚ وَعَلَى اللّٰهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُوْنَ ﴿٥١﴾ (التوبہ ۹:۵۱)

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

وَاِنْ يَّمْسَسْكَ اللّٰهُ بِضُرٍّ فَلَا كَاشِفَ لَهٗٓ اِلَّا هُوَ ۚ وَاِنْ يُّرِدْكَ بِخَيْرٍ فَلَا رَآدَّ لِفَضْلِهٖ ؕ يُصِيْبُ بِهٖ مَنْ يَّشَآءُ مِنْ عِبَادِهٖ ؕ وَهُوَ الْغَفُوْرُ الرَّحِيْمُ ﴿١٠٧﴾ (یونس ۱۰:۱۰۷)

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

وَمَا مِنْ دَآبَّةٍ فِي الْاَرْضِ اِلَّا عَلَى اللّٰهِ رِزْقُهَا وَيَعْلَمُ مُسْتَقَرَّهَا وَمُسْتَوْدَعَهَا ؕ كُلٌّ فِيْ كِتٰبٍ مُّبِيْنٍ ﴿٦﴾ (ھود ۱۱:٦)

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

اِنِّیْ تَوَکَّلْتُ عَلَی اللّٰهِ رَبِّیْ وَرَبِّکُمْ ؕ مَا مِنْ دَآبَّةٍ اِلَّا هُوَ اٰخِذٌۢ بِنَاصِيَتِهَا ؕ اِنَّ رَبِّیْ عَلٰی صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿۵۶﴾ (هود ۱۱:۵۶)

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

وَكَاَيِّنْ مِّنْ دَآبَّةٍ لَّا تَحْمِلُ رِزْقَهَا ۖ اَللّٰهُ يَرْزُقُهَا وَاِيَّاكُمْ ۖ وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ﴿۶۰﴾ (العنكبوت ۲۹:۶۰)

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

مَا يَفْتَحِ اللّٰهُ لِلنَّاسِ مِنْ رَّحْمَةٍ فَلَا مُمْسِكَ لَهَا ۚ وَمَا يُمْسِكْ ۙ فَلَا مُرْسِلَ لَهٗ مِنْۢ بَعْدِهٖ ؕ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿۲﴾ (فاطر ۳۵:۲)

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

وَلَئِنْ سَاَلْتَهُمْ مَّنْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ لَيَقُوْلُنَّ اللّٰهُ ؕ قُلْ اَفَرَءَيْتُمْ مَّا تَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ اِنْ اَرَادَنِيَ اللّٰهُ بِضُرٍّ هَلْ هُنَّ كٰشِفٰتُ ضُرِّهٖۤ اَوْ اَرَادَنِيْ بِرَحْمَةٍ هَلْ هُنَّ مُمْسِكٰتُ رَحْمَتِهٖ ؕ قُلْ حَسْبِيَ اللّٰهُ ؕ عَلَيْهِ يَتَوَكَّلُ الْمُتَوَكِّلُوْنَ ﴿۳۸﴾ (الزمر ۳۹:۳۸)

# સૂરએ યાસીનની અપાર ફઝીલત :
## (વીસ હજ પઢવા બરાબર સવાબ)

(૧)

હદીસ : હઝરત અબૂબક્ર સિદીક (રદિ.) થી રિવાયત છે કે, હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યુ: ‘‘સૂરએ યાસીનને તવરાતમાં ‘મુઅમ્મહ’ કહેવામાં આવે છે! પૂછવામાં આવ્યુ : ‘મુઅમ્મહ’ શું ચીજ છે ? ફરમાવ્યું : દુનિયા અને આખિરતમાં પોતાના પઢનારા માટે ખૈરને આમ (વ્યાપક) કરે છે અને દુનિયાની મુસીબતને દૂર કરે છે અને પઢનાર વ્યક્તિથી આખિરતની ગભરાહટ દૂર કરે છે અને ફેંસલો કરનારી (નિર્ણાયક) કુવ્વતે મુદાફઅત (નિવારક અને પ્રતિકારક શક્તિ) લાવે છે - પ્રદાન કરે છે અને પોતાના પઢનારથી દરેક પ્રકારની બુરાઈ દૂર કરે છે અને તેની દરેક હાજત પૂરી કરે છે. જે માણસ સૂરએ યાસીન પઢશે, તો તે એના માટે વીસ (૨૦) હજ પઢવા બરાબર (લેખવામાં આવે) છે અને જે વ્યક્તિ સૂરએ યાસીનને સાંભળશે, તો તે એના માટે અલ્લાહનાં રસ્તામાં એક હજાર દીનાર ખર્ચ કરવા બરાબર છે અને જે વ્યક્તિ એને લખશે, પછી પી લેશે, તો તે એના પેટમાં એક હજાર દવાઓ દાખલ કરી દેશે, તદુપરાંત (તેના માટે) એક હજાર નૂર અને એક હજાર યકીન અને એક હજાર બરકત અને એક હજાર રહમત છે અને તેના સીના (અંતરાત્મા)થી કીના-કપટ અને બીમારીને ખત્મ કરી દેશે.

(બયહકી ફી શોઅીબલ ઈમાન : ૨/૪૮૧
સંદર્ભ: આપકી મુશ્કિલાત કા હલ કુર્આની સૂરતોં સે : ૬૨/૬૩)

(૨)

## ☆ સૂરએ યાસીનની ફઝીલત ☆

મશહૂર અને મહાન તાબિઈ હઝરત અબૂ કલાબહ (રહ.) ફરમાવે છે કે, જે માણસ સૂરએ યાસીન પઢશે તો (એવુ લેખાશે) જાણે તેણે અગિયાર વાર કુર્આન મજીદ પઢયું.

(બયહકી ફી શોઅબિલ ઈમાન : ૨/૪૮૧, ફઝાઈલુસ્સુવર : ૬૫)

હદીસ : હઝરત અબૂ બક્ર સિદીક (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું: જે માણસ જુમ્અહના દિવસે પોતાનાં માં-બાપની અથવા એમના પૈકી કોઈ એકની કબરની ઝિયારત કરે અને ત્યાં સુરએ યાસીન પઢે, તો એમની મગફિરત કરી દેવામાં આવશે. એક રિવાયતમાં છે કે, દરેક હર્ફ (અક્ષર) ના બદલે એમની મગફિરત કરી દેવામાં આવશે.

(ઈબ્ને અદી ફિલ કામિલ : ૫/૧૫૨, અબૂ નુએમ ફી અખ્બારિ ઈસ્બહાન : ૧/૨૫, ઈબ્નુલ બિહાર ફી તારીખિહી ફી આખિરિહી, ફઝાઈલુસ્સુવર : ૬૭)



# મહેમાન નો ઈકરામ કરવાની મહાન સઆદત અને મહેમાનગતિ (નવાઝી) કરવાની મહાન ફઝીલત :

બિરાદરાને ઈસ્લામ ! આપણા આંગણે પધારેલા મહેમાનનું સ્વાગત કરવું અને તેને ખવડાવવું-પિવડાવવું આપણા પ્યારા નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સુન્નત પણ છે અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો હુકમ પણ, એની ઘણી ઘણી ફઝીલતો જણાવવામાં આવી છે. આથી આપે એક સ્થળે ફરમાવ્યું છે કે, જ્યારે કોઈ મહેમાન કોઈને ત્યાં આવે છે ત્યારે એ પોતાનું રિઝ્ક લઈને જ આવે છે. જ્યારે એને ત્યાંથી જાય છે ત્યારે મહેમાનગતિ કરનાર મિઝબાનના ગુનાહોંની બખ્શિશનું કારણ બને છે. હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) ત્યાં સુધી ખાવાનું ખાતા ન હતા, જ્યાં સુધી પોતાની સાથે કોઈ મહેમાનને ખાવામાં શામેલ કરી લેતા ન હતા અને ઘણી વખત જ્યારે ખાવાનો સમય આવતો અને સાથ ખાનારું કોઈ ન રહેતું, તો એની શોધખોળમાં નીકળી પડતા અને એક-બે માઈલ સુધી ચાલી નાંખતા, એટલા માટે જ હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)નો ઈલ્કાબ "અબુઝ ઝયફાન" (એટલે કે મહેમાનો નો પિતા) મશહૂર થયો હતો. આપના મકાનના ચાર દરવાજા હતા અને આપ સતત એ જોતા રહેતા હતા કે મહેમાન કયા દરવાજેથી આવનાર છે. (તમ્બીહુલ ગાફિલીન)

હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ની વફાત વખતે હઝરત ઈસ્માઈલ (અલયહિસ્સલામ)એ પૂછયું કે, અબ્બાજાન ! આપના કયા અમલે આપને અલ્લાહ તઆલાના ખલીલ બનાવી દીધા ? આપે જવાબ આપ્યો કે, બેટા ! ત્રણ વાતોને કારણે હું અલ્લાહ તઆલાનો ખલીલ (દોસ્ત) બની ગયો હતો :

(૧) મેં અલ્લાહ તઆલાના હુકમને દરેક હુકમ પર પ્રાથમિકતા આપી અને તેની ઈતાઅત કરી (એટલે કે અલ્લાહ તઆલાની તમામ આજ્ઞાઓ અને હુકમોનું પાલન કર્યું.)

(૨) મેં પોતાના તમામ કામ અલ્લાહ તઆલાની કિફાલત અને ઝમાનત પર છોડી મુક્યા હતા.

(૩) મેં મહેમાન વગર ક્યારેય દિવસ કે રાત્રે ખાવાનું ખાધું ન હતું.

(તઝકિરતુલ વાઈઝીન : ૧૦૪)

નબીએ આખિરુઝ-ઝમાં (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, જે કોઈ વ્યક્તિ પોતાના ભાઈને એ વસ્તુ ખવડાવે કે જે એ ખાવા ઈચ્છે છે, તો અલ્લાહ તઆલા એના માટે દસ લાખ (૧૦,૦૦૦૦૦) નેકીઓ લખે છે, એના દસ લાખ (૧૦,૦૦૦૦૦) ગુનાહ માફ કરે છે અને તેના દસ લાખ (૧૦,૦૦૦૦૦) દરજ્જા બુલંદ કરે છે અને તેને ત્રણ જન્નતો એટલે કે (૧) જન્નતે ફિરદૌસ (૨) જન્નતે અદન અને (૩) જન્નતે ખુલ્દમાંથી ખાવાનું ખવડાવે છે. (ઈહયાઉલ ઉલૂમ)

અને ફરમાવ્યું કે, જ્યારે કોઈ માણસ અલ્લાહ તઆલા માટે પોતાના ભાઈની મહેમાનગતિ કરે છે અને તેનું કોઈ વળતર કે શુક્રિયા મેળવવા ઈચ્છતો નથી, તો અલ્લાહ તઆલા તેના ઘરમાં દસ ફરિશ્તાઓને મોકલી દે છે, જે આખા એક વર્ષ સુધી અલ્લાહ તઆલાની તસ્બીહ (સુબ્હાનલ્લાહ પઢવું) અને તહલીલ (લા ઈલા-હ ઈલ્લલ્લાહ પઢવું) અને તકબીર (અલ્લાહુ અકબર પઢવું) કરે છે અને તેના માટે મગફિરતની દુઆ કરતા રહે છે અને જ્યારે વર્ષ પૂરું થઇ જાય છે, તો એ ફરિશ્તાઓની આખા વર્ષની ઈબાદત જેટલી ઈબાદત તેના નામ-એ-આ'માલમાં લખી દેવામાં આવે છે

અને અલ્લાહ તઆલાને ઝિમ્મે એ છે કે તેને જન્નતુલ ખુલ્દ એટલે કે ક્યારેય ફના ન થનારી જન્નતમાંથી ખવડાવે. (કન્ઝુલ ઉમ્માલ)

અને ફરમાવ્યું કે, મહેમાનને ખાવાનું ખવડાવવામાં પાંચ વિશેષતાઓ છે :

(૧) માલ અને રિઝ્કમાં વધારો થાય છે.
(૨) એના ઘરમાંથી બીમારીઓ દૂર થાય છે.
(૩) અલ્લાહ તઆલા એ ઘરવાળાઓ પરથી મુસીબત ઉઠાવી લે છે.
(૪) કિયામત સુધી એ યજમાન (મિઝબાન)ની કબર નૂરથી રોશન રહેશે. અને
(૫) કિયામતમાં તેને અલ્લાહ તઆલાનો દીદાર અને મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની શફાઅત નસીબ થશે.

અને ફરમાવ્યું કે, જે કોઈએ મહેમાનને પેટ ભરીને ખાવાનું ખવડાવ્યું તો જાણે કે તેણે બની ઈસરાઈલના સાંઠ (૬૦) પયગંબરોને ખાવાનું ખવડાવીને સંતુષ્ટ કરી દીધા. અને ફરમાવ્યું કે, મહેમાનનું સમ્માન અને પરોણાગતિ અલ્લાહને ત્યાં સિત્તેર હજાર (૭૦,૦૦૦) રકઆત નફલ કરતાં પણ વધારે પસંદ છે અને ફરમાવ્યું કે, જે કોઈએ મહેમાનને પેટ ભરીને ખાવાનું ખવડાવ્યું તો તેણે પોતાની ઉપર જન્નત વાજિબ કરી લીધી અને જે કોઈએ મહેમાનથી ખાવાનું દૂર રાખ્યું તો અલ્લાહ તઆલા કિયામતના દિવસે તેને પોતાના ફઝ્લ અને કરમથી વંચિત રાખશે અને તેને ધગધગતી આગના સખત અઝાબમાં નાંખી દેશે.

(તઝકિરતુલ વાઈઝીન, પ્રકરણ : ૧૯, પેજ : ૧૦૫)

હવે તમેજ જુઓ કે મહેમાનનું માન-સમ્માન (એ'ઝાઝો-ઈકરામ) કરવામાં કેટલું બધું વળતર (અજ્ર-સવાબ) અને કેટલી બધી ફઝીલતો અને કેટલો બધો સવાબ છે.

## પહેલી સફમાં ઊભા રહેવાની ફઝીલત

رُوِیَ اَنَّهٗ عَلَيْهِ السَّلَامُ قَالَ يُكْتَبُ لِلَّذِیْ خَلْفَ الْاِمَامِ بِحِذَائِهٖ فِی الصَّفِّ الْاَوَّلِ ثَوَابُ مِائَةِ صَلٰوةٍ وَّلِلَّذِیْ فِی الْاَيْمَنِ خَمْسَةٌ وَّسَبْعُوْنَ وَلِلَّذِیْ فِی الْيَسَارِ خَمْسُوْنَ وَلِلَّذِیْ فِیْ سَائِرِ الصُّفُوْفِ خَمْسَةٌ وَّعِشْرُوْنَ ـ

(حاشیہ کنز بحوالہ فتح الکبیر: ص:۲۷)

અર્થ : હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ (પહેલી સફમાં ઊભા રહેનાર મુસલ્લીઓ વિશે) ઈરશાદ ફરમાવ્યો : જે (મુસલ્લી) પહેલી સફમાં ઈમામની બિલ્કુલ પાછળ ઊભો રહે છે, તેના માટે ૧૦૦ નમાઝોનો સવાબ લખવામાં આવે છે અને જે લોકો પહેલી સફમાં (ઈમામની) જમણી તરફ ઊભા રહે છે, તેમના પૈકી દરેક માટે ૭૫ (પંચોતેર) નમાઝોનો સવાબ લખવામાં આવે છે અને જે લોકો પહેલી સફમાં ડાબી તરફ ઊભા રહે છે, તેમના (પૈકી દરેક) માટે ૫૦ (પચાસ) નમાઝોનો સવાબ લખવામાં આવે છે, ત્યાર બાદ બાકીની બધીજ સફોમાં ઊભા રહેનારાઓ પૈકી દરેકને પચ્ચીસ નમાઝોનો સવાબ મળે છે.

(હામિશ, કંઝુલ ઉમ્માલ, સંદર્ભ : ફત્હુલ કબીર : ૨૭)

# કુરબાની વિશે :

## ☆ બેહતરીન કુરબાની ☆

ખસ્સી જાનવર-જ્યારે કે ગોશ્તના લિહાઝથી બેહતર હોય-તો એ અફઝલ છે. જો ફકીર-મોહતાજ લોકો વધુ હોય તો વધુ ગોશ્તવાળુ જાનવર અફઝલ છે અને જો હાજતમંદ લોકો ઓછા હોય તો પછી જે જાનવરની કિંમત વધુ હોય અને ગોશ્ત ઉમદા હોય તો તે જાનવર અફઝલ છે. (કિફાયતુલ મુફતી) મોટું-તાજું-માજું જાનવર દુબળા જાનવરથી અફઝલ છે. (મઝાહિરે હક જદીદ) નર જાનવરથી માદા જાનવર અફઝલ છે. (મસાઈલે ઈદૈન) જે કુરબાનીની કિંમત વધુ હોય તે કુરબાની બેહતર છે. (ફતાવા મુહમ્મદિય્યહ)

## ☆ કુરબાનીનું જાનવર બચ્ચું અવતરે તો?... ☆

ગર્ભવંતા (હમલવાળા) જાનવરને ઝબહ કરવું જાઈઝ છે, અલબત્ત જે જાનવરને બચ્ચું પેદા થવાની મુદત બહુ નજીક આવી ગઈ હોય તો એને ઝબહ કરવું મકરૂહ છે. (ફતાવા મુહમ્મદિય્યહ : ૧/૧૪૦)

કુરબાનીના જાનવરને ઝબહ કરતાં પહેલાં જો બચ્ચું પેદા થઈ ગયું અથવા ઝબહ કરતી વખતે એના પેટમાંથી જીવતુ બચ્ચુ નિકળી આવ્યું તો એને પણ ઝબહ કરી દેવું જાઈએ. (બદાઈઅ-જ. ફિક્હ : ૧/૪૫૧)

જો બચ્ચું ઝબહ ન કર્યુ, એટલે સુધી કે કુરબાનીના દિવસો (પણ) પસાર થઈ ગયા તો એ જીવતા બચ્ચાને સદકહ કરી દેવું જોઈએ અને જો કુરબાની ના દિવસો પછી ઝબહ કરીને ખાઈ લીધું તો એની

કિંમતનો સદકહ કરી દેવામાં આવશે. (શામી : ૫/૨૦, મ. ઈદૈન : ૧૫૫)

જો બચ્ચાને પાળી લીધું અને મોટું થયા પછી કુરબાની કરી લીધી તો એની વાજિબ કુરબાની અદા થશે નહીં અને એનો પૂરો ગોશ્ત સદકહ કરી દેવો વાજિબ છે અને જો કુરબાની વાજિબ હતી તો બીજી કુરબાની કરવી વાજિબ છે. (મ. ઈદૈન : ૧૫૫)

## ☆ કર્ઝ લઈને કુરબાની કરવાનો હુકમ ☆

કર્ઝ લઈને કુરબાની કરવી બેહતર નથી, જ્યારે કે વાજિબ નથી...કર્ઝદાર લોકો-જો કર્ઝ એમના માલને આવરી-ઘેરી લેતું હોય (અર્થાત એમનું કર્ઝ એમની સંપત્તિ જેટલું યા એનાથી વધુ હોય) તો કુરબાની ન કરે, છતાં જો કુરબાની કરી લેશે તો અદા થઈ જશે. (કિફાયતુલ મુફ્તીઃ ૮/૨૦૭) (જો કે) કર્ઝદાર માણસે કર્ઝ અદા કરવાની ફિકર કરવી જોઈએ, એ કુરબાની ન કરે, છતાં જો એણે કુરબાની કરી લીધી તો સવાબ મળશે. (ઈમ્દાદુલ મુફ્તીન : ૨/૯૬૧)

જો પોતાની જરૂરતથી વધારાની કોઈ ચીજ વેચીને કુરબાની કરી શકે તો, વાજિબ થશે, નહિતર વાજિબ નહીં થાય.

(ઈમ્દાદુલ ફતાવા : ૩/૫૫૩)

## ☆ કુરબાની પોતે કરે યા બીજી જગ્યાએ રકમ મોકલી દે ? ☆

જો વિદેશમાં વસતા મુસ્લિમો પોતાની કુરબાની હિન્દુસ્તાનમાં કરાવે તો કુરબાની કોઈ પ્રકારના હરજ કે વાંધા વગર અદા થઈ જશે, બેહતર એ છે કે કુરબાનીનું જાનવર પોતે પસંદ કરીને, એની બરાબર ખિદમત કરીને એની સાથે મુહબ્બતભર્યો સંબંધ ઉત્પન્ન કરે, કારણ કે આ અમલ એક મહા સવાબનું નિમિત્ત બનવાવાળો છે, એટલું જ

નહીં, બલ્કે અવલાદની કુરબાનીના સમકક્ષ છે, અર્થાત એને કુરબાન કરવું અવલાદને કુરબાન કરવા સમાન છે. મુસ્તહબ છે કે પોતાના હાથે ઝબહ કરે, જો ઝબહ ન કરી શકે તો (કમ સે કમ) આ મુબારક સમયે હાજર રહે. પોતાની કુરબાનીમાંથી ખાવું (પણ) મુસ્તહબ છે...બીજા સ્થળે કુરબાની કરાવવાથી ઉપર્યુક્ત બરકતોથી મહરૂમ રહેવું પડે છે. જો કોઈ ઉઝર યા શરઈ મસ્લિહતને કારણે કુરબાની બીજા કોઈ ઠેકાણે કરાવવામાં આવતી હોય તો પૂરેપૂરા અજરની-સવાબની, બલ્કે વધુ સવાબ મળવાની પણ ઉમ્મીદ કરી શકાય છે. નિય્યત અને સહીહ તરીકા પર (બધો) આધાર છે...

(ફતાવા રહીમિય્યહ : ૨/૮૫)

## અતિ ટૂંકા સમય (સરેરાશ પાંચ મિનિટ)માં કિયામત સુધી એક અબજ અને અડસઠ કરોડ (૧,૬૮0000000) નેકીઓ મેળવવાનો મસ્નૂન અમલ

હદીસ : હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) થી રિવાયત છે કે, હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : હઝરત મૂસા ઈબ્ને ઈમરાન (અલૈ.) હઝરત જિબ્રઈલ (અલૈ.) ને મળ્યા. હઝરત જિબ્રઈલ (અલૈ.)એ હઝરત મૂસા (અલૈ.)ને કહ્યું : જો કોઈ માણસ આયતુલ કુર્સી આટલી આટલી વાર પઢશે, તો તેને આટલો અજર-સવાબ મળશે. હઝરત મૂસા (અલૈ.)એના પર અમલ કરવાની શક્તિ ધરાવતા ન હતા, જેથી હઝરત મૂસા (અલૈ.)એ પોતાના પરવરદિગારની બારગાહમાં દુઆ

ગુઝારી કે, તે એમને આ (અજર-સવાબ)થી કમઝોર (મહરૂમ) ન કરી દે. પછી હઝરત જિબ્રઈલ (અલૈ.) બીજી વાર આવ્યા અને હઝરત મૂસા (અલૈ.)ને કહ્યું : આપનો રબ ફરમાવે છે કે, જે માણસ દરેક ફર્ઝ નમાઝ પછી એકવાર આ પ્રમાણે (દુઆ) પઢે :

اَللّٰهُمَّ اِنِّىْ اُقَدِّمُ اِلَيْكَ بَيْنَ يَدَىْ كُلِّ نَفَسٍ وَّلَمْحَةٍ وَّلَحْظَةٍ وَّطَرْفَةٍ يَّطْرِفُ بِهَا اَهْلُ السَّمٰوٰتِ وَاَهْلُ الْاَرْضِ فِىْ كُلِّ شَىْءٍ هُوَ فِىْ عِلْمِكَ كَائِنٌ اَوْقَدْ كَانَ، اُقَدِّمُ اِلَيْكَ بَيْنَ يَدَىْ ذٰلِكَ كُلِّهٖ-

(અને) ત્યાર બાદ "આયતુલ કુર્સી" પઢે, તો રાત-દિવસના ચોવીસ કલાક થાય છે, દરેક કલાકમાં તે માણસ તરફથી મારી પાસે "કિયામત સુધી સાત કરોડ(૭,૦૦૦૦૦૦૦) નેકીઓ" આવતી રહેશે અને ફરિશ્તાઓ તે નેકીઓને લખવામાં મશગૂલ રહેશે.

(અલ હાકિમ, સંદર્ભ : કન્ઝુલ ઉમ્માલ : ૨/૧૩૧-૧૩૨, હદીસ ક્રમાંક : ૩૪૬૮)

.......................................................................

ઉપરોક્ત દુઆનો અર્થ : હે અલ્લાહ ! હું દરેક શ્વાસ, દરેક ક્ષણ, દરેક પલક અને દરેક એવા સમયમાં કે જેમાં આકાશો અને પૃથ્વીવાસીઓ પોતાની આંખોને એવી ચીજોની મશગૂલીમાં પલકાવે છે કે જે તારા ઇલ્મ અનુસાર અસ્તિત્વમાં આવી ચુકી છે અથવા ભવિષ્યમાં અસ્તિત્વમાં આવશે, (બલ્કે) હું તો ઉપરોક્ત ચીજોથી આગળ વધીને તારી સમક્ષ આયતુલ કુર્સીને પેશ કરું છું.

# આયતુલ કુર્સી

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

اَللّٰہُ لَاۤ اِلٰہَ اِلَّا ہُوَ ۚ اَلۡحَیُّ الۡقَیُّوۡمُ ۬ۚ لَا تَاۡخُذُہٗ سِنَۃٌ وَّ لَا نَوۡمٌ ؕ لَہٗ مَا فِی السَّمٰوٰتِ وَمَا فِی الۡاَرۡضِ ؕ مَنۡ ذَا الَّذِیۡ یَشۡفَعُ عِنۡدَہٗۤ اِلَّا بِاِذۡنِہٖ ؕ یَعۡلَمُ مَا بَیۡنَ اَیۡدِیۡہِمۡ وَمَا خَلۡفَہُمۡ ۚ وَلَا یُحِیۡطُوۡنَ بِشَیۡءٍ مِّنۡ عِلۡمِہٖۤ اِلَّا بِمَا شَآءَ ۚ وَسِعَ کُرۡسِیُّہُ السَّمٰوٰتِ وَالۡاَرۡضَ ۚ وَلَا یَـُٔوۡدُہٗ حِفۡظُہُمَا ۚ وَہُوَ الۡعَلِیُّ الۡعَظِیۡمُ ﴿۲۵۵﴾

(البقرۃ ۲:۲۵۵)

## આ નહીં પણ આ ....

| આ નહીં | પણ આ |
|---|---|
| યા રસૂલુલ્લાહ (સલ.) ! | યા રસૂલલ્લાહ (સલ.) ! |
| યા હબીબુલ્લાહ (સલ.) ! | યા હબીબલ્લાહ (સલ.) ! |
| યા નબીયુલ્લાહ (સલ.) ! | યા નબિય્યલ્લાહ (સલ.) ! |
| યા અરહમુર્રાહિમીન ! | યા અરહમર્રાહિમીન ! |
| યા ઝુલ્ જલાલિ વલ્ ઈકરામ ! | યા ઝલ્ જલાલિ વલ્ ઈકરામ ! |
| યા રબ્બુલ આલમીન ! | યા રબ્બલ આલમીન ! |

## ચુનંદા અશ્આર

ખલ્કકે રાંદે હૂએ, દુન્યાકે ઠુકરાએ હૂએ,
આએ હૈં અબ તેરે દર હાથ ફેલાએ હૂએ,
ખ્વાર હૈં, બદકાર હૈં, ડૂબે હૂએ ઝિલ્લતમેં હૈં,
કુછ ભી હૈં, લેકિન તેરે મહબૂબકી ઉમ્મતમેં હૈં,
હક પરસ્તોંકી અગર કી તૂને દિલજોઈ નહીં,
તઅ્ના દેંગે બુત પરસ્ત કે મુસ્લિમકા ખુદા કોઈ નહીં.

-આગા હશ્ર કાશ્મીરી

..............................

શબ્દાર્થ : રાંદે હૂએ : હડધૂત થયેલા. દિલજોઈ : સહાનુભૂતિ.

**********

અફરાદકે હાથોંમેં હે અકવામકી તકદીર,
હર ફર્દ હે મિલ્લતકે મુકદર કા સિકંદર.

**********

ઉકાબી રૂહ જબ બેદાર હોતી હૈ જવાનોં મેં,
નઝર આતી હૈ ઉન્કો અપની મંઝિલ આસ્માનોં મેં.

..........................

શબ્દાર્થ : ઉકાબ : એક શિકારી પક્ષી/ગરૂડ

**********

તકબીરમેં, કલિમામેં, નમાઝોંમેં, અઝાંમેં,
હૈ નામે ઈલાહીસે મિલા નામે "મુહમ્મદ (સલ.)",
ફરમાતે હૈં આદમ (અલૈ.) કે મુજે ખુલ્દે બરીં મેં,
લિખ્ખા હુવા તૂબામેં મિલા નામે "મુહમ્મદ (સલ.)".

**********

મુહમ્મદ (સલ.)કી મુહબ્બત દીને હકકી શર્તે અવ્વલ હૈ,
ઈસમેં હો અગર ખામી તો સબ કુછ ના-મુકમ્મલ હૈ,
મુહમ્મદ (સલ.) કી મુહબ્બત આને મિલ્લત, શાને મિલ્લત હૈ,
મુહમ્મદ (સલ.) કી મુહબ્બત રૂહે મિલ્લત, જાને મિલ્લત હૈ.

**********

મુહમ્મદ (સલ.), વહ મુહમ્મદ (સલ.),
વહ મુહમ્મદ (સલ.), વહ મુહમ્મદ (સલ.) હૈ,
કે જિસકી ઈત્તિબાઅ્સે આદમી ઈન્સાન બનતા હૈ,
કે જિસકે નક્શે પા સે ખુલ્દકા ઈમ્કાન બનતા હૈ,
કે જિસકે વસ્ફે હુસ્ને ખુલ્કસે કુર્આન બનતા હૈ.

- ઝફર

..........................

શબ્દાર્થ : ખુલ્દ : જન્નત. વસ્ફે હુસ્ને ખુલ્ક : સુંદર અખ્લાકનો ગુણ

**********

કોઈ કિરન ન ફૂટે, કહીં રોશની ન હો,
તેરા જો નામ અઝાંમેં ન હો, સુબ્હ હી ન હો.

**********

ન તો હિજ્ર અચ્છા, ન વિસાલ અચ્છા હૈ,
યાર જિસ હાલમેં રખે, વહી હાલ અચ્છા હૈ.

.................................

શબ્દાર્થ : હિજ્ર : વિરહ. વિલાસ : મિલન. યાર : અલ્લાહ.

*********

રગોંમેં વો લહૂ બાકી નહીં હૈ, વહ દિલ વહ આરઝૂ બાકી નહીં હૈ,
નમાઝ વ રોઝા, કુર્બાની વ હજ, યહ સબ બાકી હૈ, તૂ બાકી નહીં હૈ.

-ઈકબાલ (રહ.)

*********

ચમનકા રંગ ગો તૂને સરાસર અય ખિઝાં બદલા,
ન હમને શાખે ગુલ છોડી, ન હમને આશિયાં બદલા.

.................................

શબ્દાર્થ : ખિઝાં : પાનખર ઋતુ. શાખે ગુલ : ફૂલની ડાળ.

*********

જો મૈં સર બ-સિજદા હુવા કભી તો ઝમીંસે આને લગી સદા,
તેરા દિલ તો હૈ સનમ-આશના, તુઝે ક્યા મિલેગા નમાઝમેં.

-ઈકબાલ (રહ.)

.................................

શબ્દાર્થ : સનમ-આશના : ગયરુલ્લાહથી મુહબ્બત કરનાર.

*********

અલ્લાહ અલ્લાહ કૈસા પ્યારા નામ હૈ,
આશિકોંકા મીના ઔર જામ હૈ.

-અકબર ઈલાહાબાદી (રહ.)

**********

માયૂસ ન હોં અહલે ઝમીં અપની ખતા સે,
તકદીર બદલ જાતી હૈ મુઝતરકી દુઆ સે.

.....................................

શબ્દાર્થ : મુઝતર : પરેશાન/વિવશ વ્યક્તિ.

**********

કાર-ફરમા તો લુત્ફ હૈ ઉન્કા,
હમ ગુલામોંકા નામ હોતા હૈ.

- મવ. હકીમ મુ. અખ્તર સા.

**********

મુહબ્બત દાનોં આલમમેં યહી જાકર પુકાર આઈ,
જિસે ખુદ યારને ચાહા, ઉસીકો યાદે યાર આઈ.

**********

અલમારી-એ-અસ્રારકે તાલેકો ઝરા ખોલ,
ઝાહિર હુવા જાતા હૈ તેરે ઢોલકા સબ પોલ,
અય નુત્ફ-એ-નાપાક તૂ આંખે તો ઝરા ખોલ,
ઝેબા નહીં દેતા હૈ તકબ્બુરકા તુઝે બોલ.

**********

આ ગયા ઐન લડાઈમેં અગર વકતે નમાઝ
કિબ્લા રૂ હો કે ઝમીં બોસ હુઈ કૌમે હિજાઝ
એક હી સફમેં ખડે હો ગએ મહમૂદો અયાઝ
ન કોઈ બંદા રહા ઔર ન કોઈ બંદા નવાઝ

..................

યહ(સહાબા રદિ.)વો મુખલિસ હૈં, જિનકી ખિદમતેં ખાલિક કો ભાઈ હૈં
યહ વહ મુઅમિન હૈં, જિનકી શાન મેં આયાત આઈ હૈં

..................

ઈસ્લામ કી અઝમત કે મિનારે હૈં સહાબા (રદિ.)
ગર ચાંદ હૈં મુહમ્મદ (સલ.) તો સિતારે હૈં સહાબા (રદિ.)

..................

ઉસ દિલ પે ખુદાકી રહમત હો, જિસ દિલ કી યહ હાલત હોતી હે
એક બાર ખતા હો જાતી હે, સો બાર નદામત હોતી હે

..................

મેરી ઝિંદગી કા મકસદ તેરે દીનકી સરફરાઝી
મૈં ઈસી લિયે મુસલમાં, મૈં ઈસી લિયે નમાઝી

..................

નિગાહે મન કે બ-મકતબ ન રફ્ત વ ખત ન નવિશ્ત
બ-ગમ્ઝહ મસ્અલા-આમોઝે સદ મુદર્રિસ શુદ

(મેરા મહબૂબ જો કભી મકતબ મેં નહીં ગયા, લિખના ભી નહીં સીખા
વહ અપને ઈશારોંસે સેંકડોં મુદર્રિસોંકા મુઅલ્લિમ બન ગયા.)

..................................

يَارَبِّ صَلِّ وَسَلِّمْ دَائِمًا اَبَدًا
عَلٰى حَبِيْبِكَ خَيْرِالْخَلْقِ كُلِّهِمِ

યા રબ્બિ સલ્લિ વ સલ્લિમ્ દાઈમન્ અબદા
અલા હબીબિક ખયૂરિલ્ ખલ્કિ કુલ્લિહિમી

# સો (૧૦૦) હજથી અફઝલ અમલ

યહ્યા બિન યહ્યા (રહ.) બયાન કરે છે કે, જ્યારે ઈમામ માલિક (રહ.)નો મરણકાળ નજીક આવવા માંડયો, તો આપની અંતિમ મુલાકાતથી ફૈઝવંત થવા અને આપની નસીહતોથી લાભાન્વિત થવાની નેક નિય્યતે મદીના મુનવ્વરહ અને બીજા શેહરોમાંથી ૧૩૦ જેટલા ઉલમાએ કિરામ અને ફુકહાએ ઇઝામ ઈમામ સાહેબ (રહ.)ના મકાનમાં એકત્ર થયા... યહ્યા બિન યહ્યા (રહ.) કહે છે કે, ઉપસ્થિત ઉલમાએ કિરામ અને ફુકહાએ ઇઝામને નસીહતો કર્યા પછી ઈમામ માલિક (રહ.)એ રબીઅ્‌ની એક રિવાયત બયાન કરી કે, "કોઈ માણસને નમાઝના મસાઇલ બતાવવા, એ સમગ્ર પૃથ્વીની તમામ દોલત સદકહ કરવાથી બેહતર છે અને કોઈ માણસની દીની ઉલઝન (મુંઝવણ) દૂર કરી દેવી, એ સો (૧૦૦) હજ કરવાથી અફઝલ છે..." અને ઈમામ સા. (રહ.)એ ઇબ્ને શિહાબ ઝોહરી (રહ.)ની રિવાયતના આધારે બતાવ્યું કે, "કોઈ માણસને દીની મશ્વેરો આપવો, દીની સલાહ-સૂચન કરવા, એ સો (૧૦૦) ગઝવાતમાં જિહાદ કરવાથી બેહતર છે."

રિવાયતકર્તા કહે છે કે, ઈમામ માલિક (રહ.)ના આ અંતિમ બોલ હતા. ત્યાર બાદ આપ અલ્લાહની રહમતમાં પોઢી ગયા... રહમતુલ્લાહિ અલયહિ રહમતંવ વાસિઅહ.

(શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિસ દહેલવી રહ. કૃત 'બુસ્તાનુલ મુહદ્દિસીન': ૧૩૯,
હર વાકિઅહ બે-મિસાલ: ૧૨૭)

## તાલિબે ઇલ્મ પર ખર્ચ કરવાનો સવાબ

"ફઝાઇલુલ્ ઇલ્મિ વલ્ ઉલમાઅ્" માં હદીસ મન્કૂલ છે કે, "જે માણસે કોઈ તાલિબે ઇલ્મને એક દિર્હમ અર્પણ કર્યો, તો જાણે તેણે અલ્લાહના રસ્તામાં ઉહદ પહાડ સમાન સોનું ખયરાત કર્યું."

(ફતાવા રહીમિય્યહ : ૨/૬, શમાઇલે કુબરા : ૯/૫૮)

## દસ કરોડ નેકીઓ મળશે

હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) ફરમાવે છે કે, જેણે રાતની ઇબાદતમાં આ (નિમ્નલિખિત) ઝિક્ર કર્યો (આ કલિમાત પઢયા) તો તેને દસ કરોડ નેકીઓ મળશે :

"سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَلَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ۔"

"સુબ્હાનલ્લાહિ, વલ્હમ્દુલિલ્લાહિ, વ લા ઇલા-હ ઇલ્લલ્લાહુ, વલ્લાહુ અકબર, વ લા હવ્લ વ લા કુવ્વ-ત ઇલ્લા બિલ્લાહ."

(અર્થ : અલ્લાહની ઝાત પાક છે અને તમામ પ્રકારની તારીફ અલ્લાહ માટેજ છે અને અલ્લાહના સિવાય કોઈ મા'બૂદ નથી અને અલ્લાહ ઘણો મહાન છે અને બુરાઈથી બચવાની કશી તાકત નથી તથા નેકી કરવાની કશી કુવ્વત નથી, પરંતુ અલ્લાહ તઆલાની મદદથી.)

(મુખ્તસરુ કિયામિલ્લયલ : ૪૭, સંદર્ભ : મવલાના ઇમ્દાદુલ્લાહ અનવર (ઉસ્તાદ : જામિઅહ કાસિમુલ ઉલૂમ-મુલ્તાન)કૃત'અકાબિરકા મકામે ઇબાદત : અકાબિરકી રાતેં' પૃષ્ઠ : ૬૦)

## ઝુલ્મ, આફત, મુસીબત, જાદૂ અને શયતાનની શરારતથી હિફાઝતની દુઆ

નીચે દર્શાવેલી દુઆ હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પોતાના ખાસ ખાદિમ હઝરત અનસ બિન માલિક (રદિ.)ને અચાનક આવી પડતી મુસીબતો અને દુર્ઘટનાઓથી બચવા માટે તથા દુનિયા અને આખિરતની ભલાઈ પ્રાપ્ત કરવા માટે શિખવાડી હતી. હઝરત અનસ (રદિ.)ના વાલિદહના તકાઝા અને ખ્વાહિશ પર હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હઝરત અનસ (રદિ.)ને આ દુઆથી મુશર્રફ (ગૌરવવંત) અને મખ્સૂસ ફરમાવ્યા હતા. દુનિયા અને આખિરતની ભલાઈથી છલોછલ આ દુઆની બરકતથી તેઓ દરેક પ્રકારના ઝુલ્મ-સિતમ અને ફિત્નાઓથી મહફૂઝ રહ્યા. તદુપરાંત, અલ્લાહ તઆલાએ આ નબવી દુઆની બરકતથી એમની ઉંમર, માલ અને અવલાદમાં ખૂબ બરકત અતા ફરમાવી. એમની ઉંમર સો (૧૦૦) વર્ષને આંબી ગઈ હતી. એમનો બાગ વર્ષમાં બે વાર ફળ આપતો હતો. આ તો દુનિયાની બરકતો હતી. બાકી આખિરતની બરકતોનો અંદજો કોણ માંડી શકે છે ?...... ઘણા સહાબએ કિરામ (રદિ.)નો આ દુઆ પઢવાનો મા'મૂલ (નિત્યક્રમ) રહ્યો હતો. સવાર-સાંજ એક વખત આ દુઆ પઢયા કરો. ઝાલિમના ઝુલ્મથી, જાદૂગરના જાદૂથી, શયનાનની શરારતથી અલ્લાહ તઆલા હિફાઝત ફરમાવશે અને કોઈ પ્રકારની તકલીફ અને આફત પહોંચશે નહિ. તદુપરાંત, દીન અને દુનિયાની ખૈર પ્રાપ્ત થશે ઈન્શા અલ્લાહ.દુઆ આ પ્રમાણે છે:

بِسْمِ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ، مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ، لَاقُوَّةَ اِلَّا
بِاللّٰهِ، بِسْمِ اللّٰهِ عَلٰى دِيْنِىْ وَنَفْسِىْ، بِسْمِ اللّٰهِ عَلٰى اَهْلِىْ
وَمَالِىْ، بِسْمِ اللّٰهِ عَلٰى كُلِّ شَىْءٍ اَعْطَانِيْهِ رَبِّىْ، بِسْمِ اللّٰهِ
خَيْرِالْاَسْمَاءِ، بِسْمِ اللّٰهِ رَبِّ الْاَرْضِ وَالسَّمَآءِ، بِسْمِ
اللّٰهِ الَّذِىْ لَايَضُرُّمَعَ اِسْمِهٖ دَاءٌ، بِسْمِ اللّٰهِ افْتَتَحْتُ
وَعَلَى اللّٰهِ تَوَكَّلْتُ، لَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ، لَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ، لَاقُوَّةَ
اِلَّا بِاللّٰهِ، وَاللّٰهُ اَكْبَرُ، اَللّٰهُ اَكْبَرُ، اَللّٰهُ اَكْبَرُ، اَللّٰهُ اَكْبَرُ،
لَآاِلٰهَ اِلَّا اللّٰهُ الْحَلِيْمُ الْكَرِيْمُ، لَآاِلٰهَ اِلَّا اللّٰهُ الْعَلِىُّ
الْعَظِيْمُ، تَبَارَكَ اللّٰهُ رَبُّ السَّمٰوٰتِ السَّبْعِ وَرَبُّ الْعَرْشِ
الْعَظِيْمِ، وَرَبُّ الْاَرْضِيْنَ، وَمَابَيْنَهُمَا، وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ
الْعٰلَمِيْنَ، عَزَّجَارُكَ وَجَلَّ ثَنَاؤُكَ وَلَآاِلٰهَ غَيْرُكَ، اِجْعَلْنِىْ
فِىْ جِوَارِكَ مِنْ شَرِّكُلِّ ذِىْ شَرٍّ، وَمِنْ شَرِّالشَّيْطَانِ
الرَّجِيْمِ، اِنَّ وَلِيِّ ےَ اللّٰهُ الَّذِىْ نَزَّلَ الْكِتَابَ وَهُوَيَتَوَلَّى
الصَّالِحِيْنَ، فَاِنْ تَوَلَّوْا فَقُلْ حَسْبِىَ اللّٰهُ لَآاِلٰهَ اِلَّا هُوَ،
عَلَيْهِ تَوَكَّلْتُ وَهُوَرَبُّ الْعَرْشِ الْعَظِيْمِ ط

(અલ્લામહ જલાલુદ્દીન સુયૂતી રહ. કૃત ‘જમ્ઉલ જવામિઅ’ ‘તારીખે ઇબ્ને અસાકિર’, અબુશ્શૈખ રહ. કૃત ‘કિતાબુસ્સવાબ’, શૈખ અબ્દુલહક મુહદ્દિસ રહ. કૃત ‘ઇસ્તીનાસુ અનવારિલ કબ્સિ ફી શહિં દુઆએ અનસ’ સંદર્ભઃ આપકે મસાઇલ ઔર ઉનકા હલ’: ૮/૨૩૩-૨૩૪, કન્ઝુલ ઉમ્માલઃ ભાગ-૨, પેજ : ૨૮૨/૨૮૩)

## તસ્બીહ પઢવાની ફઝીલત
## (વિતેલા વર્ષોનાં ગુનાહો માફ)

હદીસ શરીફમાં છે :

"مَنْ سَبَّحَ عِنْدَ غُرُوْبِ الشَّمْسِ سَبْعِيْنَ تَسْبِيْحَةً غُفِرَلَهٗ سَائِرُ عَمَلِهٖ"

"મન સબ્બહ ઇન્દ ગુરૂબિશ્શામ્સ સબ્ઓન તસ્બીહતન ગુફિર લહૂ સાઅિરુ અમલિહી."

(અર્થ : જે માણસે ગુરૂબે આફતાબ (સૂર્યાસ્ત) વખતે સિત્તેર (૭૦) વાર તસ્બીહ سُبْحَانَ اللّٰهِ (સુબ્હાનલ્લાહ) પઢી, તો અલ્લાહ તઆલા તેના પાછલા (વિતેલા વર્ષોના) દરેક પ્રકારના અમલ (ગુનાહ) માફ ફરમાવી દેશે.)

(દયલમી, કન્ઝુલ ઉમ્માલ : ૧/૪૭૩, હદીષ ક્રમાંક : ૨૦૫૭)

નોટ : સિત્તેર વાર તસ્બીહ (સુબ્હાનલ્લાહ) પઢવામાં માત્ર એક મિનિટ જેટલોજ સમય લાગે છે.

## દુરૂદ શરીફની બરકત

શૈખ ઝર્રૂક (રહ.)એ લખ્યું છે કે, 'દલાઇલુલ ખયૂરાત'નાં સંપાદકની કબરમાંથી મુશ્ક-અંબરની ખુશ્બૂ આવે છે, જે દુરૂદ શરીફની બરકત છે. (ઝાદુસ્સઈદ)

## એક દિવસમાં વીસ (૨૦) સલામ કરવાની ફઝીલત

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિયલ્લાહુ તઆલા અન્હુમા) હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરે છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : "જે માણસે એક દિવસમાં વીસ (૨૦) સલામ કર્યા, –ચાહે જમાઅતને કર્યા હોય અથવા એકલ-દોકલ લોકોને કર્યા હોય– અને તેજ દિવસે તેનો ઈન્તિકાલ થઈ ગયો, તો તેના માટે જન્નત લાઝિમ છે."

(તબરાની, મજ્મઉઝ્ ઝવાઈદ : ૮/૩૦, શમાઈલે કુબ્રા : ૩/૪૩૪)

અમુક આ'માલ અતિ સરળ, આસાન અને લક્ષપાત્ર હોય છે. તે પૈકી એક અમલ આ પણ છે. આ જ કારણે સહાબ-એ-કિરામ (રદિ.)થી પુષ્કળ પ્રમાણમાં સલામ કરવાનું મન્કૂલ છે.

## જુમ્અહના દિવસે નખ કાપવાની ફઝીલત

નખ કાપવા એ માણસની એક જરૂરત છે, પરંતુ જો સુન્નતની પેરવી કરવાની નિય્યતે નખ કાપવામાં આવે, તો સવાબ પણ મળશે અને જુમ્અહની બરકતથી આગામી જુમ્અહ સુધી શરારતો અને ફિત્નાઓથી હિફાઝત પણ થશે.

હઝરત આઈશા (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું :

"મન કલ્લ-મ અઝ્ફા-રહા યવમલ્ જુમુઅતિ વુકિ-ય મિનસ્સૂઈ ઈલા મિષ્લિહા."

(અર્થ : જે માણસ જુમ્અહના દિવસે નખ કાપશે, તો તે બીજી (આગામી) જુમ્અહ સુધી બુરાઈથી મહફૂઝ રહેશે.)

(તબરાની ફિલ અવસત : ૫/૩૭૫, હદીષ ક્રમાંક : ૪૭૪૩)

# અલ્લાહવાળાઓ સાથે મુહબ્બત રાખો

હઝરત અબૂ જઅફર સીદલાની (રહ.) નામે બુઝુર્ગ કહે છે કે, એક વાર રહમતુલ લિલ આલમીન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મેં ખ્વાબમાં જોયા, મેં જોયું કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે સૂફિયાએ કિરામની એક જમાઅત બેઠી છે. એવામાં આકાશેથી બે ફરિશ્તા ઉતર્યા. એકના હાથમાં ઝારી હતી અને બીજાના હાથમાં મોટી થાળી. ધરતી અને આકાશમાં સૌને માટે કૃપારૂપ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પ્રથમ હાથ મુબારક ધોયા. પછી દુરવેશો હાથ ધોવા લાગ્યા. મારો વારો આવ્યો તો દુરવેશોમાંથી એક જણ કહેવા લાગ્યો : ''એ માણસ તો આપણાંમાંનો નથી.''

આ સાંભળીને મેં અતિ અદબથી અરજ કરી : ''યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! આપ માનવંતે ફરમાવ્યું છે કે, માણસ જે લોકો સાથે મુહબ્બત રાખશે તે એમનામાંનો ગણાશે.'' હું તો આ અલ્લાહવાળાઓ સાથે મુહબ્બત રાખું છું. સકળ સુષ્ટિ માટે દયાના સાગર હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરિશ્તાઓને હુકમ દીધો કે, એ શખ્સનાય હાથ ધોવડાવો.

(હઝરત ઈમામ ગઝાલી રહ. કૃત કીમિયાએ સઆદત, ભાષાંતર પ્રૉ. મલિક મુહમ્મદ ઈનાયતુલ્લાહ, એમ.એ. પેજ : ૭૪૮, સાચા સપનાં : ૮૫)

## દુખિયારાની મદદ

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો કે :

“જે માણસ કોઈ દુખિયારાની મદદ કરે, અલ્લાહ તઆલા તેના માટે તોત્તેર (૭૩) મગફિરત લખશે. જેમાંથી એક મગફિરત તો તેના તમામ કામોની સુધારણા માટે પૂરતી છે અને બોત્તેર (૭૨) મગફિરત કિયામતના દિવસે તેના માટે દરજજાત બની જશે.”

(બયહકી, હયાતુલ મુસ્લિમીન)

## કર્ઝની અદાયગીની નિય્યત

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે :

“જે માણસ કર્ઝ લે છે અને તેને અદા કરવાનો ઈરાદો રાખે છે, કિયામતના દિવસે ખુદા તેના તરફથી તે કર્ઝ અદા કરી દેશે અને જે (માણસ) કર્ઝ લઈને અદા કરવા નથી ચાહતો અને એજ હાલતમાં મરી જાય છે (તો) કિયામતના દિવસે ખુદા તેનાથી ફરમાવશે કે :

“ હે મારા બંદા ! તેં કદાચ વિચાર્યુ હશે કે હું મારા બંદાનો હક તારાથી ન લઈશ.”

તે પછી કર્ઝદારની કેટલીક નેકીઓ કર્ઝખ્વાહને (કર્ઝ આપનારને) આપવામાં આવશે અને જો કર્ઝદારે નેકીઓ ન કરી હશે તો કર્ઝખ્વાહના કેટલાક ગુનાહ લઈને કર્ઝદારને આપવામાં આવશે.”

(તબરાની, હાકિમ)

## કર્ઝદારને મુહલત આપવી

ફરમાવ્યું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એ : "જ્યાં સુધી કર્ઝ અદા કરવાના વાયદાનો વખત આવ્યો ન હોય ત્યાં સુધી કોઈ ગરીબને મુહલત (છૂટ) આપે તો દરરોજ એટલો સવાબ મળે છે, જેમ કે એટલા રૂપિયા ખયરાત આપી દીધા અને જ્યારે એનો (કર્ઝ અદા કરવાનો) સમય આવી જાય અને પછી મુહલત આપે તો દરરોજ એવો સવાબ મળે છે, જેમ કે એટલા રૂપિયાથી બમણા રૂપિયા દરરોજ ખયરાત કરી દીધા." (બેહિશ્તી ઝેવર)

## એક ઘણોજ જરૂરી ખુલાસો અને વિનંતી

મારા દીની ભાઈઓ અને બહેનો !

તમામ નેક અમલો અને નેકીના કામો, સવાબના કામો, સવાબે જારિઅહના કામો, નમાઝ, રોઝા, હજ, ઝકાત, ઝિક્ર, તિલાવત વગેરે વગેરે...... ફકત અને ફકત અલ્લાહને રાઝી અને ખુશ કરવા માટેજ કરવામાં આવે, નિય્યત ફકત અને ફકત અલ્લાહની રઝામંદીજ હોય તોજં તે અમલોનો સવાબ મળશે, નહિ તો સવાબ મળશે નહિ.

માટે મારા ભાઈઓ અને બહેનો ! આપણી નિય્યતોને સહીહ કરવાની બેહદ જરૂર છે, તમામ અમલોનો દારોમદાર નિય્યત ઉપર જ છે, કે આ અમલ કરવા પાછળ નિય્યત શું હતી ? અલ્લાહ પાકને તો દિલોનાં ભેદ ખૂબજ ખબર છે, માટે અલ્લાહ પાક તમામને અમલ કરવાની તૌફીક આપે, અંતમાં દુઆ છે કે અલ્લાહ તઆલા આ કોશિશોને કબૂલ ફરમાવે અને મુસલમાનોંના માટે ફાયદા કારક બનાવે. (આમીન. યા રબ્બલ આલમીન.)

## ગુનાહોથી માફી, મકસદમાં કામયાબી અને શયતાનથી હિફાઝતની દુઆ

હદીસ : હઝરત આઈશા (રદિ.) બયાન ફરમાવે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુ કે : જ્યારે અલ્લાહ તઆલા એ હઝરત આદમ (અલૈ.)ને જમીન પર ઉતાર્યા તો તેઓ ઉઠીને કઅબા પાસે આવ્યા અને બે રકાત નમાઝ પઢીને આ દુઆ (અલ્લાહ તરફથી ઈલ્હામ પ્રમાણે) પઢી. અલ્લાહ તઆલાએ તેજ વખતે વહી મોકલી કે " એ આદમ ! મે તારી તૌબા કબૂલ કરી અને તારા ગુનાહ માફ કર્યા અને જે કોઈ આ કલિમાત પઢી દુઆ કરશે હું એના પણ ગુનાહ માફ કરી દઈશ. અને એના મકસદમાં કામયાબી આપીશ અને શયતાનને એની પાસે આવવાથી રોકીશ અને દુનિયા એના દરવાજા ઉપર નાક રગડતી ચાલી આવશે. જોકે તે એને જોઇ ન શકે. એ દુઆ આ પ્રમાણે છે :

اَللّٰهُمَّ اِنَّكَ تَعْلَمُ سِرِّىْ وَعَلَانِيَّتِىْ فَاقْبَلْ مَعْذِرَتِىْ وَتَعْلَمُ حَاجَتِىْ فَاَعْطِنِىْ سُؤَالِىْ وَتَعْلَمُ مَافِىْ نَفْسِىْ فَاغْفِرْلِىْ ذَنْبِىْ، اَللّٰهُمَّ اِنِّىْ اَسْئَلُكَ اِيْمَانًا يُّبَاشِرُ قَلْبِىْ وَيَقِيْنًا صَادِقًا حَتّٰى اَعْلَمَ اَنَّهٗ لَايُصِيْبُنِىْ اِلَّا مَا كَتَبْتَ لِىْ وَرِضًا بِمَا قَسَمْتَ لِىْ يَا اَرْحَمَ الرَّاحِمِيْنَ۔

(طبرانی وبیہقی)

અલ્લાહુમ્મ ઈન્નક તઅ્લમુ સિર્રી વ અલાનિય્યતી ફ-અકબલ્ મઅ્ઝિરતી વ તઅ્લમુ હાજતી ફ-અઅ્તિની સુઆલી વ તઅ્લમુ મા-ફી નફ્સી ફગ્ફિરલી ઝમ્બી. અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક ઈમાનંય્યુબાશિરુ કલ્બી વ યકીનન સાદિકન હત્તા અઅ્લમ અન્નહૂ લા યુસીબુની ઈલ્લા મા કતબ્ત લી વ રિદમ બિમા કસમ્ત લી યા અરહમર્રાહિમીન.

અર્થ : એ અલ્લાહ! તું મારી છુપી અને જાહેરી હાલતને જાણે છે, તો મારી મઅ્ઝિરત કબૂલ ફરમાવ. અને તું મારી હાજતને જાણે છે, તો મને મારી જરૂરત(નો સામાન)અતા ફરમાવ. અને તું મારા દિલની વાત જાણે છે, તો મારા ગુનાહોંને માફ ફરમાવ. એ અલ્લાહ! હું તારાથી એવુ ઈમાન અને સાચુ યકીન માંગુ છું જે મારા દિલને ખુશ કરી દે , અહીં સુધી કે હું જાણી લઉં કે જે કાંઇ પણ મારા માટે મુકદ્દર છે તેજ મને મળે છે, અને એ અરહમર્રાહિમીન! હું એના પર રાજી છું જે તેં મારા માટે મુકદ્દર ફરમાવ્યુ છે.” (તબરાની વ બયહકી)

## ઈલ્મની સમજ હાસિલ કરવા અને રોઝીમાં બરકત માટે અસ્તગફાર

(૧)હઝરત શયખ જલાલુદ્દીન સયૂતી (રહ.)થી મન્કૂલ છે કે ઈલ્મની સમજ અને માલને વધારવા માટે ફજરની નમાઝ પછી રોજ ત્રણ વખત આ અસ્તગ્ફાર પઢે :(આ અમલ અજમાવેલ છે.)

”اَسْتَغْفِرُاللّٰهَ الْعَظِيْمَ الَّذِىْ لَآاِلٰهَ اِلَّا هُوَالْحَىُّ الْقَيُّوْمُ بَدِيْعُ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَا بَيْنَهُمَا مِنْ جَمِيْعِ جُرْمِىْ وَاِسْرَافِىْ عَلٰى نَفْسِىْ وَاَتُوْبُ اِلَيْهِ“

અસ્તગ્ફિરુલ્લાહલ્ અઝીમલ્લઝી લા-ઈલાહ ઈલ્લા હુવલ હય્યુલ્ કય્યૂમુ, બદીઉસ્સમાવાતિ વલ્ અર્દિ વમા બયનહુમા મિન જમીઈ જુર્મી વ ઈસ્રાફી અલા નફ્સી વઅતૂબુ ઈલયહિ.

અર્થ : હું મગ્ફિરત ચાહું છું તે અલ્લાહથી જે મહાન છે, જેના સિવાય કોઈ મા'બૂદ નથી, તેજ જીવંત છે, હમેંશા રહેનાર છે. આસમાનો (આકાશો) અને જમીન અને જે કાંઈ આ બન્નેવના દરમિયાન છે એ બધાને બનાવવાવાળો છે. હું પોતાના બધાજ ગુનાહો અને નફ્સની ઝયાદતીથી એનાંજ સામે તૌબા કરૂં છું.

(૨)શયખુલ્ મશાઈખ હઝરત શયખ કલીમુલ્લાહ જહાંઆબાદી (રહ.)એ "મુરકકઅ્ શરીફ"માં ફરમાવ્યું છે કે જે માણસ બે મહીના સુધી લગાતાર રોજ ચાર સૌ (૪૦૦) વખત આ અસ્તગ્ફાર પઢે તો અલ્લાહ તઆલા એને નફાવાળો ઈલ્મ અથવા પુષ્કળ માલ અતા ફરમાવશે. એટલેકે નિય્યત ઈલ્મ હાસિલ કરવાની હશે તો ઈલ્મ હાસિલ થશે અને જો માલ મેળવવાની નિય્યત હશે તો તે મળશે. એ અસ્તગ્ફાર આ પ્રમાણે છે :

اَسْتَغْفِرُ اللّٰهَ الَّذِیْ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ الْحَیُّ الْقَیُّوْمُ الرَّحْمٰنُ الرَّحِیْمُ، بَدِیْعُ السَّمٰوٰتِ وَالْاَرْضِ مِنْ جَمِیْعِ جُرْمِیْ وَظُلْمِیْ وَاِسْرَافِیْ عَلٰی نَفْسِیْ وَاَتُوْبُ اِلَیْهِ۔

અસ્તગ્ફિરુલ્લાહલ્લઝી લા-ઈલાહ ઈલ્લા હુવલ હય્યુલ્ કય્યૂમુ ર્રહમાનુ ર્રહીમુ, બદીઉસ્સમાવાતિ વલ્ અર્દિ મિન જમીઈ જુર્મી વ ઝુલ્મી વ ઈસ્રાફી અલા નફ્સી વઅતૂબુ ઈલયહિ.

અર્થઃ હું મગ્ફિરત ચાહું છું તે અલ્લાહથી જેના સિવાય કોઇ મા'બૂદ નથી, તે જીવંત છે, હમેંશા રહેનાર છે. રહમાન છે, રહીમ છે. આસમાનો (આકાશો) અને જમીનને બનાવવાવાળો છે. પોતાના બધાજ ગુનાહો, જુલ્મ અને નફ્સની ઝયાદતીથી એનાંજ સામે તૌબા કરૂં છું.

## રોઝીમાં બરકતની દુઆ

''يَا اَوَّلَ الْاَوَّلِيْنَ، يَا اٰخِرَ الْاٰخِرِيْنَ، يَا ذَا الْقُوَّةِ الْمَتِيْنِ، يَا رَاحِمَ الْمَسَاكِيْنَ، يَا اَرْحَمَ الرَّاحِمِيْنَ'' (کنز العمال)

યા અવ્વલલ્ અવ્વલીન, યા આખિરલ્ આખિરીન, યા ઝલ્કુવ્વતિલ્ મતીન,યા રાહિમલ્ મસાકીન, યા અર્‌હમર્રાહિમીન.

ફઝીલત : હઝરત અલી (રદિ.) ના ઘરે ફાકો (ખાવાનુ ન) હતુ. હઝરત અલી (રદિ.) ના મશ્વરાથી હઝરત ફાતિમહ (રદિ.) પોતાના વાલિદ (હુઝૂર સલ.) પાસે ગયા અને સવાલ કર્યો, તો હુઝૂર (સલ.) એ ફરમાવ્યું કે : એક મહીનાથી મારા ઘરમાં પણ ફાકો છે. પછી હુઝૂર (સલ.) એ ઉપરોક્ત પાંચ કલિમાત હઝરત ફાતિમહ (રદિ.) ને સિખવાડયા (જે અલ્લાહ તઆલાએ હઝરત જિબ્રઈલ (અલૈ.) ને સિખવાડયા હતા) જેના વિશે અલ્લાહ તઆલાએ કસમ ખાઈને ફરમાવ્યું : જે માણસ આ પાંચ કલિમાતને વારંવાર પઢતો રહેશે તો તેની રોઝીમાં પુષ્કળ બરકત થશે.

(હઝરત ફાતિમહ (રદિ.) દુનિયા લેવા માટે ગયા હતા અને આખિરત લઈને પાછા ફર્યા) પાછા આવ્યા તો હઝરત અલી (રદિ.)એ કહ્યું : ફાતિમહ ! આજનો દિવસ તમારી ઝિંદગીનો બધાથી કીમતી દિવસ છે. (કન્ઝુલ ઉમ્માલ)

## દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

●●●

## હઝરત જુનૈદ બગદાદી (રહ.)નું બતાવેલ દુરૂદ શરીફ

ફઝીલતઃ હઝરત જુનૈદ બગદાદી (રહ.) એ હુઝૂર (સલ.) ને ખ્વાબમાં જોયા તો અર્ઝ કર્યું કે યા રસૂલલ્લાહ(સલ.) એવી દુઆ ફરમાવો કે મારા દિલમાંથી ઈમાન ક્યારેય દૂર ન થાય. તો આપ (સલ.)એ ફરમાવ્યું કે એ જુનૈદ! જો કોઈ એક વખત આ કલિમાત અને દુરૂદ શરીફ પઢશે તો તેના દિલથી ઈમાન ક્યારેય દૂર ન થશે. અને તે દુરૂદ આ પ્રમાણે છે. (નુઝ્હતુલ્ મજાલિસ)

''یَاحَیُّ یَاقَیُّوْمُ لَآاِلٰهَ اِلَّآاَنْتَ ط
اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِهٖ وَسَلِّمْ ط'' (نزہۃ المجالس)

યા હય્યુ યા કય્યૂમુ લા-ઇલાહ ઈલ્લા અન્ત. અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિહી વ સલ્લિમ.

## એવુ દુરૂદ જે કબ્રને દુલ્હન અને કબ્રવાળાને દુલ્હો બનાવે

''اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ عَدَدَ مَنْ صَلّٰى عَلَيْهِ،
اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ عَدَدَ مَنْ لَّمْ يُصَلِّ عَلَيْهِ،
اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ كَمَا تَنْبَغِىْ اَنْ يُّصَلّٰى عَلَيْهِ ط''
(سعادت دارین)

અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન અ-દ-દ મન સલ્લા અલયહિ, અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન અ-દ-દ મલ્લમ યુસલ્લિ અલયહિ, અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન કમા તમ્બગી અંય યુસલ્લા અલયહિ.

ફઝીલત : ઈમામ શાફિઈ (રહ.)ના ઈન્તેકાલ પછી એમના એક શાગિર્દ ઈબ્ને હકમે ઈમામ શાફિઈને ખ્વાબમાં જોયા તો પૂછયું : આપની સાથે શું મામલો પેશ આવ્યો? ફરમાવ્યું : અલ્લાહે મારી કબરને એ રીતે સજાવી જેવી રીતે કે દુલ્હનને સજાવવામાં આવે છે, અને મારા પર એ રીતે નેઅમતો નિછાવર કરી જે રીતે દુલ્હા પર કરવામાં આવે છે. મે પૂછયું : કેમ ? આપે ફરમાવ્યું : એક દુરૂદ મે પઢયુ હતું તો અલ્લાહ તઆલાને એ દુરૂદ ખૂબજ પસંદ પડયું અને ફરમાવ્યું : જે કોઈ આ દુરૂદ પઢશે એની કબર સાથે પણ એજ વર્તાવ કરીશ જે તારી કબર સાથે કર્યો. (સઆદતે દારૈન)

## નબી(સલ.)નો પસંદ કરેલ શેઅર (કાવ્ય)

ફઝીલતઃ હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે હુઝૂર (સલ.) ને એક શેઅર ખૂબજ પસંદ હતો. અને આપ (સલ.) એ તે શેઅરને પોતાની મુબારક ઝબાનથી કહ્યો અને ફરમાવ્યું કે : આ શેઅર કેટલો ખુબસૂરત છે, જે હઝરત લબીદ (રદિ.)એ કહ્યો છે, જે આ છે.(બુખારી શરીફ)

اَلَا كُلُّ شَيْءٍ مَا خَلَا اللّٰهُ بَاطِلٌ

وَ كُلُّ نَعِيْمٍ لَا مَحَالَةَ زَائِلٌ -

અલા કુલ્લુ શયઇન મા ખલલ્લા-હુ બાતિલુન

વ કુલ્લુ નઈમિન લા મહા-લ-ત ઝાઈલુન

અર્થઃ ધ્યાનથી સાંભળો! કે અલ્લાહ તઆલા સિવાય દરેક વસ્તુ બાતિલ (નાહક) છે અને દરેક નેઅમત યકીનન ફના (ખતમ) થવાવાળી છે.

## ઠંડી હોય તો આ દુઆ પઢે

”لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ مَآ اَشَدَّ بَرْدَ هٰذَا الْيَوْمِ

اَللّٰهُمَّ اَجِرْنِىْ مِنْ زَمْهَرِيْرِ جَهَنَّمَ“

લા-ઇલાહ ઇલ્લલ્લાહુ મા અશદ્દ બદ હાઝલ યવમ.

અલ્લાહુમ્મ અજિરની મિન ઝમહરીરિ જહન્નમ.

ઠંડીનો દિવસ હોય અને કોઈ આ દુઆ પઢે તો અલ્લાહ તઆલા જહન્નમથી ફરમાવે છે કે મારા એક બંદાએ મારી સમક્ષ તારી ઠંડકથી પનાહ માંગી છે અને હું તને ગવાહ બનાવુંછુ કે મે તેને પનાહ આપી દીધી.

## ગરમી હોય તો આ દુઆ પઢે

હઝરત અબૂ હુરયરહ (રદિ.) બયાન કરે છે કે આપ (સલ.)એ ફરમાવ્યું કે જ્યારે ગરમીનો દિવસ હોય અને કોઈ આ દુઆ પઢે :

"لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ مَآ اَشَدَّ حَرَّ هٰذَا الْيَوْمِ

اَللّٰهُمَّ اَجِرْنِىْ مِنْ حَرِّ جَهَنَّمَ" (عمل اليوم والليلة)

લા-ઇલાહ ઇલ્લલ્લાહુ મા અશદ્દ હર્ર હાઝલ યવમ.

અલ્લાહુમ્મ અજિરની મિન હર્રિ જહન્નમ.

તો અલ્લાહ તઆલા જહન્નમથી ફરમાવે છે : મારા એક બંદાએ મારી સમક્ષ તારી ગરમીથી પનાહ માંગી છે, તો તૂ પોતેજ ગવાહ રહેજે કે મે એને પનાહ આપી દીધી.

## મોટી મોટી ત્રણ સુન્નતો

(૧) રાત્રે સુતા પહેલા વુઝૂ કરે. હદીસ શરીફમાં આવ્યું છે કે : જે માણસ વુઝૂ કરીને સુએ અને તેજ રાત્રે મરણ પામે તો તેને શહાદતનો મરતબો પ્રાપ્ત થશે.

(૨) રાત્રે સુતી વખતે ૧૦ વખત

"لَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ"

લા હવ્-લ વલા કુવ્વ-ત ઇલ્લા બિલ્લાહ.

પઢે, તો આખી રાત તમામ આફતોથી બચેલો રહેશે.

(૩) સુઈને ઉઠતાંજ બંનેવ હાથોંને આંખોં પર ચાર વખત મસળવું. ત્રણ વખત મસળતા "અલ્હમ્દુલિલ્લાહ" કહે અને ચોથી વખત "લા ઈલા-હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર રસૂલુલ્લાહ" કહે. (ઝાદે મોઅમિન)

હદીસ : હઝરત અનસ(રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.)એ મને ફરમાવ્યું : જેણે મારી સુન્નતને પસંદ કરી એણે મારાથી મોહબ્બત કરી અને જેણે મારાથી મોહબ્બત કરી તે જન્નતમાં મારી સાથે હશે. (તિરમિઝી શરીફ)

## કોઈને પણ મુસીબત અથવા બીમારીમાં સપડાયેલ જુએ તો અલ્લાહનો શુક્ર અદા કરવા માટે આ દુઆ પઢે

"اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ عَافَانِیْ مِمَّا ابْتَلَاهُ بِهٖ وَفَضَّلَنِیْ عَلٰی كَثِیْرٍ مِّمَّنْ خَلَقَ تَفْضِیْلًا" (ترمذی)

અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી આફાની મિમ્મબ્તલાહુ બિહી
વ ફદ-લની અલા કષીરિમ મિમ્મન ખ-લ-ક તફદીલા.

ફઝીલત : કોઈ પણ મુસીબતવાળા અથવા બીમારીમાં સપડાયેલ માણસને જોઈ આ દુઆ પઢે. અલ્લાહ તઆલા જરૂર દુઆ પઢનારને ઝિંદગીભર તે બીમારીથી બચાવશે.(તિરમિઝી)

## અલ્લાહને ત્રણ સમયે ખામોશી પસંદ છે

હઝરત ઝૈદ બિન અરકમ(રદિ.)થી રિવાયત છે કે હુઝૂર નબીએ કરીમ(સલ.)એ ફરમાવ્યું : અલ્લાહ તઆલા ત્રણ સમયે, ત્રણ સ્થળે ખામોશીને પસંદ ફરમાવે છે : (૧) તિલાવતે કુર્આનના સમયે. (૨) જિહાદી મુકાબલા વખતે અને (૩) જનાઝો જતો હોય ત્યારે.

(મજ્મઉઝ્ ઝવાઈદ : ૩/૨૨, મતાલિબે આલિયહ : ૧/૨૦૨, શમાઈલે કુબરા : ૯/૨૧૪)

## ત્રણ મોટા ઈનામ

જે માણસ ફજરની બે રકાત(સુન્નતો) ઘરે પઢીને મસ્જિદે આવશે, તો હદીસ શરીફ અનુસાર તેને ત્રણ ઈનામ મળશે :

(૧) ઘરમાંથી ઝઘડા-ટંટા અને કંકાસ દૂર થશે.

(૨) રોઝી વિશાળ (બહોળી) થશે.

(૩) અને મોત ઈમાન પર થશે.

(ફતાવા તાતારખાનિય્યહ : ભાગ-૧, મસાઈલુત્ત-તવ્વુઅ્, ઝાદે મોઅમિન : ૨૦૨)

## જુમ્અહની બે રકાત અન્ય દિવસોની હજાર રકાતથી અફઝલ

હઝરત અનસ(રદિ.)થી રિવાયત છે કે જુમ્અહની બે રકાત અન્ય (સામાન્ય)દિવસોની હજાર રકાતથી અફઝલ છે અને જુમ્અહની એક તસ્બીહ બીજા(સામાન્ય)દિવસોની હજાર તસ્બીહથી અફઝલ છે. (કન્ઝુલ ઉમ્માલ : ૭/૭૧૯, શમાઈલે કુબરા : ૮/૧૯૭)

## દુશ્મનોથી હિફાઝત અને કર્ઝ અદા કરવા માટેની દુઆ

ફઝીલત : જે શખ્સ નીચેની દુઆને દરેક નમાઝ બાદ પાબંદીથી પઢશે, ખાસ કરીને જુમ્અહની નમાઝ બાદ, તો અલ્લાહ તઆલા

* દરેક ડર(બીક)થી તેની હિફાઝત કરશે અને
* તેના દુશ્મનોથી તેની હિફાઝત કરશે,
* તેને બેનિયાઝ કરશે અને
* તેને ગુમાન(ધારણા)પણ ન હોય તેવી જગ્યાએથી રોઝી આપશે અને
* તેની જિંદગી તેના પર આસાન કરશે અને
* તેનું કર્ઝ અદા કરશે, ભલે ને પહાડ બરાબર હશે, અલ્લાહ તઆલા પોતાના ફઝલો-કરમથી તેને પૂરું કરશે.

بِسْمِ اللّٰہِ الرَّحْمٰنِ الرَّحِیْمِ ط

یَا اَللّٰہُ یَا اَحَدُ یَا وَاحِدُ یَا مَوْجُوْدُ یَا جَوَّادُ یَا بَاسِطُ
یَا کَرِیْمُ یَا وَھَّابُ یَا ذَا الطَّوْلِ یَا غَنِیُّ یَا مُغْنِیُ
یَا فَتَّاحُ یَا رَزَّاقُ یَا عَلِیْمُ یَا حَکِیْمُ یَا حَیُّ یَا قَیُّوْمُ
یَا رَحْمٰنُ یَا رَحِیْمُ یَا بَدِیْعَ السَّمٰوٰتِ وَالْاَرْضِ
یَا ذَا الْجَلَالِ وَالْاِکْرَامِ یَا حَنَّانُ یَا مَنَّانُ نَفِّحْنِیْ
مِنْکَ بِنَفْحَۃِ خَیْرٍ تُغْنِیْنِیْ بِھَا عَمَّنْ سِوَاکَ اِنْ
تَسْتَفْتِحُوْا فَقَدْ جَاءَکُمُ الْفَتْحُ اِنَّا فَتَحْنَا لَکَ
فَتْحًا مُّبِیْنًا ط نَصْرٌ مِّنَ اللّٰہِ وَفَتْحٌ قَرِیْبٌ ط اَللّٰھُمَّ
یَا غَنِیُّ یَا حَمِیْدُ یَا مُبْدِئُ یَا مُعِیْدُ یَا وَدُوْدُ
یَا ذَا الْعَرْشِ الْمَجِیْدُ یَا فَعَّالٌ لِّمَا یُرِیْدُ ط اِکْفِنِیْ
بِحَلَالِکَ عَنْ حَرَامِکَ وَاَغْنِنِیْ بِفَضْلِکَ عَمَّنْ
سِوَاکَ وَاحْفَظْنِیْ بِمَا حَفِظْتَ بِہِ الذِّکْرَ وَانْصُرْنِیْ
بِمَا نَصَرْتَ بِہِ الرُّسُلَ اِنَّکَ عَلٰی کُلِّ شَیْءٍ قَدِیْرٌ ط

(الترغیب)

અર્થ : હે અલ્લાહ ! હે પોતાની ખુદાઈમાં અનન્ય ! હે પોતાની મઅબૂદિયતમાં અજોડ ! હે મવજૂદ ! હે ઘણાં સખી ! હે ઘણું આપનાર ! હે કરમ-કૃપા કરનાર ! હે (અમારી) લાયકાત વગર ઘણું આપનાર ! હે (મખ્લૂકથી) બેનિયાઝ કરનાર ! હે મુશ્કેલીઓ દૂર કરનાર ! હે રોઝી આપનાર! હે ઇલ્મવાળા ! હે હિકમતવાળા! હે હંમેશા અમર રહેનાર ! હે હંમેશા કાયમ રહેનાર ! હે રહમાન ! હે રહીમ ! હે આસમાન અને જમીનના સર્જનહાર ! હે જલાલ અને ઈકરામવાળા ! હે ઘણી મહેરબાની કરવાવાળા ! હે ઘણાં એહસાનવાળા ! તારા તરફથી ભલાઈની એવી રૂહ ફૂંકી દે કે તેનાથી તું મને તારા સિવાય અન્યોથી બેનિયાઝ કરી દે. જો તમે ફતહ અને કામ્યાબી ચાહશો તો તમને કામ્યાબી મળશે. બેશક, અમે આપને ખુલ્લી ફતહ આપી. અલ્લાહના તરફથી મદદ અને ફતહ નજદીક છે. હે અલ્લાહ ! હે ગની ! હે તારીફના લાયક ! હે મવજૂદ ! હે સૌને જીવંત કરનાર ! હે નેક લોકોથી મુહબ્બત કરનાર ! હે અર્શના માલિક અને અઝમતવાળા ! હે પોતાના ઈરાદાને પૂરા કરનાર ! મને હરામ રોઝીથી બચાવ અને હલાલ રોઝી આપ. મારા માટે તું કાફી થઇ જા. અને પોતાના ફઝલથી પોતાના સિવાય અન્યોથી મને બેનિયાઝ કરી દે. અને પોતાની કુદરતે કામિલાના વાસ્તે જેનાથી તેં કુર્આને કરીમની હિફાઝત કરી છે, મારી પણ હિફાઝત કર. અને મારી મદદ કર પોતાની પૂરી કુદરતના મારફતે જેનાથી તેં પોતાના રસૂલોની મદદ કરી છે. બેશક, તું દરેક ચીજ પર સર્વશક્તિમાન છે. (તરગીબ)

## સજ્દહની આયાતોની ફઝીલત

(મુસીબતો અને મુશ્કેલિઓના નિવારણ તથા
દુઆની કબૂલિયત માટે એક મુજર્રબ અમલ)

પૂરા કુર્આને મજીદમાં ચૌદ (૧૪) સજ્દહની આયતો છે. અમુક ફુકહાએ કિરામે ભારે આત્મવિશ્વાસ સાથે અને દઢતાપૂર્વક લખ્યું છે કે, જો કોઇ માણસ સજ્દહની આ સઘળી આયતોને એક મજલિસમાં (એક જ બેઠકમાં) તરતીબવાર (ક્રમાનુસાર) પઢે અને દરેક આયતની સાથે સાથે સજ્દહ પણ કરે અને ત્યાર બાદ પોતાની જરૂરતો અને મકસદોની પ્રાપ્તી માટે દુઆ કરે, તો ઈન્શા અલ્લાહુ તઆલા તેની દુઆ જરૂર કબૂલ થશે, અને તેની જરૂરતો-હાજતો મુરાદો પૂરી થશે. જો વ્યક્તિ મુસીબતગ્રસ્ત હશે, તો તેની મુસીબત, મુશ્કેલી અને પરેશાની બહુ જલ્દી દૂર થઈ જશે. આ અકાબિર ફુકહાએ કિરામ અને મુજતહિદ ઈમામોનો મુજર્રબ (અનુભવસિદ્ધ) અમલ છે.

(નૂરુલ ઈઝાહ:૧૧૫, ઈઝાહુલ મસાઈલ:૪૫, મરાકિયુલ ફલાહ:૨૭૨, અનવારે ઝિંદગી: ૫૬)

અને જો આ અમલ અઝમતવંત-મહાન અને મકબૂલ રાતોમાં કરવામાં આવે, દા.ત. રમઝાન મુબારકની રાતોમાં, શબે કદ્રમાં, શબે બરાઅતમાં અને બન્ને ઈદોની રાતોમાં તો કબૂલિયતની વધૂ ઉમ્મીદ છે. (ઈઝાહુલ મસાઈલ : ૪૫)

તદુપરાંત, સજ્દહની આયતો પઢયા પછી સજ્દહ કરવાથી અલ્લાહની બારગાહનો કુર્બ (સમીપતા) નસીબ થાય છે, અને મલઊન-હડધૂત શયતાનની અસરોથી હિફાઝતનું નિમિત્ત (સબબ) પણ બને છે. જેમ કે, હઝરત અબૂ હુરયરહ(રદિ.)ની રિવાયતમાં છે કે, જ્યારે કોઈ આદમપુત્ર સજ્દહની આયત પઢે છે અને પછી સજદ-એ-તિલાવત કરે છે, તો શયતાન રડાકૂટ

કરતો નાસી જાય છે. અને કહે છે : હાય અફસોસ ! ઈન્સાનને સજ્દહ કરવાનો હુકમ થયો અને તેણે આ હુકમનું પાલન કર્યું તો તેનું ઠેકાણું જન્નત ઠર્યું, અને મને સજ્દહનો હુકમ થયો, તો મે નાફરમાની કરી, તો મારું રહેઠાણ જહન્નમ ઠર્યું. (મુસ્લિમ શરીફ : ૧/૬૧)

તમામ આયતો એક સાથે પઢીને પછી બધીજ આયતોના સજ્દાઓ એક સાથે પણ કરી શકે છે, પરંતુ વધુ બેહતર રીત તો આજ છે કે એક સજ્દહની આયાત પઢીને સજ્દહ કરે, પછી બીજી આયત પઢે અને સજ્દહ કરે. આ પ્રમાણે ૧૪ સજ્દહની આયાતો પર અલગ અલગ સજ્દાઓ કરે અને અંતમાં દુઆ માંગે. (તહતાવી અલલ્ મરાકી : ૫૦૧, "નિદાએ શાહી" ઓગસ્ટ ૨૦૦૬, પૃષ્ઠ : ૫૬)

અમલ કરનારાઓની આસાની માટે કુર્આને મજીદની ૧૪ સજ્દહની આયતો તરતીબવાર અત્રે એકત્ર કરી દીધી છે. આ આયતોની તિલાવતથી ૧૪ સજ્દએ-તિલાવત- વાજિબ થઈ જાય છે.

## ૧૪ સજ્દહની આયતો

اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ ط بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

(1) اِنَّ الَّذِيْنَ عِنْدَ رَبِّكَ لَا يَسْتَكْبِرُوْنَ عَنْ عِبَادَتِهٖ وَيُسَبِّحُوْنَهٗ وَلَهٗ يَسْجُدُوْنَ ۩ ﴿٢٠٦﴾ (الاعراف ۷:۲۰۶)

(2) وَلِلّٰهِ يَسْجُدُ مَنْ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ طَوْعًا وَّكَرْهًا وَّظِلٰلُهُمْ بِالْغُدُوِّ وَالْاٰصَالِ ۩ ﴿١٥﴾ (الرعد ۱۳:۱۵)

(3) وَلِلّٰهِ يَسْجُدُ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ مِنْ دَآبَّةٍ وَّالْمَلٰٓئِكَةُ وَهُمْ لَا يَسْتَكْبِرُوْنَ ﴿٤٩﴾ يَخَافُوْنَ رَبَّهُمْ مِّنْ فَوْقِهِمْ وَيَفْعَلُوْنَ مَا يُؤْمَرُوْنَ ۩ ﴿٥٠﴾ (النحل ۱۶:۴۹-۵۰)

(4) اِنَّ الَّذِیۡنَ اُوۡتُوا الۡعِلۡمَ مِنۡ قَبۡلِہٖۤ اِذَا یُتۡلٰی عَلَیۡہِمۡ یَخِرُّوۡنَ لِلۡاَذۡقَانِ سُجَّدًا ﴿۱۰۷﴾ وَّ یَقُوۡلُوۡنَ سُبۡحٰنَ رَبِّنَاۤ اِنۡ کَانَ وَعۡدُ رَبِّنَا لَمَفۡعُوۡلًا ﴿۱۰۸﴾ وَ یَخِرُّوۡنَ لِلۡاَذۡقَانِ یَبۡکُوۡنَ وَ یَزِیۡدُہُمۡ خُشُوۡعًا ﴿۱۰۹﴾ السجدة (بنی اسرائیل ۱۷:۱۰۷-۱۰۹)

(5) اُولٰٓئِکَ الَّذِیۡنَ اَنۡعَمَ اللّٰہُ عَلَیۡہِمۡ مِّنَ النَّبِیّٖنَ مِنۡ ذُرِّیَّۃِ اٰدَمَ ٭ وَ مِمَّنۡ حَمَلۡنَا مَعَ نُوۡحٍ ۫ وَّ مِنۡ ذُرِّیَّۃِ اِبۡرٰہِیۡمَ وَ اِسۡرَآءِیۡلَ ۫ وَ مِمَّنۡ ہَدَیۡنَا وَ اجۡتَبَیۡنَا ؕ اِذَا تُتۡلٰی عَلَیۡہِمۡ اٰیٰتُ الرَّحۡمٰنِ خَرُّوۡا سُجَّدًا وَّ بُکِیًّا ﴿۵۸﴾ السجدة (مریم ۱۹:۵۸)

(6) اَلَمۡ تَرَ اَنَّ اللّٰہَ یَسۡجُدُ لَہٗ مَنۡ فِی السَّمٰوٰتِ وَ مَنۡ فِی الۡاَرۡضِ وَ الشَّمۡسُ وَ الۡقَمَرُ وَ النُّجُوۡمُ وَ الۡجِبَالُ وَ الشَّجَرُ وَ الدَّوَآبُّ وَ کَثِیۡرٌ مِّنَ النَّاسِ ؕ وَ کَثِیۡرٌ حَقَّ عَلَیۡہِ الۡعَذَابُ ؕ وَ مَنۡ یُّہِنِ اللّٰہُ فَمَا لَہٗ مِنۡ مُّکۡرِمٍ ؕ اِنَّ اللّٰہَ یَفۡعَلُ مَا یَشَآءُ ﴿۱۸﴾ السجدة (الحج ۲۲:۱۸)

(7) وَ اِذَا قِیۡلَ لَہُمُ اسۡجُدُوۡا لِلرَّحۡمٰنِ قَالُوۡا وَ مَا الرَّحۡمٰنُ ٭ اَنَسۡجُدُ لِمَا تَاۡمُرُنَا وَ زَادَہُمۡ نُفُوۡرًا ﴿۶۰﴾ السجدة (الفرقان ۲۵:۶۰)

(8) اَلَّا یَسۡجُدُوۡا لِلّٰہِ الَّذِیۡ یُخۡرِجُ الۡخَبۡءَ فِی السَّمٰوٰتِ وَ الۡاَرۡضِ وَ یَعۡلَمُ مَا تُخۡفُوۡنَ وَ مَا تُعۡلِنُوۡنَ ﴿۲۵﴾ اَللّٰہُ لَاۤ اِلٰہَ

اِلَّا هُوَ رَبُّ الْعَرْشِ الْعَظِيْمِ ۩ (النمل ٢٧:٢٥-٢٦)

(9) اِنَّمَا يُؤْمِنُ بِاٰيٰتِنَا الَّذِيْنَ اِذَا ذُكِّرُوْا بِهَا خَرُّوْا سُجَّدًا وَّ سَبَّحُوْا بِحَمْدِ رَبِّهِمْ وَهُمْ لَا يَسْتَكْبِرُوْنَ ۩ (السجدة ٣٢:١٥)

(10) قَالَ لَقَدْ ظَلَمَكَ بِسُؤَالِ نَعْجَتِكَ اِلٰى نِعَاجِهٖ ؕ وَاِنَّ كَثِيْرًا مِّنَ الْخُلَطَآءِ لَيَبْغِيْ بَعْضُهُمْ عَلٰى بَعْضٍ اِلَّا الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ وَقَلِيْلٌ مَّا هُمْ ؕ وَظَنَّ دَاوٗدُ اَنَّمَا فَتَنّٰهُ فَاسْتَغْفَرَ رَبَّهٗ وَخَرَّ رَاكِعًا وَّاَنَابَ ۩ فَغَفَرْنَا لَهٗ ذٰلِكَ ؕ وَ اِنَّ لَهٗ عِنْدَنَا لَزُلْفٰى وَحُسْنَ مَاٰبٍ (ص ٣٨:٢٤-٢٥)

(11) وَمِنْ اٰيٰتِهِ الَّيْلُ وَالنَّهَارُ وَالشَّمْسُ وَالْقَمَرُ ؕ لَا تَسْجُدُوْا لِلشَّمْسِ وَلَا لِلْقَمَرِ وَاسْجُدُوْا لِلّٰهِ الَّذِيْ خَلَقَهُنَّ اِنْ كُنْتُمْ اِيَّاهُ تَعْبُدُوْنَ فَاِنِ اسْتَكْبَرُوْا فَالَّذِيْنَ عِنْدَ رَبِّكَ يُسَبِّحُوْنَ لَهٗ بِالَّيْلِ وَالنَّهَارِ وَهُمْ لَا يَسْئَمُوْنَ ۩ (حم السجدة ٤١:٣٧-٣٨)

(12) اَفَمِنْ هٰذَا الْحَدِيْثِ تَعْجَبُوْنَ ۙ وَتَضْحَكُوْنَ وَلَا تَبْكُوْنَ ۙ وَ اَنْتُمْ سٰمِدُوْنَ فَاسْجُدُوْا لِلّٰهِ وَاعْبُدُوْا ۩ (النجم ٥٣:٥٩-٦٢)

(13) فَمَا لَهُمْ لَا يُؤْمِنُوْنَ ۙ وَاِذَا قُرِئَ عَلَيْهِمُ الْقُرْاٰنُ لَا يَسْجُدُوْنَ ۩ (الانشقاق ٨٤:٢٠-٢١)

(14) كَلَّا ؕ لَا تُطِعْهُ وَاسْجُدْ وَاقْتَرِبْ ۩ (العلق ٩٦:١٩)

# દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ
مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ
وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ
مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ
وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى
اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ
اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

# મૌત

હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું છે કે, તમે મૌતને કષરતથી યાદ રાખો. પોતાની મૌતનો ખ્યાલ રાખવાથી દુનિયાની તમામ લઝઝતો છૂટી જાય છે અને માલો–દોલત અને બાદશાહત તથા મોટાઈ વગેરે એક દિવસ છૂટી જાય છે અને ખાલી હાથ જવું પડશે.

યાદ રખ્ખો હર આન મૌત હૈ, મત બન અંજાન આખિર મૌત હૈ,
ઐશ વ ગમમેં સાબિર વ શાકિર રહે, હૈ વોહી ઈન્સાન આખિર મૌત હૈ,

મર ગયા ફિરઔન વ કારૂન મર ગયા, મર ગયા હામાન આખિર મૌત હૈ,
હો ગયા ગર તૂ સિકંદર વકતકા, ફિર ભી તો અય સુલતાન આખિર મૌત હૈ,

ઝોરો–તાકતમેં કોઈ તુઝ સા નહીં, રૂસ્તમેં ઝમાં આખિર મૌત હૈ,
હુકમ ખાલિકકે તૂ બજા લા તમામ, દેખ લે કુર્આન આખિર મૌત હૈ,

હૈ બરાબર તખ્ત હો યા તાજ હો, દે ખુદા ઈમાન આખિર મૌત હૈ,
ઈસી સરાએ હસ્તીએ ફાનીમેં હમ દમકે હૈ મેહમાન આખિર મૌત હૈ,

બારહા મુસ્લિમ હમ તુઝે સમઝ ચૂકે, માન યા ન માન આખિર મૌત હૈ.

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰۤى اٰلِ مُحَمَّدٍ فِى الْاَوَّلِيْنَ
وَالْاٰخِرِيْنَ وَفِى الْمَلَاِ الْاَعْلٰى اِلٰى يَوْمِ الدِّيْنِ ط

• • •

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ مِّلْاَ السَّمٰوٰتِ
وَمِلْاَ الْاَرْضِ وَمِلْاَ الْعَرْشِ الْعَظِيْمِ ط

## જન્નત હાસિલ કરવાની રીત

દરેક મુસલમાન ભાઈ–બહેનોને જોઈએ કે, ગફલતને છોડી દે, આંખો ખોલે અને જન્નત હાસિલ કરવાની રીતને ઈખ્તિયાર કરે–અપનાવે. જન્નત હાસિલ કરવાની રીત તમારા અધિકારમાં છે. પઢો અને અમલ કરો :

**મો'મિનો રહતે હો ક્યૂં બેફિક્રે બેગમ, બેખબર,**
**એક સફર દરપેશ હૈ, દૂરોદરાઝ પૂરખતર**

**નેક વ બદ આ'માલ તોલે જાએંગે મિઝાનમેં,**
**હો હિસાબ ઝર્રા ઝર્રા હશ્રકે મયદાનમેં**

**તોશ–એ આ'માલ અપના સાથ લે જાઓ અભી**
**કૌન પિછે કબ્રમેં ભેજેગા, સોચો તો સહી**

**બાદ મરનેકે તુમ્હેં અપના–પરાયા ભૂલ જાયે**
**ફાતિહાકો ભી કોઈ કબ્ર પર આયે ન આયે.**




## છેલ્લી વાત

જિંદગીના વહાણને દુનિયાના સાગરમાં શરીઅતની હિફાઝતમાં ચલાવતા રહેશો તો આખિરતની મંઝિલ સુધી સલામતીથી પહોંચી જશો અને મંઝિલની કામિયાબી મળશે.

અને જો જિંદગીના વહાણને દુનિયાના સાગરમાં ડૂબાડી દેશો તો ફના થઈ નામુરાદ થઈ જશો.

જે શખ્સ આખિરતને પોતાનો મકસદ અને જીવનધ્યેય બનાવી લેશે, અલ્લાહ તઆલા તેના દિલમાં સુકૂન અને ઈત્મીનાન નસીબ કરશે અને તેની રોઝી આસાન કરી દેશે.

અને જે શખ્સ આખિરતને પીઠ પાછળ નાખી દે છે અને દુનિયાને મકસદ અને જીવન ધ્યેય બનાવી લે છે તો તેના દિલમાં પરેશાની અને બેચેની રહે છે અને રોઝી એટલી જ હાસિલ થાય છે, જે તકદીરમાં લખેલી હોય છે. લોભ અને લાલચ કરવાથી તકદીર કરતાં વધારે રોઝી મળતી નથી, એને સારી રીતે સમજી લો.

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)થી રિવાયત છે કે,

હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું છે કે,

**'જો ચાર વાતો તારામાં હોય તો દુનિયાની ચીજો નહિ મળવાનો ગમ નથી :**

(૧) અમાનતની હિફાઝત કરવી.

(૨) સાચી વાત કહેવી.

(૩) અખ્લાક સારા હોવા અને

(૪) હરામ રોઝીથી બચવું.

'તિરમિઝી' વગેરેમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે,

હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ

ફરમાવ્યું કે,

'હે ઈન્સાન !

'તું મારી બંદગી (તાબેદારીમાં) લાગી જા, હું તારા દિલને ગની કરી દઈશ, નહિતર તારા દિલને મશ્ગૂલ કરી દઈશ અને તારી મોહતાજી બંધ નહિ કરું.'

اَلْمَالُ وَالْبَنُوْنَ زِيْنَةُ الْحَيٰوةِ الدُّنْيَا ۚ وَالْبٰقِيٰتُ الصّٰلِحٰتُ خَيْرٌ عِنْدَ رَبِّكَ ثَوَابًا وَّخَيْرٌ اَمَلًا ﴿٤٦﴾ (الکہف ١٨:٤٦)

**(અલ માલુ વલ બનૂ-ન ઝીનતુલ હયાતિદ દુન્યા વલ બાકિયાતુસ્સાલિહાતુ ખયરુન ઈન્દ રબ્બિ-ક સવાબંવ્ વ ખય્રુન ઈન્દ રબ્બિ-ક સવાબંવ્ વ ખયરુન અ-મ-લા.)**

અર્થ : માલ અને અવલાદ દુનિયાની જિંદગીની શોભા છે અને બાકી રહેનારી નેકીઓ તારા પરવરદિગારની પાસે સવાબ તરીકે ઘણી બેહતર છે અને ઉમ્મીદ તરીકે પણ ઘણી બેહતર છે.' (સૂ. કહફ)

**હમ યહાં ઐસે રહે યા વૈસે રહે,**
**દેખના યહ હૈ કે વહાં કૈસે રહે ? !**



**નિગાહે મન કે બ-મકતબ ન રફત વ ખત ન નવિશ્ત,**
**બ-ગમ્ઝહ મસ્અલા-આમોઝે સદ મુદર્રિસ શુદ.**

(મેરા મહબૂબ જો કભી મકતબમેં નહી ગયા, લિખના ભી નહીં સીખા, વહ અપને ઈશારોંસે સૈંકળો મુદર્રિસોંકા મુઅલ્લિમ બન ગયા.)

يَارَبِّ صَلِّ وَسَلِّمْ دَائِمًا اَبَدًا
عَلٰى حَبِيْبِكَ خَيْرِالْخَلْقِ كُلِّهِمِ

**યા રબ્બિ સલ્લિ વ સલ્લિમ દાઈમન્ અબદન્**
**અલા હબીબિ-ક ખય્રિલ્ ખલ્કિ કુલ્લિહીમી.**



**શર હી શર બાલાએ શર અંદર ભી શર બાહર ભી શર**
**ગર ન સીખા દીન તૂને તેરી દુન્યા પુર ખતર**



سُبْحٰنَ رَبِّكَ رَبِّ الْعِزَّةِ عَمَّا يَصِفُوْنَ ﴿١٨٠﴾ وَسَلٰمٌ عَلَى الْمُرْسَلِيْنَ ﴿١٨١﴾ وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ﴿١٨٢﴾ (الصّٰفّٰت ٣٧: ١٨٠-١٨٢)

**"આપનો પરવરદિગાર જે મહાન ઈઝઝતવાળો છે, તે એવી વાતોથી પવિત્ર છે જેને તેઓ (કાફિરો) બયાન કરે છે અને સર્વે રસૂલો પર સલામ છે અને સઘળા વખાણ અલ્લાહ તઆલાને જ માટે છે, જે તમામ જગતોનો પાલનહાર છે."**

**(સૂ. સાફફાત ૧૮૦ થી ૧૮૨)**



لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ

# ઉલમાએ કિરામના અભિપ્રાયો

## તકરીઝ

**અઝ : મવલાના ઝુલફિકાર અહમદ સા. (રહ.)**
*માજી શયખુલ હદીસ : દારુલ ઉલૂમ ફલાહે દારૈન–તડકેશ્વર*

ઈન્સાનકી પેદાઈશકા મકસદ કુર્આને પાકમેં ઈબાદતકો કરાર દિયા હે ઔર ઈબાદતમેં આ'લા ઈબાદત દુઆ હે. મા'લૂમ હૂઆ કે, બંદાકી બંદગી ઔર ઈબાદતકા ઈઝહાર સબસે ઝયાદહ દુઆકે ઝરીયા હોતા હે. ચુનાન્ચે બંદા જબ અપને અલ્લાહસે માંગતા હે, દુઆ કરતા હે ઈસ વકત વહ સરાપા નયાઝ, સરાપા મોહતાજ, સરાપા મિસ્કીન બન કર ગોયા વહ અપને દિલ ઔર આંખકો અલ્લાહકે હુઝૂર નિચોળ કર ખાલી કર દેતે હૈં ઔર અપનેકો ખાલી બતલા કર અલ્લાહકે ફઝલો–કરમકી દુહાઈ દે કર હાજત રવાઈકે લિએ અપને પ્યારે અલ્લાહકો અપની તરફ મુતવજ્જહ હોને, હાજતરવાઈ કરને ઔર તમામ મસાઈબ વ મુશ્કિલાત, શયતાની ખતરાત ઔર નફસકે મકાઈદસે મહફૂઝ રખનેકી ભીક માંગતા હે ઔર સિર્ફ અલ્લાહકી ઝાત હી કો મોહતાજ– એલિયા ઔર સર ચશમએ ખૈર હે. અલ્લાહકો અપને બંદેકી યહ અદા ઈતની પ્યારી લગતી હે ઔર ભા જાતી હે કે ઉસકી માંગી હૂઈ મુરાદ યા ઉસકા અચ્છા બદલ દુન્યામેં યા ફિર આખિરતમેં દેનેકા ફેસલા ફરમા દેતા હે.

દુઆ જબ ઈબાદત હે તો ફિર ઓર ઈબાદતકી તરહ દુઆકે ભી આદાબ, અલ્ફાઝ ઔર તરીકે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)સે હી સીખના પળેંગે.

ચુનાન્ચે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)કી દુઆએં હમારે લિએ એક ઐસા નમૂના હે કે ઈનસે અચ્છી દુઆએં ઝિંદગીકે હર મોડ ઔર હર ઝરૂરતકે મોકા'કે લિએ હો હી નહી સકતી. નીઝ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)કી ઈન દુઆઓંકી યહ ખુસૂસિય્યત ભી હે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)કે ફરમુદાત ઔર હિદાયાતકા બહુત બડા ઝખીરહ રિવાયત બિલ મુઅ્નીકે તૌર પર રિવાયત હૂવા હે, મગર આપકી દુઆઓંકા પૂરા ઝખીરહ (રિવાયત બિલ લફઝ)કે તૌર પર મહફૂઝ હે ઔર ઝાહિર હે કે રિવાયત બિલ મુઅ્નીકે મુકાબલેમેં રિવાયત બિલ લફઝકા દરજા બળ્હા હૂઆ હે તો યહ મસ્નૂન દુઆએં દુઆઓંકે વહ અલ્ફાઝ હૈં જો બિઅયનિહી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)કી ઝબાને ઈઝહારસે નીકલે હૂએ હૈં. ઈનમેં રાવીકે અપને અલ્ફાઝકા કોઈ દખલ નહીં હે, તો આપકી ઝબાને મુકદ્દસસે નીકલે હૂએ કલિમાત કિતને પાકીઝહ હોંગે, વહ આપ ખુદ અંદાઝા લગા સકતે હૈં.

ઉમ્મતકે બળે મુહસિન હૈં વહ હઝરાત જિન્હોંને લાખોં અહાદીસે તય્યિબહકે ઝખીરહમેંસે હર મૌકાકે લિએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)કી દુઆએં જમા' ફરમા કર ઉમ્મત તક પહુંચા દી હે.

નીઝ કુર્આને પાકકી સૂરતોં ઔર આયાતકે ફઝાઈલ, અહાદીસકે ફઝાઈલે આ'માલસે મુતઅલ્લિક—એ ઝખીરહ ઈસ્મે આ'ઝમ ઔર ઉસકી ફઝીલત, દુરૂદે પાકકે ફઝાઈલ

ઔર મુતઅદ્દદ દુરૂદ શરીફકે કલિમાત મુખ્તલિફ મવાકિઅકે લિએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)કી સુન્નતેં, બેશુમાર સવાબવાલે કલિમાત, આયાત, અહાદીસ, સુન્નતેં ઔર દુઆએં ઔર દુરૂદ શરીફ પર મુસ્તમિલ એક અઝીમુશ્શાન ઝખીરહ યકઝા તૌર પર ''આખિરતકા તોહફા'' નામકી કિતાબમેં જમા' કિયા ગયા હૈ. યહ કિતાબ દારુલ ઉલૂમ કંથારીઆકે શો'બ-એ નશ્રો-ઈશાઅતસે શાઈઅ કી ગઈ હૈ.

વહ હઝરાત જો અલ્લાહકે ફઝલસે ખુશ 'ખવકાત ઔર મા'લૂમાતકે પાબંદ ઔર ફઝાઈલે આ'માલકે મુશ્તાક હૈં ઉનકે લિએ યહ કિતાબ એક બેસ કિમત ઝખીરહ હૈ. ઈસસે ભરપૂર ફાઈદા ઉઠા સકતે હૈં, ઈસ્તિફાદહ કરનેવાલે હઝરાતસે મુરત્તિબીન કિતાબ ઔર શાઈઅ કરનેવાલે હઝરાતકે લિએ દુઆકી દરખ્વાસ્ત હૈ. ઉમ્મીદ હૈ કે ફરામોશ ન ફરમાએંગે.

**(મવલાના) ઝુલફિકાર અહમદ સા. (રહ.)**

*માજી શયખુલ હદીસ : દારુલ ઉલૂમ ફલાહે દારૈન-તડકેશ્વર*



**(મવ.) મુહમ્મદ રફીક પઠાણ સા. (દા. બ.)**
**શયખુલ હદીસ : દારુલ ઉલૂમ બરોડા, તાંદલજા**

તા. ૧૩–૦૬–૨૦૦૯

બિસ્મિહી તઆલા

અલ્લાહપાકનો એહસાન છે કે, આ ફિત્નાના જમાનામાં એવા આલિમો અને ઈદારા કાયમ થયા કે ઈસ્લામી વાતો અને ઈમાનની વાતો તકરીરથી અથવા તહરીરથી દુનિયામાં રહેલા લોકો સુધી પહોંચાડે છે અને આ ખિદમત આપી અલ્લાહના પ્યારા રસૂલ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની દુઆ લઈ રહયા છે.

અરબી

"અલ્લાહ પાક મારા ઉમ્મતીને તરોતાઝહ રાખે, જેણે મારી એક વાત સાંભળીને યાદ રાખી અને બીજા લોકો સુધી પહોંચાડી જેવી રીતે સાંભળી હશે."

મને ખુશી છે કે, અમારો પ્યારો ઈદારો દારુલ ઉલૂમ કંથારીઆ, તા. જિ. ભરૂચના મા–તહત 'આખિરતનો તોહફો' કિતાબને શાઈઅ–પ્રકાશિત કરી. એ કિતાબમાં દીનની જરૂરી વાતો જેણે વાંચીને મારું દિલ ખુશ થઈ ગયું. ખરેખર, ઘણી કિમતી વાતો છે. અલ્લાહ પાક આ ખિદમતને કબૂલ ફરમાવે અને બન્નેવ જહાંનમાં જઝાએ ખૈર અતા ફરમાવે, આમીન.

**લિ. (મવ.) મુહમ્મદ રફીક પઠાણ સા. (દા. બ.)**
*ઉસ્તાદે હદીસ શરીફ, દારુલ ઉલૂમ બરોડા, તાંદલજા*

## મોલ્વી મુહમ્મદ બોઢાણીયા સા.
## ઈમામ મસ્જિદ દારુસ્સલામ, ટોરન્ટો-કેનેડા

તા. ૧૬-૦૬-૦૯

હમ્દો સલામ,

પછી દારુલ ઉલૂમ કંથારીઆ (ભરૂચ) જેનાથી હજારોએ ફાયદો ઉઠાવ્યો, ઘણા આલિમો, હાફિઝો, કારીઓ અને મુફતીઓ પેદા કર્યા, જેમનાથી મખ્લૂકને ઘણો ફૈઝ પહોંચી રહયો છે. અલ્લાહ તઆલા હજુ વધુ લોકોને ફૈઝ પહોંચાડે અને દારુલ ઉલૂમને દીન દુગ્ની રાત ચુગ્ની તરક્કી આપે. મોહતમિમ કાર્યકતાઓ તેમજ હમદર્દોને જઝાએ ખૈર આપે. આમીન.

દારુલ ઉલૂમ કંથારીઆમાં અનેક તબ્લીગી કિતાબો પ્રગટ થાય છે, જેનાથી પણ ઘણાને ફૈઝ પહોંચે છે. દીની પ્રકાશન તરફથી પ્રગટ થયેલી કિતાબ 'આખિરતનો તોહફો' ખરેખર લાજવાબ છે, જેમાં ઘણી મુફીદ દુઆઓ, વઝીફાઓ તેમજ દુરૂદ શરીફો છે જેના પર અમલ કરવાથી દીન-આખિરત સુધરી શકે છે. ઘણી લાભદાયક કિતાબ છે. અલ્લાહ પાક ખિદમતને કબૂલ કરે. આમીન.

લિ. મોલ્વી મુહમ્મદ બોઢાણીયા સા.

*ઈમામ : મસ્જિદ દારુસ્સલામ*

*ટોરન્ટો-કેનેડા*

## મુહમ્મદ ફૈયાઝુદ્દીન હાજી

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.

અલ્હમ્દુ લિલ્લાહી અલા નુઅમાઈહી વશ્શુક્રુ અલા ઈહ્‌સાનિહી.

"આખિરતકા તોહફા" જો દારુલ ઉલૂમ કંથારીઆસે શાઈઅ હૂઈ હે, બડી અજીબો–ગરીબ કિતાબ હે. હર પઢનેવાલા આદમી યહ મહસૂસ કરતા હૈ કે મુઝે જિસ ચીઝકી જરૂરત થી, આજ ઈસ કિતાબમેં મિલ ગઈ.

ઈસ કિતાબસે અવામ વ ખવાસ દોનોં બેનિયાઝ નહી હો સકતે, જિસમેં રોઝમર્રહકી જરૂરિયાત ઔર આખિરતકી તય્યારીકે દિલચસ્પ વાકિઆત ઔર હમારે અકાબિરીનકે તજરબાત ઔર ફવાઈદે અસ્માએ ઈલાહી વ ફવાઈદે દુરૂદ શરીફ ઔર હર કિમતી તોહફા ઈસ નુસ્ખોંમેં મવજૂદ હે. ઈસ નુસ્ખેમેં એક કશિશ હે, જો હર પઢનેવાલેકો અપની તરફ પૂરે તૌર પર માઈલ કરતી હે ઔર અમલ કરને પર મજબૂર કરતી હે. દારુલ ઉલૂમ કંથારીઆકે ભી તહે દિલસે મશકૂર હૈં કે હર વકત ઉમ્મતે મુસ્લિમહકે અહમ તકાઝાકો પૂરા કરનેકી ઈદારેકી જાનિબસે પૂરી પૂરી સઈ કી જાતી હે.

અલ્લાહ તબારક વ તઆલાસે દુઆગો હૂં કે શર્ફે કબૂલિય્યતસે નવાઝે ઔર હર તરહકી તરક્કીયાતસે માલામાલ ફરમાએ, આમીન.

**અહકર : મુહમ્મદ ફૈયાઝુદ્દીન હાજી**

ખાદિમ : જમીઅતે ઉલમાએ હિન્દ, સુરત શહેર

## (મવ.) ગુલામ રસુલ ગોધરવી સા. (દા. બ.)
## શયુખલ હદીસ : જામિઅહ ઈસ્લામિય્યહ-આણંદ

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.

**નહમદુહુ વ નુસલ્લી અલા રસૂલિહીલ કરીમ....**

"આખિરતનો તોહફો" એઅતિકાદના સંપૂર્ણ મસાઈલના નવા સુધારા સહિત, નામની દળદાર કિતાબ અમારા એક પ્રમાણિક મિત્ર મૌલાના સઈદ નુરગત સાહબ (ઝી. મ.)ના દ્વારા નાચીઝના હાથમાં આવી. વિવિધ પૃષ્ઠોનું ધ્યાનપૂર્વક પઠન કર્યું. ખરેખર, વિવિધ વિષયોને જોડતી "આખિરતનો તોહફો" નામી કિતાબ આખિરતની તૈયારી કરવા માટે કિમતી ખજાનો ધરાવે છે અને નામ તેવા જ ગુણ તેમા સમાયેલા છે.

લેખક સાહેબે ઘણા કષ્ટો વેઠીને, વિઘ્નો ઓળંગીને પોતાનું નામ જાહેર કર્યા વગર "આખિરતની તૈયારી" કરવા માટે ઉમ્મતના હાથમાં આ કિતાબ અર્પણ કરેલી છે-સંપાદિત કરી છે. અલ્લાહ તઆલાથી દુઆ છે કે, આમ અને ખાસ તમામ લોકો માટે ફાયદાકારક બનાવે અને હઝરત લેખક (દા. બ.)ને ખાસ કરીને આ કિતાબને છપાવવા પાછળ સંકળાયેલા તમામ નેક બંદાને પોતાની શાયાને શાન દુનિયા અને આખિરતમાં બદલો અર્પણ કરે તથા દરેકને આ કિતાબથી ફાયદો ઉઠાવીને

આખિરતની તૈયારી કરવાની હિદાયત આપે. આમીન, યા રબ્બલ આલમીન !

*વમા તવફીકી ઈલ્લા બિલ્લાહ*

ફકત વસ્સલામ,

(મવ.) ગુલામ રસુલ ગોધરવી સા. (દા. બ.)

*ખાદિમ : જામિઅહ ઈસ્લામિય્યહ–આણંદ*

*૧૬ જમાદિઉસ્સાની ૧૪૩૦ મુતાબિક*

*૧૦–૦૬–૨૦૦૯*



## (મુફતી) મુ. ફારૂક બરોડવી સા.
## ખાદિમે હદીસ જામિઅહ અક્કલકુવા

નહમદુહુ વ નુસલ્લી અલા રસૂલિહીલ કરીમ....

અમ્મા બા'દ !

અલ્લાહ તઆલા ફરમાવે છે કે, ''અય ઈમાનવાળાઓ ! અલ્લાહનો ખૌફ પેદા કરો અને દરેક માણસે વિચારવું જોઈએ કે, તેણે આવતી કાલ એટલે કે આખિરત માટે શું ભાથું તૈયાર કરેલ છે.'' *(સૂરએ હશ્ર, પારહ : ૨૮)*

''આખિરતનો તોહફો'' કિતાબ નિ:શંકપણે મુસ્લિમ કૌમ માટે મહામૂલી ભેટ છે અને સૌથી મોટો તોહફો જ એ હોય કે જે આખિરતમાં કામ આવે. આ કિતાબમાં આપણા પૂર્વજ મુહદ્દિસીનની ઢબે દીન-દુનિયાના બધા જ જરૂરી વિષયો આવરી લેવામાં આવ્યા છે. એમાં જ્યાં અકાઈદની પુખ્તગીની સચોટ ચોખવટ છે ત્યાં જ આ'માલ, ફઝાઈલ અને અવરાદ, વઝાઈફનું પણ સવિસ્તાર વર્ણન છે, જેથી વિના સંકોચ કહી શકાય કે, ગુજરાતી ભાષામાં આ પહેલો મહાસંગ્રહ છે. એની મકબૂલિય્યત એ છે કે, દરેક મુસ્લિમે આ કિતાબ પોતાના જીવનમાં વસાવવા લાયક છે.

અલ્લાહ તઆલા છાપનાર-છપાવનાર દરેકને દુનિયા-આખિરતના અઝીમ તોહફાઓથી નવાઝી કબૂલ ફરમાવે, આમીન.

**(મુફતી) મુ. ફારૂક બરોડવી ''ફલાહી''**

*ખાદિમે હદીસ જામિઅહ અક્કલકુવા*

*૨૭ જમા. આખર ૧૪૩૦ હિજરી*

## (મવ.) સઈદ કારી નુરગત "ફલાહી"
## ખાદિમ : જામિઅહ અરબિય્યહ દારુલ ઉલૂમ, આણંદ

બિસ્મિલ્લાર્હિરહમાનિર્રહીમ.

**એક મહામૂલો સંગ્રહ**

*નહમદુહુ વ નુસલ્લી અલા રસૂલિહીલ કરીમ....*

અમ્મા બા'દ,

"આખિરતનો તોહફો" નામક દળદાર કિતાબ–પુસ્તક પઢવાનો મોકો નસીબ થયો. આ સંગ્રહમાં "એતિકાફના અહમ મસાઈલ" જે ૮૦ પૃષ્ઠોમાં ફેલાયેલ છે. બીજા વિવિધ બાર પ્રકરણોનો સમાવેશ છે. આ વિવિધ વિષયો જેનો સંબંધ એક મુસલમાનની આખિરતની જિંદગી સાથે છે, એક જ કિતાબમાં સંકલિત કરવામાં આવ્યા છે. સંકલન અને સંપાદનકર્તા સાહબે ઘણી મહેનત કરી છે.

હકીકત અને વાસ્તવિકતા એ છે કે, મુઅમિન માટે આ નાશવંત–ફાની અને ક્ષણભંગુર દુનિયાની જિંદગી કેદખાના–જેલ સમાન છે. એના માટે આખિરતની જિંદગી જ અસલ છે. અગર આખિરત–પરલોકની જિંદગી કામિયાબ અને સફળ થઈ ગઈ તો આલોકની જિંદગીની પરેશાનીઓ–સમસ્યાઓ કંઈ પણ નથી, પરંતુ આજના ભૌતિકવાદના સમયમાં મુસલમાન પણ દુનિયા પાછળ પાગલ છે. કોઈ પણ રીતે સુખ–સમૃદ્ધિ હાસિલ કરવા દોડ લગાવી રહયો છે. એવા સમયમાં આપણી પાસે આખિરતની ફિકર–ચિંતા માટે સમય નથી.

પ્રસ્તુત કિતાબમાં આખિરત માટે થોડો સમય ફાળવી બેહિસાબ સવાબ મેળવવાના કુર્આની અને હદીસી નુસ્ખા આ મહામૂલી કિતાબમાં દર્શાવવામાં આવ્યા છે. એ સાથે દુન્યવી પરેશાનીઓ, મસાઈલ અને બીમારીઓના ઈમાની નુસ્ખા પણ છે. હાલમાં જ એક યુરોપિયન ડોકટરે પોતાના સંશોધન અને અનુભવના આધારે જાહેર કર્યું છે કે, "પ્રાર્થના, ઈબાદત, વઝાઈફથી કેટલીયે બીમારીઓ–રોગો મટી શકે છે અને મટી ગયા છે. એ રોગો જેવા કે, કોઢ, કેન્સર જેવા મુઝી–ભયંકર રોગો પણ." આ એક ગેરમુસ્લિમનો અનુભવ છે. કુર્આન અને હદીસ શરીફમાં પણ આ વર્ણન થયેલ દુઆઓ સિદ્ધ છે. શરત છે યકીન–શ્રદ્ધા અને પાબંદી.

સારાંશ કે પ્રસ્તુત કિતાબમાં દીન–દુનિયાની સઘળી ભલાઈઓ અને લાભોનો સમાવેશ છે, જેના પર અમલ કરી આપણી આખિરત અને દુનિયા બંને સુધરી શકે છે.

અલ્લાહ તઆલા એનાથી નફો ઉઠાવવાની તૌફિક બખ્શે, આમીન !

કિતાબના ગુમનામ સંકલનકર્તા અને આવી દળદાર કિતાબની દ્વિતીય આવૃત્તિ પ્રકાશિત કરી વિના મૂલ્યે વિતરણ કરનાર ગુમનામ સખી દાતા અને ઈલ્મ પ્રેમીને બન્ને જહાંનમાં બેહતરીન બદલો ઈનાયત ફરમાવે, આમીન !

**(મવ.) સઈદ કારી નુરગત "ફલાહી"**

*ખાદિમ : જામિઅહ અરબિય્યહ દારુલ ઉલૂમ, આણંદ*



## (મવ.) અબ્દુલ્લાહ કાપોદ્રવી (સા. દા. બ.)

**મુફક્કિરે મિલ્લત, કાઈદે ઉલમા**

**બિસ્મિહી સુબ્હાનહુ વ તઆલા**

દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ ભરૂચ, મુ. પો. કંથારીઆ ગુજરાતની મશહૂર અને ઘણી પ્રખ્યાત દીની દર્સગાહ છે. ત્યાં ઉર્દૂ, ફારસી, અરબી ભાષાઓ તથા ઈસ્લામી ઉલૂમની તાલીમ તથા તરબિયતનું કામ ઘણી સારી રીતે થઈ રહયું છે.

સાથે સાથે નાના ગામોમાં મકાતિબનું અગત્યનું કામ પણ વિશાળ પાયે ઉપાડવામાં આવ્યું છે અને દારુલ ઉલૂમના પ્રકાશન વિભાગે અજોડ સેવાનું કામ ઉપાડયું છે.

આજ સુધી ૫૦૦ પ્રકાશનો બહાર પાડી ગુર્જર મુસ્લિમો માટે દીની સાહિત્યની મહામૂલી સેવા બજાવી છે. અલ્લાહ તઆલા આ સર્વ સેવાઓને કબૂલ ફરમાવી બેહતરીન બદલો અતા ફરમાવે, આમીન !

હમણા મારી સામે "આખિરતનો તોહફો" નામી એક ઉમદા અને અણમોલ પુસ્તક છે, જેમાં દુરૂદ શરીફ, સૂરતો, અસ્માએ હુસ્ના તથા રાત–દિવસની નબવી દુઆઓ વગેરે સુંદર અરબી, ગુજરાતી છપાઈ સાથે બહાર પાડવામાં આવી છે.

આ મહામૂલી કિતાબ દરેક મુસ્લિમ ઘરમાં પહોંચવી જોઈએ. આ પ્રકારની કિતાબોના પઠનથી ઈમાનમાં તાઝગી પેદા થાય છે, અલ્લાહ તઆલા સાથે સંબંધ મજબૂત બને છે

તથા આખિરતનું ધ્યાન મજબૂત થાય છે. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુહબ્બત વધે છે, તવહીદ, રિસાલત અને આખિરતનું યકીન દુનિયા–આખિરતની સફળતાની ચાવી છે.

અલ્લાહ તઆલા કિતાબના સંપાદક, પ્રકાશક તથા એમાં મદદ કરનારાઓને ભરપૂર બદલો અતા ફરમાવે અને ઉમ્મતના દરેક વ્યક્તિઓને આવી કિતાબોથી લાભ ઉઠાવવાની તૌફિક અતા ફરમાવે. કિતાબના છેલ્લા ભાગમાં એતિકાફના મસાઈલ વિગતે લખવામાં આવ્યા છે. રમઝાનુલ મુબારકમાં જુદી જુદી મસ્જિદોમાં એઅતિકાફ કરનારાઓ માટે ઘણી જ ઉપયોગી માહિતી છે.

ફકત વસ્સલામ,

લિ. (મવ.) અબ્દુલ્લાહ કાપોદ્રવી (સા. દા. બ.)

(રઈસ : દારુલ ઉલૂમ ફલાહે દારૈન, તડકેશ્વર)



## (મવ.) મુફ્તી મહમૂદ હાફેઝજી સા. (દા. બ.)

ઉસ્તાદે હદીસ :જામિઅહ ઈસ્લામિય્યહ તઅલીમુદ્દીન, ડાભેલ

**બિસ્મિહી સુબ્હાનહુ વ તઆલા**

દરેક પ્રકારની તા'રીફ–હમ્દ અલ્લાહ તઆલા માટે જ છે, જેટલી સંખ્યામાં ઝાડ પર પાંદડા છે અને રેતીના કાંકરા છે તેટલી સંખ્યામાં દુરૂદ–સલાત–સલામ આપણા નબી હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર હર ઘડી કિયામત સુધી ઉતરતા રહે. આમીન.

(૧) આજના જમાનામાં ઈન્સાન ઘણો જ મશગૂલ દેખાય છે, દીનથી દૂર દેખાય છે, દુનિયામાં વ્યસ્ત દેખાય છે. આવા સમયમાં થોડું કરીને વધારે કમાવવાની લાલચ છે. તેવા સંજોગોમાં થોડી મિનિટોમાં અુમક વઝીફાઓ પઢી લાંબો અને ઘણો સવાબ પ્રાપ્ત થઈ શકે તેવી વાતો આ કિતાબ ''આખિરતનો તોહફો''માં છે.

(૨) પ્રકાર પ્રકારના ફિત્નાઓ, તકલીફો તથા મુસીબતો જોવામાં આવી રહી છે. બીમારીઓથી લોકો પરેશાન છે. એવા સમયે આવી કિતાબ રહમત છે, જેના પઢવાથી મુસીબતો તથા બલાઓથી અલ્લાહ હિફાઝતમાં રાખે છે, ઈન્શા અલ્લાહ.

(૩) રોઝી–રોટીનો મસ્અલો લોકોને સતાવી રહયો છે, ચેન–સુકૂન અને રાહતની શોધખોળ થઈ રહી છે. આવા મોકા પર આ કિતાબ પઢવાથી આસાન રોઝી અને દરેક રહમત–બરકત ઈન્શાઅલ્લાહ હાસિલ થશે.

(૪) જાદૂ-જિન્નાતનું જોર વધી રહયું છે. હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મુબારક જમાનાથી પહેલાં જે વાતાવરણ દુનિયામાં હતું, કંઈક તેવું જ થઈ રહયું હોય એવું લાગે છે અને બાપુઓ પાસે જવાથી બાપુના ખિસ્સા ગરમ અને પરેશાન માણસની પરેશાનીમાં વધારો જોવા મળે છે, જેથી આ કિતાબ પઢવાથી જાદુ, જીન્નાતની બલાઓ મફતમાં દૂર થઈ જશે, ઈન્શા અલ્લાહ.

સૌથી મોટી વાત એ છે કે, કિતાબમાં જે વઝીફાઓ છે તે કુર્આન શરીફ તથા હદીસ શરીફના પાક કલિમાત છે તેમજ અલ્લાહ તઆલાના નેક બંદાઓના વઝીફાઓ છે. એટલે કે ઈન્શા અલ્લાહ ફાયદો ચોક્કસ થવાનો જ.

ખૂબ જ મુબારકબાદી આવી મુબારક વસ્તુઓ છપાવી મફતમાં વહેંચી સવાબ પ્રાપ્ત કરવાના મુબારક કામ પર.

અલ્લાહ તઆલા કબૂલ ફરમાવે તથા વધુ તવફીક આપે, આમીન, યા રબ્બલ આલમીન.

(મવ.) મહમૂદ હાફેઝજી સા. (દા. બ.)

ડાભેલ,

૨૧ જાન્યુઆરી, ૨૦૧૦



## (મવ.) યૂસુફ ટંકારવી સા. (દા. બ.)

**ઉસ્તાદે હદીસ : દારુલ ઉલૂમ, ફલાહે દારૈન, તડકેશ્વર**

**નહમદૂહુ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ....**

**અમ્મા બા'દ,**

"તોહફએ દુન્યા વ આખિરત" તથા "આખિરતનો તોહફો" નામી બંનેવ કિતાબો દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ ભરૂચ, મુ. પો. કંથારીઆના પ્રકાશનો પૈકી ઘણા કિમતી અને લાભદાયક પ્રકાશનો છે, જેમાં મહાન ફઝીલતવાળા કલિમાત, દુરૂદ શરીફ અને મોકા મોકા પઢવામાં આવતી દુઆઓ ઘણી સારી તરતીબથી લખવામાં આવી છે. દુઆઓ વગેરે પહેલાં અરબી ભાષામાં લખી ઝેર, ઝબર લગાવી દીધાં છે. વળી, સાથે સાથે તેના ઉચ્ચાર ગુજરાતીમાં આપી દીધા છે, ને તરજુમો લખી દીધો છે. વળી, હવાલાઓ પણ આપી દીધા છે, જેનાથી કિતાબ ઘણી વજનદાર થઈ ગઈ છે, જેથી હવે આ કલિમાત અને દુરૂદ શરીફ પઢનાર તેમજ દુઆઓ કરનાર અર્થ સમજીને પઢશે ને દુઆઓ કરશે તો તેમાં રૂહ પેદા થશે અને દિલ લાગશે, જેની અત્યંત જરૂરત છે.

આવી કિતાબો જે ઉમ્મતના હર ફર્દ–વ્યકિત માટે લાભકારક હોય ઘરઘર મવજૂદ હોવી જરૂરી છે તથા મહેનત કરી હર ઘર સુધી પહોંચાડવી એ ઉમ્મતની અહમ ખિદમત છે.

આપણા દારુલ ઉલૂમ–કંથારીઆને અલ્લાહ તઆલાએ

મિલ્લતે ઈસ્લામિય્યહની આ પ્રકારની નેક ખિદમતના જઝબાતથી નવાઝેલ છે. જેણે આવી મુફીદ કિતાબો ઉમ્મતના ઘરે ઘર પહોંચાડવા માટે પ્રકાશનં અને પ્રસારણનો અલગ વિભાગ હાથ ધર્યો છે. અલ્લાહ તઆલા એની આ ખિદમતોને કબૂલ ફરમાવી પૂરી ઉમ્મત તરફથી જઝાએ ખૈર અતા ફરમાવે તથા વધુ ને વધુ ખિદમતો માટે કબૂલ ફરમાવે ને ઉમ્મતને આવી બરકતવંત કિતાબોથી ફાયદો ઉઠાવવાની નેક તવફીક અતા ફરમાવે, આમીન, યા રબ્બલ આલમીન !

ફકત વસ્સલામ,

**લિ. (મવ.) યૂસુફ ટંકારવી સા. (દા. બ.)**

ઉસ્તાદે હદીસ : દારુલ ઉલૂમ ફલાહે દારૈન,

**તડકેશ્વર,** ગુજરાત



**(મવ.) ગુલામ રસુલ ગોધરવી સા. (દા. બ.)**
**શયુખલ હદીસ : જામિઅહ ઈસ્લામિય્યહ-આણંદ**

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ.

**નહમદુહુ વ નુસલ્લી અલા રસૂલિહીલ કરીમ....**

''આખિરતનો તોહફો'' નામી દળદાર કિતાબની નવી આવૃતિ નાચીઝની નજર સમક્ષથી ગુજરી. આ પહેલા એની બીજી આવૃત્તિમાં નાચીઝનો સંક્ષિપ્ત–ટુંકો અભિપ્રાય પ્રગટ થયો હતો.

આ કિતાબ આખિરતના મુસાફિર એટલે કે આપણા માટે, જેમનો અકીદો અને યકીન છે કે, ''દુનિયા આખિરતની ખેતી છે'' એક બેહતરીન–ઉત્તમ હદિયા–તોહફા સમાન છે.

આ ફાયદામંદ, લાભદાયી અને મહામૂલી કિતાબની પાંચમી આવૃત્તિ પ્રકાશિત થઈ રહી છે, જે ઘણી ખુશીની વાત છે અને એનાથી એ પણ પ્રતિત થાય છે કે, રબ્બે કરીમે આ કિતાબને મકબૂલિય્યત અને લોકપ્રિયતા અતા કરી છે. અલ્લાહુમ્મ ઝિદ્દ ફ–ઝિદ.

આ કિતાબમાં એઅતિકાફ જેવા બુનિયાદી સંપૂર્ણ મસાઈલ તથા બીજા અનેકવિધ વિષયો, રૂહાની અને શારીરિક તકલીફોના રૂહાની (કુર્આનિક અને હદીસી) ઉપચારો સારાંશ કે, ઘણા બધા મહામૂલા અને ઉપયોગી વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

બારગાહે ખુદાવંદમાં દુઆ છે કે, દીની–દુન્યવી રીતે આવી મકબૂલ–ફાયદામંદ કિતાબને ઔર વધુ નાફેઅ–લાભદાયી બનાવે. આમીન.

અને અંતમાં ઉમ્મતે મુસ્લિમહને અર્પણ કરનાર અને ખર્ચ ઉઠાવનાર નેક બંદાઓને પોતાની શાયાને શાન દુનિયા અને આખિરતમાં બેહતરીન–ઉત્તમ બદલો અર્પણ કરે તથા દરેકને આ કિતાબથી ફાયદો ઉઠાવવાની તૌફીકે અરઝાની અતા કરે. જેથી આપણી આપણી આખિરત સન્માર્ગે વળે. આમીન યા રબ્બલ આલમીન.

વમા તવફીકી ઈલ્લા બિલ્લાહ. ફક્ત વસ્સલામ.

